# નવલ નવરંગી

અથવા

# ફૅશનની ફિસિયારી!




લેખક.

નગીનદાસ મંછારામ, સુરત.





પ્રકાશક.

ચીમનલાલની કું. અરદેશર દાદી સ્ટ્રીટ, મુંબઈ.



સંવત ૧૯૭૬.  ઈ. સ. ૧૯૨૦.

## વાંચકોને વિનંતિ.

આ પુસ્તકમાં અમૂક ચિત્રો આપવાની અમારી તમામ તત્પરતા છતાં અણધાર્યા અકસ્માતોની આફતને લીધે અમે તે આપી શક્યા નથી તે બદલ માનવંત વાંચનાર સાહેબોની અમે નમ્રતાઇપૂર્વક ક્ષમા યાચીએ છીએ.

પ્રકાશક.

આ પુસ્તક મુંબઇ નં. ૧૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પિતાંબર ઠક્કરે છાપ્યું છે, અને ચીમનલાલની કું. એ અરદેશર દાદી સ્ટ્રીટ ઘર નં. ૨૭-૨૯ મુંબઇ નં. ૪ માંથી પ્રસિદ્ધ કર્યું છે.



સ્વર્ગવાસી શેઠ તલકચંદ માણેકચંદ જે. પી.

श्री सूर्यपूरना स्वर्गवासी

# शेठ तलकचंद माणेकचंद, जे. पी.

## एओ श्री परम पूज्य,

मारा मानवंत मुरब्बिजी अने मारा श्रेयकर शुभेच्छक हता,
अने परोपकार वृत्तिना प्रियकर प्रशस्थ पुरुष हता. वळी
सूर्यपूरथी मुंबापुरीमां निवासी जाति बुद्धि बळथी,
जाति प्रयासथी तथा जाति कार्य कुशळताथी
दाम-दाम-ठाम-नाममां विजय वृद्धि पाम्या
हता ते तरीके, तेमज मारा प्रत्ये
तेओ श्री अमूल्य अमी दृष्टी
जे दाखवता हता ते
स्मरणार्थे

आ पुस्तक

तेओ श्रीनां चर्णारविंद समक्ष,

## तेमना रत्नरूप पुत्र

भाइ श्री नानाभाईनी मायाळु आज्ञाथी.

## नम्रतापूर्वक निवेदन करूं छुं.

ली. सेवक—नगीन.

"અબ રૂઠે તો રૂઠિયો, તુમ મત રૂઠો નાથ;"
તુમ રૂઠેંગે નાથજી, કૌન ધરેગો હાથ ?"

સૂરદાસ.

# આ

વાર્ત્તા મુંબઇના પ્રશસ્થ, પ્રજાપ્રિય અને જાહેર સેવા બજાવવામાં જાણીતા થયલા "સાંજ વર્તમાન" પત્રમાં પ્રગટ થઇ ચૂકી છે, અને તે પત્રનાં સંખ્યાબંધ ગ્રાહકોમાં આ વાર્ત્તા ખેંચાણકારક થયાંથી, અને તે પછી તે પુસ્તકના આકારમાં પ્રગટ કરવાની સૂચના થયાથી અત્યારે એક દળદાર પુસ્તક રૂપે મારી માનવંત જનસમાજ સન્મૂખ રજૂ કરવાનો પ્રસંગ મેં અન્ય દ્વારા લીધો છે, જેમ કરતાં આ પુસ્તકને ગુજરાતી વાંચનના પ્રેમીઓ તરફથી યોગ્ય ઉત્તેજન મળવાની મને પરિપૂર્ણ આશા છે; કેમકે મારા આજ સુધી પ્રગટ થયલાં પુસ્તકોને સંતોષકારક સહાયતા જાહેર તરફથી મળી છે, અને વળી આ પુસ્તક પણ પ્રસંગાનુસાર પ્રજાપ્રિય થાય તેવોજ તેમાં સમાયલો ભાવ હોવાથી, આ પુસ્તકને પણ મારા વહાલા વાંચનાર સાહેબો સદ્‌ભાવે વધાવી લેશે, એવી આશા રાખવામાં મને ઉપલાં કારણો પણ આધાર રૂપે પ્રાપ્ત થયાં છે.

"નવલ--નવરંગી" વાર્ત્તાનો સાર માત્ર સ્વયંવર સમાન હોવા ઉપરાંત, રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર થવો ઉચિત્ છે, એજ છે. તેની સાથે સ્વધર્મનિષ્ઠા, સત્‌શાસ્ત્રોની મર્યાદા, તેમજ પોતાના પવિત્ર ધર્મ સાચવીને યોગ્ય સુધારા-વધારામાં આગળ વધવું, એ પણ છે. આટલો સાર વાર્ત્તાના સ્વરૂપમાં મારી અલ્પ મતિથી મેં બિધ વિધ રંગિન, રસિક અને રમણિક રચનાથી શણગાર્યો છે. તેમ કરવામાં અગર જો કેટલાક મરી-મસાલાનો ઉપયોગ પણ કરવો પડયો છે; કારણ તે શિવાય વાંચનનો સ્વાદ મધુરતામાં આવી શકેજ નહીં! તેમ છતાં વાંચનાર જોઇ શકશે કે, ન્યાયનીતિનું ઉલંઘન કરનારો ભાવ મેં આમાં ચિતાર્યો નથી, અને નીતિનું નસંતાન વાળનારો સ્વાદ પણ પૂરો પાડવાની વૃત્તિ વાપરી નથી. આની સાથેજ સુધારકો તથા જૂના વિચારવાળાઓ—બંને પક્ષો જો ન્યાયની નજરે આ વાર્ત્તા વાંચે તો તેઓ પણ કહી શકશે કે, મેં આમાં ઉદ્ધત, ઉડાઉ કે ઉન્મત્તાઇ ભરેલો સુધારો સૂચવ્યોજ નથી, પણ સમયોચિત, શ્રેયસ્કર અને શુદ્ધ

સુધારાનેજ પસંદ કીધો છે, માટેજ બંને પક્ષો તરફથી મારી તરફે-ણમાં મને ન્યાય મળવાની મારી ઉમેદ છે, જે શ્રીહરિ પાર પાડે, એજ મારી અભિલાષા છે.

સાંપ્રત વાંચનનો શોખ વિશેષ વૃદ્ધિ પામતો જાય છે, તેને આધારેજ વાર્ત્તાનાં પુસ્તકો પણ દિન પ્રતિદિન સંખ્યાબંધ પ્રગટ થતાં જાય છે. ખાસ કરીને ગુજરાતી વાંચકોમાં કાવ્યો કરતાં પણ વાર્ત્તાઓ વાંચવાનો પ્રચાર પ્રસર્યો છે, અને આજે ઘેર ઘેર નજર નાંખીશું તો એક સાધારણ શીખેલાના ઘરમાં પણ વાર્ત્તાનાં ન્હાનાં કે મ્હોટાં પુસ્તકો થોડાં-ઘણાં પણ નિકળશેજ. આ પણ એક પ્રકારનો અનૂપમ શૉખજ છે, અને આ શૉખ વાંચનારનાં હિતનો પણ છે. વળી તેની સાથે અધિક આનંદની વાત એ છે કે, આ શૉખ તો પ્રથમ વિચિત્ર રૂપમાં હતો તે બદલાઇને હવે રૂડા રૂપમાં સ્થપાયો છે. અર્થાત ચટપટટિયા, છકેલ, છછુંદર વાંચનનો શૉખ જે પ્રથમ હતો તે સ્થાને સદ્બોધક શૉખની સ્થાપના થઇ છે, અને તેથીજ વાંચનના હાલના શૉખને માટે આપણે ભલું ભવિષ્ય ભાખવાને ભાગ્યશાલી થયા છીએ.

ભાઇઓ તથા બહેનો ! પુસ્તકોમાં લાંબી-લાંબી પ્રસ્તાવનાઓ લખવાનો મને ચડસ નથી, અને તેવાં લંબાણ ટાહેલાં કરી હું આપને કંટાળો આપવા પણ ચહાતો નથી, તો પણ ટૂંકમાં મારી પ્રાર્થના આપ સર્વ પ્રત્યે એટલીજ છે કે, આ વાર્ત્તા વાંચી મારા દોષ જે પણ દેખાય તેને માટે મને ક્ષમા કરી તે સુધારવા પ્રત્યે મારૂં લક્ષ ખેંચી મને આભારી કરશોજી. એજ વિનંતિ.

શ્રી સૂર્યપુર. } લી૦ સેવક,
તા. ૧૫-૧૨-૧૯૧૯. } નગીનદાસ મંછારામ.

# નવલ નવરંગી

અથવા

# ફૅશનની ફિસિયારી !

## પ્રકરણ ૧ લું.

### સુધારો કે કુધારો?

**દોહરો.**

નામાંકિત નારી નવલ,
નવરંગી નર નામ;
આંખે આંખ મળે ભળે,
કરે સુધારો શ્યામ!

"શું? મારા માતા-પિતા મારાં લગ્ન કરવા ધારે છે? છટ! છટ! તેઓ તો મૂર્ખ છે! મારી માતામા મીઠાંની તાણ છે, અને પિતામાં પુરૂષાર્થનું પાણીજ નથી! લગ્ન કરવાં કે નહીં કરવાં, એ મારી મુનસફીની વાત કે મારાં મા-બાપની? મારે પરણવું છે કે તેમને? તેઓએ મારી સ્વતંત્રતાની વચમાં શા માટે આવવું જોઇએ? પારસીઓમાં વીશ ને ત્રિશ વર્ષની કુંવારિકાઓ વસે છે, યૂરોપિયનોમાં જોઇએ તેટલી વયોવૃદ્ધ કુંવારિકાઓનું મહાભારત ક્ષેત્ર છે, અને મારાં મા-બાપનાં મગજમાં કોણ જાણે શું ગાંડપણ લાગ્યું છે, કે તેઓ અત્યારથીજ મને પરણાવવાનું પીંજણ ચલાવે છે! હજી તો મારી વય માત્ર સાડાસત્તર વર્ષની થઇ છે, અને હજી મારો વિચાર મૅટ્રિક થવાનો, તેમજ આગળ વધીને વકીલ બૅરિસ્ટર બનવાનો છે, અને તે પહેલાં તો મને પરણાવવાની વાતો કરવામાં આવે છે! લોકો કહે છે કે 'પરણે એટલે બે પગને બદલે ચાર પગા થવાય.' એટલે મનુષ્યના બે પગ છે તેને બદલે પરણીને પશુ જેવા ચાર પગના બનવું!

છી–છી–છી! ઑાક થુ! મારે તો પરણીને ચાર પગા જનાવર બનવું નથી! જેને ચાર પગા બનવાની હોંસ હોય તે ભલે જનાવર બને, પરંતુ મારે તો બે પગાજ રહેવું છે, અને હું તો પરણવાની નથી, નથી, ને નથી! તેમ છતાં મારાં મા-બાપ મને પરણાવવાનો બંદોબસ્ત પોતાનાંજ મનનો ધાર્યો કરશે, અને પોતાની સ્વેચ્છાઇનો ઉપયોગ કરી કોઈ પણ પુરૂષ સાથે મારૂં સગપણ મારી મરજી પૂછયા વિના કરશે, તો હું તેજ વખતે પેલા સુધારકદાસ વકીલની મારફતે મારાં માત–પિતાને નોટીસ અપાવી તેમની ગોઠવણને ગગડાવી નાંખીશ, અને મારી સ્વતંત્રતાનો સિક્કો બજાવીશ! આવો મારો પાકો નિશ્ચય છે, અને તેમ છતાં જો મા-બાપને બૂરૂં લાગશે, તો તેમનો ત્યાગ કરવાને પણ હું ચૂકીશ નહીં! મા-બાપ થાય છે કોણ? તેઓ તો માત્ર દલાલ જેવાં છે, અને દલાલની શી સત્તા છે કે, તેઓ મારી મરજી વિરૂદ્ધ મારો સોદો કરી શકે? મારે જોવું છે કે મારાં મા-બાપ મારાપર કેટલેક દરજજેની સત્તા ચલાવવાની બેવકૂફી વાપરે છે, અને તેમની બેવકૂફીનું કેવું વાંકું પરિણામ આવે છે!" આમ વિચાર કરતી નવલ ભ્રમર ચઢાવીને ઇઝીચેરપર, ચહેરાપર તમોગૂણનો રંગ લગાડીને બેઠી, અને મનમાં મિજાસનું માખણ વલોવવા લાગી!

એટલામાં નવલની માતા ગુણવતી પોતાની પુત્રિની પાસે આવી, અને તેણીએ પ્રથમ તો બીજી–ત્રિજી પંચાતની પોથી ઉથલાવતાં જણાવ્યું "કેમ બ્હેન, આજે તો તું કંઇ સૂનમૂન જેવી બેઠી છે? શાળાનું કંઈ લેસન કરવાનું નથી કે શું?"

"ના." નવલે મિજાજમાંજ જવાબ આપ્યો "કોઇ દિવસ નહીં, અને આજેજ તું મને લેસનનું પૂછવા આવી છે, તેનો શો સબબ વારૂ?"

"તેનો સબબ એ કે, તને જો શીખવાનો કંટાળો આવ્યો હોય તો શાળાને છોડી દે, અને ઘરનાં કામકાજમાં લક્ષ રાખ, કે રસોઇ વિગેરે તો શીખાયની?"

"હા, તો! હું શાળા છોડી દઉં, અને રસોઇ શીખું? એટલે શું તું મને ભઠિયારણ બનાવવા માંગતી હશે, કેમ?"

"છોકરીની જાતને રસોઇ તો પહેલાં શીખવીજ જોઇએ બ્હેન!"

"છટ–છટ! એ ધુમાડો ખાવાનું મારે કંઇ શીખવું નથી! મેં તો જે શીખવાનું ધાર્યું છે, તેજ શીખીશ, અને તેમાંજ નામના મેળવીશ."

"તેં શું શીખવા ધાર્યું છે, બોલ? ભરવા સીવવાનું શીખવું છે?"

"તે શીખીને શું હું મારી આંખો ફોડું, અને સોય હાથમાં ઝાલીને મારી આંગળીઓને આટણ પાડું કે? તું પણ કેવી હસવા જેવી વાતો કરે છે! જારે જા! તારામાં તો કશી અક્કલજ નથી બળી! જરાતરા અક્કલથી તો બોલ!"

"ત્યારે શું દાળ, ચોખા વગેરે વીણતાં શીખશે?"

"અરે રામ રામ! તું પણ કેવી કટાણી કડવી કથા કરે છે!" નવલ ચીડવાઇને બોલી "એ કામ તો ઘાટણનું છે! એટલે તારા મનથી શું હું ઘાટણ છું કે?"

"વારૂં ત્યારે તું શું શીખવા ઇચ્છે છે ને તું પોતેજ બોલી જા."

"મારો વિચાર મૅટ્રિકની પરિક્ષા પાસ કરવાનો છે, અને તે પછી વકીલ બૅરિસ્ટર બનવાની પણ મને ખાસ ઉમેદ છે. હવે સમજી?"

"તેમ કરતાં કેટલાં વર્ષ જોઇએ?"

"કમમાં કમ પંદર વર્ષ."

"એટલે તારી અરધી વય થતાં સુધી શીખવાનો તારો વિચાર છે કેમ?"

"અરધી વય થાય, પોણી વય થાય કે કદાચ આખી જીંદગી પણ જાય! પરંતુ વિલાયત જઈ બૅરિસ્ટર થતાં સુધી શીખવાનો મારો પાકો ઠરાવ છે."

"ત્યાં સુધી તું સાસરે જશે કે નિશાળે જશે?"

"નિશાળે."

"અને શું સાસરે નહીં જાય કે?"

"નૉનસન્સ! સાસરૂં કેવું વળી? સાસરાને શું આગ લગાડવું છે?"

"તારો વર તને મ્હોટી વય સુધી શીખવાને જવા દેશે?"

"વર! વર કોનો ને વહુ કોની? મૂઓ વર ને મૂઇ વહુ! હું કોઇની પણ વહુ નથી, અને મારો કોઇ વર પણ નથી! એવી ગાંડી-

ચ્હેલી ને ગોઝી વાત મને ક્‌હેતી નહીં!"

"હાલમાં તો તારો વર નથી, એ તારી વાત ખરી, પણ તારાં લગ્ન થયાં પછીની વાત વદું છું કે, લગ્ન પછી તારો વર તને ભણવા જવા દેશે ખરો?"

"અરે! વર કોનો ને વાત કોની, અને વળી લગ્ન કેવાં!"

"તો શું તારે લગ્ન નથી કરવાં?"

"ના."

"કુંવારી રહીશ?"

"હા."

"એટલે શું સાધુડી થઇશ?"

"જોઇએ તો સાધુડી થઇશ કે મને પાલવશે તેમ કરીશ! તારે આટલી બધી મારી કૂથલી કરવાનું શું કામ છે?"

"મારે કૂથલી કરવાનું કામ એટલુંજ કે, મેં અને તારા બાપે વિચાર કીધો છે કે, હવે તું મ્હોટી વયની થઇ છે, માટે તારાં લગ્ન કરવાં, અને તેને માટે આપણી ન્યાતમાં પેલા પૈસાવાળાનો પુત્ર સકર્મિદાસ છે, તેની સાથે તને પરણાવવી, એમ પણ તારા બાપા ગઇ કાલેજ મને ક્‌હેતા હતા. તે વર તને ગમે તો છેની?"

"શુ શુ શુ! મારે તો પરણવુંજ નથી તો!" નવલે ચીડવાઇને પૂછ્યું "મને પરણાવીને શું તમારે ગટરમાં નાંખવી છે કે ભઠ્ઠીમાં હોમવી છે?"

"ત્યારે કોઇ બીજો વર તને પસંદ છે? તેમ હોય તો હમણાં-થીજ બોલી જા! કેમકે એક વાર સગપણ સાંધ્યા પછી તોડાશે નહીં."

"મારે તો સગપણ કરવુંએ નથી, ને તોડવું પણ નથી! મને પૂછ્યા વિના, ને મારી સમ્મતિ વિના જે પણ કંઇ કરશો તે હું કદી કબૂલ નહીં રાખું, એ હું તને સાફ કહું છું!"

"તારી પરવાનગીની અમારે શી જરૂર છે? તને ઓળખે છે કોણ?" ગુણવંતીએ આંખો ફેરવી જણાવ્યું "અમે તારાં વડિલ છીએ, અને તું તો અમારી આગળ નાદાન બચ્ચું છે. તારાં લગ્ન અમારી મરજી પ્રમાણે કરીશું, પણ તારી મરજી અમે પૂછવાનાં નથી. આજ કાલની છોકરી! તું એ બાબતમાં શું સમજે? સાડા ત્રણ

ચોપડી ભણી, એટલામાં તું શું અમો તારાં મા-બાપ કરતાં પણ વધારે ડાહીલી થઇ ગઇ કે શું ? ગમે તેમ બોલીજ જાણે છે ! ખબરદાર જો એવો ગાંડોઘેલો લવારો કીધો તો ! મારે હવે તને ભણાવવી પણ નથી, અને નિશાળે પણ મોકલવી નથી. નિશાળમાં પારસી લોકોની મ્હોટી મ્હોટી વધી ગયલી છોકરીઓની સોબતની અસર તને થઇ છે, અને તેણીઓ જેમ મ્હોટી વયે પહોંચવા છતાં કુંવારી રખડે છે, તેમ તને દેખાદેખીનો ચાળો થઇ આવ્યો છે ! પણ એ આપણને નહીં પાલવે !"

"યૂરોપિયનોને તેમજ પારસીઓને પાલવે તો આપણને કેમ નહીં પાલવે ? તેઓ માણસ છે, અને આપણે શું માણસ નથી ?"

"તેઓ તો સુધારાનાં ખાં બન્યાં છે ! યૂરોપિયનોની દેખાદેખી પારસીઓ કરે છે, અને પારસીઓની દેખાદેખી આપણાં હિંદુઓ કરતાં થયાં છે ! આવી દેખાદેખીની મોહોકાણમાંજ સંસારમાં સઘ પેંઠા છેની ! જ્યારથી સુધારો-સુધારો થઇ રહ્યો છે, ત્યારથીજ આપણાં મ્હોટાં મ્હોટાં ઘરોમાં ગરબડ ઘોંટાળો થવા માંડયો છે, અને ત્યારથીજ નીતિનું નસંતાન પણ વળવા લાગ્યું છે ! માટે મારે તો એવો સુધારો નથી જોઇતો ! બળ્યોરે એ સુધારો ! વીશ ને પચ્ચીશ વર્ષની છોકરીઓ કરવી, એ તે કંઇ સારી વાત છે કે ? આજના વખતમાં ઘણાંમાં ઘણી તેર વર્ષની કન્યા થઈ કે તરતજ તેણીને પરણાવવી જોઇએ."

"એ બધા જૂના જંગલી વિચારોની વાત છે ! એવા વિચારોને હું તો પસંદ કરતી નથી. મારો મત હમણાં પરણવાનો છેજ નહીં. હજી તો હું તેર વષની થઇ છું."

"તેર વર્ષની થઇ છે, માટેજ તને આ વર્ષમાં ગમે તેમ કરીને પણ પરણાવવીજ પડશે."

"મારા મન લાયક ઘર કે વર નહીં મળે તો તું મને કયાં પરણાવશે ?"

"ઘર ને વર ઘણાએ છે. આપણી ન્યાતમાં તેની કંઇ ખોટ નથી !"

"વારૂં ઠીક છે. તું મારા મન લાયક વર શોધીને મને બતાવ, પછી વાત."

"આજેજ તારા પિતા સાથે મારે વાતચીત કરવી છે, અને અમારા ધ્યાનમાં જે ઘર ને જે વર આવશે, તે પછી હું તને જણાવીશ.

અમે કંઇ તારાં દુશ્મન છીએ કે ? અમે તારૂં સારૂંજ ચાહનારા છીએ, અને તું સુખી થશે તેમજ તજવીજ કરીશું."

"પ્રથમ તમે કયો વર સૂચવો છો તે જાણ્યા પછી વાત."

"સારૂં." કહીને ગુણવંતી પોતાના પતિ ચટપટદાસની પાસે દિવાનખાનામાં ગઇ.

માતાનાં ગયાં પછી નવલ મનમાં વિચારવા લાગી કે "માતા-પિતાની મરજી વિરૂદ્ધ હવે ચાલ્યા વિના છૂટકો થનાર નથી, અને ઘરમાં લડાઇનું મૂળ આજથીજ શરૂ થયું, તેમાં પણ કશો શક નથી, માટે હવે તો મગજ ફેરવીનેજ વાત કરીશ, અને માતા-પિતાને કયાં તો હાથ તાળી આપીને કે કયાં તો તેમને હથેલીમાં ચાંદ બતાવીને હું પણ નવનું સાડાતેર કરવામાં ચૂકનાર નથી! જોઇશ! જ્યાં સુધી ઠંડાઇ ને ઠાવકાઇથી કામ લેવાશે, ત્યાં સુધી તો તેમજ કરીશ, અને તેમ કરતાં પણ જો તેઓ પોતાનોજ મત પકડી રાખશે, તો પછી હું પણ આ જમાનાનો પવન બતાવ્યા વિના નહીંજ રહું! જોવાનું છે કે શું થાય છે!" આમ વિચાર કરીને નવલે ઘડિયાલ સામું જોતાંજ ત્રણ વાગી ગયલા જોઇ કપડાં બદલવા લીધાં, અને ચટકમટકતો ઠઠેરો કરીને તેણી હાથમાં છત્રી લઇ ફરવા નિકળી પડી. તેણીની સાથે હંમેશના નિયમ પ્રમાણે ઘાટણ જાનકી પણ રક્ષક તરીકે ચાલી. બંને જણી ચોપાટીપરના એક બાંકડા પર જઇને બેઠી, અને નવલે જાનકી સાથે નિરર્થક વાતો ચલાવવા માંડી, કે જેથી વખત પસાર થાય, અને દરિયાની સુંદર હવા પણ ખવાય.

---

# પ્રકરણ ૨ જું.

## "જેસેકુ તેસે મીલે."

દોહરો.
માત-પિતા વિચારમાં,
કરતાં વિધ વિધ વાત;
નવલને પૂરો મળ્યો,
પતિ તુલ્ય સાક્ષાત.

ગુણવંતી, પોતાના પતિ પાસે દિવાનખાનામાં જતાં વારજ બોલી ઉઠી "જૂઓ! હવે તમે આપણી નવલનાં વિવાહ કરી તેણીને પરણાવવાની તજવીજ જેમ બને તેમ જલદી કરો તેમ વધારે સારૂં, કેમ કે હવે છોકરી મ્હોટી દેખાય છે, અને તેણીનું કાઠું પણ જરા મ્હોટું છે, માટે જાણે કેવી મ્હોટી બૈરી જેવી લાગે છે! રજસ્વલા થશે તો પછી મારે તો નીચું જોવું પડશે, અને ન્યાત જાતમાં મને તો બધાં ટૂંપી ખાશે!"

"છટ નૉનસન્સ ન્યાત!" ચટપટદાસ તાસ્દારીમાં બોલી ઉઠયો "ન્યાત જાતની દરકાર કોણ રાખે છે? ન્યાતથી હું જરા પણ બ્હીતો નથી! ન્યાત શું આપણી માલિક છે કે? છોકરીને કયારે પરણાવવી, તે આપણી મરજીની વાત છે. તે બાબતમાં ન્યાતની શી સત્તા છે?"

"તે તો મને ખબર છે કે, તમે ન્યાતથી કંઇ ડરતા નથી; પરંતુ બીજી વાતની કંઇ તમને ખબર પડે છે?" ગુણવંતીએ સ્વામિને સમજાવીને કહ્યું "અત્યારથી છોકરીના મગજમાં પવન ભરાયો છે. અને તેણી તો સાફ બોલે છે કે 'મારી મરજીમાં આવશે ત્યારે પરણીશ, અને મને જે વર પસંદ પડશે, તેની સાથેજ હું તો પરણીશ.' આવો પવન ભરાય, એ ખોટુંજ કેની? માટે જો અત્યારથીજ તેણીનાં લગ્ન કરીએ તો સારૂં ની? જો વધારે દિવસ જાય, અને છોકરી વધારે મ્હોટી થાય તો તેણીના મગજમાં આવો સ્વેચ્છાઇનો પવન વધારેજ ભરાય કેની? અને પછી તો છોકરી તમને ગાંઠે પણ ખરી કે? માટેજ તેણીને તાકીદે પરણાવવાની હું તમને સૂચના કરૂં છું. હવે તમારા ધ્યાનમાં મારી વાત ઉતરી પ્રાણનાથ?"

"એ તારી વાત મુદ્દાસર છે. પણ શું તેણીના મગજમાં હમણાંથીજ આવો સ્વેચ્છાઇ પવન ભરાઇ ગયો છે?"

"હા. હમણાંજ હું તેણીની સાથે બેઠી હતી, અને એજ વાત મારે તેણીની સાથે થઇ ચૂકી છે."

"હજી તો તેણી તેર વર્ષની નાદાન છોકરી છે, અને આટલી વયમાં આવી ખુમારી ક્યાંથી આવી? આપણી બ્હેનના વિચાર આટલા બધા તુમાખી છે એ તો મેં આજેજ જાણ્યું !"

"પ્રાણનાથ ! એ તો કળયૂગ કહેવાય ! આ જમાનાનીજ એ પણ ખુબિ છે ! આજ કાલ તો નાદાન બચ્ચાંઓમાં પણ સુધારાનો સુસવાટ ચાલે છેની ! આજનાં છોકરાંઓને કંઇ શીખવવું પડે છે કે ? તેમાં પણ નિશાળમાં મ્હોટી મ્હોટી ઉમ્મરની પારસી કુંવારિકાઓની સોબતમાં આપણી કીકી બ્હેન છે, જેથી પારસીઓમાં છેક મ્હોટી ઉમ્મરે પરણવાની ફૅશન થઇ છે, તેમ આપણી કીકી બ્હેનને પણ તે ફૅશન પસંદ પડેલી લાગે છે ! દેખાદેખીનોજ રંગ વળગે છેની !"

"ખરૂં છે. પારસીઓમાં કન્યાઓને છેક અરધી વય સુધી પરણાવતાં નથી, અને તેથીજ તે લોકો પોતાની કોમના ગ્રહસંસારને કેટલેક પ્રકારે સડો વળગાડે છે ! તેવો સડો શું કામનો ? તેર વર્ષની વયે આવતાંજ છોકરીઓને પરણાવવી વાજબી છે, અને આપણે પણ કીકી બ્હેનને માટે હવે વિચાર કરવો યોગ્ય છે, પરંતુ તેં કોઇ છોકરો પસંદ કરી રાખ્યો છે કે ?"

"બે—ચાર છોકરા મારા ધ્યાનમાં આવે છે, પણ કીકી બ્હેન કબૂલ કરશે ત્યારેની ?"

"તેણી કબૂલ કરશે એટલે ? શું તેણીને માટે વર શોધવો ને પસંદ કરવો તે આપણું કામ છે કે તેણીનું ? તું પણ કેવી ગાંડી-ગાંડી વાત કરે છે !"

"મારી વાત ગાંડી તો છેજ, પણ કીકી બ્હેનની મરજી પોતાનો મન ગમતો વર મેળવવાની છે, માટેજ મારે આટલું કહેવું પડે છે !"

"તેમ નહીં બને !"

"ત્યારે તમે પોતેજ કીકી બ્હેનને સમજાવીને પૂછી જોજો એટલે તમારી ખાત્રિ થશે !"

"તે તો નાદાન છે, અને તેણીને પૂછવું એ પણ મને શોભે કે ? તે બાપડી શરમાઇ જાય !"

"તમે તો ભૂલો છો ! તેણી શરમાય તેવી નથી ! હવે તો તેણીએ શરમને છાપરે નાંખી છે, અને ચોખ્ખું ચટ બોલવાને જરા પણ તેણી

બ્હીતી કે ખંચાતી નથી ! ”

“ વારૂં ઠીક છે. તેણી આવશે પછી હું તેણીને આડકતરી રીને પૂછી જોઇશ. ”

“ આપ પૂછશો એટલેજ આપની પણ દરેક રીતે ખાત્રિ થશે. ”

“ ઠીક છે. જોઇશ. ” કહીને ચટપટદાસ પણ બહાર ફરવાને નિકળી ગયો પરંતુ તે માર્ગમાંજ વિચાર કરતો ચાલ્યો કે “ છોકરીને મારે સીધી રીતે, તેણીનાં લગ્ન માટે પૂછવું, એ પણ કંઇ મુનાસબ નથી, માટે ઘેર જતી વખતે જટાશંકર ગોરને સાથે લઈ જઇશ, અને છોકરી બેઠી હોય, ત્યારે તેણી સાંભળે તેવી રીતે વાત કહાડીશ, જેથી છોકરીના મગજનો સસણાટ પણ સહજ સમજાઇ આવશે. ” આમ વિચાર કરી તેણે આમ તેમ ફરીને પાછાં ઘેર ફરતાં રસ્તામાં જટાશંકરને ત્યાં આંટો માર્યો. જટાશંકર ઘરમાં નહીં હોવાથી ચટપટદાસે તેની પત્તિને જણાવ્યું કે “ ગોરને કહેજો કે રાત્રે જમ્યા પછી મારે ત્યાં જરૂર આવે. ” આમ કહી ચટપટદાસ પોતાને ઘેર ગયો.

ચોપાટી પર શું બન્યું ? નવલ પોતાની ઘાટણ જાનકી સાથે કંડી મિઠ્ઠી વાતો ચલાવે છે, એટલામાં નવરંગી નામનો એક યૂવાન પૂર ભપકામાં અને ચાલુ ફૅશનમાં ફાંકડો બનેલો ત્યાં આવી પહોંચ્યો. જે બાંકડાપર નવલ બેઠી હતી, તેજ બાંકડાના બીજા છેડાપર આસ્ને રહીને તે ગોઠવાયો. આ યૂવાનની ઓળખ વાંચનારને હવે પછી થશે, તોપણ તેનો હાલનો ખેંચાણકારક ડ્રેસ કોઇ પણ ફૅશનની ફિસિયારીનો શોખ ધરાવનારને આનંદ ઉપજાવે એવોજ હતો. તેણે માથાપર મોગલ કૅપ પહેરી હતી, આંખે ચસ્મા ચઢાવ્યા હતા, કે જે ચસ્માની સોનાની કમાન પૉલિશ કરેલી હોવાથી અસ્ત થતા સૂર્યનાં કીરણોથી ચળકતી હતી. હાથમાં નાજુક લાકડી હતી. પગમાં ‘ રૂશિયન લેધરનાં હોલ બૂટ, પાટલૂન, હાફ કોટ, કૉલર, નેકટાઇ, હાથની ટચલી આંગળીપર તારાની માફક ઝળકતી એક હીરાની અંગુઠી અને નેકટાઇમાં પણ હીરાની ‘ પીન ’ વિગેરે શણગાર તે યૂવાનને શોભાવવાને સંપૂર્ણ હતો. તે ઉપરાંત સૂવર્ણના છેડા સાથેનું સૂવર્ણનું ઘડિયાળ તેના ભપકાનો ભારબોજ વધારવાને બસ હતાં ! આ સર્વની સાથે તેનો સુંદર ચહેરો તથા તેનાં રૂપરંગ મનોહર હોવાથી તે યૂવાનનો દેખાવ,

મોહકોને મોહ પમાડવાને પરિપૂર્ણ હતો. જાણે કોઇ મહાન રાજકુંવર તે બાંકડાપર બિરાજ્યો હોય, એવી છટામાં તે દિપી નિકળતો હતો, અને તેથીજ નવલ પણ તેની સામું કેટલીક મિનિટ સુધી જોઈ રહી ! જોતાં જોતાં તેને કોઇ પણ નિમિત્તે બોલાવવાને તેણીના મનમાં ચળાવ્યચળ ચાલવા માંડી, પરંતુ એક નવીન યૂવાનને કઇ પણ કારણ વિના બોલાવવાનું કામ તેણીને માટે મહા મુશ્કેલ થયું ! માત્ર તેની સન્મૂખ તેણી ટગર ટગર જોતીજ રહી ! ”

એટલામાં ટાવરના ઘડિયાલમાં સાડા પાંચનો ટકોરો થયો. નવરંગીએ પોતાનું ઘડિયાલ મેળવી જોવાને ખીસામાંથી બહાર કહાડયું કે તરતજ નવલે પૂછયું “ આ ઘડિયાલ કેટલાનું છે ? ”

“ સાડા ચારસો રૂપીઆનું. ” નવરંગીએ કહ્યું “ કેમ, તમને એ પસંદ છે કે ? ”

“ હા. ઘણુંજ સરસ છે: પરંતુ જરા કદમાં વધારે મ્હોટું છે. ન્હાનું હોય તો સારૂં લાગે. ”

“ અમો પુરૂષોને માટે એજ સારૂં છે. તમો સ્ત્રીઓને તો ‘લેડીઝ વૉચ’ જોઇએ, અને તે પણ જેવાં જોઇએ તેવાં હલકાં-ભારી મળે છે. ”

“ સાધારણ તેવું લીધું હોય તો કેટલીક કિમ્મતમાં આવે વારૂ ?”

“ એ તો જેવું ઘડિયાળ ! તો પણ કમમાં કમ સો-સવાસોનું ‘ લેડીઝ વૉચ ’ સારૂં આવે ખરૂં. ”

“ ત્યારે તો હું મારા પિતાજીને કહીશ, અને તેઓ એટલી કિમ્મત ખર્ચવાને કંઇ વાંધો નહીંજ લે. ”

“ તમારા પિતાજીનું નામ ચટપટદાસ છે, અને ભૂલેશ્વર પાસેના મહારાજના ભોઇવાડામાં અમારૂં પોતાનુંજ ઘર છે. ” નવલે સામું પૂછયું “ તમે કયાં રહો છો ? ”

“ હું પણ તે બાજુપરજ રહું છું. મારૂં મકાન જરા આગળ ગુલાલવાડી તરફ છે, અને અમારૂં પણ પોતાનુંજ મકાન છે. ” કહીને વળી નવરંગીએ પૂછયું “ તમે સ્કૂલમાં જાઓ છો કે ? ”

“ હા. હું હાલ ગુજરાતી પાંચમી ચોપડી શીખું છું, અને ઈંગ્લિશમાં દાખલ થવાનો વિચાર છે. ”

“ ઘણી સારી વાત છે. ઈંગ્લિશ કેળવણીની તમારા જેવી યૂવ-

તિઓને જરૂરજ છે, અને તે કેળવણી તમે લેશો એટલે તમારી મન શકિતની સારી ખીલવણી પણ થઇ શકશે."

"આપ શું અભ્યાસ કરો છો વારૂં ?"

"હું બી. એ. નો અભ્યાસ કરૂં છું, અને ટૂંક મુદતમાં ઇંગ્લંડ જવાનો મારો વિચાર છે."

"તમારાં માતા-પિતા તમને ઇંગ્લંડ જવાની પરવાનગી આપશે ખરાં ?"

"ઓ યસ ! શા માટે પરવાનગી નહીં આપે ? તેઓ તો મને ઇંગ્લંડ મોકલવાને ઘણાજ ખુશી છે, અને ત્યાં જવાથી હું સારી ઉંચી કેળવણી લઇ આવીશ, જેથી મારૂં ભવિષ્ય પણ ખીલશે, એમ પણ તેઓ સારી પેઠે સમજે છે, તેમજ મારી પોતાની ઇચ્છા પણ ત્યાં જવાની છે."

"તમારાં લગ્ન થયાં છે ?"

"ના. મારો વિચાર આગળ અભ્યાસ કરવાનો હોવાથી હું લગ્ન કરતો નથી, અને જેઓ બાલ્યાવસ્થામાં લગ્ન કરે છે, તેઓ અભ્યાસમાં ઘણા પાછા પડી જાય છે !"

"એ આપનું કહેવું સત્ય છે. અને તેથીજ હું પણ લગ્ન કરવાને રાજી નથી, પરંતુ મારાં વડિલોની મરજી મને જેમ બને તેમ તાકીદે પરણાવવાની છે, જેને માટે મારે તેમની સાથે ઘણી રકઝક ચાલ્યા કરે છે ! દરરોજ એજ પંચાતી થયાં કરે છે !"

"વડિલોની સાથે ગમે તેવી રકઝક નહીં કરતાં તેમને રીતેભાતે સમજાવવાં, એજ ડહાપણનું કામ છે. રકઝક કરવામાં કંઇ ફાયદો નહીં, પણ તેઓને નમૃતાથી, અને વિનયપૂર્વક હાથ જોડીને તમારી મનોવૃત્તિ વિદિત કરવી, એજ તમારો ધર્મ છે."

"તેમ કરવાથી પણ તેઓ સમજે તેવાં સરળ ને ઉમદા વિચારનાં નથી તો !"

"તેમના વિચારો દાખલા દલિલોથી ઉમદા બનાવવા, એજ તમારૂં કર્ત્તવ્ય પણ છે, અને સારી કેળવણીથી એવું બની શકવું પણ મુશ્કેલ નથી ! તમે એમ કરવાનો કદી પણ પ્રયત્ન કીધો છે ખરો ?"

"ના. મારા માતાજી સાથેજ હજી તો મારે સહજ વાતચીત

થઇ છે, અને મેં તેમને જરા ઉદ્ધતાઇ ભરેલો ઉત્તર આપ્યાથી તેઓ પણ મારાપર ગુસ્સો ખાલી કરવામાં ચૂકયા નથી ! હવે મારા પિતાજી પાસે પણ તે વાત પોહોંચશે, તેમાં પણ શક નથી. પછી શું થાય છે તે જોવાનું છે."

"જોવાનું બીજું કંઇજ સમજવું નહીં. માત્ર મારી સલાહ માનીને તમે તેઓની સાથે અત્યંત લાયકી, ને નમ્રતાથી વાત કરજો, અને તેમને શાન્તિથી તમારા વિચાર સમજાવજો. તે રીતે સમજાવ્યાથી તેઓનો પ્રેમ તમારાપર પ્રગટી નિકળશે, અને તેથીજ તેઓ તમારી મરજી સાચવવાને દોરવાશે. હેત—પ્રીતથીજ માતા—પિતાને વશ કરવાં, એ ઉત્તમ નિયમ છે, અને એ નિયમ તમારે પણ સંપૂર્ણ પણે શીખવો જોઇએ."

"ખરૂં છે. આપની સલાહ સર્વોત્તમ છે, અને એવા સલાહકારની ખોટ આપેજ મને પૂરી પાડી છે, એમાં પણ કંઇ ખોટું નથી. ઇશ્વરે આપ જેવા બુદ્ધિશાલિને આજે અકસ્માતજ મને મેળવી આપ્યા છે, અને તેને માટે ઇશ્વરનો હું અત્યંત ઉપકાર માનું છું; પરંતુ આપને હવે હાથ જોડીને એટલીજ અરજ કરવાની કે, આજે જેવી કૃપા આપે દર્શાવી છે તેવી આજ સ્થળે, અને આજનેજ વખતે અવારનવાર બતાવતાં રહેશો, અને આ નાદાનને આવીજ સલાહ અપી કૃતાર્થ કરશો. આપનો ઉપકાર હું કદી ભૂલનાર નથી !"

"એમાં ઉપકાર જેવું શું છે ? એ તો આવી કેળવણીને ઉત્તેજન આપવાની મારી ફરજ છે, અને તેમાં પણ સ્ત્રી કેળવણીને આગળ વધારવાની જેઓ તરફદારી કરે છે, તેઓમાંનો હું પણ એક છું. વળી તમારી ઇચ્છા છે તો હું તમને દરરોજ આ સ્થળે આ વખતે ઘણું કરીને મળ્યાં કરીશ. અને તમે મને જે પણ સલાહ પૂછશો, તેને માટે મારાં ખરાં અંતઃકરણથી હું તમને મારી અલ્પ મતિ પ્રમાણે સલાહ આપતો રહીશ. તે માટે તમારે નિશ્ચિંત રહેવું."

"બસ તો મારે પણ એટલુંજ જોઇએ છે, અને આપ મારે માટે આટલી બધી માયા તથા મહેરબાની બતાવો છો, તેને માટે આપનો હું અત્યંત ઉપકાર માનું છું."

" એમાં ઉપકાર જેવું કશું નથી. હવે હું રજા લઇશ, અને આવતી કાલે અત્રે પુનઃ મળીશ. "

" હું પણ આવતી કાલે અહીં આવીને આપની રાહ જોતી બેસીશ. "

" ઘણી ખુશીથી. " કહીને નવરંગી ત્યાંથી ઉઠીને પોતાના મકાન તરફ ચાલતો થયો.

નવલ પણ તેની પાછળજ સપાટાબંધ ઉઠીને ચાલવા માંડી, અને નવરંગી ઝડપમાં ચાલતો હોવાથી તેણી પણ ઉતાવળી ચાલે તેની પાછળ પાછળ—પૂંઠ પકડીનેજ ચાલી ! બિચારી જાનકી ઘાટણને તેણીની સાથે ઝડપી ચાલમાં ચાલતાં નવરેજાં પાણી આવ્યાં, પરંતુ તેણી કંઇજ બોલી શકી નહીં ! કેમકે તેણી જાણી ગઈ હતી કે " પેલા યૂવાનની પૂંઠ પકડીનેજ કીકી બ્હેન આમ ગાંડી ઘેલી ચાલે છે ! "

નવરંગી તો માત્ર સીધી નજરેજ ચાલતો હતો, અને તેણે પાછળ ફરીને જોયું નહીં હોવાથી તેને ખબર પડી નહોતી કે તેની પાછળ નવલ દોડે છે ! પણ નવરંગી ભૂલેશ્વરના ચકલા તરફ જઇ લાગતાં કંઇક કામસર કાલબાદેવીના રસ્તાપર વળ્યો કે તરતજ નવલે જરા મ્હોટે સ્વરે પૂછ્યું " આપનું મકાન તો ગુલાલવાડીમાં છે, અને આપ આમ કયાં જાઓ છો ? "

" ઓહો ! તમે પાછળ આવો છો, એની મને ખબર પણ નહીં ! " નવરંગી ચમકીને નવલ તરફ જોઇને બોલ્યો " મારે જરા કાલબાદેવી પર એકને મળવા જવું છે. "

" હવે સમજી. ઠીક ત્યારે સાહેબજી ! "

" સાહેબજી ! " કહી નવરંગી પણ મ્હોં મલકાવતો કાલબાદેવીને રસ્તે વળ્યો.

નવલ હવે જરા ચાલવામાં ધીરી પડી, અને ભોયવાડામાં વળતાં પોતાનું મકાન આવતાંજ તેણી પોતાના મકાન પર ચઢી, પરંતુ દાદર ચઢતાં તેણીએ જાનકીને ચેતવણી આપી રાખી કે " પેલા યૂવાન સંગે થયલી મુલાકાતની વાત તું પેટમાંજ રાખજે. "

જાનકીએ તેમ કરવાની હા ભણી, અને તેણી બંને મકાનમાં દાખલ થઇ ગઇ.

## પ્રકરણ ૩ જું.

### વિવાહનું વષ્ટાળું.

દોહરો.
વડિલ દો સંગે મળ્યાં,
મળ્યા ગોર મહારાજ;
નવલ બેઠી સાંભળે,
બોલે મૂકી લાજ!

રાત્રિના સુમારે આઠનો સમય થયો છે. ચટપટદાસ દિવાનખાનામાં ગાદી ઉપર પાન ચાવતાં, અને હાથમાં હુક્કો ગડગડાવતાં બેઠા છે. સામે ગુણવંતી ગપાષ્ટક ગજાવતી હાસ્ય રસિક તડાકા ચલાવે છે, અને નવલ ટેબલ–ખુરશીપર પોતાની શાળાનો અભ્યાસ કરે છે. એટલામાંજ જટાશંકર ગોર આવી પોહોંચ્યા. શેઠ ચટપટદાસે તેમને પોતાની સાથેજ ગાદી પર બેસાડયા, અને ગોરે પલાંઠો પાથરીને બેઠાં પછી પૂછયું "કેમ શેઠ સાહેબ, શો હુકમ છે? આજે મને આપ બોલાવવાને મારે ઘેર પધાર્યા હતા, તે સમાચાર મને ઘરમાંથી મળ્યા, અને તેવોજ હું ભોજન કરીને આવ્યો છું. બોલો સાહેબ! શી ફરમાસ છે? આપે જાતે ને પોતે તસ્દી લીધી તેમાંજ હું હમણાં ને હમણાં આવ્યો છું. જો આપ પોતે નહીં પધાર્યા હોત તો કાલે પ્રભાતમાં હું આવતે."

"તેમ કર્યું હોત તોએ ચાલતે. અત્યારે ને અત્યારેજ કંઇ એટલું મ્હોટું તાકીદનું કામ નથી મહારાજ! તેમ છતાં તમે પધાર્યા છો તો આપની મ્હોટી કૃપા થઇ છે, અને જ્યારે આવ્યા છો, ત્યારે તો જે કાર્યને માટે આપને તસ્દી આપી છે, તે કાર્ય પ્રગટ કરવુંજ જોઇએ." આમ જરા ટાહેલું કરીને શેઠે પૂછયું "આપણી કીકી બ્હેન હવે યોગ્ય વયે પહોંચ્યા છે, માટે તેને યોગ્ય કોઇ છોકરાની તજવીજ કરી કે નહીં? તમે તો અમારા કુળ ગોર છો, અને તમેજ જો ફીકર નહીં રાખો તો અમારે કોને કહેવું?"

"મને ફીકર નહીં હોય, એ તો બનેજ નહીં." ગોરે પણ પોતાનાં પરાક્રમનો પ્રકાશ કીધો "આપણી ન્યાતમાં વર તો ઘણાએ છે, પરંતુ આપ પસંદ કરો ત્યારેની!"

"તમે સૂચવો, એટલે પછી અમારી નજર પણ પોહોંચાડીએ. બોલો! કયા કયા વર તમારા મગજમાં છે મહારાજ?"

" તે હું આપને જણાવું છું, પરંતુ તે પ્રથમ મારે જાણવું જોઇએ કે, કોઈ ઘર જમાઇ તરીકે રહે તેવો છોકરો આપ માંગો છો કે કેમ ? ઘર જમાઇ રહે તેને માટે તો કોઇ ગરીબ ઘરનો છોકરોજ મળશે; કેમ કે પૈસાવાળાનો કોઇ છોકરો તો ઘર જમાઇ તરીકે કદી રહેશે નહીં, એ તો ચોક્કસજ છે; માટે આપનો શો વિચાર છે ? "

" ઘર જમાઇ રહે તેવા કયા કયા છોકરાઓ છે, અને બીજા સારા ઘરના કયા કયા છે ? તે સર્વ તમે બતાવો તો ખરા. તે જાણ્યાં પછી અમે પણ વિચાર કરીશું. "

" ભલે ! તેમ તો તેમ ! આપની આગળ જે છે તે કહી સંભળાવું છું. " ગોર મહારાજે હાથની આંગળી પર વેઢા ગણીને બોલવા માંડયું " જૂઓ શેઠજી ! ઘર જમાઇ તરીકે રહે, એવા તો ઘણાક નિકળશે, પણ આપણી બ્હેનને લાયક તો માત્ર એકજ છોકરો રૂપરંગમાં તેમજ વયમાં બરાબર યોગ્ય છે, અને તે પેલા નફ્ફટલાલ નિર્લજલાલનો છોકરો છે. ભણેલો ગણેલો વિશેષ નથી, પણ બીજી બધી રીતે વખાણવા લાયક છે ખરો ! "

" વારૂં, પછી ? "

" બાકી બીજા ચાર છોકરાઓ પણ ઠીક છે, પરંતુ તેઓ સારા શ્રીમાનના છે, જેથી તેઓ તમારા ઘર જમાઈ તરીકે તો નહીંજ રહે. તેઓમાં એક તો એબિયલદાસ આળસુદાસનો છોકરો ચકરમદાસ છે; બીજો મફતલાલ મોહોકાંણુલાલનો છોકરો ફક્કડલાલ છે; ત્રિજો પેલા ખોટાલાલ ખડખડલાલનો છોકરો બંજરલાલ છે; અને ચોથો આપણા નામાંકિત નગુણાદાસ નિમકહરામદાસનો છોકરો નપુંષકદાસ છે. આ ચારે ઘર આપણી ન્યાતમાં સારાં પૈસાવાળાં ગણાય છે, અને એ ચારે છોકરા પંદરથી વીશ વર્ષના છે, માટે જોઇએ તો એમાંથી એકાદને પસંદ કરો કે જોઇએ તો ઘર જમાઈ તરીકે રાખવાની મરજી હોય તો મેં પ્રથમ જણાવ્યો તે છોકરાને પસંદ કરો. આપની આગળ મેં તો બધાએ વિગતવાર જણાવ્યા. "

" પાછળના જે ચાર જણાવ્યા તેમાં ભણેલો ગણેલો છોકરો કયો છે ? "

" ભણેલો તો એકે નથી! બધાએ થોડું થોડું ગુજરાતી શીખેલાઓ છે, અને તેઓને ભણવાની ગરજ પણ શું છે? ઈશ્વરના આપેલા લાખો રૂપીઆ તેમનાં ઘરમાં છે, અને ગાડી ઘોડે બેસી ખાઇ પીને મોજ કરે છે. એમણે વળી શા માટે ભણવું જોઇએ ? "

શેઠ વિચારમાં પડી ગયા, અને તેણે ગુણવંતી સામું જોઇને પૂછયું "કેમ છે? હવે તારો શો વિચાર છે? તું કયા છોકરાને પસંદ કરે છે?"

" મને તો એમ લાગે છે કે, ચારે છોકરા ભણેલા ગણેલા તો કંઇ છેજ નહીં, પણ માત્ર પૈસાવાળાના ઘરના છે, અને આપણને કંઇ પૈસા જોવાની જરૂર નથી, માટે ઘર જમાઇ થઇને રહે તેવાનેજ પસંદ કરવામાં શું કંઇ ખોટું છે કે ? "

" મારૂં તો ખરાં દિલથી એજ કહેવું છે કે, મેં સૂચવેલા છોકરા સાથેજ કીકી બ્હેનનાં વિવાહ કરો. " ગોરે તરતજ વાત ઉપાડી લીધી " તે છોકરો બિચારો ગરીબ છે, અને વળી ઘણોજ ભલો પણ છે, તેથી તમારાજ ઘરમાં તે ખુશીથી રહેશે, અને તમારી આજ્ઞા મુજબ ચાલશે પણ ખરો. એજ છોકરો તમારા જેવાના ઘરને માટે વધારે સાનુંકૂળ થઇ શકશે, એમ મારી તો ખાત્રિ છે શેઠજી ! "

" ખરૂં છે મહારાજ ! તમારૂં કહેવું મારે ગળે તો ઉતરે છે, માટે એજ છોકરાની બાબતમાં તમે હવે તજવીજ કરો, અને તેનાં મા-બાપની સાથે વાતચીત પણ કરો. "

ગોરે સિફારસ કરી, અને ગુણવંતી પણ તેને મળતી થઇ, જેથી ચટપટદાસ વિચારમાં પડી ગયો, અને તેની નજર તો નવલ તરફ રહી ! નવલનો ચ્હેરો આ વાત સાંભળીને પ્રફુલ્લિત થાય છે કે કટાણો થાય છે, એટલુંજ તેણે તાકીને જોતાં, આ તમામ વાત સાંભળીને નવલ મનમાં ઘણીજ કચવાતી હોય, તેવો તેણીનો ચહેરો દેખાયો, અને તેથી શેઠે હાલ તરત એ બાબત મુલતવી રાખવાની મતલબથી ગોરને જણાવ્યું " વારૂં ઠીક છે મહારાજ ! એ વિષે વિચાર કરીને હું તમને ટૂંક મુદ્દતમાં જણાવીશ. "

" જેમ આપની ઇચ્છા ! " ગોરે ભાર મૂકીને જણાવ્યું " જુઓ શેઠજી ! વધારે સારો—માઠો કરવા રહેશો તો ગુમાવશો, અને પસ્તા-

શો ! કેમ કે એ છોકરા માટે એક શ્રીમંતની છોકરી માટે તજવીજ થાય છે, તેથી વધારે વિચાર કે વિલંબ કરવાની જરૂર નથી જો ! "

"બનતાં સુધી હું તમને તાકીદેજ ખુલાસો કરીશ, માટે જરા થોભી જજો. "

"ઠીક છે. મને પોતાને તો કંઇ ઉતાવળ કરવાનું કારણ નથી, પરંતુ જે કારણ છે તે મેં આપને જણાવો દીધું છે, માટે હવે હું તો તમારા ઠપકામાંથી મુક્ત થયો છું. "

"પણ ગોરને, તે છોકરાને માટે તજવીજ કરવાનું તો કહી રાખોની પ્રાણનાથ ! " ગુણવંતીએ આગ્રહપૂર્વક જણાવ્યું "ફકત તજવીજ કરશે તો તેમાં શું વાંધો છે કે ? "

"હમણાં ને હમણાંજ ઉતાવળ કરવાની કંઇ ખાસ જરૂર નથી. જરા વિચાર કરવાનો છે. "

"ભલે ! વિચાર કરીને કહેજો. " ગોર આમ જણાવી ઉઠયા કે શેઠે તરતજ તેના હાથમાં મુઠીવાળીને એક રૂપીઓ દક્ષોણા આપી. જે લઇ ગોર આશિર્વાદ આપીને વિદાયે થયો.

બાદ ચટપટદાસે પોતાની પત્નિને જણાવ્યું કે "તું ઉતાવળ કરે છે ખરી, પણ એવાં કામ ધીરજથી આગળ પાછળનો વિચાર કરીનેજ થાય. પ્રથમ તો એ બાબતમાં આપણેજ પરસ્પર કેટલોક વિચાર કરવાનો છે. "

"વિચાર વળી શું કરવાનો છે ? " ગુણવંતી છણકો કરીને બોલી "વિચારમાં ને વિચારમાં તો લલ્લુભાઇએ ભરૂચ ગુમાવ્યું, તે વાતની તમને ખબર છે કે ? "

"વિચાર એટલોજ કરવાનો છે કે—" ચટપટદાસે પોતાની પત્નિના કાનમાં ધીરે સ્વરે કહ્યું "એ બાબતમાં આપણી નવલનો શું વિચાર છે, તે તું જરા તેણીને ગૂપચૂપ પૂછી જોજેની તો. "

"લોની હમણાજ પૂછું છું. " કહીને ગુણવંતી તરતજ ઉઠીને પોતાની પુત્રિની પાસે જઇને ખુરશીપર બેઠી, અને તેણીને ધીમેથીજ પૂછયું "કેમ બેટા, આ બધી વાત તો તેં સાંભળી છે, અને હવે તારો પોતાનો શો વિચાર છે ? ગોરે પાંચ વર ગણાવ્યા, તેમાં તને કયો પસંદ છે બ્હેન ? "

" મને તો એકે પસંદ નથી માતુશ્રી! "

" ત્યારે તેં તારા મનમાં જેને પસંદ કરી રાખ્યો હોય તે કહે તો તેને માટે તારા પિતાજીને હું સમજાવું? બોલ, તેં કોને પસંદ કરી રાખ્યો છે બેટા?"

" મેં તો એકે પસંદ કીધો નથી."

" તો હવે પછી વિચાર કરીને તારા મગજમાં અમૂક ઘરને વરનું ચોક્કસ કર, એટલે તેને માટે હું ગોર મારફતે ખટપટ કરાવું કેમ, ઠીક કેની? તારી પોતાની પસંદગીનો વર લઇએ તો પછી તને કંઇ વાંધો છે કે? ચાલ, તેમ તો તેમ! તું જેમાં રાજી તેમાં અમે રાજી?"

" વારૂ ઠીક છે. હમણાંજ હું પિતાજી પાસે આવીને મારે જે કહેવું છે તે કહીશ."

" પણ તેમની પાસે કંઇ ગાંડાઘેલો લવારો કરતી નહીં—નહીં તો તેમનો મિજાજ આકળો છે, અને તે કંઇ ગમે તેમ તને બોલી બેસશે તો વળી તને દુઃખ લાગશે, અને તું રડી દેશે!"

" હમણાં તો તું જા, અને હું પણ આટલું લખીને આવું છું. માત્ર એજ લાઇન લખવાની છે."

" સારૂં." કહીને ગુણવંતી પુનઃ પોતાના પતિની પાસે જઇને બેઠી, અને તેમને આંખના અણસારાથી જણાવ્યું કે " હમણાં કીકી બ્હેન અહીંજ આવે છે."

પાંચેક મિનિટમાં નવલ તેઓની સાથે જઇને બેઠી, અને શાંત મગજ રાખીને, તેમજ અત્યંત વિનયપૂર્વક તેણી બોલી " પિતાજી! આપની સમક્ષ કંઇ પણ વિશેષ બોલવાની મારી લાયકી ગણાય નહીં અને તેથી મારે આપ વડિલ શ્રીની સમક્ષ બોલવું પણ મને શોભતું નથી. તેમ છતાં મારી અલ્પમતિથી, મારા જે વિચાર છે, તે આપના પવિત્ર ચર્ણારવિંદ સમક્ષ નિવેદન કરવામાં મારાથી કંઇ પણ અજૂગતું બોલી જવાય તો તેને માટે મને ક્ષમા કરશો, એજ મારી આપને પ્રથમ પ્રાર્થના છે. આપ જાણો છો કે, મારૂં લક્ષ સાંપ્રત કેળવણી લેવા પ્રત્યે લાગ્યું છે, અને ટૂંક સમયમાંજ ઇંગ્લિશ સ્કૂલમાં દાખલ થવાની મેં તૈયારી કરી છે. હવે જો મારાં લગ્નની ગોઠવણ આપ કરો, અને અત્યારથીજ મારે માથે સાસરવાસો નાંખવામાં આવે તો પછી મારા

વિદ્યાભ્યાસના વિચારને તો માંડી વાળવોજ પડે ! વળી આપ પોતે કેળવણીનો શોખ ધરાવો છો, અને કન્યા કેળવણીને ઉત્તેજન આપવાને પણ આપ વરંવાર તત્પર રહો છો, આપનાં ઓળખીતાંઓને તથા આપનાં મિત્રોને આપ જ્યારે ત્યારે ભાર મૂકીને ભલામણ કરો છો કે 'બાળાઓ ને ઉંચી કેળવણી આપો, તેણીઓને કેળવણીનો અમુલ્ય વારસો આપો, અને તેણીઓને વિદ્યાદાન આપીને તેણીઓનું ભવિષ્ય ખીલવો ! આ પ્રમાણે આપ અન્યને રંગ ચઢાવો છો, અને જો આપ આપનીજ બાળકીને કેળવણીમાં કમનસીબ રાખો તો આપનો બોધ કોડીની કિમ્મતનો પણ ગણાશે નહીં ! વળી તે ઉપરાંત જે સારા સુધારકોના સંગમાં આપ બિરાજો છો, તે સુધારકો પણ આપને કેટલો અફસોસકારક ઠપકો આપશે, તેનો ખ્યાલ પણ કરો, અને તે પછી મારાં લગ્ન કરવાનો વિચાર કરો ! વળી વિશેષમાં આપને એક અગત્યની બાબત પણ અત્યારે જણાવી દેવાની આજ્ઞા માગુ છું કે, આપ મારા ઉત્તમ શુભેચ્છક છો, અને આપ મારૂં ભલું કરવાની ઉત્કંઠા ધરાવો, એ પણ સ્વાભાવિકજ છે; પરંતુ અત્યારથીજ જો મારાં લગ્ન કરશો તો આપ મારા શુભેચ્છકને બદલે કુભેચ્છકજ ઠરશો ! તે શાથી, અને કેવી રીતે ? તે એમ કે, મારાં લગ્ન હમણાં કીધાથી મારે વિદ્યાભ્યાસ તો છોડવોજ પડશે, કે જે મારા મનથી મને માથુ કાપવા જેવું લાગશે ! આથી મારૂં મન ઉદ્વેગમાં રહેશે ! ચિત્ત ચક્રપર ચઢી વક્ર બનશે ! કામકાજમાં જીવ લાગશે નહીં ! સાસરવાસો મને શત્રુ સમાન સમજાશે ! પતિને પથ્થર માનીશ ! પતિ—પત્નિનાં મન ભિન્ન થશે ! સંસાર સુખનો લ્હવો લંગડો લૂલો બની રખડી જશે ! અને એ પ્રમાણે મારા મગજની સ્થીતિ ખરાબ બની જઇ, મારૂં ભવિષ્ય પણ ખરાબ થશે ! તો તેવે પ્રસંગે આપે મારૂં સુધારેલું ગણાશે કે બગાડેલું મનાશે ? તેવો સમય આવે એ તો ચોક્કસ છે, અને તે સમયે આપને માથે મારૂં બગાડવાની કાળીટીલી લાગશે, એ પણ ચોક્કસ છે ! તો શું આપ મારા ખરા શુભેચ્છકને બદલે કુભેચ્છકની કડવી કાળીટીલીનો ચાંદલો આપના ઉજવળ કપાળમાં ચોંટાડવાનું યોગ્ય વિચારો છો ? ના—ના—ના ? પુજ્ય પિતાજી ! આપને હું એવી કાળીટીલીનું કલંક લગાડવા ચાહતી નથી, અને તેથીજ હાલનાં લગ્નનો વિચાર માંડી-

વાળવાની વિનંતી કરૂં છું. હજી તો મને તેર વર્ષ થયાં છે, અને આપણીજ જ્ઞાતિમાં પંદર ને સત્તર વર્ષની કન્યાઓ પણ કેટલી બધી છે, તેનો આપ ખ્યાલ કરો! તો આપનેજ મારાં લગ્નની આટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે? માટે કૃપા કરી હાલ તરત એ વિચાર માંડી વાળો!"



## પ્રકરણ ૪ થું.

### વાક્ચાતૂરીનો વેલો!

દોહરો.

પુત્રીનું ભાષણ સુણી,
માત–પિતા પલટાય;
નવલની સમજણ વળી,
વાતોમાં વખણાય.

નવલના ભાષણના ભડકા સાંભળીને ચટપટદાસના કાનનાં દરવાજા તો ખુલીજ ગયાં, અને તે તો બાપડો નીચી મૂડી નાંખીને વિચારસૂન્ય થઇ ગયો! પરંતુ ગુણવંતીના મગજમાં પોતાની પુત્રિનાં ભાષણોનો તિક્ષણ ભેદ સમજાયો નહીં! તેણી તત્કાળ બોલી ઉઠી "પણ એવો વર શોધીએ કે જે આપણા ઘરમાંજ રહે. તો પછી તારે માથે સાસરવાસો પણ નહીં પડે, અને તારી મરજી વિદ્યાભ્યાસ કરવાની છે તો તને શીખવવા માટે એકાદ મડમને રાખીએ, તો પછી તને શું વાંધો પડવાનો છે?"

"માતુશ્રી! તેનો ખુલાસો પણ હું આપને કરૂં છું." નવલે પોતાની માતાની તરફ નિહાળીને હવે તેણીને સમજાવવા માંડયું "પ્રથમ તો એ કે, જે વિષાળ વિદ્યાજ્ઞાનશાળામાં જવાથી મળી શકે તેવું જ્ઞાન ખાનગી અભ્યાસમાં મળી શકતું નથી, એ ખુલ્લું છે. અને તેથી ખાનગી અભ્યાસ કરવાને એકને બદલે બાર મડમો રોકો, તોપણ શાળાના અભ્યાસની તોલે નહીંજ આવે, એ મારો પોતાનો મત નથી. પણ સારા વિદ્વાનોનો મત છે. માટે આપની એ સૂચના શું કામની છે? તેનો વિચાર આપજ કરો માતુશ્રી! હવે ઘર જમાઈ મેળવવાની આપ જે વાત કરો છો; તેમાં પણ કેટલાં ભયંકર વાંધાઓ છે, તે પણ મારા ટૂંક વિચારોનું સાર હું આપને

સમજાવું છું. ઘર જમાઇ થઇને રહે, એવો કોણ મળશે? જેને ખાવાના વાંધા હશે, જે ભુખરીબારસ જેવો હશે, જેના મોંપર માખ પણ ઉડતી નહિં હોય, જેને કમાવાની કૌવત નહી. જે પારકે પૈસે તાતાધિંગા કરવાને રાજી હશે, જે હરામના રોટલા ખાઇ ઓટલા ભાંગવાને શુરો ને પૂરો હશે, જેનામાં કશું ભુતારૂં નહીં હોય, જેનામાં બુધ્ધિબળના રામ નહીં હોય, જે નિર્માલ્ય હશે, જે આળસુ કે એદી હશે, જેનામાં ચતુરાઇ કે ચાલાકીનો ચદ્ર અસ્ત થઇ ગયો હશે, જેની કિમ્મત કોડીની હશે, અને સારાંશમાં જે નિરર્થક ને નિષ્ઠુર હશે, તેજ ઘર જમાઇ તરીકે રહેવાને તૈયાર થશે!!! ત્યારે શું તમો મારા શુભેચ્છક માતુશ્રી થઇને મારી જીંદગીની ગાંઠ એવા અકર્મિની સાથેજ બાંધવાનું પસંદ કરો છો? હંમેશા પતિ પિત્નનું જૂગતું જોડું જોઇએ, અને જેવી યોગ્ય કન્યા હોય, તેવોજ યોગ્ય પતિ પણ તેણીને મળવો જોઇએ. ત્યારે શું તમે મારી યોગ્યતા ઉપર બતાવેલાં અયોગ્યતા ભરેલા વિશેષણોને પાત્રજ માનો છો, અને તેથી તેવો અયોગ્ય પતિ મારે ગળે બાંધવાની ઇચ્છા રાખો છો? આ તમારી એકની એક પુત્રીને માટે જો કોઇ ઢોર જેવો ધણી મેળવવાનીજ આપની મરજી હોય તો બેહેતર છે કે, જાણી જોઇને કોઈ પાંજરાપોળના ખોડા ઢોરની સાથેજ મને નાંખો, અને તેને ગળેજ મારૂં પોટલું વિંટાળીને બાંધી દો કે બસ ઠીક થાય, અને તમારી પસંદગી પણ ન્યાત જાતમાં વખણાય! માટે કૃપા કરી એવા અવળા વિચારો માંડી વાળો, અને મને મારો ધારેલો વિદ્યાભ્યાસ લેવા દો તો મ્હોટી કૃપા! વખત વિતતાં, અને યોગ્ય પ્રસંગ આવતાંજ યોગ્ય પુરૂષ મળી આવશે, અને તે પ્રસંગે આપના હાથેજ આપની આ સકોમળ બાળકીનું ભવિષ્ય સારી રીતે સંધાશે. જરા ધીરજ રાખો માતાજી! આપ વડિલને હું બોધ આપવાની શકિત ધરાવતી નથી. પણ મારી ટુંક બુધ્ધિ પ્રમાણે મેં મારા અલ્પ વિચાર આપને નિવેદન કીધાં છે, આટલું છતાં પણ જો આપના મગજમાં મારી પ્રાર્થનાની કિંચિત પણ અસર થતી નહીં હોય તો ભલે, આપને જેમ યોગ્ય લાગે તેમ કરવાને આપ મુખત્યાર છો! કહેવત છે કે ‘ દીકરીને ગાય, જ્યાં દોરાવે ત્યાં જાય!’ માટે હું તો આપની આગળ એક ગરીબ

ગાય જેવી છું, અને તેથી આપ મને જ્યાં દોરવી જશો, ત્યાં મારે દોરાઇને જવુંજ પડશે ! તેમાં મારો કંઇ ઇલાજ નહીં રહે ! પછી તો માત્ર મારાં જેવા નસીબ ! નસીબપર આધાર રાખીને, અને કપાળપર હાથ મૂકીને આપની આજ્ઞાને આધિન થઇશ, અને જીવતાં સુધી આપને પણ યાદ કરતી રહીશ !" કહેતાંજ નવલની આંખોમાં આસું ભરાઇ આવ્યાં, અને તેણી રડી પડી ! પોતાની ઓઢણીના છેડાથી તેણી આંખો લૂછવા મંડેલી જોઇ ગૂણવંતીએ જાણ્યું કે "તેણી રડે છે !" આથી નવલને પોતાની છાતી સાથે દાબીને ગૂણવંતીએ તેણીને કહ્યું "તેમાં રડે છે શું કરવા બ્હેન ? છાની રહે, તને મારા સમ છે." કહેતાં ગુણવંતીની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યાં, અને તેણીએ પણ નવલના દિલમાં રૂદન થતું જોઇ પોતાનું મન ફેરવી નાંખ્યું, અને તેમ કરતાં તેણી આખરે હૃદયને પીગળાવતાં બોલી "રડવાની કંઇ જરૂર નથી બેટા ! તારી મરજી હાલ પરણવાની નથી, તો ભલે ! તારી મરજી ઉપરાંત તને જોર જુલમથી પરણાવવાની અમારે પણ કંઇ હાલ જરૂર નથી, લગ્નકાર્ય આનંદનું છે, અને આનંદને બદલે જો તું ઓર નાખુશ થાય, તો તેવી રીતે તને પરણાવવાથી ફાયદો પણ શું છે ? હાલ તરત એ વાત માંડી વાળી છે, એમજ માનજે, અને આગળ ઉપર તારી રાજીખુશીથી તું જ્યારે કહેશે, ત્યારેજ તને પરણાવીશું. બસ હવે તો તું રાજી થશેની ? નાહક જીવ બાળવાનું કામ નથી."

"ખરૂં છે બેટા !" ચટપટદાસે પણ જણાવ્યું "તારી મરજી વિરૂધ્ધ અમારે કંઈ કરવુંજ નથી. તારી ઇચ્છા વિદ્યાભ્યાસ કરવા માટે છે તો તેમ કર, અને જ્યાં સુધી તારે ભણવું હોય ત્યાં સુધી તું અભ્યાસક્રમ કર્યા કર, હું તો તેમાં રાજી છું. કેળવણી અપૂર્ણજ નહીં લેતાં પૂર્ણજ લેવી, એવી મારી પણ ઇચ્છા છે, અને તેથીજ તને ઉંચી કેળવણી આપવાને માટે મારૂં મન પણ છે. તન-મનથી અભ્યાસ કરજે, નીતિમાં રહેજે, અને સારી વિદ્વાન થજે બેટા ! વિદ્વાન થયાં પછી વર પણ વિદ્વાન મેળવવાની તજવીજ કરાશે. હાલ તરત તે વિષે વિચાર કરવાની કંઈ જરૂર નથી. એ તો વખતનાં ગીત વખતેજ ગવાશે. તારે પણ માત્ર અભ્યાસમાંજ જીવ રાખવો; માટે જા હવે શાંતપણે સૂઇ જા,

અને જીવને જરા પણ ઉદ્વેગમાં રાખતી નહીં, એજ મારૂં તને કહેવું છે. ”

તરતજ નવલ ઉઠીને પોતાના રૂમમાં ગઇ, અને પોતાના પલંગ-પર સૂતી. પરંતુ તેણી પ્રથમ એકાદ કલાક સુધી તો વિચારમાંજ પડી હતી. તેણીનો વિચાર માત્ર એટલોજ હતો કે “ ચોપાટીપર મળેલા મોહક યુવાનની સલાહ ઉત્તમ તો ખરીજ ! જો હું મારી પ્રથમની રીત પ્રમાણે અત્યારે માત-પિતાની સાથે તોસ્હારી કે તુંમાખીપણાંથી વાત કરતે તો જરૂર તેઓ મારી તરફ હાલ જે માયાળુ લાગણીથી જૂએ છે, તેને બદલે ગુસ્સાની આંખો કકડાવતે, અને વળી મારી મરજી વિરૂદ્ધ મારાં લગ્ન કરવાને તેઓ ખટપટ પણ જરૂર કરતે ! તેમ થતે તો વાત વંઠી જતે, મારો મિજાજ પણ ફરી જતે, ઘરમાં વડિલો સાથે કંકાશ જાગતે, લોકોમાં ફજેતી થતે, સુધારાનું વગોણું ચાલતે અને નકામું રજનું ગજ થઇ પડત ! માટે તે શુભેચ્છક યૂવાનની સલાહ પ્રમાણે શાંતપણે, વિનયથી અને મુદ્દાસર વડિલોની સાથે વાતચીત કરી તોજ બધું સીધું ઉતર્યું ! આ બદલ તે યૂવાન પુરૂષનોજ મારે ખાસ ઉપકાર માનવો જોઇએ, અને આવતી કાલે ચોપાટીપર તે મળતાંજ પ્રથમ તો આજનું કામ સારી રીતે પાર પડયા બદલ તેનો ઉપકાર માનવાનીજ તક સાધીશ. ” આ પ્રમાણે મનન કરતી તેણી ધીમે રહીને નિંદ્રાવશ થઇ ગઇ.

દિવાનખાનામાં ગુણવંતી તથા ચટપટદાસ વચ્ચે લગભગ અરધી રાત્રિ સુધી વાતચીત ચાલતાં ચટપટદાસે જણાવ્યું “ આજેજ મેં જાણ્યું કે, આપણી કીકી બ્હેનનું મગજ આટલું બધું સરસ જ્ઞાન ધરાવે છે ! એની એકેકી વાત, એના ઉમદા વિચાર અને એની વાક-ચાતુરી જોઇને મારી તો ખાત્રિ થઇ ચૂકી છે કે, જરૂર એ દીકરી દીવો નિકળશે ! જેમ જેમ એ વિશેષ ને વિશેષ વિદ્વાન થતી જશે, જેમ જેમ કેળવણીનો મહા પ્રસાદ એ પામતી જશે, અને જેમ જેમ ઉંચી કેળ-વણીનાં પ્રતાપે ઉંચું જ્ઞાન એ સંપાદન કરતી જશે, તેમ તેમ એ વધારે ને વધારે કૂષળતા બતાવતી જશે ! એને જો આપણે એની મરજી વિરૂદ્ધ પરણાવવાનું અવિચારી કામ કીધું હોત તો જરૂર કંઇ વિપરિત પરિણામજ આવતે ! એ તો મને પણ સવળી બુદ્ધિ ભગવતે

બતાવી, કે કીકી બ્હેનને કાને એ વાત નાંખવાનો પ્રસંગ લીધો, અને તેથીજ એની મનોવૃત્તિ શ્રવણ કરવાની તક મને મળી શકી. ઇશ્વરે જે કર્યું તે સારૂંજ કર્યું ! જો છોકરીની મરજીને બાજૂપર મૂકીને કામ કરી નાખ્યું હોત તો કદાચ કંઇનું કંઇ થઇ જાત, અને આપણને પસ્તાવોજ થાત ! હવે એ વાતજ ભૂલી જવાઇ છે! વળી આગળ ઉપર થઇ રહેશે. હાલ તરત તો મૌન્યજ રહેવાનું છે !"

"પણ પ્રાણનાથ ! એ જો રજઃસ્વલા થશે તો પીડા થશેની ! આપણને નીચું જોવું પડશે !"

"એમાં નીચું શાનું જોવાનું ? એવા જૂના વિચારનો જમાનો વહી ગયો ! હવે તો રજઃસ્વલા થયાં પછીજ કેટલેક વર્ષે લગ્ન કરે છે. આજકાલ પંદર-સત્તર વર્ષની કન્યાઓ કુંવારી રાખવાનો રિવાજ તો એક સાધારણ પડી ગયો છે. સુધારાના સમયમાં હવે તો એવુંજ ચાલવાનું ! જ્યાં ને ત્યાં સુધારો સડસડાટ શરૂ થયો છે, અને જુના વિચાર તો માત્ર બગાસાં ખાય છે !"

"પરંતુ એવો સુધારો શું કામનો ? બળ્યોરે સુધારો ! કન્યાઓને આજના વખતમાં છેક મ્હોટી કરવી, એ કંઇ સારૂં નહીં ! મ્હોટી ઉમ્મરે પરણાવવામાં પણ સુધારો થઇ ગયો ! રામ ! રામ ! જમાનોજ બધો બદલાઇ ગયો છે, અને હવે જૂની આંખે નવા કૌતક જોઇએ છીએ ! સુધારાને નામે આપણી ઉંચ કોમોમાં પણ સડો પેઠો છે ! સુધારોજ સત્યાનાશ વાળશે, એ પણ નક્કી માનજો !"

"તું તો ગાંડી છે ગાંડી !" ચટપટદાસે હસીને જણાવ્યું "સુધારાવાળાઓનાં કેટલાંક કામો ઘણાં સારાં છે, અને સમયાનુસાર સુધારા વધારા થવાની જરૂર પણ છે."

"તમે પણ અરધા સુધારાવાળાજ છોની ! જૂઓની બ્હારનું ધોતિયું પહેરીનેજ જમવા પણ બેસી જાઓ છો, અને કોઇ દિવસ મંદિરે દર્શન કરવા તો જતાંજ નથી ! ખરેખરા નાસ્તિક થઇ ગયા !"

"હવે વળી દર્શનની વાત કહાડી ! પણ ખરૂં કહીશ તો તને ચટકો ચઢશે ! કેમકે તું મ્હોટી આસ્તિક, અને હું તારી માફક ભટકતો

નથી, માટે હું નાસ્તિક! ખરી અક્કલની વાત કહી! પરંતુ ઘરમાં રહેવા છતાં મારૂં મન શુદ્ધ છે, તેથી ખરો આસ્તિક તો હુંજ છું!"

"ઠીક! જવા દો એ પંચાત! એમાંથી વળી તમો તો લડી પડશો!" કહીને તેણી ઉઠીને પલંગપર જઇને પડી, અને પછી ચટપટહાસે પણ સૂવાની તૈયારી કરી.

નવલની બાબતમાં એજ રાતના એક નવીન રંગ ઝાગ્યો! રાતના સૂતાં સૂતાં તેણી પેલા નવરંગીના વિચારમાંજ નિદ્રાવશ થયલી હોવાથી તેણીને રાતના સ્વપ્નામાં નવરંગીજ આવ્યો, અને સ્વપ્નામાં નીચે પ્રમાણેની વાતચીત થઇ:—

જૂઓ મારા વ્હાલા! તમે હવે મારા પ્યારા છો, માટે હવે તો હું તમારી સાથેજ લગ્ન કરીશ, અને તમનેજ મારા પ્રાણનાથ તરીકે પૂજીશ, બોલો! કબૂલ કે નહીં? અત્યારે ને અત્યારે વચન આપશો તોજ તમને અહીંથી જવા દઇશ, અને તમારૂં વચન લીધા શિવાય હું તમારો પકડેલો છેડો નહીંજ છોડું!" કરીને નવલે તે યૂવાનનો કોટ જોરથી પકડી લઇને જણાવ્યું "જોઇએ તો ઉંચા થાઓ કે નીચા થાઓ! તમારે મારી માંગણી સ્વીકારવીજ પડશે! આજથી હું તમારી પ્રિયવંદા અને તમે મારા પ્રાણપ્રિય પતિ! બસ! થઇ ચૂક્યું!"

"આ તો તમે મને ફસાવો છો!" નવરંગી ચકિત થઇને બોલ્યો" એ તો એવું થયું કે, હું તમને માત્ર મળવા આવ્યો ત્યારે તમે મને દળવા બેસાડી દીધો! તમારી આવી રીતને લીધે બીજો કોઇ પણ પુરૂષ હવેથી તમને એકાંતમાં મળવા આવશેજ નહીં, અને કોઇ પણ પુરૂષ તમારો ભરોસો પણ કરશે નહીં જો!"

"બીજો કોઇ પુરૂષ મારો ભરોસો નહીં કરે તેમાંજ હું રાજી છું; કેમકે તમારા શિવાય બીજા કોઈ પણ પુરૂષની મને દરકારજ નથી! મને તો માત્ર તમારીજ દરકાર છે, અને તેથીજ મેં તમારો છેડો પકડયો છે, માટે હવે મારી માંગણી કબૂલ કરો, અને તમે પણ આ અબળાનો હાથ ધરી સબળા બનાવો! હવે બીજી-ત્રિજી ઉસ્તાદી નહીં ચાલે!"

૪

"વારૂં ઠીક છે. હું વિચાર કરીને આવતી કાલે તમને ખુલાસો કરીશ. હમણાં તો તમે મને છોડો."

"છોડે તે કેમ? હાથમાં આવેલો હીરો હવે છૂટો મૂકાય કે?" નવલે જુસ્સામાં જણાવ્યું "વિચાર કોની સાથે કરવો છે? અને વિચાર કરવાનું કામ પણ શું છે?"

"ત્યારે શું તમે મને ફસાવવા માગોછો તેમજ મારે ફસવું? શું તમારી જબરજસ્તી છે?"

"હા, જબરજસ્તી તો સાત વાર! જબરજસ્તીનોજ સોદો ઝમાવ્યો છે, એમ માનજો!"

"ઠીક ત્યારે તો લાચાર! જેમ તમારી મરજી! તમારી ઇચ્છાને હું આધિન છું વ્હાલા!"

"થેંક યુ! તમે મને "વ્હાલા, કહીને બોલ્યા, એજ તમારી અમૂલ્ય કબૂલાત મને મળી ગઈ!" કહીને નવલે તેનો કોટ છોડી દીધો, અને તરતજ નવરંગી ત્યાંથી પોબારાં ગણી ગયો!

ઉપર પ્રમાણેનું સ્વપ્નું સમાપ્ત થતાંજ નવલની આંખો ઉઘડી ગઇ! સ્વપ્નાવસ્થામાંથી તેણી જાગ્રતાવસ્થામાં આવી, અને તરતજ ચોકડી પાસે જઇ પાણીથી મ્હોં ધોઇ નાંખી નવલ તે સ્વપ્નાના સંબંધમાં તોડ-જોડ કરતી એક ઇઝીચેરપર પડી તેણીના મગજમાં સ્વપ્નું એક ભવિષ્યવેત્તા સમાન ભાષ્યું, અને એ વિષે પ્રભાત થતાં સુધી તેણી વિચારના વાદળાંમાં ઉથલપાથલ થતી તે આરામ ખુરસીપરજ પડી રહી! તેમ કરતાં તેણીએ એટલોજ દૃઢ વિચાર પોતાના મનમાં કરી રાખ્યો કે "આજે હવે તે યુવાને ચોપાટીપર મળવાનો વાયદો કીધો છે, માટે તેને કેટલીક વાતચીતમાં નાંખીને મારી મનોવૃત્તિ પ્રકટ કરવાની સાથેજ તેની મનોવૃતિ જાણવાની પણ યુકિત કરીશ, અને વાતમાં ને વાતમાં કરામત કરી લઇશ." આ પ્રમાણે વિચાર કરીને તેણી પ્રભાતના છ વાગતાને સુમારે ઉઠીને ખટકર્મ કરવા ઘરમાં સંચરી.

# પ્રકરણ ૫ મું.

## ચોપાટીપર ચંદ્ર પ્રકાશ

દોહરો.
ચોપાટી મશહૂર છે,
દરિયા કાંઠે સ્થાન;
મોજ મળે ત્યાં મૂલની,
સુણો મોજનું બ્યાન.

આગલા દિવસના ઠરાવ પ્રમાણે ચોપાટી પર ચાર વાગતાંમાંજ નવલ જઇને બેઠી. જાનકી ઘાટણ પણ તેણીની સાથેજ દરરોજના નિયમ પ્રમાણે હતી. બંને જણીઓ બાંકડાપર બેઠાં પછી નવલે આજે પણ જાનકીને જાગ્રત કરવાના વિચારથી જણાવ્યું. “જો જાનકી મેં તને કાલે ચેતાવી તો છેજ, અને આજે વળી પાછી ચેતાવું છું કે, અત્રે ગઇ કાલે જે યુવાન મને મલ્યો હતો, તેજ આજે પણ આવનાર છે. અને અમે કેટલીક અગત્યની બાબતપર વાત કરનાર છીએ, માટે અમારી વચ્ચે જે પણ વાત થાય તે તારે મારે ઘેર મારા માતાને, પિતાને, કે કોઇને પણ કરવી નહી. અને જો કરશે તો વચમાં તારો રોટલો જશે ! તેટલા માટેજ તને પુનઃ આજે પણ ટોકી ટોકીને જણાવું છું, તું મારી સાથે રહે છે, અને મારી સંભાળ રાખવા માટેજ તને રાખી છે. પરંતુ જો તું મારી સાથે મળીને ચાલશે, અને મારા રક્ષક તરીકે મારી પક્ષક પણ થશે તો હું તારો ગૂણ નહીં ભૂલું હું તને સુખી કરીશ અને તારી ગરીબાઇનું દળદર પણ દુર કરીશ, તેટલા માટે તને સાફ કહું છું કે, તારે મારી ખાનગી ખાતામાં પણ વિશ્વાસ મેળવો, અને મારી એક સલાહકાર તરીકે પણ હું તનેજ માનીને મારા પેટની વાત પણ તારી પાસે હું કરીશ. માત્ર તારાપર જે વિશ્વાસ હું રાખીશ, અને તે વિશ્વાસ તું પણ સાચવી રાખજે. અને ભરોસાનો ભંગ થાય નહીં. તેને માટે ખાસ સંભાળીને ચાલજે.”

“વારૂ બ્હેન ! તમારે મારે માટે જરા પણ શક રાખવો નહીં. હું તમારીજ છું, એમ માનજો બ્હેન ! જાનકીએ હવે ધીમે રહીને પુછયું “પણ કાલે યૂવાન આવ્યો હતો તે કોણ છે ?”

“તે પણ હું તને કહીશ. તારાથી કંઇ છાનું તો નહીંજ રાખું !” નવલે તક જોઇને જાનકીને સુચના કરી “તે પુરૂષ હમણાં આવે,

ત્યારે તું અહીંથી ઉઠીને જરા બીજી બાજુએ જઇને બેશજે, કે જેથી તે બોલતાં કંઇ ખંચાય નહીં. હું તને પાછળથી બધી વાતની સમજ પાડીશ."

"વારૂ બ્હેન."

એટલામાંજ નવરંગી સામેથી અવતો જણાયાથી નવલે ઉનાવળી વાણીમાં જાનકીને જણાવ્યું "ઉઠ, જાનકી ! તું ખસી જા ! આસપાસ આટલામાંજ કંઇ જઇને બેશજે, તે યુવાન આ આવે છે !"

જાનકી ઝડપમાં ત્યાંથી ઉઠીને બાજૂએ થોડેક દૂર એક મ્હોટી શીલાપર જઇને બેઠી; અને નવલ પણ પોતાની ઓઢણીનો છેડો માથાપર ઠીકઠાક કરીને જરા સફાઇથી ટટાર થઇને ઉત્સાહ ભેર બેઠી. એટલામાંજ નવરંગી આવી પહોંચતાંજ નવલે તેને પ્રફુલ્લીત વદને બોલાવીને સત્કારપૂર્વક પોતાની પાસે બેસાડતાંજ કહ્યું "આપ બરાબર ટાઇમસરજ આવી પહોંચ્યા છો !"

"તમને મેં વચન આપ્યું હતું તો ટાઇમસર આવવાની મારી ફરજ હતી. અને નિયમને માન આપવું એજ ઇંગ્લીશ કેળવણીની ખુબી છેની ! વખતની કિમ્મત કરવી, એ તો આપણું પ્રથમ કર્તવ્ય છે." કહીને તેણેજ પ્રથમ પૂછયું કે "પછી આપના વડિલો સાથે પેલી બાબતમાં આપને કંઇ વાચચીત થઇ હતી કે?"

"હા. વાત તો ઘણી ઘણી થઈ હતી, અને સર્વ વાતનો અંત પણ મારી મરજી પ્રમાણેજ આવ્યો છે, જેને માટે મુખ્ય આભાર તો મારે આપનોજ માનવાનો છે! કેમકે આપની સલાહ પ્રમાણે મેં મારાં વડિલો સાથે શાંતપણે તથા સભ્યતાપૂર્વક અને દાખલા દલીલો સહિત વાત કરી એટલેજ તેઓ ઠંડા થઇ ગયાં, અને મારા લગ્ન હાલ તરત કરવાનું માંડી વાળીમારો અભ્યાસ આગળ વધારવા માટે તેમણે પરવાનગી પણ આપી છે." કહિને નવલે પોતાના માતપિતા સાથે આગલી રાતના જે જે વાતો થઇ હતી, તે સર્વ અથથી ઇતિ સુધી કહી સંભળાવતા છેવટે તેણીએ નવરંગીનો વળી પાછો ઉપકાર માનતાં કહ્યું કે આપે મારે માટે લાગણી રાખી મને જે સભ્ય સલાહ આપી હતી, તેજ આપની સર્વોત્તમ સલાહનાં પ્રતાપે આવું ઉતમ પરિણામ આવ્યું છે. માટે મરતાં સુધી આપનો આભાર હું કદીપણ ભૂલવાની નથી."

નવરંગી ખુશી થતાં બોલ્યો. "એમાં ઉપકાર જેવું કશું પણ નથી, પરંતુ એ તો દરેકે દરેક સુજ્ઞનો ધર્મ છે કે કોઇને પણ સારીજ સલાહ આપવી, અને તે નિયમ પ્રમાણે હું વર્ત્યો છું, માટે મેં કંઇ મારા ધર્મથી વિશેષ કર્યું નથી, તો પણ તમે જે ગૂણ માનો છે, એ તમારી લાયકી, ને સુજ્ઞતા બતાવે છે. હવે મારી તમને એટલીજ સલાહ છે કે, તમે તમારો અભ્યાસ સારી રીતે ચાલુ રાખી તેમાં લક્ષ દઇ ઉંચી કેળવણી મેળવવાને હંમેશાં મથન કરજો, કે જેથી તમારા વિચારો પણ ઉંચ પંકિતએ પહોંચી તમારૂં ભવિષ્ય સારૂં થાય."

"તે આપની સલાહ માથે ચઢાવું છું, પરંતુ વળી મને રાતના એક સ્વપ્નું આવ્યું છે, તે પણ મારે આપને જણાવવું જોઇએ; કેમકે મારે તે બાબતમાં આપને કેટલુંક પુછવાનું છે."

"શું સ્વપ્ન આવ્યું છે?" નવરંગીએ હસીને પૂછયું "બોલો જોઇએ?"

"જૂઓ: સાંભળો:—" કહીને નવલે પોતાના સ્વપ્નની સવિસ્તર હકિકત બારીકીથી કહી સંભળાવી છેવટે પૂછયું "આ સ્વપ્ન લગભગ પાછલી રાત્રિએ આવ્યું હતું, અને પાછલી રાત્રિનાં સ્વપ્ન લગભગ મ્હોટે ભાગે ખરાંજ ઠરે છે, એમ પણ લોકોની માન્યતા છે! માટે મારા સ્વપ્નની બાબતમાં આપ શું ધારો છો? એક રીતે તો એ ખરૂં પડવું જોઇએ! કેમ ખરૂં કેની?"

નવરંગી આ સાંભળતાંજ મુંછોમાં હસવા લાગ્યો, અને બોલ્યો "પ્રથમ તો હું પોતે સ્વપ્નને માટે વિશેષે કરીને માન ધરાવતો નથી, અને વળી તેમાં આપનું સ્વપ્ન તદ્દન અસંભવીત લાગે છે, જેથી સ્વપ્નનું ફળ પ્રાપ્ત થાય, એવું હું તો જરા પણ ધારી શકતો નથી!"

"આપને 'અસંભવિત' લાગે છે તેનું શું કારણ? 'અસંભવિત' શા ઉપરથી આપ જણાવો છો?"

"કારણ એજ કે, તેમ બનવુંજ મુશ્કેલ છે! એ બનેજ કેમ? આશાજ શી રાખવી?"

"એટલી બધી નિરાશા આપ કેમ બતાવો છો, તેનું કારણ તો કહેશોની?"

" કારણ એજ કે, જ્ઞાતિ બંધન! તમે એક જ્ઞાત, ને હું બીજી જ્ઞાત! એટલે તમારાં ને મારાં લગ્ન સંધાય, એ મારાથી શકય કેમ કહી શકાય? એ તો હસવા જેવું સ્વપ્ન સમજાય!"

" તમે ભલે હસવા જેવું માનો, પણ મને તો મારા સ્વપ્નને માટે ઘણોજ વિશ્વાસ છે! મારૂં હરેકે હરેક સ્વપ્ન સચોટ નિપજી સત્યજ ઠરે છે, અને તેથી આ સ્વપ્નને માટે પણ હું તો તેવીજ આશા રાખી શકું!"

" એવી આશા રાખવીજ મિથ્યા છે, માટે એવી આશા તમે રાખશો પણ નહીં, એજ મારી તમને સલાહ છે."

" એ આપની સલાહનો સ્વીકાર કરવાની સાથે હવે એ સ્વપ્નની વાત બાજૂપર રાખી, અને સ્વપ્નનો ખ્યાલ પણ નહીં રાખતાં હવે આપને ખુલ્લી રીતેજ પૂછું છું કે " જે જ્ઞાતિ બંધનનો વાંધો આપ બતાવો છો, તે વાંધો જો નહીં હોય, અને તે વાંધો જો પતી જવાનો પ્રસંગ આવે તો પછી આપનો બીજો કોઈ વાંધો ઉભો થાય, એવું તો બનશે નહીંની?"

" પણ તેનો અત્યારથી વિચાર કરવોજ નિરર્થક છે. અત્યારે તમારે ને મારે માત્ર અભ્યાસને લગતોજ વિચાર કરવાનો છે, અને તેમાંજ તમારે ને મારે મગજ રોકવું યથાર્થ છે. લગ્ન લંબાવવા માટે તો તમે તમારાં વડિલોને સમજુતી આપી, અને તેજ બાબતમાં જો તમે પુનઃ ચિત્ત લગાડો તો તે શું યોગ્ય કહેવાય? માટે વિષયજ હાલ તરત તમારા મગજમાંથી કહાડી નાંખી, માત્ર વિદ્યાભ્યાસનોજ અહો-નિશ વિચાર કરો! વિદ્યાર્થિની જીંદગી ભોગવનાર સ્ત્રી કે પુરૂષે માત્ર વિદ્યાભ્યાસમાંજ જીવ રાખવો જોઇએ, અને સંસાર–વ્યહવારની ખટ-પટોમાં જરા પણ માથું મારવું નહીં જોઇએ! કેમકે વિદ્યાર્થિના મગજપર વિદ્યા શિવાય અન્ય રંગ લાગવોજ નહીં જોઇએ. સમજ્યા?"

" મને કંઇ અન્ય રંગ લાગ્યો નથી, પરંતુ ધારો કે વિદ્યાભ્યાસ કરતાં અકસ્માત હાથમાં હીરો આવીને પડે તો તે હીરાને પણ શું ફેંકી દેવો કે? ખરી વાત છે કે, તે હીરામાં લુબ્ધ થઇને અભ્યાસ પરનો

મૂકવો નહીં, તો પણ તે હીરાને ઠરીઠામ કરવાને, અને તેને સંભાળી રાખવાને ખીસામાં મૂકવો, અને તેને કોઇ ચોરી જાય નહીં, તેવી રીતે રાખવો, એ પણ શું વિદ્યાર્થિનો ધર્મ નથી કે? આવેલું રત્ન હાથમાંથી ગૂમાવવું કેમ પાલવે? સારો પ્રસંગ કંઈ વારંવાર આવતો નથી! લાભના બૃહસ્પતિ કંઇ બારે દિવસ મળતા નથી! તેમજ ચંદ્રનો પ્રકાશ પણ કંઇ ચોવીસે કલાક મળી શકતો નથી! માટે આવેલી તક ગુમાવવી, એવી પણ શું આપની સલાહ છે કે?"

"અરે! આ તો તમે મારી સાથે વકીલાતનો વેલો ચલાવ્યો! આ બાબતમાં હું લાચાર છું કે, વકીલાતની પરીક્ષામાં હજી પાસ થયો નથી, અને તેથી તમારા દાખલા દલીલોના રદિયા ગુહ્યાર્થ ગુટકા દ્વારા આપવાની મારી યોગ્યતા માપી શકતો નથી! વળી તમે જેમ સમસ્યામાં શબ્દબાંણ ફેંકો છો, તેવી સમસ્યાની વિદ્યા પણ હું હજી શીખ્યો નથી, અને તેથી તમારા જેવીજ વાકચાતૂરી ચલાવવાને મારી શકિત કહ્યું કરતી નથી! હું માત્ર સીધી સડકે ચાલવાનું શીખ્યો છું, અને તેથી સીધીજ વાત પૂછું છું કે, તમે મને હીરાની ઉપમા આપી તે જોઇ મને હસવું આવે છે! હીરા જેવો મારામાં તમે શું પ્રકાશ જોયો? અને હીરા જેવું મૂલ્ય તમે મારૂં કેવે પ્રકારે આંકયું, તે મને સમજાવશો કે?"

"તે કંઇ આપને સમજાવવાની જરૂર નથી, પણ મારે પોતેજ સમજવાની જરૂર છે, અને તે હું રીતેભાતે સમજી પણ શકી છું. વળી આપ જ્યારે સીધી સડકે ચાલનારા છો, ત્યારે વાત કરવામાં પણ સીધીજ વાત કરોની કે, જો જ્ઞાતિ બંધનનો વાંધો નહીં હોય તો મારી સાથે લગ્ન ગાંઠ બાંધવાને આપને કંઇ પણ વાંધો છે કે? લો! આ સીધી સડકે ચાલવાનો સવાલ છે, માટે હવે આપ પણ કૃપા કરીને સીધો ને સરળ ઉત્તર આપીને મને સંતોષ આપશો તો આપનો અનહદ ઉપકાર થશે."

નવરંગી હવે શાંત થઇ ગયો, અને ગૂંચવણમાં પડી ગયો! તેણે સ્વતઃ વિચાર કીધો કે "હવે આને કહેવું પણ શું?" આમ વિચાર કરીને તેણે ખુલાસો કીધો કે "એ બાબત મારાં ને તમારાં

વડિલોના વિચારપર આધાર રાખે છે, માટે આપણે પરસ્પર ખુલાસો કેવી રીતે કરી શકીએ ?"

"એ પણ આપનું કહેવું સત્ય છે !" નવલે હવે, નવરંગીએ અગાઉ આપેલી સલાહના ટાંટિયા નવરંગીનાજ ગળામાં નાંખતાં જણાવ્યું "પણ વડિલોને ગમે તેવી નમ્રતાથી, આજીજીથી, અને મુદ્દાથી સમજાવવા, એ પણ આપણુંજ કામ છે કે બીજાનું ? આપનીજ સલાહ પ્રમાણે ગઇ રાતના મેં મારાં વડિલોના વિચારો કેવા ફેરવાયા ! તેવીજ રીતે આપણે આપણાં વડિલોને કળે કે બળે સમજાવવાને શા માટે શકિતવાન નહીં થઇએ ? માત્ર આપણાં બંનેના મન ઐકય થવાં જોઇએ !"

"તો ઠીક છે ! એ વિષે હવે પછી આપણે નિરાંતે વાદવિવાદ કરીશું, અને તે પછી અમૂક નિર્ણયપર આવીશું. એક-બે દિવસ થોભી જાઓ."

"આમ આડીઅવળી ઉડાવવાની વાત શા માટે વદો છો, તેની મને સમજ પડતી નથી ! તમારા દિલમાં ઢચુપચુ શું છે તે તો સમજાવો ! તમે કોઇ બીજી બાલિકા સાથે લગ્ન કરવાને વચનથી બંધાયા છો કે ? તેમ હોય તો સ્પષ્ટ દર્શાવો કે હું પછી બોલતીજ બંધ થઇ જાઉં !"

"નારે ના ! તેવું તો કશુંએ નથી; પરંતુ એટલુંજ કે તમારી માંગણી સમયોચિત નથી ! પ્રસંગોપાત જો આવી વાત કરો તોજ તે યોગ્ય ગણાય. હાલનો પ્રસંગ વિવાહ વિચારનો નથી, પણ વિદ્યા વિચારનો છે, અને તેથીજ મારો મત એજ છે કે, અન્ય વિષયના વિચાર નહીં કરતાં માત્ર વિદ્યા સંપાદન કરવા માટેનાજ વિચારો તમારા ને મારા મગજમાં રમ્યા કરવા જોઈએ. વિદ્યાના સંબંધમાં તમે મને દરેક રીતે પ્રશ્નો પૂછો. સલાહ માંગો, મારી સાથે વાદવિવાદ કરો, અને તેમાં તમારી વાકૃચાતૂરી ચલાવો તો મને આનંદ થવાની સાથે તમારૂં પણ કંઇ ભલું કરવાનું મારાથી બની શકે."

"વળી પાછું તેનું તેજ પીંજણ આપે આગળ ધર્યું ! એ બાબતમાં તો હું આપને પ્રથમથીજ ખુલાસો કરી ચુકી છું કે, અભ્યાસ કરતાંજ અકસ્માત હીરો હાથ લાગ્યો હોય તો તેને ખીસ્સામાં નાંખતાં

સુધી અભ્યાસને શોભાવવામાં કંઇ ખોટું ગણાય નહીં; માટે હવે વધારે ખેંચતાણ નહીં કરતાં સત્વર વચન આપી દોની કે. આપ મારા છો, અને હું તમારી છું! આટલીજ વાત હાલ તરત નિર્માણ કરવાની છે. તે નિર્માણ થયા પછી તે વાતનું પડીકું, પ્રસંગ પ્રાપ્ત થતાં સુધી 'લગ્ન પડી'ની માફક અંતઃકરણની ત્રિજોરીમાંજ સચવાયલી રહેશે. તે માટે આપ તદ્દન નિશ્ચિંત રહેજો! બાકી એટલું તો છેજ કે, જે આપણે પરસ્પર વચનથી બંધાવાનું છે, તેને માટે તો આજનો, અને વળી અત્યારનો—હાલનોજ સમય સર્વ પ્રકારે મને ને આપને સાનુકૂળ છે, એમ મારૂં હૃદય કહે છે! હવે છાનામાના 'હા' કહી દોની કે પછી એ પંચાત લંબાતી મટે! તમે પણ વિદ્વાન થઇને આવી અલ્પ બાબતમાં શું નકામી રકઝક કર્યા કરો છો! લક્ષ્મી ચાંદલો કરવા આવી છે, અને તમો તો જાણે મોં ધોવાનાં શામાંટામાં કરો છો! આવી વાત તમને કેમ શોભે? માટે ચાલો 'શેકહેન્ડ' કરીને તે દ્વારાએજ આપણે પરસ્પર વચનથી બંધાઇએ! એ પણ આપણી કબૂલાત કરી લેવાનો એક પ્રકારનો સુધરેલો નિયમ છે."

નવરંગી હવે તો ઠંડો પડી ગયો! તેણે વિચાર્યું કે "આ યુવતિને વચન આપવામાં વાંધો પણ શું છે? માટે એને વચન તો આપવુંજ, પરંતુ અમૂક કબૂલાતો એની સાથે કરવી જોઇએ. ઠીક છે! હવે એની મરજી માફક 'હા' કહેવી, અને મારી મરજી માફક એની પાસે પણ 'હા' કહેવરાવવી, એજ આખરનો રસ્તો છે. જો મારી માગણીઓ પણ એ કબૂલ કરે તો પછી એ યુવતિની માંગણી મારે પણ માન્ય કરવી જોઇએ." આમ વિચાર કરીને નવરંગીએ ઠાવકું મોં રાખીને જણાવ્યું. "જ્યારે તમારી મરજી એમજ છે તો મારે તમારી સાથે ચોક્કસ પ્રશ્નોત્તર કરવાના છે, અને મારી મરજી માફક તમે પણ જો બંધાતાં હો તો હું પણ તમારી મરજી પ્રમાણે બંધાવાને વાંધો નહીં લઉં."

"તમારી ગમે તેવી મરજી પ્રમાણે હું બંધાવાને તૈયાર છું, માટે જે પૂછવું હોય તે સુખેથી પૂછો!"

"પ્રથમ તો એજ કે, કદાચ તમારાં વડિલો ના પાડે તો પણ તમે મારી સાથે લગ્ન કરશો કે?"

" અલબત્ત! તેમાં તો જરા પણ શક નહીં."

" લગ્ન થયા પછી, તેમજ આપણાં વચ્ચે વચનથી સહી સાટું થતાંજ તમારે મારી આજ્ઞા પ્રમાણેજ દરેક પ્રકારે વર્તવું પડશે, માટે તેમ તમારાથી બની શકશે ખરૂં ?"

" નહીં કેમ બને ? તમારી સાથે મારો સંબંધ પતિ—પત્નિ તરીકે થતાંજ મારો ધર્મ તમારી આજ્ઞામાં રહેવાનો છે, અને તેને અનુસરીનેજ મારે વર્તવું, પણ જોઈશેજ, તેમજ મારા પ્રાણપ્રિય પતિ તરીકે તમારે પણ તમારા ધર્મ પ્રમાણે, અને સુધરેલા નિયમાનુસાર વર્તવું પડશેની ?"

" એ ચન ! એ તો પરસ્પરજ સમજી લેવાનું છે; પણ ટૂંકમાં એટલુંજ કે, ગમે તેવું વિઘ્ન આવે, ગમે તેવી આડખીલીઓ નડે, સગાં, વ્હાલાં, કુટુંબ અને ન્યાતજાતના ગમે તેવા વાંધા બખેડા જન્મ પામે, અને ગમે તેવી મુશ્કેલીઓ ઉભી થઇ, આપણે ગમે તેવા સંકડામણમાં આવીએ, તેમજ જોઇએ તો આકાશપાતાળ એક થઇ જાય તોપણ આપણો પતિ—પત્નિનો સંબંધ સંધાય તથા તે સંધાયા પછી પણ સંધાયલો કાયમજ રહે, એ તો ચોક્કસજ કેની ?"

" એમાં વળી શું શક ? એ તો માથાં સાથે કાન જડયા તે જડયા ! એમાં પછી કંઇ કોઇથી છૂટાય કે ?"

" ત્યારે હવે આપો વચન ?"

" લો આ વચન !" નવલે પ્રથમ વચન આપી નવરંગીના હાથપર પોતાનો હાથ ઠોકયા પછી જણાવ્યું. "તમે પણ વચન આપશો કેની ?"

" હા. મારૂં વચન પણ લો—તૈયાર !" કહીને નવરંગીએ પણ નવલના હાથપર પોતાનો હાથ ઠોકયો.

" હવે તો તમે મારા વ્હાલા ખરાની ?" નવલે હસીને પૂછયું.
" હજી કંઇ વાંધો છે કે ?"

" હવે વાંધો શાનો ? હું તમારો વ્હાલો, અને તમે મારા વ્હાલા પ્રાણપ્રિય પ્રમદા !"

" ત્યાર હવે મારે તમને કયે નામે બોલાવવા મારા વ્હાલા ?"

"મારૂં નામ તો મારા ફોઇએ ખાસું મઝાનું પાડેલુંજ છે, અને વળી બીજું નામ શા માટે પૂછો છો ?"

"આજના આનંદ સ્મરણાર્થે હું તો નવીન નામેજ તમને બોલાવીશ, અને તે નવીન નામ—" નવલ સ્મરણ કરવા લાગી, અને થોડીજ મિનિટમાં બોલી "ઠીક—ઠીક ! હું તો તમને માત્ર 'ડીયર'ને નામેજ બોલાવીશ; કેમકે એ ઇંગ્લિશ ટેસ્ટનો શબ્દ મને પણ અત્યંત પ્રિય લાગે છે ! તમને પસંદ છેની ?"

"મને પણ પસંદ તો છે, પણ મારે તમને કયે નામે બોલાવવા, તેનો હવે હું વિચાર કરૂં છું." નવરંગીએ વિચાર કરીને જણાવ્યું. "હું તમને 'મોહિની'ને નામે જ બોલાવીશ; કેમકે તમે મને 'મોહિની' લગાડેલી હોવાથી 'મોહિની'નું નામ તમારે માટે બરાબર બંધબેસ્તું ગણાશે ?"

"ના ડીયર ! એ તો મશ્કરીનું નામ છે ! એવું નામ તો નહીં સારૂં ! એનાં કરતાં તો મારૂં મૂળ નામ જે 'નવલ' છે તેજ સારૂં છે. માટે તે નામેજ બોલાવજોની ડીયર !"

"ઉહું ! તમે જ્યારે મારૂં ખાસ નામ રાખ્યું, તો મારે પણ આજના આ શુભ પ્રસંગનાં સ્મરણાર્થે તમારૂં પણ કોઇ ખાસ નામ રાખવુંજ જોઇએ." નવરંગીએ વળી વિશેષ વિચાર કરીને કહ્યું "ત્યારે તો માત્ર 'લવ'ના નામથીજ હું તમને બોલાવીશ. એ નામ બરાબર છે. હવે તમે વાંધો લેશો તો નહીં ચાલે ! બસ ! એજ નામ ઠરી ચૂક્યું ! કબૂલ કરો ને તમારી પસંદગી પ્રકટ કરો !"

"આપની ઇચ્છા એમ છે તો એમ ! કબૂલ !" નવલે હાસ્યમાં જણાવ્યું "મેં તમારૂં નામ ઇંગ્લિશમાં રાખ્યું, માટે તમે પણ મને ઇંગ્લિશ નામજ આપ્યું ! ખરા પાકા !"

"ત્યારે હવે રજા છે ? મારે સાયંકાળ પહેલા આજે ઘેર જવાનું છે; કેમકે એક ફ્રેન્ડ બરાબર સાડા છ વાગે આવનાર છે, અને સાડા પાંચ તો થઇ ગયા છે, માટે હવે મારે જવું જોઇએ."

"ભલે પધારો ! પણ આપણે હવે પુનઃ ક્યારે મળીશું, અને કયે સ્થળે મળીશું ?"

" આજ સ્થળે આવતી કાલે પુનઃ મળીશું, અને આજનેજ વખતે હું અહીં આવીશ."

" હવે દરરોજ અહીં મળવું કેમ પાલવશે ? આવી રીતે રસ્તામાં મળવું, એ હવે નહીં પરવડે ! માટે કોઇ ખાસ જગા તો રાખવીજ જોઇએ, અને તેને માટે તમે કંઈ ગોઠવણ કરો તો સારૂં !"

" વારૂં ત્યારે તમે મારે ઘેર આવી શકશો?"

" મને કંઇ વાંધો નથી, પણ તમારે ત્યાં હુ આવું, અને તમારાં વડિલો કે ઘરનાં માણસો કંઇ ચર્ચા કરે તો પંચાતી જાગેની ? તેને માટે તમે કંઇ રસ્તો કરી શકશો ?"

" તે તો હું લાડ કહાડીશ. તમે હાથમાં બે-ચાર પુસ્તકો લઇને આવ્યા કરજો, જેથી ઘરમાં મને પૂછશે તો હું એટલોજ ખુલાસો કરી દઇશ કે 'એ તો શીખવાને આવે છે.' પછી કંઇ વાંધો નહીં આવે."

" અને હું પણ મારાં વડિલોને એવુંજ બ્હાનુ બતાવીશ. એટલે તેઓને પણ સમજાવી શકાશે. અને તેઓ પણ મને તમારે ત્યાં આવવા દેવામાં વાંધો નહીં લે; પરંતુ એવું ગુપ્તપણું ક્યાં સુધી ચાલશે ?"

" જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી ચલાવવું, અને પછી તો ખુલ્લું થશેજ ! તે વખતે ખુલ્લી રીતે ખુલાસો કરવાને તમારે કે મારે કંઇ ડરવાનું થોડુંજ છે? એ તો તે વખતે જેવો રંગ જાગશે, તેવી વાત કરાશે. હમણાં તો જ્યાં સુધી નભાવાય, ત્યાં સુધી નભાવવું."

" એ પણ સારો રસ્તો છે; પરંતુ આપનું ઘર મેં જોયું નથી તેનું કેમ ?"

" તે હું તમને બતાવીશ. આવતી કાલે તો આપણે અહીંજ મળશું, અને અહીંથી આપણે સાથે જઇશું. તે વખતે મારૂં ઘર હું તમને બતાવીશ તથા બનશે તો મારે ત્યાં તમને લઇને પણ જઇશ."

" હા-હા ! એમજ કરજો !" નવલે ખુશી થઇને જણાવ્યું " એ અચ્છો રસ્તો છે ડીયર !"

" હવે તો હું જાઉં છું, મારા લવ !" કહીને નવરંગી ચાલતો થયો.

# પ્રકરણ ૬ ઠું.

## એ ચંદ્ર ખરો.

દોહરો.

ચંદ્ર ખરો ચતુરા મળ્યો, વાધ્યો મન હુલ્લાસ;
ચંદ્ર અર્થ સમર્થ છે, ભવિષ્ય માટે ખાસ

નવલને હવે સંપૂર્ણ સંતોષ થયો, અને નવરંગીના વિદાયે થયા બાદ તેણીએ પોતાની ઘાટણ જાનકીને પોતાની પાસે બોલાવીને બેસાડયાં પછી તેણીને પોતાનો મનનો આનંદ પ્રકટ કરતાં નવલે કહ્યું "જાનકી! આજે તો ચોપાટીપર ચંદ્ર પ્રકાશ્યો જો! વાહ! કેવો મજાનો મનહર ચંદ્ર! પૂર્ણિમાનો ચંદ્ર પણ રદ! પણ આજનો ચંદ્ર તો ખાસ! અનુપમ! આનંદકારી! ઉત્તમ!"

"એ શું બોલો છો? ચંદ્ર કેવો ને કયાં છે? હજી તો સૂર્યનારાયણ પ્રકાશે છે, હજી બે ઘડી દિવસ છે, અને વળી ચંદ્ર કયાંથી પ્રકાશ્યો? સૂર્યાસ્ત થયા પછી ચંદ્રોદય થાય કે તે પહેલાં? તેમાં વળી હાલ અંધારી રાત્ર ચાલે છે તેથી ચંદ્રોદય પણ છેક પાછલી રાતના પ્રકાશે, તેને બદલે તમે તો દિવસનાજ ચંદ્ર જુઓ છો, એ સાંભળી મને તો નવાઇ લાગે છે!"

"ઘેલી રે ઘેલા! તું તરી વેડી આહે! તુંલા ડોળે નાહીં! આંણી ડોળે અસેલ તરી તુંલા કાંહી દિસતચ નાહીં! હે બગ! કસા છાંદ ચંદ્ર દિસતો! મી પાહતી, આંણકી તું તે પાહત નહીં!"

"હે તુમી કાય સાંગતાત બાઇ! ચંદ્ર મુલીચ દિસત નાહીં! આંણી દિસેલ તરી કસા! દિવસાની કુઠે ચંદ્ર દિસત અસતે કાય? માઝ્યા લક્ષાત તુંમચી ગોષ્ટ કાંહી પટત નાહીં!"

હવે નવલે વળી ગુજરાતીમાં બોલવા માંડયું; કેમકે મરાઠી વધારે બોલવાનો થાક લાગ્યો નહીં! તેણીએ જણાવ્યું ચંદ્ર તને દેખાયો તો હતો, અને તું પણ ખોટુંજ બોલે છે!"

"ના બાઇ! તમારા સમ! મેં ચંદ્ર જોયોજ નથી!" જાનકી ચકિત થઇને બોલી "મને જો ચંદ્ર દેખાયો હોય તો મારે ખોટું બોલવાનું કંઈ કારણ છે કે?"

" અને તેં ચંદ્ર જોયોજ છે, એવું હું સાબિત કરી આપું તો પછી કેમ ? "

" મેં જોયો:જ નથી તો તમે સાબિત કેવી રીતે કરી શકશો ? " જાનકીએ હિમ્મતથી જણાવ્યું " તેમ છતાં પણ જો તમે સાબિત કરી આપો તો તમે મને એક ટપલો મારજો ! બસ ? હવે સાબિત કરો જોઇએ ! "

" હમણાંજ પેલો યુવાન મારી સાથે વાત કરીન ગયો તેને તો તેં જોયો હતો ની ? "

" હા. તેને તો મેં જોયો હતો ખરો ! "

" તેજ ચદ્ર ! હવે ખરૂં કોણ ? તું કે હું ? જો ! કેવું સાબિત કરી આ યું ! તુંજ ખોટી ઠરી કેની ? "

" હવે સમજી ! તે પુરૂષનું નામ ચંદ્ર હશે ! ખરી ર ત ! તેમાંજ તમે મને ફ ાવતાં હતાં ! "

" ન—ના ! તેનુ નામ કંઇ ચંદ્ર નથી, પણ તેનું નામ તો ખાસું મઝાનું ડીયર છે ! "

" ડીયર શું વળી ? ઢેડ તો નહીં ? "

" મેર મુરખી ! ઢેડ કેમ વળી ? એ તો ડીયર ! હવે સમજી ? હવે તો ડીયર બોલી શકાશેની ? "

" નહીં બોલાય તો મારે બોલીને શું કરવું છે ? પણ ચંદ્રની વાત સમજાવોની બ્હેન ! "

" એજ મારો ચંદ્ર છે ! એની સાથેજ લગ્ન કરવાનું મેં નક્કી કીધું છે. અને તેથીજ આ સમયને ચંદ્ર પ્રકાસ જેવા શુભ સમય હું સમજું છું. હવે ખબર પડી કે ? "

" ત્યરે એમ સ્પષ્ટ સમજાવોની બ્હેન ! " જાનકીએ વિશેષ ખુલ સો જાણવાને પૂછ્યું " એ પુરૂષ શું તમારી ન્યાતનોજ છે કે બ્હેન ? "

" ના એ તો બીજી ન્યાતનો છે, પરતુ એની સાથે અમારો રોટી વહેવાર છે, અને માત્ર બેટી વહેવાર નથી, અને સુધારાવાળા-ઓના તેમજ શાસ્ત્રના મત પ્રમાણે રોટી વહેવ ર ત્યાં બેટી વહેવાર તો થઇ શકશે "

"શેઠ અને શેઠાણીએ એમ કરવાની રજા આપી છે બહેન, કે તમારીજ મરજીથી નક્કી કર્યું છે ?"

"હમણાં તો મારી પોતાની મરજીથીજ કર્યું છે, અને હવે જ્યારે જરૂર પડશે ત્યારે તેઓની મરજી મેળવતાં કેટલી વાર ? મા બાપને સમજાવવાં, એ તો મારૂં કામજ છે ! વળી તને પણ કહી રાખું છું કે, જો કદાચ કામ પડે તો તું પણ મારી તરફથી ટાપસી પૂરજે, અને મારી વાતને ટેકે આપજે, હાં કે ?"

"તેને માટે તમારે બેફીકર રહેવું ! હું કંઇ તમારાથી દૂર નથી બ્હેન ! પરંતુ જે કરો તે વિચારીનેજ કરજો ! જ્ઞાત ગળણે ગાળીને પાણી પીવું એ વૃદ્ધોની અનુભવી વાણી છે !"

"હવે વિચારવાનું બાકી રહ્યું નથી તો ! હવે તો જે થવાનું હતું તે થઇ ગયું, અને અમે અરસપરસ વચનથી બંધાઇ પણ ગયાં છીએ, જેથી હવે બીજું કશું અદલબદલ થઈ શકે તેમ નથી ! એ તો માથા સાથે કાન જડાયા તે જડાયાજ ! ગમે તેમ થાય તો પણ હવે કંઇ તે કાન માથાથી છુટા પડે ખરા કે ?"

"ત્યારે તો હવે મારે પણ કંઇ કહેવાપણું રહ્યું નથી ! ઇશ્વર તમારી ગોઠવણમાં તમને સુખી કરે કે થયું !"

"તને તો મારે સો વાતની એકજ વાત કહેવાની છે કે, તું માત્ર મારા પક્ષમાં રહેજે, અને તેમ કરશે તો હું તને જીવતાં સુધી પાળીશ અને તારૂં ઘડપણ પણ હું સંભાળીશ."

"વારૂ બ્હેન. હું તો વચન આપી ચૂકી છું કે, હું તમારીજ છું, અને તમારાજ આશરે પડી છું. મારે તમારા શિવાય બીજા કોનો આધાર છે ? મારૂં બીજું કોઇ સગું કે વ્હાલું નથી !"

"તારે કંઇ મુંઝાવું નહીં, અને કંઇ પણ જોઇતું કરતું હોય તો તારે મને ખુશીથી કહેવું તારે કંઇ જોઇએ છે ? જે જોઇતુ હોય તે મને બેધડક જણાવી દે !"

"એક લૂગડું અપાવો તો મહેરબાની કેમકે મારા લૂગડાં ફાટી ગયાં છે !"

"કેટલાક રૂપીઆનું એક લુગડું આવશે ?"

"એનું કંઇ મ્હોં-માથું છે? તોપણ કમમાં કમ ચાર સાડા-ચારનું લઉં તો બાર મહિના વપરાય."

"ઓહો! તેમાં તે શું મોટી વાત!" કહીને નવલે પોતાના ખીસામાંથી પાકીટ કહાડીને તેમાંથી પાંચ રૂપીઆની એક નોટ જાનકીને આપતાં સ્નેહસહ જણાવ્યું "આ નોટ રાખ; અને તું તારી મરજી માફકનું લૂગડું લેજે; પરંતુ મારી બાને કહેતી નહીં કે, મેં રૂપ્યા આપ્યા છે. સમજીની?"

"વારુ બ્હેન! તમારો ઘણો ઉપકાર થયો!" કહીને જાનકીએ તે નોટ છેડે બાંધી દીધી.

બાદ લગભગ સાડા છ વાગતાંનો સમય થતાંજ તેણી બંને ત્યાંથી ઉઠી, અને ચંદ્રને લગતી વિશેષ વાતો કરતી તેણીઓ ઘેર પહોંચી.

આજે નવલ અત્યાનંદમાં હતી. જેથી તેણી રાત્રિના વાળુ કરતી વખતે પણ પોતાના માતા—પિતાની સાથે ગમે તેવી વાતો પણ આનંદમય વદને કરવા લાગી, જે જોઇને ગુણવંતીએ પોતાના પતિ પ્રત્યે કહ્યું "આજે આપણી કીકી બ્હેન બહારથી ફરીને આવી છે, ત્યારથીજ ખુશ મિજાજમાં છે!"

"સારૂં. સદા આનંદમાં રહે તો તબીઅત પણ સારી રહે." કહીને ચટપટદાસે નવલને પૂછ્યું. "આજે તું આનંદમાં દેખાય છે, તેથી જો અમને પણ કેવો આનંદ લાગે છે! આજ પ્રમાણે આનંદમાં રહેવું, કે જેથી વિદ્યાભ્યાસ પણ સારી રીતે થઇ શકે?"

"આજે આનંદનું કારણ પણ એક ખાસ બન્યું છે પિતાજી!" નવલે તદબીરથી વાત પ્રગટ કરતાં જણાવ્યું " આવતી કાલથી એકની પાસે હું ઇંગ્રેજી ભણવાને જવાની છું."

"કોની પાસે?" ચટપટદાસે પૂછ્યું "કોઇ પુરૂષની પાસે કે સ્ત્રીની પાસે?"

"એક પુરૂષની પાસે. તે અહીં ગુલાલવાડીમાંજ રહે છે, અને બી. એ. નો અભ્યાસ કરે છે. તે મને આજે ચોપાટીપર મળ્યા હતા, અને કંઇક વાત નીકળતાં મેં તેમને પૂછવાથી તેમણે મને શીખવવાની 'હા' પાડી છે, અને તેથી તેને ત્યાં શીખવાને હું જનાર છું. તે ઘણો

ભલો ને આબરૂદાર માણસ છે, અને તેના બાપનું નામ નવનીતરામ કરીને છે, તે પણ પૈસાવાળા છે."

"ઓળખ્યો! નવનીતરામનો છોકરો નવરંગી!" ચટપટદાસે જણાવ્યું "નવનીતરામ મારા પણ સ્નેહી છે, અને બચ્ચરવાલ પણ છે, માટે તેને ત્યાં જવાને કાંઇ અડચણ નથી; પરંતુ તું ત્યાં કયે વખતે જશે?"

"તે તો હજી નક્કી થયું નથી, પણ ઘણું કરીને પ્રભાતના આઠ ને દશની વચ્ચે જઇશ."

"બહુ સારૂં. ખુશીથી જજે બેટા!"

નવલ આ પ્રમાણે પોતાના પિતાજીની પરવાનગી મળવાથી ઘણી રાજી થઇ ગઇ, અને બોલી "તે માણસે મને થોડાક વખતમાંજ ઈંગ્રેજી ભણાવવાનું વચન આપ્યું છે!" નવલે આગળ બોલતાં ગપ ગોળા અટાવવા માંડયા "તે જરાક અચકાતો હતો; કેમકે તેના મનમાં ધાસ્તિ લાગી હતી કે, કદાચ આપ મને ત્યાં જવાને માટે પરવાનગી આપો કે નહીં પણ આપો! તેથી તે બિચારાએ તો એટલે સુધી મને જણાવ્યું છે કે 'જો તારા પિતાજી મારે ત્યાં તને આવવાની ના પાડશે તો હું તારે ત્યાં અમુક વખતે શીખવવા આવીશ. પણ આપ જ્યારે ત્યાં જવાની મને પરવાનગી આપો છો, ત્યારે તો હવે વાંધાનું કારણ નથી રહ્યું."

"બેલાશક તું તેને ત્યાં જજે, અને અવારનવાર કે હંમેશા તે પણ આપણે ત્યાં આવશે તો વાંધો નથી. તેના જેવા સારા માણસને ત્યાં જવું, અથવા તે આપણે ત્યાં આવે તો તેમાં શું ખોટું છે? પણ એટલુંજ કે, રીતભાતે વર્તવું અને અભ્યાસમાંજ લક્ષ રાખવું,"

"વારૂ પિતાજી!"

"તરતજ ગુણવંતી બોલી ઉઠી પરંતુ તેજ આપણે ત્યાં આવ્યા કરે તો વધારે સારૂં."

"તે કંઈ આપણો પગાર ખાવાનો છે કે તેજ આપણે ત્યાં દરરોજ આવ્યા કરે?" નવલે જણાવ્યું "તેમ છતાં કોઇ વાર તે પણ આવે, અને કોઇ વાર હું પણ તેને ત્યાં જાઉં, એવી ગોઠવણ કરીશ."

"તે જો પગાર માંગે તો પગાર આપીશું?" ગુણવંતીએ પૂછ્યું. "કેમ પ્રાણનાથ, ખરૂં કેની?"

"તે વળી પગાર માંગે પણ ખરો, અને આપણે આપીએ તો લે પણ ખરો કે ?" ચટપટદાસે હસીને જણાવ્યું "તે તો મને પણ વેચાતી રાખે તેવો શ્રીમંત છે ! તે પણ લખપતિ માણસ છે !"

એમ કે !" ગુણવંતીએ અજાયબીથી પૂછયું "તે એટલો બધો પૈસાવાળો છે ?"

"હા." ચટપટદાસે જણાવ્યું "તેનો બાપ એક મુંબઇના સારા શેઠીઆમાં ખપે છે તો !"

આ સાંભળીને ગુણવંતી વિશેષ તો કાંઈ બોલી શકી નહીં, પરંતુ તેણીએ નવલને જણાવ્યું "પણ બ્હેન ! તેને તું આપને ઘેર એક—બે દિવસમાં જરૂર લાવજે તો ખરી !"

"તે તો લાવીશ, અને તે આવશે પણ જરૂર. તે ગમે તેટલા પૈસાવાળો છતાં ઘણોજ સાદો, નમ્ર અને બોલવે ચાલવે લાયકી-વાળો છે, એટલે તે આપણે ત્યાં આવવાને આનાકાની નહિંજ કરે !"

"અને કદાચ તે ખંચાય તો તેને મારૂં નામ દઇને કહેજેની કે 'મારા પિતાજીએ તમને બોલાવ્યા છે' એટલે તે અવશ્ય આવશેજ, તેના જેવા આબરૂદાર પુરૂષનાં પગલાં આપણે ત્યાં થાય, તેમાં તો આપણી પણ શોભા છે. સારા માણસનો સહવાસ સારાંજ પરિણામ લાવે છે."

"ઠીક છે પિતાજી ! હું તેને જરૂર લાવંશ." કહીને નવલ મનમાં હરખાઇ, અને તેણી સંતોષ પામવા લાગી કે "ચાલો ! એ રસ્તો પણ હાલ તરત તો ધાર્યા પ્રમાણેજ ખુલ્લો થયો ! હવે મારા ડીયરને મળવા ભેટવામાં એકે દિવસ વાંધો નહીંજ આવે ! હમણા સુધી તો ઇશ્વર સાંધો છે, અને ધારવા પ્રમાણેજ બધું બન્યાં કરે છે ! ભવિષ્યમાં વળી ભગવત છે !" આ પ્રમાણે નવલ સ્વતઃ મનમાં સંતોષાનંદ માનવા લાગી, અને જાણે મોટો મોર્ચો માર્યા જેવું સમજી બેઠી !!!



# પ્રકરણ ૭ મું.

## કીર્તિવાન કુટુંબ.

**દોહરો.**

નવરંગી ને નવલની,
જોડી છે ધનવાન;
માત-પિતા છે તેમનાં,
કીર્તિમાં કુળવાન.

બંને કુટુંબો કીર્તિવાન છે. તેઓ બંને વણિક વેપારી છે. બંને વચ્ચે રોટી વહેવાર છે, પરંતુ બેટી વહેવાર નથી. તેઓ બંને કઇ જાતના વણિક છે, તે ન્યાતનાં નામ અત્રે પ્રકટ કરવાનું માંડી વાળવું પડે છે; કેમકે તે નામો જો હું જાહેરમાં મૂકું તો કદાચ મને, આ વાર્તાના લેખક તરીકે, તે ન્યાતવાળાઓ સતા થઈ મેદાન પડી, આ રંક લેખકને ફાંસીએ લટકાવવાને પણ ફાંફાં મારે ! માટે તે નામના નમુના પ્રસિદ્ધમાં નહીં મૂકતાં તે નામો ટોપલા તળે ઢાંકી ઢાંકપીછોડો કરવાનીજ શોભા બતાવવી સારી છે ! તેટલા માટે વ્હાલા વાંચનાર સાહેબો ! તમે પણ તે નામો જાણવાની જીજ્ઞાસા જણાવશોજ નહીં ! કેમકે વળી વાણિયા ભાઇઓની ઢીલી દાળ ને રોટલી વચ્ચે લડાલડી, અને ચડાચડી કરાવવાની પણ મારી મુદ્દલ ઇચ્છા નથી. તેમ છતાં જેને કમળો થયો હોય, અને તે પોતાની પોતાની આંખેથીજ પોતાનું પીળું જોઇ લેશે તો તેમાં લેખકને કંઇ સ્નાન સૂતક નથી !

નવલના પિતાની હવે ઓળખાણ આપવી યોગ્ય છે. તેણીના પિતા ચટપટદાસ એક સુધારામાં ખપનારા અરધી વયના પુરૂષ છે, અને ન્યાતજાતમાં તેનું માન પણ સારૂં છે. વળી તે પૈસે ટકે પણ સાધારણ રીતે, અને મુંબઇના શ્રીમંતોની સ્થીતિના પ્રમાણમાં ઠીક સુખી છે. લગભગ સવાથી દહોડ લાખની પૂંજી તેની પાસે છે, જ્યારે સંતતિમાં એકની એક પુત્રિ નવલ શિવાય તેને અન્ય સંતતિ નથી, અને તેથી તે પુત્રિપરજ તેના અને તેની સ્ત્રી ગુણવંતીના ચાર હાથ છે. પોતાની તમામ દોલતના વારસ તરીકે તે પુત્રિજ છે. ચટપટદાસ જાતે ને પોતે સુધારક સમાજોમાં સારો ભાગ લે છે, અને સુધારકોની સાથે

એકમત થવામાં પણ તે પાછો હઠતો નથી, તો પણ ગ્હોંના તડાકા દ્વારાજ 'સુધારો! સુધારો!' બરાડે છે, પરંતુ બોલવું તેમજ કરી બતાવવું, એ તો તે શીખ્યોજ નથી—કે જે પ્રમાણે અન્ય સુધારકો પણ ઘણાખરાં તેને મળતીજ બ્હીકણ ને બડાસખોરી ચાલ ચલાવે છે! પણ ગુણવંતી તો જૂના વિચારનીજ સ્ત્રી છે. તેણી જો કે પોતે સુધારાનું ડોળ દેખાડતી નથી, તો પણ પોતાના પતિને સુધારકમાં ખપતાં અટકાવવાની ચાલ પણ ચલાવતી નથી, તેમજ પોતાની પુત્રિને પણ સુધરેલી ફૅશનની ડિસિયારીમાં આગળ વધતી અટકાવવાની વિશેષ ટકટક કરતી નથી, પરંતુ માત્ર પોતાનાજ મનની પોતે ગુખ્યાર હોય, તેવા રૂપમાં રહે છે, જેથી તેણીના જીવને સુધારો શું છે? તે જાણવાની જીજ્ઞાસા પણ થતી નથી! એકંદરે ગુણવંતી ભલી ને ભોળી નારી છે, અને તેણીનામાં કલિયુગનો પવન તો કિંચિત્ પણ નથી! ઘરમાં અગર જો તેણીનું સારૂં માન છે, તો પણ તેણી પોતાનું ચલણ ચલાવવાની દરકાર પણ કરતી નથી, અને ઘણું કરીને પોતાના પતિની મરજી મુજબ ચાલવામાં તેણી પોતાનો ધર્મ સમજે છે.

નવરંગીનો પિતા નવનીતરામ પણ સારો શ્રીમાન છે, અને તેની પૈસા સંબંધી સ્થીતિ, ચટપટદાસનાં કરતાં વધારે ગબ્બર છે. અર્થાત નવનીતરામ પાસે લગભગ પાંચ–છ લાખની પૂંજી છે, અને તેની ન્યાતમાં પણ તેનુ માનપાન સારૂં છે. તે પણ સુધારાનો સાથી છે, તો પણ જ્ઞાતિબંધનથી બ્હીનારો, તેમજ હિમ્મતમાં કાચો ને પોતિયાં છોડું છે! ગ્હોંના ફડાકા ફેંકવામાં તો પહેલા નંબરનો ફડાકીદાસ ખરો, પરંતુ પ્રસંગ આવે ત્યારે વાણિકવિદ્યા વાપરનારો છે! "વાણિયા મૂંછ નીચી તો સાડીસાત વાર નીચી!" તે રીતને માન આપવામાં તો તે શૂરો ને પૂરો છે! તેની સ્ત્રીનું નામ ભાનુમતિ છે. તેણી રૂપે રંગે રમણિક છતાં સ્વભાવે જરા જાજરમાન છે, અને તેની નવનીતરામ આગળ પોતાનો કક્કો ખરો કરવામાં ઘણીખરી વાર ફાવી જાય છે. તેણી વળી ઢંગ વગરની—પાયા વગરની પણ છે, અને તેથીજ તેણીના વિચારો અનિશ્ચિત જેવા છે. ઘડીકમાં તે જૂના વિચાર ધરાવશે, અને ઘડીકમાં તેણી વળી સુધારાને પણ પસંદ કરશે! આવા ડામાડોળ વિચારોને લીધે તે કોઈ પણ પક્ષનાં લેખામાં નથી, એ કહેવું યોગ્ય ગણાશે.

ઉપર પ્રમાણે તે બંને કુટુંબોની ઓળખ આપ્યા પછી નવલ, અને નવરંગીની ઓળખ આપવાનુંજ બાકી રહ્યું છે, પરંતુ તે બંનેની ઓળખ અત્યારે ને અત્યારે નહીં આપતાં આ વાર્તામાં તેમનાં આચરણો વર્ણવ્યાં છે તે ઉપરથીજ તે બંનેના ગૂણ-દોષની ગણના વાંચનાર સહેલાઇથી કરી શકશે.

આજે ચોપાટીપર નવલ, અને નવરંગીની ત્રિજી મુલાકાતનો પ્રસંગ છે. ચોપાટીપર નવલ જતાંજ આજે નવરંગી પણ આવી પહોંચ્યો. બંને સંગે બાંકડાપર બેઠાં. એ વખતની મુલાકાત પ્રસંગે તો બંને જરા દૂર-દૂર બેઠાં હતાં, પણ આજે તો તેઓ બંને સાથેજ બેઠાં-જાણે બંને એકજ ઘરનાં હોય તેમ !

એટલામાં બદામ-પસ્તાં વિગેરે વેચનારો ફેરિયો આવ્યો. તેની પાસેથી નવરંગીએ ચાર આનાના ખારાં પસ્તાં, અને ખારી બદામો લીધી. પૈસા નવલે આપવા માંડ્યા, પરંતુ નવરંગીએ તેણીને અટકાવીને પોતેજ પૈસા આપ્યા અને નવરંગીએ નવલને જણાવ્યું. "હવે તો તમારે માટે પણ મારેજ ખર્ચ કરવો જોઇએ, અને તમારો તમામ ખર્ચ પણ મારેજ પૂરો પાડવો જોઇએ !"

"મારૂં છે તે તમારૂંજ છેની ડીયર ! તમારૂં ને મારૂં હવે કંઇ જૂદું છે કે ? હવે જૂદાઇ કેમ પાલવે ?"

"તે ખરૂં છે, પરંતુ પુરૂષે કમાઇને પત્નિનું પૂરૂં કરવાનો ધર્મ પુરૂષનોજ છે, અને તે મારે બજાવવોજ જોઇએ. દુનીઆના નિયમ પ્રમાણે અને પતિ-પત્નીના ધર્મ પ્રમાણે આપણે પણ વર્તવું જોઇએ, અને તેમ જો આપણે નહી વર્તિએ તો આપણે દુનીઆથી વિરક્ત ગણાઇએ. આપણે સુધારાવાળા તો ખરાંજ પણ દુનીઆની બહાર તો નથીજ. સુધારાવાળાઓના આચાર, વિચાર અને નિયમો પણ કંઈ દુનીઆદારીની વિરૂદ્ધ તો નથીજ, મારા લવ્હ !"

"તે આપની સમજ માન્ય કરૂં છું, અને આપનાં સંગથી એવું એવું મારે પણ ઘણું શીખવાનું છે." કહીને નવલે હવે પોતાના માત-પિતા સાથે આગલી રાત્રિમાં થયલો ખુલાસો નવરંગીને જણાવતાં કહ્યું કે "મેં મારાં માતા-પિતા સાથે આપની બાબતમાં મસે મંગળ

ગાઇ દીધાં છે, અને આપને ત્યાં મારે આવવાની પરવાનગી તેમણે જેમ આપી છે, તેમજ આપને પણ મારે ત્યાં બોલાવવાને અત્યંત આગ્રહ કીધો છે, માટે આપ આજે તો મારે ત્યાંજ પધારજો. અહીંથી આપણે સાથે ઉઠીને સાથેજ મારે ત્યાં જઇશું, અને મારે ત્યાં આપણે વાત-ચીતમાં વખત પણ નિર્ગમન કરીશું."

"ભલે! જેમ તમારી ઇચ્છા! પરંતુ આપનાં વડિલો અત્યારે ઘેર હશે કે કંઇ ગયાં હશે?"

"મારા માતુશ્રી તો ઘરમાંજ હશે; કેમ કે તેઓ તો અત્યારે કંઇ જતાં નથી. માત્ર મારા પિતાજી જો બહાર ફરવા ગયા હશે. તો પણ તેઓ દીવાબત્તી પ્રથમજ ઘણું કરીને પાછા ઘેર પધારશે, જેથી તેઓ બંનેની મુલાકાતનો તમને લાભ મળશે."

"ત્યારે તો વધારે સારૂં. હું પણ તેમનાં દર્શનનો લાભ લેવા ઇચ્છું છું; પરંતુ તમારા માતુશ્રી જૂના વિચારના છે કે સુધારાના વિચારના? તેઓ સાંજે ફરવા હરવા જતાં નથી શું?"

"તેઓ ઘણે ભાગે જૂના વિચારના છે, અને તેથી હરવા ફરવા તેઓ એકલા તો કદી પણ જતાંજ નથી. કોઇ વાર મારા પિતાજી જો ગાડીમાં બેસીને ફરવા જવાના હોય તો તેમની સાથે કદાચ તેઓ જાય છે. બાકી દરરોજ પ્રભાતમાં તેઓ મંદિરોમાં દર્શન કરવા તો જાય છે."

"તમારા માતુશ્રી દર્શન કરવા જાય છે?" નવરંગીએ ચકિત થઇને પૂછયું "અને તમે પણ મંદિરે ભટકવાને તમારા માતુશ્રીની સાથે જાઓ છો ખરા કે?"

"ના. હું દરરોજ તો જતી નથી, પણ કદી વાર તહેવારે જાઉં છું-તે પણ કવચિતજ!"

"તમે જો મારી સલાહ માનો, અને તમને જો મારી સલાહ યોગ્ય પણ લાગે તો આજ પછી એવાં મંદિરોમાં કદી પણ પગ મૂકતાંજ નહીં, અને તમારા માતુશ્રી પણ જો માને તો તેમને પણ એવીજ સલાહ આપજો."

"તેઓ તો આ બાબતમાં મારૂં નહીંજ માને, પરંતુ આપની આજ્ઞા છે તો હું પોતે હવે પછી મંદિરે નહીં જાઉં; પરંતુ મંદિરે નહા

જવાનું શું કારણ ? શું ઠાકોરજીનાં દર્શન કરવામાંએ પાપ છે ? સુધારાવાળાઓ મંદિરે જવાની પણ વિરૂદ્ધ છે કે ? કૃપા કરી મને કારણ સમજાવશો મારા ડીયર ?"

"ઠાકોરજીનાં દર્શનમાં કંઇ પાપ નથી, અને સુધારાવાળાઓ પણ ઠાકોરજીનાં દર્શનની વિરૂદ્ધ નથી, પણ દેવ મંદિરોમાં દર્શન પ્રસંગે થતાં અધમ આચરણોની તેઓ વિરૂદ્ધ છે ! દર્શન નિમિત્ત, તેમજ દર્શન પ્રસંગે મંદિરોમાં સ્ત્રી તથા પુરૂષોની ભેગી મેદની મળે છે, અને તેમાં એટલી તો અથડાઅથડી કે ભીડાભીચડી થાય છે કે, પતિવૃતા-પવિત્ર સ્ત્રીઓની મરિયાદા સચવાતી નથી ! તેમાં કેટલાક ઠગ ભકતો તો માત્ર સ્ત્રીઓની ભીડમાં પોતાની બૂરી મનઃકામના પૂર્ણ કરવાનેજ ભરાય છે, અને અનિવાર ઠઠમાં અવર્ણ્ય અધમતા આદરે છે ! આને ખાતરજ એવાં મંદિરોમાં દર્શન કરવા જવું, એ જેમ પવિત્ર સ્ત્રીઓને માટે શોભા ભરેલું નથી, તેમજ પવિત્ર પુરૂષોને માટે પણ શોભા ભરેલું નથી! આવાં અધમ આચરણો જે પણ દેવસ્થાનોમાં થતાં હોય, તે દેવસ્થાનોમાં ખરા ધાર્મિક જનોએ પગ મૂકવો પણ દૂષણરૂપ છે, અને તેથીજ એવાં દેવસ્થાનોને દૂરથી નમસ્કાર કરવાનું વધારે યોગ્ય ગણાય ! આવું સત્ય કહેનારાઓને, કેટલાક ઢોંગી ધર્મના ઢીંગલાઓ તરફથી નાસ્તિકની ઉપમા આપવામાં આવે છે, પરંતુ તેમ બોલવામાં પોતાની કેટલી બેવકુફી, કેટલી કમ સમજ, અને કેટલું અવિચારીપણું બતાવે છે, તેનું જ્ઞાન કે ભાન તેઓને નથી ! જેઓ ખરૂં કહેનારા છે, તેઓજ ખરા શુભેચ્છક છે, એમ તેઓને સમજાતું નથી, અને તેથીજ ખરૂં કહેનારાઓને-પોતાના ધર્મના ખરા શુભેચ્છકોને શત્રુ સમાન માનવાની કેવળ મૂર્ખતાનો ઉપયોગ કરે છે ! તમેજ વિચાર કરો મારા લવ્હ ! કે, જે દેવસ્થાનોમાં એવાં શરમ ભરેલાં આચરણો થતાં હોય. અને તે અધમ આચરણો જાણ્યાં છતાં તેનો અટકાવ કરવાના અખાડા કરવામાં આવે, તો તેવાં દેવસ્થાનોમાં જવાનો ધર્મ પણ છે ખરો કે ? જ્યાં ખરો ધર્મ સચવાય છે, ત્યાંજ ઐશ્વર્યતા પણ સચવાય છે, અને જ્યાં ઐશ્વર્યતા સચવાય છે, ત્યાંજ દેવ બિરાજતા રહેજ, ત્યાંજ નમન કરવા જવાનું સાર્થક પણ સચવાય છે, એ પણ કંઇ અસત્ય કથન નથી. આવું કથન સુધારાવાળાઓ કરે.

એટલે થઇ ચૂક્યું ! તે સુધારાવાળાઓને તરતજ 'નાસ્તિક'નો એ઼કાબ આપવામાં આવે ! આના સંબંધમાં હું ઘણું ઘણું બોલવા માંગું છું, અને તે પ્રસંગોપાત હું તમને સમજાવીશ, પરંતુ હાલ તરત તમને મારી એટલીજ સલાહ છે કે, તમે એવાં દર્શન કરવાને કદી પણ લલચાશોજ નહીં."

"વારૂં મારા ડીયર ! આપની આજ્ઞા માન્ય છે, અને આપે જે વિચારવંત સમજ આપી છે, તે ખચ્ચીતજ ન્યાયપૂર્વક છે, એમ હું કબૂલ પણ કરૂં છું."

"વારૂં ત્યારે તમારી ઇચ્છા એમજ છે કે, આજે ને આજેજ મારે તમારે ત્યાં આવવું જોઇએ ?"

"આવો તો મ્હોટી કૃપા ! આપનાં પગલાંથી મારૂં મકાન પાવન થઇ મને પણ આનંદ મળશે."

"તમારા મકાનમાં તમારો ખાનગી બેસવાનો રૂમ તમારે માટે ખાસ રાખ્યો છે કે ?"

"હાજી, મારો એક ખાનગી રૂમ છે, તેમાંજ બેસીને હું લેસન કરૂં છું, અને મારૂં બેસવા-ઉઠવાનું તથા સૂવાનું પણ તેજ રૂમમાં રાખ્યું છે, કે જે મારા એકલીના તાબામાંજ છે."

"મારા ધારવા પ્રમાણે તે મકાન તમારા પિતાજીની માલિકીનુંજ છેની ?"

"હા. આશરે બે વર્ષ પરજ મારા પિતાજીએ તે મકાન પાંત્રિસ હઝારની કીંમતે વેચાણ લીધું હતું."

"ત્યારે આપણે હમણાંજ ચાલીશું કે થોડી વાર રહીને ?"

"હમણાંજ ઉઠીએ તો સારૂં, કે જેથી થોડો વખત વધારે મારે ત્યાં તમે બેસી શકો."

"તો તમે જરા આગળથી જશો, અને હું પાંચેક મિનિટ પાછળથી આવીશ તો કેમ ?"

"એવું કરવાનું કંઇ કારણ ? આપણે બંને સાથેજ જઇએ તો આપને કંઇ વાંધો છે ?"

"વાંધો તો કશો નથી, પણ આપને સાથે જોઇને કેટલાંકો વિચિત્ર વહેમની વાતો કરશે !"

" એવી વાતો કરનારા જંગલીઓથી શું આપ બ્હી જાઓ છો ? અરે ! એવા બળેલાંઓની વાતોને તો ઝાડુ મારવી જોઇએ, અને એવી પંચાત કરનારા પાપીઓની દરકાર પણ નહીં કરવી, કે જેથી તેઓ પોતાની મેળેજ શર્મિંદા થઇ ઠંડાગાર બની જાય ! આપના જેવા સ્વતંત્ર વિચારના માણસો પણ શું એવા કુમતિનાં કૂથલીખોરોથી બ્હીઓ છો કે ? બેલાશક મારી સાથેજ ચાલો, અને તમારી ઇચ્છા હોય તો મારા હાથમાં હાથ નાંખીને ચાલો ! આપણી જોડી કુદરતેજ હવે નિર્માણ કરી છે, તો બ્હીવાનું શું કારણ છે ? "

" ઉતાવળા નહીં થાઓ મારા લવ્હ ! બ્હીવાનો સવાલજ નથી, પરંતુ વિચારનો સવાલ છે. તેમ છતાં આમાં કંઇ મહાન વિચારનો મુદ્દો નથી, માટે ચાલો, આપણે સાથેજ ચાલીએ. "

" તો ચાલો, ઉઠો, ડીયર ! " કહીને નવલ ઉઠી, અને તેણીની સાથેજ નવરંગી પણ ઉઠયો, અને તેઓ બંનેએ સંગે ઘર તરફ ચાલવા માંડયું. આખે રસ્તે વિધવિધ વાતોનો વેલો ચાલુ રહ્યો.

ચટપટદાસ પણ આજે ઘરમાંજ હતા, અને ગુણવંતી સાથે તેઓ દિવાનખાનામાં વાતો કરતાં બેઠાં હતાં. એજ અરસામાં નવલ અને નવરંગી આવી પહોંચતાંજ ચટપટદાસે નવરંગીને આદરપૂર્વક ખુરસી-પર બેસાડયો. નવલ પોતાના ખાનગી રૂમમાં ચાલી ગઇ, અને ગુણ-વંતી પણ તેણીની પાછળજ ગઇ. ગુણવંતીએ સ્વપુત્રિને પુછયું " તું કહેતી હતી તે આજ છોકરો કે ? "

" હા. એજ. તારી આજ્ઞા પ્રમાણે એમને આપણે ત્યાં લાવી છું, માટે તું તેમની પાસે જઇને જરા વાતચીત કરની બા. તેમને સારૂ લાગેની ? "

" મને તો શરમ લાગે ! અજાણ્યા માણસ સાથે બોલવું મને તો ગમે નહીં બ્હેન ! "

" અજાણ્યાની સાથે પણ ઓળખાણ કેમ થાય ? વાતચીતનો પ્રસંગ પડતાંજ ઓળખાણ થાયની ? "

" તારા પિતાજી છે તે તેમની સાથે વાતચિત કરશે. મરદે-મરદ બોલે તેમાં મારે શા માટે જવું ? "

"પણ તારા કહેવાથી હું તમને અહીં લાવી, અને તેઓ પણ આવ્યા તો તેમની સાથે વાતચીત કરવાને પણ તું અચકાય, એ શું સારી વાત કે ?" નવલે પોતાની માતાને પોતાના રૂમમાંથી ખસેડવાની તજવીજ કરતાં જણાવ્યું "વારૂં ત્યારે એક કામ કર. ચ્હાની તજવીજ તો કરાવ; કેમકે આપણા ઘરની આબરૂ પ્રમાણે તેમને ચ્હા તો પાવીજ જોઇએ. એટલું તો કરશેની બા ?"

"હા. તે હું કરૂં છું." કહીને ગુણવંતી તે રૂમમાંથી ચાલી ગઇ, અને નોકર પાસે સગડીપર ચ્હા મૂકાવી.

પોતાની માતુશ્રી ગયાથી હવે પોતાના રૂમમાં ટાપટીપ કરવાનું નવલે ઝડપથી શરૂ કરી રૂમમાં સ્વચ્છતા કરી દીધી, અને પોતે સફાઇથી રહેનારી છે, એવો દેખાવ બતાવ્યો ! આટલું ડોળ કરીને નવલ પણ દિવાનખાનામાં ગઇ, અને પોતાના પિતા પ્રત્યે બોલી "એઓજ મને ઇંગ્લિશ શીખવનાર છે, પિતાજી! આપે એમની સાથે વાતચીત કરીની ?"

"હા, બેટા ! એમના જેવા સુજ્ઞ ને વિદ્વાન પુરૂષ તારે માટે તસ્દી લેવા તૈયાર થયા છે, તેને માટે હું પણ એમનો અત્યંત ઉપકાર માનું છું, અને તારે પણ એમનો અનહદ ઉપકાર માનવો જોઇએ. વળી એમની પાસે તારે તનમનથી અભ્યાસ કરવો, અને અભ્યાસની સાથેજ સ્ત્રીઓના ધર્મ શું શું છે ? સ્ત્રીઓને ગૃહ સંસારિક કેળવણી કેવા પ્રકારની મળવી જોઇએ ? પોતાનાં સાસરે જઇ તેણીઓએ કેવી રીતે વર્તવું જોઇએ ? પતિવૃતાના ધર્મ કેવી રીતે સંભાળવા જોઇએ ? સન્નારીના સદ્દગુણો શું શું છે ? આ વિગેરે તેણીઓની જીંદગીનાં જે જે કર્તવ્ય કર્મ પણ શીખવવાં જોઇએ. કેમ, ખરૂં કેની મી૦ નવરંગીલાલ ?"

"આપની સૂચના સત્ય છે." નવરંગીએ ઉત્તર આપતાં પોતાના વિચાર પ્રદર્શિત કીધા "પ્રથમ તો કન્યા કેળવણીની જરૂર છે. કન્યાઓને ઉંચા પ્રકારની કેળવણી આપ્યાથી તેણીઓને ઉંચું જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે, અને ઉંચું જ્ઞાન પ્રાપ્ત થવાથીજ તેણીઓ પોતાના ધર્મ જાણી શકે છે, અને ત્યારેજ તેણીઓ ઉત્તમ ગૃહિણીની ઉપમાને પાત્ર થાય છે, એજ મારી તો ટૂંક સમજ છે."

"તમારી સમજ યોગ્ય છે, અને મારા વિચાર, ને તમારા વિચાર

ઘણાખરા મળતાજ છે.” કહીને ચટપટદાસે જણાવ્યું “હવે મારી પુત્રિને માટે તમને વિશેષ ભલામણ કરવાની તો જરૂર જોતોજ નથી, પરંતુ તમે એને કેળવણીનો ઉત્તમ પ્રસાદ આપી એનું ભવિષ્ય સુધારશો, એટલીજ મને આશા છે.”

“તે માટે આપે ચિંતા કરવી નહીં સાહેબ ! ભવિષ્ય સુધારનાર તો ઇશ્વર છે, તો પણ હું મારૂં પુરૂષ પ્રયત્ન કરવાને નહીં ચૂકું. ઇશ્વર કરશે તો તમારી પુત્રિ ભવિષ્યમાં એક સન્નારી તરીકે સારી નામના મેળવવાને ભાગ્યશાળી થશે, એવી એમને માટે મને તો આશા છે.”

“તમારાં શીક્ષણને પ્રતાપે હું પણ એવીજ આશા રાખું છું, મી૦ નવરંગીલાલ !”

એટલામાં નવલ પોતેજ ચ્હાનાં કપ લઇ આવી. પ્રથમ એક કપ નવરંગીલાલની સન્મૂખ મૂકયું, અને બીજું ચટપટદાસ સન્મૂખ મૂકયું. બંનેએ ચ્હા પીધી. નવલે પાન સોપારીની તબકમાં પાનબીડી તૈયાર કરી તેઓની આગળ રજૂ કરી. તેઓએ પાન ખાધાં, અને નવલે હવે નવરંગીને પોતાના ખાનગી રૂમમાં લઇ જવાની તદબીર કરતાં કહ્યું “આપ તો આ ઘરમાં પહેલાંજ પધાર્યા છો, એટલે આ ઘરની સગવડની આપને માહિત નહીંજ હોય, માટે ચાલો, મારૂં ઘર તો ફરીને જૂઓ.”

“હા–હા. કીકી બ્હેન, એમને ઘરમાં ફેરવીને બધું બતાવ.” કહીને ચટપટદાસે, નવરંગીને જણાવ્યું “જૂઓ મી૦ નવરંગીલાલ ! અમારૂં ઘર જો કે તમારા ઘર જેવું તો નથી, તો પણ અમારી ગુંજાસ પ્રમાણે છે !”

નવરંગીલાલ તરતજ ઉઠીને નવલ સાથે ઘરમાં ગયો. આખું ઘર ફરીને જોયું, અને છેવટે તેને નવલે પોતાના ખાનગી રૂમમાં લઇ જઇને એક ઈઝીચેરપર બેસાડી પોતે પણ સામે ખુરસી મૂકીને બેઠી, અને પછી તેણીએ પૂછયું “કેમ, આપને મારૂં મકાન ગમ્યું કે ?”

“હા. ઘણું સારૂં તથા સ્વચ્છ છે, અને બધી સગવડ પણ ઘણી અચ્છી બનાવી છે.”

“અને આજ મારો ખાનગી રૂમ છે. આમાં મારા શિવાય બીજા કોઇનો પગ નથી મારા ડીયર !”

"વાહ! આ તો ઘણો સુંદર રૂમ છે! ભપકો પણ સારો શણગાર્યો છે, અને તસ્વિરો પણ રવિવર્માનીજ તમામ ટાંગી છે! ઘણી સારી રચના કરી છે! તમારૂં ટેબલ તદ્દન નવીન ફૅશનનુંજ છે, અને ખુરસી સ્ક્રૂવાળી ચોપાસ ફેરવવાની છે. વળી પેલો તમારો સૂવાનો પલંગ કે? ઓહો! ખાસો પિત્તળનો છે, અને તે ઉપર સૂનારા તો તમે એકલા, જ્યારે પલંગ તો મ્હોટો ત્રણ-ચાર માણસો સામટાં સૂઇ શકે તેટલો મ્હોટો છે! મચ્છરદાની પણ ઘણી સોફિયાની છે, અને એક હાથ ઉંચી તળાઇયો છે! તકિયા ને ગાલમસૂરિયાની ખોલેને કાંઠડી ઝાલર મૂકી છે, તેમજ ચાદર પણ જાણે દરરોજ નવીન બદલતાં હો તેવી શ્વેત દૂધ જેવી દિસે છે! પલંગપર ચઢવાને પગથિયાં વાળો ફાંકડો બાંકડો પણ સીસમનો બનાવ્યો છે, અને તેને પણ રોગાન-પૉલીશ કરી ઝગઝગાટ કરવામાં ખરી ખુબિ વાપરી છે! એકંદરે તમામ ઠાઠ હાલની સુધરેલી ઢબ પ્રમાણે બનાવ્યો છે, અને સર્વ કરતાં વિશેષ સ્તુતિપાત્ર તો તમારા રૂમની સફાઇ છે! સફાઇ જોઇને તો બસ મને અનહદ સંતોષ ઉપજ્યો છે, અને મને નવાઇ લાગે છે કે, મારે ત્યાં ચાર-ચાર ચાકરો છતાં તે હરામખોરો આવી તો શું, પણ આનાથી અરધી સફાઇ પણ રાખી શકતાં નથી!"

"નોકરોનું કામ નોકરોજ કરે! આ તો હું મારે હાથેજ સાફસૂફ કરૂં છું, અને તેથીજ આવી સફાઈ રહે છે તો! જો માણસોને ભરોસે રહું તો તેઓ તો તદ્દન કચરાપટી જેવુંજ રાખે!"

"એ તમારૂં કહેવું બરાબર છે." કહીને નવરંગીએ ઉઠવા માંડયું.

"હવે જવાય છે. ઉતાવળ શું કરો છો ડીયર? પા કલાક રહીને જજો. દીવાબત્તીને તો હજી વાર છે."

"વારૂં ત્યારે હવે તમે કયારે મારે ત્યાં પધારશો? કાલે પ્રભાતમાં આવશો તો ખરાની? મારૂં ઘર જડશે?"

"મારી ઘાટણને તમારૂં ઘર માલમ છે, માટે તેણીને લઇને હું પ્રભાતમાં આઠ વાગે જરૂર આવીશ."

"સારૂં."

તરતજ નવલે પાનની બે બીડીઓ વાળીને તે નવરંગીના હાથમાં આપી, અને તે લેતાંજ નવરંગીએ ઉઠીને નવલની સામું હસીને જોયું!

નવલે પોતાનો હાથ પોતાની છાતીપર મૂકયો, અને તેણીનો પ્રેમ પ્રગટવાંજ તેણી જાણે નિ:શ્વાસ નાંખતી હોય, તેવી રીતે નવરંગીના જવા માટે નિરાશ થઇ ગઈ! નવરંગી તે સમજી ગયો, પણ તેને જવાની ઉતાવળ હોવાથી, તેણીની સામું મ્હોં મલકાવીને તે તરતજ રવાના થઇ ગયો. નવલ તેને જોવા માટે બારીમાં ડોકું કહાડીને ઉભી રહી, અને તે ભોયવાડાને નાકેથી પોતાના મકાન તરફ જવાને તે વળ્યો, ત્યાં સુધી નવલે તેની તરફ લાંબી નજર નાંખી જોયાજ કીધું! બાદ તે ખુરસીપર બેસી ગઇ.

---

## પ્રકરણ ૮ મું.

### સળગ્યું અને હોલવાયું.

દોહરો.

પતિ–પત્નિ વાતો કરે,
ચાલી છે તકરાર;
સળગી છે તે દોયમાં,
આખર ઠંડાગાર.

નવરંગીનાં ગયા પછી અને વાળું-પાણી કરી પરવારીને ચટપટદાસ તથા ગુણવંતી એકાંતમાં વાતો કરવા લાગ્યાં. નવલ પોતાના રૂમમાં ગઇ. ગુણવંતીએ હવે નવરંગીની વાત, જે અત્યાર સુધી તેણીએ મહા મુશ્કેલીથી પેટમાં રાખી મૂકી હતી, તે પ્રકટ કરી! તેમ કરતાં તેણીએ જણાવ્યું "તમે પણ છોકરી જેમ નચાવે છે તેમ નાચો છો, એ કંઇ સારૂં કરતાં નથી! એક યૂવાન પુરૂષના પ્રસંગમાં આપણી યૂવાન પુત્રિને એકાંતમાં રાખવી, એ મને તો જરાએ પસંદ નથી! એમાંથી કેવાં ખરાબ પરિણામ આવે છે, અને દુનીઆમાં કેવા કેવા બનાવો બને છે, તે તમે સાંભળતાં નથી શું? માટે છોકરીને એટલી બધી છુટ આપીને તેણીને શું તમે વંઠાવવા માંગો છો કે? તમે ધાર્યું છે શું? તમે તો આગળ પાછળનો કંઈજ વિચાર કરતાં નથી, અને બસ, દીકરી કહે તેમ 'હાજી હા!' કરવાનુંજ શીખ્યા છો! ખવાડવો સોનાનો કોળીઓ, પણ રાખવી તો તલવારની ધારપર! જરા વિચાર તો કરો!"

આ સાંભળીને ચટપટદાસ હસી પડીને બોલ્યો "મુંબઇ જેવાં સુધરેલાં શહેરમાં રહેવા છતાં તું હજી સુધી જૂના-જંગલી વિચારનીજ રહી ! મુંબઇની ગટરો સુધરી પણ તું નહીં સુધરી! જૂના જમાનાનું જક્કીપણું ચલાવવાનો આજનો વખત નથી, પણ સાંપ્રત સુધારા-વધારાનો સમય વર્તે છે, માટે સમયને અનુસરતા સુધારા આપણે પણ દાખલ કરવાજ જોઇએ. જો આપણે જૂના વિચારનું જડભરથપણું ઝાલી રાખીશું તો આપણે પણ પેલાઓની માફકજ જંગલીમાં ખપીશું ! માટે તારે પણ મારી માફક સુધારાના સાથી થવું. જૂના વિચારની વાલ ખાવા જેવી વાતોને વા ખાતી કરવી, અને સુધારા કરવા તરફજ મન રાખવું ! આ મારી સલાહ તારે માનવી જોઇએ. સમજી ?"

"તોઓઓઓ !" ગુણવંતીએ મરડાટમાં મ્હોં મચકાવતાં જણાવ્યું "જુવાનજોધ છોકરી અને છોકરો એકાંતમાં એકલાં બેસીને મનમાં આવે તેમ મ્હાલે તેમાંજ બધો તમારો સુધારો થઇ જવાનો !"

"જેમનાં અંતઃકર્ણ શુદ્ધ છે, તેઓ ગમે તેવાં એકાંતવાસમાં બેસે તોએ પણ કશો વાંધો નહીં."

"આપણી કીકીનું અંતઃકર્ણ શુદ્ધ છે, માટે બધાંનાંજ શુદ્ધ હોય કે ? શું નવરંગીનું અંતઃકર્ણ પણ શુદ્ધ છે ? તેના મનમાં બૂરી વાસના નહીંજ હોય ?"

"નહીં-મુદ્દલ નહીં. બૂરી વાસનાવાળા ઢાંકયા રહે નહીં તો ! આ તો કેવો આબરૂદારનો પુત્ર છે !"

"આબરૂદારનાં અંતઃકર્ણ શુદ્ધજ હોય, એ તમે કયા આધારે કહી શકો છો ?"

"જેમનાં અંતઃકર્ણ શુદ્ધ નહીં હોય તેઓ આબરૂદાર કહેવાયજ નહીં !"

"નવરંગીનું અંતઃકર્ણ શુદ્ધ છે, એ તમે શા ઉપરથી ખાત્રિપૂર્વક માનો છો ?"

"તેનાં આચરણ, અને તેના ચહેરાની ચિકિત્સા ઉપરથી તે ચોખ્ખો માણસ છે, એમ કોઇ પણ માની શકે ! ખરાબ વિચારના માણસો જણાઇજ આવે !"

" પણ તમે નવરંગીને માટે કોઇ પણ પ્રકારનો અનુભવ ધરાવો છો ખરા કે? તમે તેને કદી પણ અજમાવ્યો છે, અથવા તેનો સહવાસ કર્યો છે વારૂ?"

" સહવાસ કે અજમાયસની જરૂરજ નથી! સુન્નુ કદી છુપુ રહેતું નથી!"

" પણ ત્યારે વૃધ્ધોની વાણી છે કે 'સોનું જોઇએ કસી, અને માણુસ જોઇએ વસી' એ વાત તમારા તો જાણે કશા પણ હિસાબમાંજ નહીં, એમજ કે?"

" હું એવાં ઓઠાંને માનનારો નથી! એ બધી જૂના જમાનાની વાતોના ગપાટા છે!"

" ત્યારે અસલના લોકો બેવકૂફ હતા?"

" હા. એક વાર નહીં, પણ સાત વાર" ચટપટદાસે મગજ ફેરવીને જણાવ્યું " અને તું પણ પહેલા નંબરની બેવકૂફજ છે! તદ્દનજ ભાન વગરની વાતો કરે છે!"

" ઠીક! અત્યારે તો મારૂં બોલવું તમને પસંદ નથી, અને હું તમને કડવી લાગું છું, પણ ભવિષ્યમાં તમેજ મને યાદ કરશો!" ગુણવંતીએ હવે હિમ્મતથી ખુલ્લી રીતે જણાવ્યું " અગ્નિને ઘી મળેથી ભડકો થયા વિના રહેજ નહીં! અંગારામાં આંગળી મૂકયાથી આંગળી બળ્યા વિના અખંડ રહેતીજ નથી! બંને નાદાન-તેમાં પણ નવરંગો તદ્દન જુવાનીઓ! તેવાની સાથે આપણી કોમળ દીકરીનો એકાંત વાસ! એ કદી પણ અક્કલનું કામ કહેવાયજ નહીં! તમારી તો બુદ્ધિજ બહેર મારી ગઇ છે! સુધારાનો પવન તમારા મગજમાં ભરાઇ ગયો છે, પણ એ પવનજ પિડાકારી છે, અને એનું પરિણામ પિડાકારીજ આવશે! તમે મને અત્યારે હસી કહાડો છો, પણ મારૂં આટલું વચન પણ યાદ રાખજો કે, જે ધૂન તમારા મગજમાં ભરાઇ છે, અને નાદાન છોકરીને છાપરે ચઢાવો છો, તે તમનેજ પસ્તાવો કરાવશે, અને હું તો હવે ખુલ્લું જણાવું છું કે, કંઇ વિપરિત પરિણામજ આવશે!"

" વારૂં-વારૂં! તારા જેવી મૂર્ખ સાથે કોણ માથું ફોડે?" ચટપટદાસે પોતાની પત્નિને તુચ્છકારી નાંખતાં જણાવ્યું " તારૂં

બોલવુંજ તદ્દન માલ વગરનું મલીન છે ! જ્યાં સુધી તારા જેવા જૂના વિચારનાં જીવડાંઓ મગતરાંની માફક મસળાઇ જશે નહીં, ત્યાં સુધી આપણાં લોકોની સંસારિક સ્થીતિ સુધરનાર પણ નથી ! નાહકના વ્હેમનાં વાદળો ઉથલાવવામાં જરા વિચાર પણ કરતી નથી, અને ફોકટમાં તકરાર ચલાવે છે ! વાદવિવાદ કરવાનો ફાંકો તું ધરાવે છે, પણ વાદવિવાદ કરવા જેટલું જ્ઞાન પણ જોઇએની? તેવું જ્ઞાન મેળવવાને વિદ્યાભ્યાસ કરવો જોઇએ, અને ઉંચી કેળવણી લેવી જોઇએ; પરંતુ તારા બાપ–દાદા કોચરાના કાળના અજ્ઞાન હતા, એટલે કેળવણીનાં ફળ ચાખવાનો પ્રસંગ તને કયાંથી મળે ? તેમના જેવીજ તું પણ અક્કલનું અંધારૂંજ છેની ! ”

“ હવે મારાં બાપ–દાદાને વગોવવા મંડયા છો, પણ હું તમને સાફ કહું છું કે, એવી આડી અવળી વાતો કરી નકામો કંકાશ કરશો નહીં ! ” કહીને ગુણવંતી રડી પડીને બોલી “ મારી સાથે વાત કરો છો, તેમાં વળી મારાં બાપ–દાદાને શું કરવા ગાળો દો છો ? તમારે પાલવે તેમ કરોની–મારે શું ? હવેથી હું તમને બોલું કે રોકું તો કહેજો ! તમે જાણો, અને તમારી છોકરી જાણે ! મને પાલવશે તો ઘરમાં રહીશ, અને કંઇ કાળું ધોળું જોઇશ તો તેજ વખતે મામાદેવીના તળાવમાં જઇને પડીશ ! ”

શેઠ હવે ચમકયા ! તે બોલી–બકીને પસ્તાયા ! તેણે પુનઃ શાંતતા પકડી, અને ગુણવંતીને પણ શાંત કરવાને માટે વાણિયાવિદ્યા વાપરી પાઘડી ફેરવી વાળતાં જણાવ્યું “ જો વ્હાલી, તારા બાપ–દાદાને મેં કંઇ ગુસ્સામાં ગાળો દીધી નથી, પણ માત્ર મશ્કરીમાંજ હું તો બોલ્યો છું, અને તેમ છતાં તને ગુસ્સો લાગ્યો છે તો હવે મને માફ કર ! મારી ભૂલ થઇ ! બસ ? હવે તો તારો ગુસ્સો ઉતરશેની ? જો ! છાની રહે ! તને મારા સમ છે ! હવે જો રડી તો મને મરેલોજ જૂએ ! ”

ગુણવંતી છાની રહી અને બોલી “ મારા બાપ–દાદાને ગાળો દેવી, એ તે વળી મશ્કરી કે? સીધી વાતમાં પણ જ્યારે ને ત્યારે મારા મા–બાપનેજ ખોતરો છો, એ તમારી બોલવાની કંઇ રીત છે ? ”

"અરે! પણ ભૂલ્યો! માફ કર!" ચટપટદાસે તેણીને પોતાની છાતી સાથે ચાંપીને કહ્યું "તારી પાસે માફ માંગી, અને તને નમ્યો, તો પણ તું હવે બોલતી બંધ નથી રહેતી તો તું જો કહેતી હોય તો તને બે હાથ જોડીને પગે લાગું? તેમ તારી મરજી હોય તો તેમ!"

હવે ગુણવંતીએ બોલવું બંધ કીધું, અને થોડીક મિનિટ મૌન્ય રહીને વળી તેણી બોલી ઉઠી "છોકરી ઉપર તમારોજ હક્ક, ને મારો હક્ક તો બિલકૂલજ નહીં કે?"

"ના કોણ કહે છે?" ચટપટદાસે ઢીલી દોરી મૂકી નમ્રતાથી જણાવ્યું "મારા કરતાં પણ તારો હક્ક તો તેણીપર વધારે છે; કેમકે તું તો તેણીની જનેતા–જન્મ આપનારી માતા છે. 'મા તે મેવો' એવી વાણી વદાય છે તે કંઇ ખોટી નથી વ્હાલી! હું મારા મનમાં તો દીવા જેવું સમજું છું કે, તને છોકરીને માટે અત્યંત લાગણી છે, ત્યારેજ તું બોલે છેની? નહીં તો તું મને આમ કડવું મનાવે પણ શા માટે? પરંતુ તું જરા ધીરી પડ, અને થોડા દહાડા શાંતિ પકડ. નવરંગીનો કેટલોક અનુભવ મેળવ્યા પછી જો તેની રીતભાત આપણને સારી નહીં લાગશે તો તેજ વખતે તેને આપણે ઘેર આવતો એકદમ બંધ કરીશું, અને આપણી કીકી બ્હેનને પણ તેને ત્યાં મોકલવી બંધ કરીશું. એટલે પછી કાંઈ તારે વાંધા જેવું રહેશે કે?"

"એમ સીધી વાત કરોની ત્યારે: આડી આડી વાતો કરીને નાહક મારો જીવ બાળ્યો, અને વળી તમારા જીવને પણ સંતાપમાં નાખ્યો, એ તમારી ટેવ કેવી?"

"ચાલો, હશે! થવા કાળ તે થાય!" ચટપટદાસે કહ્યું "હવે રાત ઘણી થઈ ગઇ છે, માટે ચાલો હવે સૂઇ જઇએ. અત્યારે નકામાં માથાં દુખવીને શું કામ છે વ્હાલી? જ્યારે પડશે, ત્યારે દેવાશે." કહીને શેઠ–શેઠાણી તળાઇપર પડયાં. ગુણવંતી તો તત્કાળ નિદ્રાવશ થઇ ગઇ, પણ ચટપટદાસને નિંદ્રા આવી નહીં! હવે તેના મગજમાં સ્વપત્નિની વાતોની ચટપટી ચાલવા માંડી! તેણે વિચાર કીધો કે "વાત તો ખરી છે! બંને યૂવાન વયનાં દરરોજ સાથે મળવાથી કદાચ જૂદુંજ પરિણામ આવે, એ બનવા યોગ્ય છે, અને તેથી પ્રિયાનો વાંધો પણ સમયોચિતજ છે, એમાં તો શક નહીં! પરંતુ હવે છોકરીને ના

કહેવા જઇશ તો તેણી પણ ઘરમાં કંકાસ કરી મૂકશે, અને તોફાનનું ઘર જાગશે ! માટે હાલ તરત તો તેણીને પણ છેડવામાં સાર નહીં ! તેમ છતાં થોડા દિવસ રહીને વળી કોઇ પણ તદબીરથી તેણીને સમજાવવી પડશે. થોડા દિવસ ગમ ખાધા શિવાય ઇલાજજ નથી !" આમ વિચાર કરતાં વળી તેણે પોતાનું મન ફેરવી તોળ્યું, અને વળી છેવટે તેણે એટલોજ ચોક્કસ ઠરાવ કીધો કે "પણ મારી સ્ત્રીના કેટલાક વહેમ તો વિચિત્ર પ્રકારનાજ છે ! શું દુનીઆમાં સર્વ યુવાનો નઠારી મતિનાંજ હોય છે કે ? નહીં, નહીં, નહીં ! 'કાળા એટલાજ ભૂત' એવા વિચાર રાખવા, એ તો અક્કલવાળાનુંજ કામ છે ! મારૂં નામ સુધારકમાં ખપ્યું છે, અને મારી ફરજ સુધારો કરવાની છે, માટે તેજ રસ્તે મારે ચાલવુંજ જોઇએ. તેમ કરતાં મારી સ્ત્રીનો ફફડાટ ને ચડભડાટ ચાલશે તો તેણીને ગમે તે યુકિતથી થાપબાજી આપી સમજાવી દેતાં શી વાર છે ? એ તો એમજ કરવાનું ! છોકરીની પોતાની મતિ પવિત્ર છે, અને તેણીને ઇંગ્લિશ શીખવાનો ઉત્સાહ છે, તેમજ તે ઉત્સાહ પૂરો પડે તેને માટે તેને નવરંગી જેવું સાધન મળ્યું છે તો ભલે તેણી તે તે સાધનનો ઉપયોગ પોતાના અભ્યાસની વૃદ્ધિને માટે કરે. તેમાં વાંધો લેવાની કંઈ જરૂર નથી !" આ પ્રમાણે છેવટનો નિશ્ચય કરીને શેઠ પણ નિંદ્રાવશ થયા.



# પ્રકરણ ૯ મું.

## "નખમાંથી પગ નિકળ્યા!"

દોહરો.
નવા રંગ પ્રસંગની,
વાત અને વિચાર;
નવલ-નવરંગી મળી,
શોધે છે આધાર.

આગલી રાત્રે શેઠ તથા શેઠાણી વચ્ચે ચાલેલી ચર્ચા અને તેઓ વચ્ચે ઝરેલી ચકમકની તમામ વાત ઘાટણ જાનકીએ સૂતાં સૂતાં સાંભળી હતી, અને તેણી તો નવલનાજ પક્ષમાં હોવાથી, પ્રભાત થતાંજ તેણી નવલના રૂમમાં કચરો કહાડવાને હાથમાં સાવરણી લઇને ગઇ. આ વખતે નવલ માથાનાં કેશનાં ચોટિયાં પટિયાં પાડવાને હાથમાં કાંસકી લઇ, સામે આરસો મૂકી બેઠી હતી. જાનકીએ ત્યાં જતાંની સાથેજ રાત્રિની બિના બકતાં જણાવ્યું "બ્હેન ! તમે તો રાતના વહેલાં સૂઇ ગયાં હશો, પણ શેઠ તથા શેઠાણી વચ્ચે રાતના ખૂબ ઝામી હતી, તેની તમને કંઇ ખબર છે કે?"

"ના. મને તો કંઇજ ખબર નથી જાનકી! શું થયું હતું, અને શા માટે ઝામી હતી?"

"તમારીજ બાબતમાં તેઓ વચ્ચે બોલાચાલી વધી પડી હતી, અને તમારાં માતુશ્રી તો રડી પડયાં હતાં!"

"કેમ વારૂં ? મારી શી બાબત હતી?"

"તમારા પેલા ચંદ્ર-કયા ? ચોપાટીવાળા ચંદ્રની બાબતમાં ! હવે સમજ્યાં?"

"સમજી! પણ શા માટે?"

"શું કહું બ્હેન?" જાનકીએ ખંચાઇને જણાવ્યું "હું તમને કહું, અને તમે વળી ઘરમાં કંઇ નવું જૂનું કરો, તો વચમાં મારી કમ્બખ્તી આવે! માટે તમને કહેતાં મારો જીવ ગભરાય છે!"

"તેને માટે તારે ચિંતા રાખવી નહીં. તું જે કહેશે તે હું મનમાં સમજીનેજ મૂંગી રહીશ, અને મારાં માતા-પિતા પાસે વારૂં નામ બદલામ થાય, તેવું કશું નહીં કરૂં, માટે જે હોય તે બેલાશક બોલ!"

"વાત એવી બની કે, તમારાં માતુશ્રીએ, તમને તે તમારા ચંદ્રને ત્યાં મોકલાવવાની સાફ ના પાડી, અને તે પરથી તમારા પિતાજી ખીજવાઇ ગયા! એટલે બંને વચ્ચે ઘણી ચકમક ઝરી!"

"પણ તેઓ વચ્ચે શું શું વાત થઇ, તે તમામ બરાબર સવિસ્તર કહી દેની તો! આમ અરધી-અરધી વાત શું કરે છે? વાત કરે છે ત્યારે તો પૂરેપૂરીજ વિગતવાર કહે તો વધારે સારૂં!"

બાદ જાનકીએ તમામ વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી, જે સાંભળી નવલે કહ્યું "હવે મને સમજ પડી! એજ પ્રમાણે હવે પછી પણ જે કંઈ વાત તેઓ મારી બાબતમાં કરે, તે તું બરાબર સાંભળજે, અને મને જણાવ્યા કરજે. હું કંઇ તેમને હમણાં કશું કહેવાની કે બોલવાની નથી. શું શું રંગ થાય છે, અને આખરે કેવું પરિણામ આવે છે, તેજ મારે ધીરજથી જોવાનું છે. હમણાં તો ધીરજ રાખ્યા વિના છુટકોજ નથી! ઉતાવળ કરવાની મારી મરજી પણ નથી, અને તેં મને આટલી વાત કહી, તે ઉપરથી હવે મારે પણ ચેતીનેજ ચાલવું પડશે! મહેરબાની કરીને તું મને, વખતો વખત, જે પણ વાતચીત થાય તે કહ્યા કરજે, કે જેથી હું પણ મારી ગોઠવણુમાં રહું, અને મારા ભવિષ્યને માટે વિચાર કરવાનું પણ મારાથી બની શકે. હવેથી મારે ઘણીજ સંભાળ ને તકેદારી રાખવી પડશે! મારો અભ્યાસ તો બાજૂપર રહી જશે, અને નવુંજ જાગશે, એમ મને તો લાગે છે!"

"વળી નવું શું જાગશે?" જાનકી ચમકીને બોલી "કંઇ નાદાની કરતાં નહીં વ્હેન! જે કરો તે સમજી વિચારીને, અને તમારા ચંદ્રની સલાહ લઇનેજ કરજો, કે જેથી પસ્તાવું પડે નહીં!"

"તેમની સલાહ શિવાય તો કશું કરનાર નથી; કેમકે તે તો હવે મારી જીંદગીનો સ્થંભ છે!"

જાનકી હવે વાસીદું વાળવા લાગી, અને નવલ ચોટલો ઓહડીને તરતજ મ્હોં ધોવા તથા ચ્હા પીવા ગઇ. તે પછી તેણીએ સ્નાન કીધું, અને ચોપડીઓ લઈ તે ચોપડીઓ જાનકીના હાથમાં આપી, અને પછી તેણી, જાનકીને સાથે રાખીને નવરંગીને ત્યાં ગઇ.

નવરંગી પણ નવલનાં આવવાની રાહ જોતો બારીએજ ઉભો હતો, અને નવલને રસ્તામાંજ આવતી જોતાં તે એકદમ દાદર ઉતરીને ઓટલે ગયો, અને નવલ આવી પહોંચતાંજ તેણીને પોતાના ખાનગી રૂમમાં લઇ ગયો, જ્યાં તેઓ બંને એક ખુરસીપર બેઠાં. જાનકીને તો નવલે નીચે ઓટલાપરજ બેસાડી રાખી હતી.

“ કેમ છો મારા લવ્હ ? શી ખબર છે ? ” નવરંગીએ નવલ પ્રત્યે પૂછયું “ કાલે તમારે ત્યાંથી મારા આવ્યા બાદ તમારાં માતા-પિતા મારી બાબતમાં કંઇ બોલ્યા હતા કે ? ”

“ ના. મારે મ્હોંઢે તો તેઓ કોઇ કાંઇ બોલ્યાં નથી, પરંતુ રાતના તેઓ વચ્ચે ઘણીજ રકઝક થઇ હતી, એવી મને ખબર મળી છે ! મારી ઘાટણે મને તો વાત કહી, તેથી મને ખબર પડી ! ”

“ શું રકઝક થઇ હતી વારૂં ? ”

“ એજ કે તમારે ત્યાં મને આવવા દેવી નહીં, એવી હઠ મારાં માતુશ્રીએ લીધી છે ! ”

“ અને તમારા પિતાજીની શી મરજી છે ? ”

“ તેઓનો તો એ માટે જરા પણ વાંધો નથી, પણ મારાં માતુશ્રી વિરૂદ્ધ પડયાં છે, અને તેથીજ તેઓ બંને વચ્ચે મતભેદની મોહોકાંણ જાગી ને ખૂબ ટપાટપી થઇ ગઇ ! ”

“ અરેરે ! હજી તો કંઇ વિશેષ સંબંધમાં આપણે આવ્યાં નથી, અને તેટલામાંજ તમારા ઘરમાં આમ બને છે, તો આગળ જતાં જ્યારે આપણી વચ્ચે થયલા ઠરાવની વાત તેઓ જાણશે, ત્યારે તો મને લાગે છે કે તમારે તમારા ઘરમાં રહેવું પણ ભારે થઇ પડશે ! એ પણ બડી મુશ્કેલીની વાત છે ! ”

“ મુશ્કેલી તો છેજ, માટે તે મુશ્કેલીનાં દર્દનાં ઔષધોપચાર પણ હશે ખરાંની ? ”

“ તે તો ઘણાંએ છે, પરંતુ તે એકદમ ઉપયોગમાં લેવાં, એ પણ મુનાસબ નથી; માટે હાલ તરત તો જે થાય તે જોયાજ કરો, અને પછી જેવો વખત તેવી વાત કરીશું. હમણાં તો શાંતતા રાખવીજ સારી છે. ”

"ત્યારે શું મારાં વડિલોને મારે કંઇજ કહેવું નહીં, અને તેમને સમજ પણ પાડવી નહીં ?"

"ના. હમણાં તો જે થાય તે ઠંડે કલેજે જોયાજ કરવું. શું પરિણામ આવે છે તે તો જરા જૂઓ !"

"અને એમ કરતાં જો તેઓ તમારે ત્યાં મને આવતી અટકાવશે તો શું મારે અટકવું, અને નહીં આવવું ?"

"થોડા દિવસ નહીં પણ અવાય તો કંઇ હરકત નહીં. હાલ ભડકો થયો છે, તો તે જરા હોલવાય, ત્યાં સુધી અટકીને વળી આસ્તે રહીને આપણે અન્ય માર્ગ કહાડીશું."

"તેમ થોભવાને બદલે જો હું મારાં વડિલોનાં માથાંની થઇને તમારે ત્યાં આવ્યાજ કરૂં તો શું વાંધો છે ?"

"મને તો કશોયે વાંધો નથી, પરંતુ તેમ કરવાથી તમારે માથે તેઓ જુલમ ગુજારશે, અને તેથી તમને સંતાપમાં ઉતરવું પડશે, તેમજ તમારા અભ્યાસનું પણ ચુથાઇ જશે ! માટે એકદમ ઓછે પાટલે બેસવામાં કંઇ સાર નહીં. દરેક કાર્ય ધીરજથીજ કરવું સારૂં છે માઇ લવ્હ !"

"જેવી આપની આજ્ઞા !" નવલે જરા ચહેરો ઉતારીને જણાવ્યું "મને તો લાગે છે કે, મારાં વડિલો મને અહીં આવતીજ બંધ કરશે, અને કદાચ મને બહાર પણ નિકળવા નહીં દેશે !"

"તે સર્વેનો રસ્તો થશે. તમે ઉતાવળાં થતાં નહીં. કળેવળે હું બધું કરીશ, અને બનશે તો તમારા પિતાજીને હું પોતેજ મિહાશથી મેળવી લઇશ. મારૂં ચાલશે ત્યાં સુધી તો સલાહસંપ સાચવી રાખીશ."

"તો ઠીક. જેમ આપ આજ્ઞા કરો તેમ કરીશ. હું તો આપનીજ સલાહ પ્રમાણે વર્તિશ."

આ પ્રમાણે અનેક વાત અને વિચારમાં લગભગ એક કલાક પસાર થવાથી નવલ ઉઠી, અને સાંજે ચોપાટીપર દરરોજના નિયમ પ્રમાણે બંનેએ મળવાનો ઠરાવ કીધા પછી નવલ પુનઃ પોતાને ઘેર ગઇ.

રાત્રિનો રંગ ચટપટદાસના મગજમાં હજી પણ અદલબદલ થયાજ કરતો હતો, અને તે પોતાના મનમાં અનેક પ્રકારના તર્ક-વિતર્કની ઉથલપાથલ કરતો હતો, એટલામાં નવલ આવતાંજ ચટપટદાસે

તેણીને પોતાની પાસે બોલાવીને બેસાડી, અને પૂછયું "પેલા નવરંગીલાલને ત્યાં ગઇ હતી કે શું બેટા ?"

"હા પિતાજી !"

"ત્યાં તું કેટલો વખત બેઠી હતી ?"

"આશરે એકાદ કલાક બેઠી હોઇશ, એમ ધારૂં છું ?"

"તેને ત્યાં દિવાનખાનામાં બેઠી હતી કે પાછળના કોઇ પણ ઓરડામાં બેઠી હતી ?"

"દિવાનખાનાની બાજૂનાં રૂમમાંજ બેઠી હતી, કે જયાં નવરંગીલાલ અભ્યાસ કરે છે ત્યાં."

"તમે બે એકલાંજ બેઠાં હતાં કે કોઇ ત્રિજું પણ તમારી સાથે તેજ રૂમમાં હતું ?"

"અમે બે એકલાંજ હતાં; કેમકે અભ્યાસ કરતી વખતે ત્રિજાની હાઝરીથી અભ્યાસમાં અડચણ આવેની ? માટેજ તે રૂમમાં કોઇને પણ આવવાની મનાઇ હતી." નવલે પણ ચોખ્ખું ચટ જણાવી દીધું કે "કદાચ ઘરનો ઘોંઘાટ રૂમમાં આવે, તો પણ અભ્યાસમાં ખલલ પહોંચે, માટે તે રૂમનાં બારણાં પણ દઇનેજ અમે બેસવાનું રાખ્યું છે પિતાજી !"

આ સાંભળતાંજ ચટપટદાસની આંખો ફરી ગઇ ! તેનું મગજ તપી ગયું ! તે એકદમ બોલી ઉઠયો "તો હવે આવતી કાલથી તેને ત્યાં જવાની જરૂર નથી, અને તેમ છતાં જો તેની પાસેજ તારો અભ્યાસ કરવાની તને ઇચ્છા હોય તો તેને તું કહાવી મોકલજે કે, સવકાશને સમયે તે પોતેજ આપણે ત્યાં આવે."

"આપ કહો છો તે ખરૂં છે પિતાજી !" નવલે નમ્રતાઇથી જણાવ્યું "પણ તે કંઇ આપણો પગાર ખાય છે કે તે આપણે ત્યાંજ દરરોજ આવે ? એ તો હું તેને ત્યાં જાઉં, અને તે પણ આપણે ત્યાં આવે, એવુંજ બની શકે."

"ના–ના–ના ! તેવું બનાવવાની મારે કંઇ જરૂર નથી ! આપણને તેની શી દરકાર છે ? તે મ્હોટો છે તો તેના ઘરનો ! તેના તેજમાં અંજાવાની કંઇ એટલી બધી ગરજ નથી !"

આવી તોછડી વાણી શ્રવણ કરતાં નવલનો મિજાજ તો ગયો, પરંતુ વળી તેણીને નવરંગીની સલાહનું સ્મર્ણ થઇ આવતાં તેણી શાંતતા રાખી બોલી "તેના તેજમાં અંજાવાની તો ગરજ નથીજ, પરંતુ તેની પાસે મારો અભ્યાસ કરવાની તો મને ગરજ છે કેની? તેને અભ્યાસ કરાવવાની શી ગરજ હોય કે તેજ આપણે ત્યાં આવવાને બંધાય? એ તો મિઠાશથી બધું થાય."

"માત્ર અભ્યાસની ગરજ હોય તો કોઇ પણ માસ્ટરને ખાસ રાખીશું, અને તેની પાસે તારો અભ્યાસ કરવો, પણ નવરંગીને ત્યાં જવાની કંઇ જરૂર નથી."

આ સાંભળીને નવલને કંઇ બોલવાનો માર્ગ નહીં જણાયાંથી તેમજ માથું ફેરવીને પણ વાત કરવાની મનાઇ નવરંગીએ કરેલી હોવાથી તેણીએ માત્ર "સારૂં પિતાજી!" એટલોજ ઉત્તર આપીને માંડી વાળ્યું અને તેણી તાબડતોબ પોતાના ખાનગી રૂમમાં જઇને બેઠી. નવલ સમજી ગઈ, અને તેણી સ્વતંત્રતામાં બબડવા લાગી કે "મારી માએજ મારા પિતાજીને ભંભેરવાથી તેઓ પણ આ પ્રમાણે બદલાઇ ગયા છે, અને મારાપર આવો અંકૂષ મૂકવાનો પ્રારંભ કીધો છે! માટે હવે તો મારા ડીયરને આજે ચોપાટીપર મળતાંજ કંઇ પણ રસ્તો કહાડયા વિના છૂટકો નથી! તેમનો વિચાર શાંતતાથી કામ લેવાનો છે ખરો, પણ મારા માતાજી જૂના વિચારના છે, અને તેઓ મારા પિતાજીની મતિ પણ ફેરવી નાંખે છે, માટે પિતાજીને પણ ખુશ રાખવાનો રસ્તો રહ્યો નથી, અને તેથીજ આવી પંચાતી મારાથી સહન પણ થાય તેમ નથી! હવે તો એક ઘાના બે કઠકા કરવાનીજ રીત વાપરવી પડશે! મારા ડીયરને સમજાવીશ, અને તેમની સલાહથી સીધોજ રસ્તો લઇશ! બસ, જે થાય તે ખરી! હવે માન–મરિયાદા રાખવાનું નહીં પાલવે, અને પરતંત્રતાના પરિબળમાં મારી સ્વતંત્રતાનું સત્યાનાશ નહીંજ કરાય! માતા—પિતાને તો માનીએ ત્યાં સુધી ઠીક! મ્હોટી થયાં પછી મારા મનની હું મુખત્યાર છું!" આમ માથામાં રાઇ ભરીને નવલ સ્વેચ્છાઇની સુરંગ પોતાના મનમાં ફોડતી રહી!

પાછલા પહોરના ચાર વાગતાંજ, નવલ હંમેશના નિયમ પ્રમાણે જાનકીને સાથે લઇને ચોપાટીપર ગઇ, અને બાંકડા પર બેઠી. એટલા-

માંજ નવરંગી પણ આવી લાગ્યો, અને તેને જોતાંજ જાનકી ત્યાંથી જરા દૂર જઇને બેઠી. નવલનો ચહેરો ઉતરેલો ને ઉદાસ જોઇને નવરંગીએ પૂછયું "કેમ મારા લગ્ન્હ, આજે તમારી મૂખમુદ્રાપર ગ્લાનિ પથરાયલી દિસે છે કંઇ? વળી કંઇ નવું જૂનું બન્યું છે કે શુ?"

તરતજ નવલના નેત્રોમાંથી અશ્રુ નિકળી પડયાં, અને તેણીએ ખીસામાંથી રૂમાલ કહાડીને આંખોપર રૂમાલના ડુંચા દાબ્યા!

"અરે!" નવરંગી ચમકીને બોલ્યો "આમ ના કરો! આ તો જાહેર રસ્તો છે, અને આવતાં જતાં લોકો જોશે તો તેઓ કંઇ વિચિત્ર વ્હેમ લાવી, અહીં માણુસોનું ટોળું ઝામી જશે! માટે રડશો નહીં, અને શાંતપણે જે હોય તે જણાવો, કે તમારી મુશ્કેલીનો ઉપાય થાય. મુશ્કેલીમાં મુંઝાઇને શું કરશો? મુંઝાવાથી ને રૂદન કરેથી કંઈ વળવાનું છે? એ તો મુશ્કેલી શિવાય કોઇ પણ કાર્ય પાર પડેજ નહીં, અને તેથી મુશ્કેલી પણ સહન કરવીજ જોઇએ. માત્ર તેના ઉપાયો યોજવા, એજ આપણું કામ છે; માટે શું મુશ્કેલી છે તે જણાવો, એટલે તેને માટે ઉપાય કરવાનું બની શકે."

નવલે શાંતિ સજી દર્શાવ્યું "આપને ત્યાં આવવાની મનાઇ મારા પિતાજીએ મને કરી છે, અને તેઓ પણ મારા માતાજીની શીખવણી માનીને મારાપર મજબૂત અંકૂષ રાખવાનો રંગ બતાવે છે! પરંતુ એવા અંકૂષમાં મારાથી તો જરા પણ નહીં રહેવાય! હવે તમારા અંકૂષમાં રહેવાને હું બંધાયલી છું, પણ માતા—પિતાના અક્કલ રહિત અંકૂષમાં તો નહીંજ રહું!"

"બસ, એટલુંજ છે કે બીજું કંઈ છે?" નવરંગીએ માથું હલાવીને જણાવ્યું "એ શિવાય તમને તેમણે બીજી કોઇ પણ મુશ્કેલીમાં મૂકયાં તો નથીની?"

"પિતાજીનું કહેવું એવું છે કે, કોઇ પણ પગારદાર માસ્તરને શીખવવા માટે રાખવો, અગર તેમ નહીં તો તમારેજ મારે ત્યાં શીખવવાને આવવું. આવી તેમની મરજી છે."

"ઓ હો! તેમાં શું મુશ્કેલી છે? મને તમારી ગરજ છે તો હું તમારે ત્યાં દરરોજ નિયમસર આવ્યા કરીશ."

"તમારાથી દરરોજ મારે ત્યાં આવવાની તસ્દી લઇ શકાશે મારા માનવંત ડીયર ?"

"એમાં તસ્દી શાની ? તમારે માટે હું અને મારે માટે તમે-પરસ્પર મળવાને બંધાયલાજ છીએ, માટે એમાં કંઇ તસ્દી જેવું છેજ નહીં, અને ગમે તેમ કરીને પણ હું દરરોજ પ્રભાતમાં સાવ-સાડા સાતને સુમારે તમારે ત્યાં આવ્યા કરીશ એટલે તો તમારા વડિલો રાજી થશેની ?"

"પણ વળી આગળ જતાં તેમાંએ તેઓ કંઇ વાંધો ઉઠાવશે તો કેમ કરશો ?"

"તેવે વખતે વળી કોઇ નવો પ્લાન કરીશું. એ તો વખત તેવી વાત કરવી, અને જે જે મુશ્કેલી આવે, તેને યુક્તિથી દૂર કરતાં જવું, એજ ખરો ઉપાય છે !"

"તમે તો દરેક વાતમાં શાંતિ-શાંતિ-શાંતિ બતાવો છો, પણ એવી શાંતિ ક્યાં સુધી પાલવે, અને એવી પરતંત્રતા પણ કેટલા કાળ સુધી વેઠાય ?"

"જ્યાં સુધી આપણી લગ્ન ગાંઠ બંધાઇ નથી, ત્યાં સુધી તો શાંતિ રાખવીજ જોઇએ."

"લગ્ન ગાંઠ ક્યારે બંધાશે, અને તેને માટે ક્યારે તજવીજ કરશો ?"

"વખત આવતાં તે પણ થશે. હજી બે વર્ષ પછી લગ્ન કરવાં, એવો મારો મત છે; કેમકે ત્યાં સુધી તમે પૂરાં પંદર વર્ષના પણ થશો, એટલે તમારી વય પણ વાજબી થશે."

"ઓ હો ! હજી બે વર્ષ આમજ ગાળવાનાં કે ? એ બે વષ તો મને બે ભવ જેવાં ભારી થઇ પડશે !"

"તેવો વિચાર રાખવો નહીં. જીંદગી જતાં વાર નથી લાગતી તો બે વર્ષ જતાં શી વાર લાગનાર છે ?"

"પણ ત્યારે કંઇ ત્રિજોજ તોડ કહાડોની ડીયર ! મને તો હવે પા ઘડી પણ તમારો વિયોગ પાલવતો નથી; માટે આપણે બંને અત્યારથીજ સાથે નિવાસ કરી શકીએ તેવો ઉપાય કરો તો સારૂં !"

" તમે જરા ધીરજ ધરો ! મારો પગ તમારે ત્યાં થશે, અને તેમાંજ તમારાં વડિલો રાજી છે, તો હું પણ તેમાંજ રાજી છું !" નવરંગી હોઠ પીસીને બોલ્યો " તમારાં વડિલો હમણાં જેટલાં વાંકાં થયાં છે, તેટલાંજ તેમને સીધાં બનાવી દઇશ, અને તેઓ મને પૂછ્યા વિના પાણી પણ નહીં પીશે, તેવો રંગ જમાવીશ ! માટેજ મારૂં તમને કહેવું છે કે, તમે જરા ધીરા થાઓ, અને પછી જૂઓ કે કેવી કરામત કરી બતાવું છું ! હંમેશા હિમ્મતની સાથે હિકમત પણ જોઇએ, અને તેજ પરાક્રમ મારે કરવાનું છે ! એટલું તો યાદ રાખજો કે, છેવટે એજ તમારા માતા-પિતા મને સામાં વળગતાં રહેશે, અને તમારા ઘરમાં માત્ર મારોજ કાર્યભાર થશે ! તેમ કરીનેજ બતાવું તો પછી તમે ખુશી તો ખરાંની મારા લલ્હ ?"

" ત્યારે તો એમજ માનું કે, ઇશ્વરે આપણને તરીપાર પાડયાં, અને જાણે સ્વર્ગ મળ્યું !" નવલે વળી અધીરી થઇને પૂછ્યું " પણ તેવો વખત ક્યારે લાવશો ? તેને કેટલીક મુદ્દત લાગશે ?"

" તે તો કંઇ ચોક્કસ ટાઇમ કહી શકાય નહીં; કેમકે હું કંઇ જોષી મહારાજ નથી ! તો પણ તેવો ટાઇમ આવશે, એટલું તો મારી તર્ક શક્તિને આધારે હિમ્મતથી કહી શકું છું. તમે અત્યંત ઉતાવળાં છો, પરંતુ એવો સ્વભાવ નહીં રાખતાં ઠંડી પ્રકૃતિ રાખવી, કે જેમાંજ મઝાહ છે ! કહેવત છે કે 'ઉતાવળા સો બ્હાવરા, ઓર ધીરા સો ગંભીર.' માટે ધીરજવંતા થવું, અને મનપર મજબૂત કાબૂ રાખવો."

" એ પણ આપનો બોધ માન્ય કરવા યોગ્ય છે, પરંતુ મારો સ્વભાવજ શિઘ્ર શૂર છે !"

શિઘ્ર શૂર દૂર કરવાનો પ્રયાસ લેશો, અને ધીરપણાંની ટેવ પાડવાનું જો તમે બરાબર મનપર લેશો તો ધીમે ધીમે તમારો સ્વભાવ પણ અતિ શાંત સહવાસથી બદલાઈ જશે !"

" આપના સહવાસથી તે બની શકશે ડીયર !" કહીને નવલે પૂછ્યું. " ત્યારે હવે આવતી કાલથી તો આપજ મારે ત્યાં પધારશોની ? અને કયે ટાઇમે પધારશો ?"

" પ્રભાતમાં સાત-સાડા સાતને સમયે આવીશ, અને એક કલાક તમારી સાથે બેસીશ." નવરંગીએ સલાહ આપી " તમને વળી કહી

રાખું છું કે, હાલ તરત જોઇએ તો દિવાનખાનામાંજ આપણે બેઠક રાખીશું. કે જેથી તમારાં વડિલોને અન્ય પ્રકારની આ શંકા થવાનું કારણ રહે નહીં."

"એ કેમ પાલવશે?" નવલે વળી મ્હોં કટાણું કરીને પૂછયું "દિવાનખાનામાં આપણાથી કંઇ પણ વિચાર કે વાતચીત કેમ થઇ શકશે મારા ડીયર?"

"વાતચીત કરવાને માટે આ ચોપાટી છેની? અહીં આપણે દરરોજ મળીશું, એટલે વાતચીત અહીંજ કરીશું, અને તમારા ઘર આગળ માત્ર તમારા અભ્યાસનીજ વાત રાખીશું." નવરંગી શાંતતાથી બોલ્યો "પ્રથમ તમારાં વડિલોને વિશ્વાસ બેસાડી શું, અને તે બેઠાં પછી તો હું તેમને માથે શેર થઇ શકીશ! માટે જે યુક્તિ તમને બતાવું છું, તેમજ ચાલો, અને પછી તમે પણ જૂઓ કે, આખરે આપણુંજ ધાર્યું થાય છે કે નથી થતું?"

"સારૂં મારા ડીયર!" નવલે પણ સંતોષ માનીને પૂછયું "વારૂં ત્યારે કાલે આપ પધારવાના છો, એ વાત મારા પિતાજીને મારે કહેવી પડશે, પરંતુ તેમ કરતાં તેઓ મને પૂછશે કે 'તને તેઓ કયાં મળ્યા હતા, અને તને કેવી રીતે ખબર પડી કે, તેઓ આપણે ત્યાં આવનાર છે?' તો મારે શું કહેવું? હું તેમને એમ કહું કે, તેઓ મને ચોપાટીપર મળ્યા હતા, અને ત્યાં તેમની સાથે મારે વાત થઇ હતી?"

"તમે પણ કેવા ભલા, અને ભોળા છો! એવી વાત કરતાંજ તેઓ વળી વ્હેમાશે, અને આપણે ચોપાટીપર મળીએ છીએ, એવી શંકા તેમને જવાથી તેઓ વળી તમને બ્હાર પણ નિકળવા નહીં દેશે! માટે એવું તો બોલશોજ નહીં, પણ એમ કહેજો કે 'એ તો મેં ઘાટણ સાથે એમને ચિઠ્ઠી મોકલી હતી, ત્યારે એમણે કહાવ્યું કે 'હુંજ તમારે ત્યાં ખુશીથી આવ્યા કરીશ.' અને તે પ્રમાણે તેઓ હવે આપણે ત્યાંજ આવ્યા કરશે' આ પ્રમાણે વાત કરજો."

"એ પણ ખરી તદબીર બતાવી!" નવલ હસીને બોલી "તમારા મગજમાં તદબીરોના તો જાણે ભંડારજ ભરેલો લાગે છે જો! તમારૂં મગજ પણ જબરૂં તો ખરૂં!"

"જબરૂં મગજ નહીં રાખીએ તો ખત્તાજ ખાવી પડે! તમારૂં મગજ પણ તમારે જબરૂં બનાવવું જોઇએ, અને તદબીરોનો અભ્યાસ પણ કરવો જોઇએ. તદબીર વિના કંઇ પણ કામ સારૂં થતુંજ નથી! આ દુનીઆમાં દરેક વાતમાં તદબીર તો પહેલાં જોઇએ!"

"તે બધી તદબીરો તમારેજ શીખવવાની છેની! મારે માથે તદબીરના મુંગટ તમે છો, એટલે મારે વાંધો પણ શું છે? તમારા સહવાસથી હું પણ તદબીર શીખીશજ."

"એ તો છેજ! 'સંગ તેવો રંગ' એ કહેવત સચોટ છે, માટેજ સારાનો સંગ કરવાનું વડિલો કહે છેની!"

"પણ મારાં વડિલો તો તમારા જેવા સારાનો સંગ કરવાની વિરૂદ્ધ છે, તેનું કેમ?"

"તેનું એમ કે, તેઓનામાં મારે માટે સારા નરસાનું જ્ઞાન નથી! તેઓ હજી મારા સહવાસમાં આવ્યાં નથી, અને તેથીજ તેઓ મારે માટે વાંધો કહાડે છે. તે શિવાય આ પણ એક નિયમ છે કે, કોઇ પણ યૂવાન કે યૂવતિનાં વડિલો પોતાનાં યૂવાન બાળકોને એકલાં કોઇના પણ પ્રસંગમાં સ્વતંત્રપણે આવવા દેવાને અચકાય છે, અને તેઓની તે રીત કેટલેક પ્રકારે યોગ્ય પણ છે. આજકાલ દુનીઆમાં જે અનીતિનો પ્રચાર વૃદ્ધિ પામ્યો છે, અને જે જે અત્યાચારો થાય છે, તે જોતાં યૂવાન પુરૂષે, અને યૂવાન સ્ત્રીએ એકાંતવાસનો પરિચય રાખવો ઉચિત તો નથીજ. માત્ર એટલુ છે કે, ઉંચી કેળવણી પામેલાંઓને માટે એવી નડતલની વિશેષ જરૂર નથી, અને તમારાં વડિલોને પણ ઉંચી કેળવણીનો અધિક અનુભવ નહીં હોવાથી તેઓ આપણી બાબતમાં પણ વાંધો લે, એ સ્વાભાવિક છે. તેમનાં મગજનો વાંધો દૂર કરવાનું કામ આપણું છે અને તે ઇશ્વર કરશે તો પાર પાડીશું. એક વાર મારો પગ તમારે ત્યાં નિયમસર ચાલુ થવા દો, તેમની સાથે મારો પરિચય પથરાવા દો, અને પછી તમે પણ જોશો કે કેવો નાટક ભજવું છું! સમજ્યા મારા લવ્હ?"

"સમજી! તમારી વાત ઘણીજ દીર્ઘદ્રષ્ટીની, અને જ્ઞાનથી ભરપૂર છે, એમ હું કબૂલ કરૂં છું મારા ડીયર!" આ પછી તેઓ ત્યાંથી છુટાં પડી પોતપોતાને મકાને ગયાં, અને નવંગી આવતી કાલે પ્રભાતમાં પોતાને ત્યાં આવનાર છે, તે બાબતમાં પોતાના પિતાને સહજ ઇશારો કરવાની તક નવલે સાંધવા માંડી.



# પ્રકરણ ૧૦ મું.

## કરામતી કટાર!

દોહરો.

નવરંગીના પેંચમાં,
ચટપટદાસ ભેળાય;
ગુણવંતી ગભરાઇને,
પતિ ઉપર ચીઢવાય!

વાળું કીધાં પછી ચટપટદાસ, ગુણવંતી, અને નવલ પાનસોપારી ખાતાં દિવાનખાનામાં બેઠાં છે. એટલામાં ચટપટદાસે પૂછ્યું "દીકી બ્હેન! હવે ત્યારે માટે કોઇ માસ્ટરની તજવીજ કરવી જોઇએ, કેમ?"

"તેમ કરવાની કંઇ જરૂર નથી પિતાજી!" નવલ ઝટ ચપળતાથી બોલી ઉઠી "આપની આજ્ઞાનુસાર નવરંગીલાલને મેં પૂછાવતાં તેમણે આપણે ત્યાં આવવાની હા કહી છે, અને તેઓ મને અહીંજ શીખવવાને આવશે."

"એમ કે? ત્યારે તો સારી વાત!"

"આપણે ત્યાં આવે તો કંઇ વાંધોજ રહ્યો નહીં!" ગુણવંતી પણ તરતજ બોલી ઉઠી "પણ વગર પગારે એણે અહીં આવીને ભણાવવાની ભલી હા પાડી!"

"એના એવા વિચાર છે કે, કોઇને પણ શીખવવું–વિદ્યા ભણાવવી, એ મહા પરોપકાર, અને પૂન્યનું કામ છે. તેથીજ હા પાડી છે!" નવલે પણ હાજર જુવાબિ ચલાવતાં જણાવ્યું "વિદ્વાન માણસોનાં હૃદય ઘણું કરીને પરાર્થ માટે વિશેષ તત્પર રહે છે, અને તેજ સદ્‌ગુણ એ પુરૂષમાં પણ છે બા!"

"પણ ઇંગ્રેજી ભણેલાંઓ વળી પૂન્ય, ને પરોપકાર પણ સમજે છે ખરાં કે?"

"વાહ! તેઓનાં મગજ તો તે બાબતમાં ઘણાં સારાં હોય છે! તેઓ ઉપરના ધાર્મિક ડોળ દેખાડવાનું પસંદ કરતાંજ નથી, પણ ખરો માનસિક ધર્મ ઘણી સારી રીતે સમજે છે, અને જેમ સમજે છે, તેમજ વર્તે પણ છે! તેમાં પણ નવરંગીલાલના કેટલાક વિચારો તો ઘણાજ વખાણવા લાયક છે. તેઓ આપણા વૈષ્ણવ ધર્મના પણ જ્ઞાતા છે, અને ધર્મનું રહસ્ય બહુ સારી રીતે સમજે છે!"

"હું તો જાણતી હતી કે, તે તદ્દન નાસ્તિકજ હશે !" ગુણવંતીએ ખુલાસો કરતાં જણાવ્યું "કેમકે તે પાટલૂન વિગેરે પહેરીને આપણે ત્યાં આવ્યો હતો, ત્યારે જાણે નાસ્તિક જેવોજ લાગતો હતો !"

"પાટલૂન પહેરે તે નાસ્તિકજ હોય, એવું માનવું, એ તો હસવા જેવી તારી વાત છે !" ચટપટદાસે હસીને સમજ પાડી "પાટલૂન તો હાલના યુવાનોનો એક પ્રકારનો શોખ છે, અને ઈંગ્રેજી ભણેલાઓનો ખાસ ભપકો બતાવનારો પોષાક છે !"

"વારૂ ! સમજી !" કહીને ગુણવંતી સૂવાને ઉઠી, નવલ પણ પોતાના રૂમમાં ગઇ, અને ચટપટદાસ પણ ન્યૂસ પેપર આમતેમ ઉથલાવી જોઇ સૂઇ ગયો.

પ્રભાતમાં સાડાસાતને સુમારે નવરંગી તદ્દન સાદાજ ડ્રેસમાં આવ્યો. બારીક કિનારનું ધોતિયું, માથે કાળી ઉંચી ટોપી, ખંમિસ, જૅકેટ અને હાથમાં એક ગેંડાની લાકડી તથા પગમાં માત્ર ઉનનાં ભરેલા સ્લીપર, એવી સાદાઇમાંજ આવીને દિવાનખાનામાં બેઠો. ચટપટદાસે તેને સારા સત્કારથી બોલાવ્યો, અને નવલ હાથમાં બે-ચાર પુસ્તકો તથા નોટ બુકો લઇને આવી. બંને જણા તેજ દિવાનખાનાના એક ખૂણામાં ગોઠવેલા ટેબલ પાસે ખુરસીઓપર બેઠાં. આ પ્રસંગે કંઇ પણ બીજી વાતચીત નહીં કરતાં માત્ર ઈંગ્લિશ શીખવવામાંજ લક્ષ રાખ્યું, અને આજેજ ઈંગ્લિશનો પ્રારંભ કીધો. આશરે એક કલાક પછી તે ઉઠયો, અને ચોપાટીપર આજે પણ મળવાનો ઠરાવ તે બંનેએ ઘણાજ ધીરા સ્વરે બોલીને કીધો, આ પછી નવરંગી ચાલતી પકડતો હતો, એટલામાં ચટપટદાસે તેને બોલાવીને પોતાની પાસે ગાદીપર બેસાડીને કહ્યું "તમે અહીં તસ્દી લીધી, તેને માટે તમારો ઘણો ઉપકાર થયો છે, અને એજ પ્રમાણે ફુરસદે બબે ઘડી આવીને મારી પુત્રિને શીખવવાની તસ્દી લેશો તો હું તથા મારી પુત્રિ તમારો ઉપકાર કદી પણ ભૂલવાનાં નથી. તમે ઘણા શ્રીમંત છો, મ્હોટાના પુત્ર છો, અને વળી વિદ્વાન પણ છો, જેથી તમને કંઇ પણ બદલો આપવાની મારી જીભ ઉપડતી નથી, તોપણ તમારી આવી સદ્દબુદ્ધિનો બદલો તમને બીજી રીતે પણ ઇશ્વર જરૂર આપશેજ."

"ના શેઠ ! મને કંઇ બદલાની આશા નથી, અને આપણા આશિર્વાદથી મને સર્વ પ્રકારે આનંદ છે; પરંતુ હું કન્યા કેળવણીનો

હિમાયતી હોવાથી કોઇ પણ કન્યાને શીખવવાને મને અત્યંત ઉત્સાહ થાય છે. તેવીજ રીતે તમારી પુત્રિને પણ શીખવવાની હોંસ મને છે, અને તેણીનું મગજ સારૂં હોવાથી તેણી ઘણા થોડા વખતમાં સારૂં ઇંગ્લિશ શીખી શકશે, આવી પણ મને આશા છે. કન્યાઓને ઉંચી કેળવણીઓ આપવાની જે માત-પિતાનાં મનમાં ઉમેદ રહે છે, તેઓ કેળવણી રૂપી દોલત પોતાની પુત્રિને આપે છે, એમ મારૂં માનવું છે. આપ પણ કન્યા કેળવણીના હિમાયતી છો, એમ મને ખબર મળી છે, અને તે જાણીને આપને હું ધન્યવાદ આપું છું. જો કન્યાઓ ઉંચી કેળવણી લેવાને નસીબદાર નિવડશે, તોજ તેણીઓ સન્નારી તરીકે નિવડવાને પણ નસીબદાર નિવડશે, એ ખાસ વિદ્વાનોના વિચાર છે, અને હજારો કે લાખો મૂર્ખના વિચારો કરતાં એક વિદ્વાનના વિચારની કિમ્મત વધારે માનનીય છે, એ તો આપ પણ કબૂલ કરશોજ."

"અલબત ! વિદ્વાનનાં વિચારોજ આધાર રૂપ ગણાય." ચટપટદાસે જણાવ્યું "તમારા આવા તમામ વિચારોની સાથે હું પણ મળતો આવું છું, મી૦ નવરંગીલાલ !"

"તે તો હું પણ સમજી ગયો છું કે, તમો પણ સુધારાના સાથી છો, અને તમારા વિચાર ઘણા યોગ્ય છે" નવરંગીએ, ચટપટદાસને છાપરે ચઢાવીને વાતો કરવા માંડી "તમારા જેવા શુદ્ધ, અને દીર્ઘ દ્રષ્ટિના વિચારવાળાઓ જો આપણા વણિકોમાં વધારે હોય તો વણિકોના સંસારમાં જે જે સડાઓ છે, તે દૂર થયા વિના રહેજ નહીં ! આપણા લોકોમાં કેટલાક જૂના વિચારો એવા તો જડ ઘાલી બેઠા છે કે તેથી આપણો સંસાર ઘણો કલંકિત થાય છે ! તેમ છતાં એમ તો મને લાગે છે કે, જેમ જેમ વખત થતો જશે તેમ તેમ સુધારાની સડક લંબાતી જશે, અને એક દાયકામાં તો આપણે ઘણો ફેરફાર થયલો જોઇ શકીશું ! આ આશા પણ કંઇ ખોટી નથી ! ધીરો સુધારો પણ સારૂંજ પરિણામ લાવશે, અને જે સુધારો શાંતિથી થશે, તે સંગીન પણ થશે, એવો નિયમ છે."

"એ પણ તમારૂં ધારવું ખરૂં છે." ચટપટદાસે કહ્યું "એ તો વખત વખત પોતાનું કામ કર્યાંજ કરશે !"

"પ્રથમ તો આપણાં લોકોમાં જે વિચિત્ર વહેમ ઘુસેલા છે, તે દુર થવા જોઇએ અને તે દુર કરવાના ઉપાય તરીકે માત્ર કેળવણીજ

છે, કેળવણીનો પ્રચાર જેમ જેમ થતો જશે, તેમ તેમ તે વહેમોનાં વાદળાં વિખેરાતાં જશે ! ત્યારેજ સુધારા-વધારાના સીધા રસ્તા સમજાશે પણ ખરા ! " આમ કહી, વખત થઈ જવાથી નવરંગી ત્યાંથી ઉઠીને ચાલતો થયો. અત્યારે તો તેણે, ચટપટદાસને પોતાના હાથપર લેવાનું માત્ર મંગલાચરણજ કર્યું, અને તેમાં ચટપટદાસને પણ ઘણો સંતોષ વળવાની સાથે, તેના મગજમાં, નવરંગીને માટે સારી છાપ બેસવાનું મૂળ પણ સ્થપાયું !

નવરંગી તથા ચટપટદાસ વચ્ચે ઉપર પ્રમાણે થયલી વાતચીત ગુણવંતી અંદરના એક ખૂણામાં ઉભી રહીને સાંભળતી હતી તે હવે દિવાનખાનામાં આવીને ચટપટદાસને પૂછવા લાગી કે " એ તમે સુધારો-સુધારો બોલતા હતા, અને નવરંગીની સાથે શાની વાતો કરતા હતા પ્રાણનાથ ? "

" એ તો પરસ્પર એક બીજાના વિચારો પ્રગટ કરતાં હતાં, અને સુધારાના સંબંધમાં કેટલુંક વિવેચન કરી, આપણાં લોકોમાં જે જૂના વહેમ જડ ઘાલી બેઠા છે, તે વિષે બોલતાં હતાં."

" ઠીક ! તમને પણ તડાકા મારવાની ભલી જોડી મળી ગઇ ! હવે મને તો લાગે છે કે, તમે પણ સુધારાનો ભ્રષ્ટાચાર ચલાવવાના, અને નવરંગીનો રંગ તમને લાગવાનોજ ! "

" તેનો રંગ કંઇ ખોટો કે ખરાબ નથી. તેના વિચારો ઘણા સારા છે, અને બુદ્ધિશાલી પણ છે. અગર જો તે સુધારાવાળો છે ખરો તો પણ જે સુધારો હું ચાહું છું, તેનેજ તે પણ ચાહે છે. એમ તેની વાતોપરથી મને સમજાયું છે, જેથી મને પણ તેનો સમાગમ આનંદકારીજ થશે વ્હાલી ! "

" ભોગ લાગ્યા ! ગુણવંતી ચકિત થતી બોલી " હવે તો સુધારાનાંજ વ્હાણ ફાટવાનાં અને સુધારાનો પવન મારા ઘરમાં પણ ફુંકાવાનો ! એટલે મારી તો કંબખ્તીજ જાગી ! બંને સરખેસરખા મળીને જરૂર કંઇ પણ નવું જૂનું કરવાના, એમ મને તો લાગે છે ! "

" સારૂ કેની ? " ચટપટદાસે પણ ચટપટી ચઢાવતાં જણાવ્યું " દુનિઆમાં જન્મીને જો કંઈ પણ નવું જૂનું કરીએ નહીં તો પછી મનુષ્ય અવતારમાં પણ ધૂળ પડેલી કહેવાય ! "

" નવરંગીની એકજ દિવસની મુલાકાતમાં આટલું બધું તમારૂં ચક્ર ફરી ગયું તો વધારે સંબંધમાં આવ્યા પછી તો કોણ જાણે શું એ થશે ! આ તો ઘરમાં એક સાલ પેઠું ! છોકરીના અભ્યાસની મૂળ મતલબ, અને તેમાંથી તમે જૂદીજ મતલબની મોરી કહાડી !" ગુણવંતી સંતાપ કરતી બોલી " પણ હું તો તમને સાફ કહું છું કે, એવો તમારો સુધારો મારા ઘરમાં નહીં ચાલે !"

" ઘર કોનું ? મારૂં કે તારૂં ?"

" મારૂં-મારૂં ! સાત વાર મારૂં ! ઘરની માલિક તરીકે તો હુંજ અહિંણી ગણાઇશ !"

" અરે જારે ! તારૂં ઘર તારા બાપને ત્યાં, અને આ તો મારૂં ઘર, અને હુંજ આ ઘરનો માલિક છું."

આમ વાતચીત કરતાં વાત વધી પડી ! બંને જણાં પરસ્પર ગાળાગાળી કરવા લાગ્યાં, અને તેમ કરતાં વધારે બૂમ બરાડા પાડવા મંડી પડયાં ! આ ઉપરથી નવલ ગભરાઇને તેઓની પાસે આવી પહોંચી, અને તે બંનેને શાંત પાડી છૂટાં કીધાં, ગુણવંતીનો હાથ પકડીને નવલ છેક અંદરના ઓરડામાં લઇ ગઇ, અને ચટપટદાસને આજીજી કરીને દિવાનખાનામાંજ બેસાડી રાખ્યા. બાદ શાંતિ થઇ.

નવલ સમજી ગઇ કે ' મારા ડીયરના પરાક્રમથીજ આ તોફાન જાગ્યું છે, અને મને હવે મનાય છે કે, તે જેમ બોલતા હતા તેમ જરૂર મારાં માતા-પિતાને પોતાના હાથમાં લઇને તેમને વશ કરી નાંખશે ! એ મારા ડીયર બડા ચતૂર છે, માટે જરૂર કંઇ પણ ચતૂરાઇ ચલાવ્યા વિના નહીંજ રહે ! આમ વિચાર કરતાં વળી તેણી પોતાની માતા પાસે ગઇ, અને તેણીને તકરારી બાબતમાં કંઇ પણ નહીં પૂછતાં બીજીજ બાબતોને માટે ટહુકા-ટાહેલામાં નાંખી કલેશની બાબત ભુલાવી દીધી. નવલે હવે બે બાજૂની ઢોલકી બજાવવા માંડી ! એટલે કે માતાને પણ ખુશ રાખવાની તદબીર લગાવી, અને પિતાને પણ રાજી રાજી રાખવાની હિકમત ચલાવી ! નવરંગીની સલાહ નવલને હવેજ યોગ્ય મનાવા લાગી !

# પ્રકરણ ૧૧ મું.

## નવરંગીને ત્યાં નવાજૂની !

દોહરો.

નવરંગીનાં લગ્નની, જાગી છે પંચાત;
યુક્તિથી ઉડાવવા, નવરંગીની વાત.

નવરંગીનાં લગ્નની પંચાત આજે જાગી ! તેના પિતા નવનીતરામ તથા માતા ભાનુમતિ તેને લગતી વાતો કરતાં એવા ઠરાવપર તેઓ આવ્યાં કે "નવરંગીનો મત લઇનેજ તેનાં લગ્ન કરવાં." આ પ્રમાણે ઠરાવ કીધા પછી નવનીતરામે પોતાની પત્નિ ભાનુમતિને તે કામ સોંપ્યું; કેમકે પિતા તરીકે પોતાના પુત્રને સ્વતઃ પૂછવામાં એક પિતાને જરા મરિયાદાનો વાંધો આવે, એ સ્વાભાવિક છે. તેથી ભાનુમતિએ તે કામ હોંસથી પોતાને માથે રાખ્યું, અગર જો ભાનુમતિ છેક જૂના વિચારની તો નહોતી, તો પણ તદ્દનજ સુધારાનો પવન તેણીના મગજમાં ભરાયલો નહોતો, અને તેથી પોતાના પુત્રને એવી વાત પૂછવાનું તેણીને પણ વિશેષ પસંદ તો નહોતુંજ; તેમ છતાં નવનીતરામના આગ્રહથી તેણીએ તે કામ માથે લીધું, અને નવલને ત્યાંથી જેવો નવરંગી આવ્યો કે, તરતજ ભાનુમતિએ પુત્રને પોતાની પાસે બેસાડીને આસ્તે રહીને વાત ઉચ્ચારી "ભાઇ તારે માટે હવે કેટલીક કન્યાઓનાં માંગાં આવે છે અને તારી વય પણ હવે લગ્નને લાયક થઇ છે. માટે તારા પિતાજીનો, તેમજ મારો વિચાર હવે તારાં લગ્ન કરવાનો થયો છેઃ પરંતુ તારા મન લાયક કોઇ કન્યા લેવી, એવો અમારો વિચાર હોવાથી, અને તેને માટે તારા પિતાજી તને પૂછતાં અંચાય છે, માટેજ હું પૂછું છું કે, બાર–તેર વર્ષની કન્યા તને પસંદ પડશે કે પંદર–સોળ વર્ષની કન્યાઓ પણ બે–ત્રણ છે, તે તને ગમશે? તારા મનમાં જે પણ ઇચ્છા હોય તે મને કહે તો તે પ્રમાણે તારા પિતાજી સાથે હું વિચાર કરૂં. આ વર્ષેજ તારાં લગ્ન કરવાં, એવી અમારી મરજી છે. ઘણું કરીને તો વસંતપંચમીનાં લગ્ન પણ ઠરાવીશું."

"પણ હાલ મારે લગ્ન કરવાનો વિચાર નથી માતુશ્રી !" નવરંગીએ વાત ઉડાવી "થઇ રહેશે. થોડા દિવસ પછી એ વિષે આપણે વાત કરીશું હમણાં કંઇ ઉતાવળ નથી."

"તને ઉતાવળ નથી, પણ અમારે ઉતાવળ છે તો! માટે જે તારા મગજમાં હોય તે બેલાશક તું મારી પાસે બોલતાં અચકાતો નહીં. તારી મરજીની કન્યા લેવી એજ અમારી ઇચ્છા છે."

"તે ખરૂં છે માતુશ્રી! પણ થોડા દિવસ પછી એ બાબત આપણે વિચાર કરીશું."

"થોડા દિવસ પછી–થોડા દિવસ પછી કર્યાં કરે છે એનું શું કારણ? શું હમણાં સૂકન સારા નથી થતા કે? એમાં કંઇ વધારે વિચાર કરવાનું કામ નથી! ઝટ જુવાબ દેતાં શું થાય છે!" ભાનુમતિ જરા ચીઢવાઇને બોલી "એ તો વળી તારા પિતાએ તને પૂછવાનું રાખ્યું છે તેમાં! નહીં તો તને પૂછયા વગરજ અમારી મરજીમાં આવે તે કન્યા સાથે નક્કી કરીએ તો તારી શી વિસાત છે કે તું ના પાડી શકે? અમારી સત્તાનું એ કામ છે, અને તને પૂછવાની જરૂર પણ નથી! માટે સીધો સીધો જવાબ દેવો હોય તો દે, અને નહીં તો હવે હું તને કંઇ પૂછનાર નથી! પછી ફફડશે કે બબડશે તે નહીં ચાલે! હું તને સાફ કહી દઉં છું?"

પોતાની માતાનો મિજાજ ગરમ થયલો જોઇને નવરંગીએ તેણીને વધારે ગુસ્સો ઉપજાવવાને બદલે શાંત કરવાને જણાવ્યું "ઠીક છે તો સાંજ સુધીમાં હું ખુલાસો કરી દઇશ, માટે માત્ર ચાર–આઠ કલાક તો ધીરજ રાખશોની માતાજી?"

"સાંજ સુધી તારા કહેવા પ્રમાણે હું પણ કંઈ નહીં બોલું; પરંતુ આજની સાંજ પસાર થવી નહીં જોઇએ." કહીને ભાનુમતિ તેની પાસેથી ઉઠી ગઇ.

નવરંગી પોતાના ખાનગી રૂમમાં જઇને વિચાર કરવા લાગ્યો કે "હવે મારા મનની વાત ખુલ્લી કરી માતા–પિતાને સમજાવી દેવામાંજ ઠીક થશે; કેમકે તેમને વારંવાર ઉડાવ્યા કરવાથી તો બોર ચોળાને ચીકણું થયા કરશે, અને તેથી દરરોજ તેમના જીવને, તેમજ મારા જીવને ચચણાટ થયા કરશે! નવલ સાથે મારે લગ્ન કરવાં છે, એ વાત તેઓ જાણીને ચકિત તો થશેજ, પરંતુ જે વાત ધૂંધવાયા કરે, તેના કરતાં તે સામટી સળગી ઉઠે, અને સ્પષ્ટ થઇ જાય, તેમાંજ સારૂં છે. વળી એવી વાત મોંઢામોંઢ કરવામાં પણ મરીયાદાનો ભંગ થાય, અને વળી

કંઇક બોલાચાલી થવાનો પણ સંભવ રહે ! માટે પત્રદ્વારા પિતાજીને જણાવી દેવું, કે જેથી તેઓ સમજીને જે વિચાર કરવો હોય તે કરે !" આમ વિચાર કરીને તે તત્કાલ ટેબલપર પત્ર લખવા બેઠો, અને નીચે પ્રમાણે એક કાગળપર લખી કહાડયું:—

"પરમ પૂજ્ય પિતાજીશ્રીની પવિત્ર સેવામાં—વિ. વિ. આજે મારાં પૂજ્ય માતુશ્રીએ મારાં લગ્નની બાબતમાં મને પૂછપરછ કરી, મારા વિચાર જાણવાની જીજ્ઞાસા જણાવી હતી, અને તેમના કહેવા પરથી સમજાયું છે કે, આપની આજ્ઞાનુંસારજ તેમણે મને પૂછયું હતું, જેને માટે આપનો અત્યંત આભારી થયો છું. વિશેષમાં વિનંતિ કરૂં છું કે, મેં મારાં લગ્ન શા. ચટપટદાસની પુત્રિ નવલ સંગે કરવાનું નક્કી કર્યું છે, અને તેણીને હું વચનથી બંધાયો છું, જેથી તેમા તો હવે ફેરફાર કરી શકાશેજ નહીં. આ બાબતમાં ન્યાતજાતનાં બંધારણનો વાંધો આવશે, એ તો ખુલ્લું છે; પરંતુ રોટી વહેવારની સાથે બેટી વહેવાર કરવામાં શાસ્ત્રોક્ત બાધ છેજ નહીં. શા. ચટપટદાસ સાથે આપણને રોટી વહેવાર તો છેજ, તો પછી બેટી વહેવાર કરવામાં જો કદાચ આપણી જ્ઞાતિવાળાઓ વાંધો લેશે, તો પણ તેવા વાંધાની દરકાર નહીં કરતાં, તેજ કન્યા સાથે હું હસ્ત મેલાપ કરીશ, એ મેં ચોક્કસ કર્યું છે, અને તે કન્યાએ પણ એવુંજ કરવાનું ચોક્કસ વચન આપ્યું છે, માટે મારે ખાતર અન્ય કન્યા શોધવાની આપ તસ્દી લેશો નહીંજી. મારી ખાત્રિ છે કે, આપ પોતે સુધારાના વિચારના છો, સુધારો કરવાને આપ અવારનવાર સૂચનાઓ પણ કરો છો, તેમજ રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર કરવાને માટે તો આપણી જ્ઞાતિમાં જ્યારે ને ત્યારે લડત ચલાવો છો, માટે મારૂં આ પગલું આપ પસંદજ કરશો, એવી આશા છે. આપણે ઘેરથીજ આવા સુધારાનો પ્રારંભ કરવાથી એ સુધારો બીજાં ઘરોમાં પણ લંબાશે, એવી મને ખાત્રી છે, અને તેથી મારી આપ વડિલશ્રીને એટલીજ વિનંતિ છે કે, મારી આ ગોઠવણને આપ સાહેબ પણ અંતઃકરણપૂર્વક આશિર્વાદ આપી મંજૂરી આપવા કૃપા કરશોજી. આ બાબતમાં મારા માતુશ્રી કદાચ વિરૂદ્ધતા બતાવશે. કેમકે તેઓ જૂના વિચારના છે, પરંતુ આપ મુરબ્બિજી તેમને શાંતપણે સમજાવશો, એવો મને વિશ્વાસ છે, તેમજ મારી

એવી ખાત્રી પણ છે કે, મારા માતાજી ઘણા સમજદાર હોવાથી તેઓ આપ દ્વારા સમજી જશે, એજ વિનંતિ.

લી૦ આપના આજ્ઞાંકિત બાળક,

નવરંગીનાં દંડવત સેવામાં સ્વીકારશોજી."

ઉપલો પત્ર લખીને નવરંગી તાબડતોબ જમવા ગયો અને જમી ઉઠયાં પછી તે પત્ર પુનઃ વાંચી પણ જોયો અને તે પછી તે પત્ર ચીટકાવીને પોતાના પિતાના દિવાનખાનામાં ગાદીપર મૂકીને નવરંગી પોતાને કોલેજમા ચાલ્યો ગયો.

શેઠ નવનીતરામે ભોજન કરી દિવાનખાનામાં જતાંજ તે પત્ર જોયો, અને પાન સોપારી ખાવાને બદલે ગાદીપર બેસી તે પત્ર વાંચી જોયો, અને શાંત થઇ ગયો ! પરંતુ વળી તેના મગજમાં સુધારાની ખુમારી ઉભરાઇ આવતા તેણે સ્વત મનમાંજ વિચાર્યું કે "આ પણ ઠીક થાય છે ! સુધારાનું મૂળ મારા ઘરમાંથી શરૂ થાય તેમાં કંઇ ખોટું પણ થવાનું નથી, અને હું પૈસાવાળો છું, એટલે ન્યાતવાળાઓ મને વધારે છેડે તેમ પણ નથી, અને તેમ છતાં ન્યાતવાળાઓ ટકટક કરશે તો પણ હું તેઓની કંઇ દરકાર રાખનાર નથી. તેઓ કરી કરીને શું કરવાનાં છે ? ઘણું થશે તો વળી તેઓ મને ન્યાત બહાર મુકશે, એજ ! તેમાં શું મારૂં બગડવાનું છે? હું કંઇ તેથી બ્હીવાનો નથી; પણ સુધારો તો કરવોજ, અને મારો પુત્ર પણ સુધારાની પહેલ કરવા નિકળ્યો છે, ત્યારે તો એક ખરા સુધારક તરીકે મારે પણ તેને ઉત્તેજન આપવુંજ જોઇએ, અને તેથી પુત્રના વિચારને હું પણ પુષ્ટીજ આપીશ. મારી પત્નિ જૂના વિચારની હોવાથી તેણી તો આ સાંભળીને સડક બની જશે, તો પણ તેણીને હું ગમે તેમ સમજાવીને શાંત કરીશ, અને પુત્રની ઇચ્છા પાર પાડવાની સાથે સુધારક તરીકેની મારી નામના પણ પાર પાડીશ." આમ ઉત્સાહમાં આવીને તે પાનસોપારી ખાવા લાગ્યો, અને આનંદમાં આવી સુંદર પાનની બીડી બનાવી મ્હોંમાં ચાવતો લાંબા પગ સામેની પેટીપર ગોઠવી તકિયા સાથે અઢેલી બડી લહેરમાં આડો પડયો. ભાનુંમતિ પણ થોડીજ વારમાં ભોજન કરીને દિવાનખાનામાં પોતાના પતિની સન્મૂખ આવીને બેઠી, અને પછી આસ્તે રહીને

નવનીતરામે વાત કહાડતાં પેલો પત્ર વાંચી સંભળાવ્યો, જે સાંભળી ભાનુંમતી ભડકી ગઇ, અને બોલી "હાય-હાય! ભોગ ફરી વળ્યા! આ છોકરાએ તો ડાટ વાળ્યો! પેલી આપણે ત્યાં એક વાર આવી હતી તેજ છોકરી સાથે એણે નક્કી કીધું હશે? એમજ કેની?"

"હા, તેજ." નવનીતરામ બોલ્યો "તે છોકરી છે તો ઘણી સારી દેખાવડી!"

"પણ દેખાવડીને શું આગ લગાડવી છે? એમ તો રામજણીઓ પણ ઘણી દેખાવડી હોય છે! અરે! પેલી ઢેડીઓમાં પણ કોઈ કોઇ તો મડમડી જેવી હોય છે! માટે શું તે ઢેડી સાથે પણ લગ્ન થાય કે?"

"તું તો આડી વાતો કરે છે! જે છોકરીને આપણા નવરંગીએ પસંદ કરી છે તે શું ઢેડી છે કે?" તે તો વાણીઆની દીકરી છે, અને તેણીની સાથે આપણો ભોજન વહેવાર પણ છે."

"ભોજન વહેવાર છે ખરો, પણ કન્યા લેવા દેવાનો વહેવાર છે કે?"

"તે નથી તો હવે થશે. આપણાં ઘેરથીજ તેની શરૂઆત કરીશું અને સુધારો કરી બતાવીશું."

"અને પછી ન્યાતવાળાઓને શું જવાબ દેશો? તેઓ તમારા રા હાલ કરશે, તેની ખબર છે કે?"

"બૂરા હાલ કરીને શું મને ફાંસીએ લટકાવશે કે! ઘણું થશે તો વળી ન્યાત બહાર મૂકશે! આના કરતાં બીજું વધારે તેઓ શું કરી શકવાનાં છે? ચાલ, બોલી જા!"

"ન્યાત બ્હાર મૂકશે તેથી તમારૂં બહુ સારૂં કહેવાશે, અને તમારી આબરૂ વધશે કેમ?"

"આબરૂ વધશે નહીં તો ઘટવાની પણ શું છે? એવી બાબતમાં ન્યાતની દરકાર હું કરતો નથી! ન્યાતવાળા મારા દુશ્મન ભલે થાય, પણ હું તો સુધારો કરવાનો, અને છોકરાએ કરેલો ઠરાવ કબૂલજ રાખવાનો!"

"વારૂં પણ તે છોકરીનાં મા-બાપ તેમ કરવાને તૈયાર છે કે? તેમની ન્યાતવાળા તેમને નહીં પૂછે?"

"તે સાથે મારે કંઇ લેવા દેવા નથી. તે છોકરી, અને આપણા છોકરો પરસ્પર વચનાવચની થયાં છે, માટે મારી તો ખાત્રિજ છે કે, તે છોકરી પોતાનાં મા-બાપની મરજી વિરૂદ્ધ પણ પરણશે !"

"એવું મારે તો કરવું નથી ! શું કંઇ કન્યાના ટોટો છે, કે વળી એવી પીડામાં પડવું ? ઉંહું ! એ નહીં બને !"

"તારા મનથી ભલે નહીં બને, પણ મારે તો એવુંજ બનાવવું છે અને એ બનાવીશજ !"

"હું તમને સાફ કહું છું કે, તમે એવો ખોટો મમત કરશો નહીં એવી તમારી બડાશ નહીં ચાલે !"

"અને તને પણ હું સાફ કહું છું કે, મારી મરજી વિરૂદ્ધ તારે કંઇ ગડબડ નહીં કરવી, અને કદાચ કરશે, તો પણ હું તારી ટેંટેં ને પેંપેં જરા પણ નહીં ચાલવા દઉં ! હું સુધારકમાં ખપું છું, માટે સુધારો કરીનેજ બતાવીશ !"

"બળ્યોરે તમારો સુધારો ! એવો સુધારો કરીને શું ન્યાતજાતમાં નાક કપાવવું છે ? નહીં જોઇએ એવો સુધારો !"

"તારે કહે નહીં જોઇએ કે ? તને કોણ પુછે છે ? મારે જે કરવું છે તેજ કરીશ ! તારે વચમાં ટકટક નહીં કરવી !"

"તમે જો એવું માથું ફેરવવાની વાત કરશો તો તમારે અને મારે નહીં બને ! હું મારો જીવ કહાડી નાંખીશ જો !"

"એવું બ્હીવરામણું બતાવતી નહીં ! મરશે તો તારા જીવથી જશે ! એવો રોફ મારી પાસે નહીં ચાલે !"

"વારૂં ઠીક છે ! તમે તમારો મમત ચલાવો, અને પછી મારૂં મ્હોં પણ જોવા નહીં પામો ! હું પણ ખરી કે બજારમાંથી અફીણ લાવીને ખાઇશ, અને મારો જીવ આપીશ ! તમને મારી દરકાર નથી, તો પછી મારે પણ જીવીને શું કરવું છે ? લોની હું મારે મ.માદેવીના તળાવમાં જઇને પડું કે છૂટકો મટયો ! કહીને ભાનુમતિ આવેશમાં ઉઠીને જતી હતી, એટલામાં નવનીતરામે તેણીનો હાથ પકડી લીધો, અને તેણીને બેસાડતાંજ તેણી બોલી "હવે પકડો છો શા માટે ? મને મારે મરવા દોની કે નિરાંત થાય, અને તમારા જીવને ટાઢક વળે !

મારા મરી ગયા પછી તમારે જોઇએ તેવો સુધારો કરજો ! પછી મારે ક્યાં જોવા આવવું છે ?"

નવનીતરામનાં ગાત્ર ઠંડાં થઇ ગયાં ! તેની આંખોમાં આંસુ આવ્યાં ! તે ગદગદ કંઠે બોલ્યો "જો વ્હાલી ! તું પણ કેટલી નાહાન છે ! જરા વાત ચાલે છે તેટલામાં તો તું જીવ આપવા તૈયાર થઇ ગઇ છે ! આ શું તારૂં ડહાપણ ગણાય કે ?" નવનીતરામ હવે તદ્દનજ બદલાઇ ગયો, અને તેની લાગણી માનુમતિ તરફ એકદમ વળી ગઇ ! તે ઘણીજ નમ્રતાથી બોલ્યો "તારા કરતાં મારે શું વિશેષ છે ? પહેલાં તું, અને પછી બીજાં ! કન્યા આવે કે નહીં આવે, તેની મને કંઇ પણ તમા નથી, પરંતુ આપણને માત્ર એકનો એક પુત્ર છે, અને તેને રાજી રાખવાનું આપણું કામ છે, માટેજ હું આટલી બધી ખેંચતાણ કરતો હતો; પરંતુ જ્યારે તારૂં દિલ દુખાય છે, ત્યારે તો હવે મારૂં દિલ પણ તારે માટે દુખાય છે, અને હું તને બીજું કશું કહેતો નથી. માત્ર તને એટલીજ ભલામણ કરૂં છું કે, આપણા નવરંગીને તું સમજાવીને ઠેકાણે લાવજે. હું તો તેને કશું કહેવાનો નથી, તેમજ તને પણ કશું કહેનાર નથી ! તું જાણે, અને તારો દીકરો જાણે ! તમે બે મળી સમજીને જે પણ કરશો તે મારે કબૂલ મંજૂર છે ! તેમ છતાં છોકરાને નાખુશ નહીં કરતાં તેને સમજાવીને કામ લેશે તો સારૂં; કેમકે આજકાલના છોકરાઓ જો તેમની મરજી પ્રમાણે કંઇ નહીં થાય તો તેઓ વળી વાંકા થાય ! આપણો નવરંગી પણ મગજનો બડો ફરેલો છે, માટે જો તેનું ધાર્યું નહીં થશે તો તે વળી કંઇ ઉંધું ચતું કરીને તને, અને મને સંતાપમાં નાંખશે ! માટે જે કરે તે લાંબો વિચાર કરીને કરજે એટલુંજ મારે તને કહેવાનું છે."

"વારૂં ઠીક છે. છોકરાની મકદૂર શું છે કે આપણાથી વિરૂદ્ધ ચાલે ! એ તો તમેજ એનું ગાયું ગાઇને ચઢાવો છો ! તમે એને ધાક બતાવો તો એ શું કરનાર છે ?"

"મારાથી તો ધાક નથી બતાવાતો, પણ તુંજ હવે ધાક બતાવીને સારૂં કરજેની કે બસ !" કહીને નવનીતરામ ગાદીપરથી ઉઠીને પલંગપર જઇ પડયો. અને એક ચાદર ઓઢી ઉદાસિમાં સૂઇ ગયો.



# પ્રકરણ ૧૨ મું.

## નરમ—ગરમ.

દોહરો.
નવરંગીને માતનાં,
કડવાં લાગ્યાં વેણ;
તાતે સમજૂતી કરી,
વળ્યું પુત્રને ચેન.

કૉલેજમાંથી પરવારીને નવરંગી અઢી વાગતામાં ઘેર આવ્યો, અને પોતાના રૂમમાં જઇ કપડાં ઉતારી ખુરસીપર બેઠો. એટલે તરતજ ભાનુમુતિ ત્યાં ગઇ, અને તેણી પણ પોતાના પુત્રની સામે એક ખુરસીપર બેઠી. તેણીએ કહ્યું "ભાઇ! પેલી બાબતમાં સાંજ સુધીમાં તેં ખુલાસો કરવાનું કહ્યું હતું, અને તેટલામાં તેં તારા પિતાજીપર પત્ર લખીને ખુલાસો તો ઘણો સારો કીધો! વાહરે વાહ! તું પણ દીકરો દીવો ઉઠયો! પસંદ કરી કરીને પર ન્યાતની કન્યાજ પસંદ કરી! એ પણ તારી ખરી અક્કલ! પણ તે કન્યાનાં મા-બાપ તારી સાથે પોતાની છોકરી પરણાવવાને હા પાડે છે કે?"

"તેઓ હા પાડે કે નહીં, પણ તે છોકરી સાથે તો મારે ચોક્કસ વચનાવચની થયાં છે, અને હવે તેમાં મારાથી કે તેણીનાથી ફરવાનુંજ નથી, એ પણ નક્કીજ સમજવું!"

"તેણીનાં માત-પિતા ના પાડશે તો તે છોકરી તારી સાથે કેવી રીતે પરણી શકશે?"

"ગમે તેવી રીતે પણ પરણશે, અને જરૂર પરણશેજ! તેણીનાં માત-પિતાની મરજી તેમની પાસેજ રહેશે, અને તેણી મારી સાથેજ લગ્ન કરશે! જરા પણ શક જેવું સમજતી નહીં બા!"

"તે છોકરી આટલી બધી માથાની ફરેલી, અને મગજની ઉખડેલી છે કે?"

"અલબત! પોતાના મન ગમતો પતિ મેળવવાને તેણી મુખત્યાર છે, અને મારા મન ગમતી પત્નિ મેળવવાને હું મુખત્યાર છું. એની મરજી, એજ બંનેના માત-પિતાની મરજી હોવી જોઇએ."

"દીકરા, આ શું કહેવાય! આનું નામ શું?"

" આનું નામ સુધારો અને આનેજ ખરો સુધારો પણ કહેવાય! કેળવણીની એ પણ ખરી ખુબિ છે!"

" રામ રામ! તારૂં મગજ પણ કંઇ વા ખાતું થયલું દિસે છે! એ છોકરીમાં તેં એટલું બધું શું જોયું કે તું તેણીનાપર આટલો બધો મોહી પડયો છે? મેં તેણીને તે દહાડે જોઇ હતી, અને મને તો તેણી જરાએ ગમી નહીં. કેવી જાણે છકેલી છછુંદરી અને વેશિયા જેવી નખરાવાળી લાગે છે!"

" માતુશ્રી એવું બોલવાની જરૂર નથી. તમારી એવી ટીકા મારે સાંભળવી નથી! તેણી જોએ તેવી હોય, તો પણ મારા મનથી તેણી અમૂલ્ય રત્ન છે, મહાન મનોહરણી છે, કીંમતી હીરો છે, સુનું છે, ઝળકતું ઝવાહીર છે, અને સર્વોત્તમ સુંદરી છે! માટે તમે જો તેણીની કંઇ પણ નિંદા કરશો તો હું તે નહીં સાંભળી શકું!"

" વાહરે દીકરા વાહ! ખરો ચતૂર! એક પથ્થરને હીરાની ઉપમા આપનારો તું પણ ખરો ડાહ્યો!"

" જૂઓ માતુશ્રી! તમે હવે મહેરબાની કરીને વધારે ઓછું બોલશો નહીં-હું તમને સાફ કહું છું!"

" ખરૂં કહું છું! એક કચરા જેવી કન્યાને તું પહેલા નંબરની માની બેઠો છે! એવો એઠવાડો મારે નથી લેવો!"

નવરંગીને આથી ઘણો ગુસ્સો આવ્યો, અને તે એકદમ હાથમાં કોટ, અને ટોપી લઇ, તરતજ બૂટ પહેરી ગુસ્સામાં દાદર ઉતરીને ચાલ્યો ગયો, અને સાડાત્રણ વાગતાંમાંજ ચોપાટીપર જઇને બેઠો!

ભાનુમતિ ઘણી શર્મિંદી પડી ગઇ, અને પોતાના પતિને ઉંઘમાંથી ઉઠાડી ઉપલી વાત કહી, જે સાંભળીને નવનીતરામે જણાવ્યું " મેં તો તને પ્રથમથીજ કહી દીધું છે કે, તું જાણે ને તારો દીકરો જાણે, હું તો તમો બંનેની વાતમાં આમ કે તેમ બોલનારજ નથી, માટે મારી પાસે એ વાત તારે કરવી નહીં! હું તારી એક પણ વાત એ ખટપટના સંબંધમાં સાંભળવા ચાહતોજ નથી!"

" પણ એ ગુસ્સામાં ને ગુસ્સામાં કયાં ગયો હશે? તમે કંઇ ખબર તો કહાડો! જૂઓ તો ખરા!"

"ખબર કહાડવાને જા તારે જવું હોય તો ! હું તો કંઇ જતો નથી ! હું એ પંચાતમાં પડવાજ માંગતો નથી !"

"આવશે ત્યારે ઘણોએ ! કયાં જવાનો છે ? કોઇ દોસ્તદાર–ભાઇબંધને ત્યાં ગયો હશે ! હમણાં નહીં આવશે તો સાંજે આવશે !" ભાનુંમતિ ઉદાસ થઇને બોલી "છોકરો પણ તમારા જેવોજ માથાનો ફરેલો છેની ! જરા વાત કરતાંમાં તો એની માખી છીંકી, અને મિજાજ કરીને ચાલ્યો ગયો ! હશે ! મારે શું ? હું પણ એને કશું કહેવાની નથી ! એને જોઇએ તો પરણે કે જોઇએ તો કુંવારો રહે ! અને તમારે જોઇએ તો પરણાવજો અને તમારે જોઇએ તો કુંવારો રાખજો ! હું તો મારે ખાસી મઝાહુથી કાશીમાં જઇને જપ કરવા બેસીશ ! તમે તમારે મહિને દહાડે મને ખર્ચના પચ્ચીશ રૂપીઆ મોકલી આપજો કે થયું ! મારે હવે દુનીઆદારીમાં રહેવુંજ નથી !" કહીને ભાનુમતિ અકળાઇને એકદમ ડુસ્કે ડુસ્કાં ભરીને રડવા મંડી પડી !

નવનીતરામને હવે તેણીની દયા આવી ગઇ, અને તેણીની પાસે જઇને તેણીને છાની રાખતાં તેણે જણાવ્યું "જો વહાલી ! તું પણ મારૂં કહ્યું કયાં માને છે ! છોકરો મ્હોટો થયો, ભણીને વિદ્વાન બન્યો, અને આ જમાનાને છાજતાં લક્ષણો શીખ્યો; માટે હવે એની રૂચી જાળવીનેજ આપણે એને કહેવું જોઇએ. જો તેમ નહીં કરીએ તો આપણે આપણું માન હાથે કરીનેજ ગુમાવીએ, એ પણ સમજવાનું છે. હાલ તરત તારે કશું કહેવું નહીં, અને પરણાવવાની ઉતાવળ પણ કરવી નહીં. પરાણે પરણાવીએ, અને જો પારકી જણીને આપણે ત્યાં લઇ આવ્યા પછી આપણો છોકરો તેણીની સાથે મળતાપણું નહીંજ રાખે તો પછી ઘરમાં તેમના હરરોજના પેડ ફજેતા જેવું થાય, અને તે જોઇને આપણને જીવતાંજ મરવું પડે ! માટે એ ખટપટમાં પડવું નહીં, એજ અક્કલનું કામ છે આગળ ઉપર સઉ થઇ રહેશે.

"ઠીક પ્રાણનાથ ! હવેથી હું નહીં બોલું !" ભાનુમતિએ પૂછયું "પણ તે ચટપટદાસની છોકરી સાથે એને ઓળખાણ કયાં, અને કેવી રીતે થઇ તે કંઇ મને સમજાતું નથી !"

"તને નથી સમજાતું તેમ મને પણ સમજાતું નથી !" નવનીતરામે હાથ ખંખેરીને કહ્યું "અને આપણુન તે સમજીને કરવું પણ

શું છે ? ગમે ત્યાં મળ્યા હશે. અને ગમે ત્યાં તેમની ઓળખાણ થઇ હશે ! જોઇએ તેમ હશે ! આપણે એ વિષેની પંચાતજ કરવી નહીં ! ”

“ હાસ્તો ! બીજો હવે શું ઉપાય ? જેવી ભગવતની મરજી ! ” કહીને ભાનુંમતિએ પણ હવે શાંતિ પકડીને મન વળ્યું અને તે વાત વિસારી દીધી, નવનીતરામ પણ પોતાને કામે વળગ્યો.

ચોપાટીપર સાડાચાર વાગતાને સુમારે નવલ પણ ગઇ, અને નવરંગીને પોતાની પહેલાં ત્યાં આવીને બેઠેલો જોઇ પૂછ્યું “ ઓહો ! આજે આપ કંઇ ઘણાજ વહેલા આવ્યા છો ડીયર ? ”

“ હા. આજે એવોજ બનાવ બન્યો છે, કે જેથી મારે અત્રે વહેલાં આવવાની ફરજ પડી છે ! ”

‘ એટલે ! શું બનાવ બન્યો છે ? ’ કહીને નવલ તેની છેક નજદીકમાં બેસીને બોલી “આજે આપના ચહેરો પણ પણ કંઇક ઉતરેલો લાગે છે ! ચહેરાપર ગ્લાનિ પથરાયલી હોય તેમ ભાષે છે ! શું બન્યું છે મારા ડીયર ? ”

“ એવુંજ કંઇક બની ગયું છે ! હોય ! તમારે ખાતર આ જાન જાય. તો પણ કબુલ છે ! ”

“ અરે ! પણ શું બન્યું છે, તે તો કૃપા કરી જણાવશોની ? આપની આ રંક દાસિને નહીં કહો. ? ”

“ તમારાથી કંઈ ગુપ્ત નહીં રાખું, પણ વાત સાંભળીને તમે વળી ઉદાસ બનો. માટે કહેતાં અચકાઉં છું ! ”

“ તમને મારા સમ છે ! મને ઝટ જણાવો ! મારા જીવમાં તો કંઇ કંઇ થઇ જાય છે ડીયર ! ”

“ ગભરાવા જેવું કશું નથી ! એ તો સહજ ઘરમાં ખટપટ જાગી છે ! ” કહીને નવરંગીએ, પોતના માતાની સાથે થયલી પંચાતનો પોથે ઉથલાવીને આખરે તે બોલ્યો “ મારી માતુશ્રી મ્હોંની કડવી વાતો મારાથી નહીં સંભળાઇ તેથી કંટાળીને એકદમ અહીંજ આવીને બેઠો ! ”

“ ત્યારે મારે ઘેર આવવું હતુંની ? મારે ત્યાં આવવાને આપને શી હરકત હતી ? મારા પિતાજી તો હવે આપને તન-મનથી ચાહે છે

તેમજ મારા માતુશ્રી પણુ કંઇ વધારે–ઓછું બોલતાં નથી, માટે મારે ત્યાં આપ જ્યારે પણ ચાહો ત્યારે ભલે પધારજો. “ મારે ત્યાં આપને આનંદજ થશે ! ” કહી નવલે મૂળ મુદ્દાની વાત પૂછી “ હવે ત્યારે આપનો શો વિચાર છે ? મારે ઘેરજ અત્યારે પધારશો અને મારે ત્યાંજ આપ રહેસો તો કંઈ હરકત છે કે ? ”

“ તમારે ઘેર રહેવામાં હરકત તો નથી, પણ મારે ઘેર નહીં જાઉં તો હરકત ખરી ! કેમકે મારા માત–પિતા ફીકર કરીને મને શોધવા નિકળે અને તેથી મારી, ને તમારી બ નેની ફજેતી થાય ! તેમ વળી મારે મારા ઘરમાંથી પગ કહાડવો, એવી અણીપર તકરાર થઇ નથી, માટે ઘેર જવુંજ સારૂં છે તેમ છતાં જો કદાચ ઘેર ગયા પછી વધારે તકરાર થઇ તો તરતજ તમારે ત્યાં તમને વિદિત કરવાને હું આવીશ. કહીને નવરંગીએ વળી ખુલાસો પૂછયો “ ધારો કે મારે મારાં માત પિતાનો ત્યાગ કરવાનો પ્રસંગ આવ્યો, અને તમારે ત્યાં પણુ તમારા માત–પિતા મને પોતાના મકાનમાં રાખવાને નારાજ હોય, તો પછી તમે શું વિચાર કરશો, અને કેવા પ્રકારની ગોઠવણ પસંદ કરશો ?

“ તેને માટે જેમ આપ સૂચવશો તેમ કરીશ. માત્ર એટલુંજ કે, જ્યાં આપ ત્યાંજ હું, એવી ગોઠવણુ કરશો, એવી મારી આપને પ્રાર્થના છે ”

“ તમારાં વડિલોને છોડીને તમે મારી સાથે આવી શકશો કે ? ”

“ ઘણીજ ખુશીની સાથે ! ”

“ તેમ કરતાં તમારાં વડિલોનો ગુસ્સો તમારીપર ઉતરશે, અને તેથી તમે તેમની મ્હોટી મિલ્કત ગુમાવી બેસશો, તે તમને ઠીક લાગશે ? ”

“ એ તમે શું બોલ્યા ! તમારા કરતાં મારા વડિલોની મિલકતની કિમ્મત કંઇ વધારે નથી, તેમજ તમારે ખાતર તેઓ મારાપર ગુસ્સો કરે તેની પણ મને દરકાર નથી મારા ડીયર ! ”

“ પણ તેમ થવાથી તમે તદ્દન નિર્ધન બની જશે, અને તમારી હાલની જાહોજલાલી નહીં રહે ! ”

“ આપ છો, એજ મારા મનથી લાખો રૂપિયા છે, અને આપનો સ્નેહભાવ, એજ મારી મુખ્ય જાહોજલાલી પણુ મનાશે ! ”

"પણ તમે મારી સાથે ગમે ત્યાં ભટકવામાં દુઃખિ થશો, અને તમારાં કોમળ અંગને ઘણી તસ્દી પડશે! માટે મારી સલાહ છે કે જો કદાચ મારે અમૂક મુદ્દતને માટે ગમે ત્યાં જવું પડે, તો તમે તમારા મકાનમાંજ રહેજો, અને અમૂક સ્થળે મારૂં ઠરી ઠામ રહેવાનું થાય, અને હું તમને પત્ર લખું, ત્યારે તમે મારી પાસે આવજો. આમ કરશો તો તેમાં તમને, મારી સમજ પ્રમાણે કંઇ હરકત નાહીજ આવે."

"ડીયર! એ તમે શું વાત વદો છો! તમે ગમે ત્યાં રખડવામાં દુઃખિ થાઓ, તથા તમારાં સર્વ સુખનો ત્યાગ કરો, અને હું અહીં સુખમાં મહાલું! એ પણ ખરી સલાહ! ત્યારે એમજ કહોની કે, મને આપ આપની અર્ધાંગના માનતાં નથી! કેમકે અર્ધાંગના માનતાં હો તો આપના આ અર્ધ અંગને અલગ રાખવાની સલાહ આપોજ નહીં!" કહીને નવલે મ્હોં ઉતારી દીધું. અને તેણી આંખોમાં પાણી લાવતાં બોલી "મને કદાચ અહીં મૂકી પણ ગયા, અને ચોરી છૂપીથી જો ચાલ્યા ગયા, તો એ પણ ખાસ માની રાખજો કે, આ દેહ પણ આપના વિયોગથી બળીને ખાખ થઇ જશે!"

"નહીં-નહીં-નહીં! એટલો બધો ક્રોધ નહીં કરો! તમને છોડીને છૂપી રીતે હું ચાલ્યો જાઉં, એટલો બધો હું નિર્દય નથી! એ તો માત્ર તમારા વિચાર જાણવાનેજ મેં આટલું જણાવ્યું પરંતુ તમારા વિચાર જાણ્યા પછી હવે મને સમજાયું કે, તમે મારો વિયોગ વેઠી શકો નહીં! વારૂં ઠીક છે; હવે જ્યાં હું જઇશ ત્યાંજ તમને પણ સાથે લઇ જઇશ. પછી તો ખુશી કેના મારા લહ?"

"આમ સીધી વાત કરો, ત્યારે શા માટે હું ખુશી નહીં થાઉં?" નવલ હવે જરા સ્મિત હાસ્યવદને બોલી "હુ તો માત્ર આપના પરિચયની પ્યાસી છું, અને પૈસાની પ્યાસી નથી, એટલુંજ ટુંકમાં સમજી રાખજો!"

"સમજ્યો. [હવે મને વધારે કહેવાની પણ જરૂર નથી, અને ઇશ્વર કરશે તો બધું સારૂંજ થશે." નવરંગીએ જરાક વિચાર કરીને જણાવ્યું "બનતાં સુધી તો હું કોઇ પણ કરામતથી બગાડ નહીંજ કરૂં."

"તે બાબતમાં હું આપને સલાહ આપવા યોગ્ય નથી, પણ આપ જે પણ પગલું ભરો તે ખોટું નહીંજ ભરશો, એટલી તો મારી પૂર્ણ ખાત્રીજ છે."

"જોઉં છું કે શું થાય છે! હવે દેરજ જાઉં છું, અને ત્યાં ગયા પછી જેવો રંગ તેવી વાત કરીશ."

"અને જો કદાચ તકરાર વધી પડે તો તરતજ સીધા મારે ત્યાં આવજો–બીજે કશે પણ જતાં નહીં."

"સારૂં" કહીને નવરંગી ઉઠયો. તેની પાછળ નવલ પણ ઉઠીને ચાલી, અને બંને જણાં પોતપોતાનાં મકાને ગયાં. રસ્તામાં તેઓ બંને સાથેજ વાતો કરતાં ચાલતાં હતાં.

નવરંગી પોતાના ઘરમાં ગયાં પછી સીધો પોતાના ખાનગી રૂમમાં જોઇને બેઠો. માતા–પિતાએ પુત્રને આવેલો જોઇને શાંતિ પકડી, અને તેઓના જીવમાં ઉઠેલો ઉચ્ચાટ બેસી ગયો, ભાનુમતીએ તો તેને કંઈ પણ નહીં બોલવાનો નિશ્ચય કર્યો હતો તથા તેણીએ નવનીતરામને જણાવ્યું "પ્રાણનાથ! હું તો કંઇ ભાઇને બોલવાની નથી; કેમકે હું કંઇ સીધું કહેવા જઇશ તો વળી તે વાંકું પડશે! માટે તમે જરા તેને સમજાવી શાંત કરી, તેનું મન ખુશી થાય તેમ કહેજો. જૂઓની, હમણાં તે આવ્યો છે પરંતુ રીશમાં અને રોપમાંજ અહીંથી પસાર થઇ પોતાના ઓરડામાં બેઠો છે પરંતુ મારી કે તમારા સામું જોયું પણ નથી! માટે મને લાગે છે કે, હજી એનો ગુસ્સો ઉતર્યો નથી! બપોર પછી ચ્હા પીધા વિના ચાલ્યો ગયો હતો! ચ્હા વગર તો એને એક દિવસ પણ ચાલે નહીં, અને આજે ચ્હા પણ નહીં પીધી હોય! માટે જોઇએ તો તમે તેને ચ્હા પીવાનું પૂછી જૂઓ, અને હા પાડે તો ચ્હા કરાવી આપું."

"હમણાં બોલવાની જરૂર નથી. જમવાનું થાય, એટલે બોલાવજે અને જમ્યા પછી હું એને મ્હારી પાસે બેસાડીને મોઘમમાં જે કહેવાનું છે તે કહીશ."

"સારૂં" કહીને ભાનુમતિ રસોડામાં ગઇ, અને રસોઇયાને રસોઇને માટે તાકીદ કરી. થોડી વારમાંજ જમવાનું તૈયાર થતાં નવનીતરામે બૂમ પાડીને નવરંગીને બોલાવ્યો, અને પિતા પુત્ર સાથે જમવા બેઠા. જમીને તેઓ બંને દિવાનખાનામાં આવ્યા અને પછી ચુરુટ તથા નવનીતરામે પોતાનું ભાષણ ચલાવતાં જણાવ્યું કે "ભાઈ! તને આજે તારા માતુશ્રીના

બોલવાનો ગુસ્સો લાગ્યો, અને તેથી તું એકદમ ઘરમાંથી ચાલ્યો ગયો, એ તે સારૂં નહીં કર્યું. તારાં ગયાં પછી તારી માતુશ્રીએ કેટલું કલ્પાંત કર્યું, અને તેણીનો કેટલો જીવ ચચણ્યો! હવે તું મ્હોટો થયો, વિદ્વાન થયો, અને સમજદાર પણ થયો, માટે તારે એવું કરવું નહીં શોભે કદાચ તારી માતા કે હું તને અયોગ્ય કે તારી મરજી વિરૂદ્ધ પણ કહીયે, તો પણ તારો ધર્મ તે સાંભળવાનો તથા સહન કરવાનો છે. તારો વિચાર જે બાબતમાં વિરૂદ્ધ હોય અને તે બાબતમાં તને અમારી સલાહ રૂચિકર નહીં લાગે, તો તે તારે અમને જણાવવામાં અચકાવું નહીં, પરંતુ ગુસ્સો કરીને રીસાઇ જવું એ તો યોગ્યજ કહેવાય નહીં, અને તારા જેવા વિદ્વાને એવું કરવું શોભે પણ નહીં. તારો પત્ર મને મળ્યો છે. અને તે દ્વારા તારા વિચાર મેં જાણ્યા છે, તેમજ તારી માતાને પણ મેં તે બાબતમાં સૂચના કરી છે જેથી હવે તેણી તને કંઇ બોલશે તો નહીંજ, અને તેમ છતાં કદાચ બોલે તો પણ તારે તેણીને શાંતપણે સમજાવી તેણીના મનનું સમાધાન કરવું. પણ ખીજવાઇને ગુસ્સો કરવોજ નહીં. તારા વિચારની સાથે જો કે હું પૂરેપૂરો મળતો આવતો નથી, તોપણ તને જ્યારે ખરાબજ લાગે છે. ત્યારે હવે મારે પણ તને વિશેષ કહેવું યોગ્ય નથી. તારા લગ્નને માટે અમારે કાળજી રાખવાનો અમારો ધર્મ છે અને અમને જો પ્રથમથીજ એમ ખબર હોત કે, ચટપટદાસની પુત્રિ સાથે તારે પરણવું છે, તો અમે તને કહેત પણ નહીં. હવે તારી ઇચ્છા અમને જણાઇ છે, અને આપણી ન્યાતમાં આડકતરી રીતે કંઇ ખટપટ કરવાનો પ્રસંગ મારે લેવા પડશે. આપણી ન્યાતમાં આપણાં વડિલોની કૃપાથી આપણું ધાર્યું કરી શકાશે, અને તે કરીશું; માટે ત્યાં સુધી તારે ધીરજ રાખવી, અને ચટપટદાસનો સાથે જો તારે મળવાનું થતું હોય તો તેને પણ તારે એવી મતલબનો સલાહ આપવી કે તે પણ પોતાની ન્યાતમાં એવો ઠરાવ કરાવે કે જ્યાં નાટી વહેવાર છે, ત્યાં બેટી વહેવાર કરવાનો રિવાજ ચાલુ કરવો. આવો ઠરાવ કીધાં પછીજ તારી ધારણા પાર પાડતાં કંઇ પંચાતી નહીં નડે, આટલું ઠરાવનો ખાસ જરૂર છે બેટા!"

"વારૂ પિતાજી." નવરંગી ખુશી થઇને બોલ્યો "ચટપટદાસને તો હું ખુશીથી કહી શકીશ."

"તો પહેલાં એજ કરવું, અને પછી તારા મનની વાત પ્રગટ કરવી. તે પહેલાં એ વાત કોઇને પણ જણાવવીજ નહી; કેમકે જો એ વિષે આપણી ન્યાતમાં કે ચટપટદાસની ન્યાતમાં હોહા થશે. તો પછી ન્યાતવાળાઓ ધાર્યા પ્રમાણે ઠરાવ કરવા નહીંજ દેશે !"

"સારૂં પિતાજી ! હમણાં એ વાત ગુપ્તજ રાખીશું."

આટલી વાત કીધા પછી નવનીતરામે હવે બીજી વાત કહાડી, અને તે પછી થોડીવાર બાદ નવરંગી પોતાના રૂમમાં ચાલ્યો ગયો, અને પોતના પિતા સીધા ઉતરેલા હોવાથી તે મનમાં ખુશી થવા લાગ્યો.

ભાનુમતિ, જેણી ઉપલી વાત ગૂપચૂપ સાંભળ્યા કરતી હતી તેણી હવે પોતાના પતિને પૂછવા લાગી "પ્રાણનથ ! આપણી ન્યાતમાં આપ એવો ઠરાવ કરાવવા માંગશો, તે ન્યાતવાળા કબૂલ કરશે કે ?"

"મારા ચાલતા ચલણમાં બધુએ બની શકશે. ન્યાતમાં મારો સારો સક્કો છે, અને મારૂં ધાર્યું કરી શકુ, એવો ... શેતારો છે, માટેજ ન્યાતમાં ધારેલો ઠરાવ પસાર કરાવી શકીશ. એવો મને આશા છે. ન્યાતમ શેઠાઇ મારી છે, ચલણ મારૂં છે. શ્રીમંતમાં હું છું વગવસિલામાં સર્વથી અઢિયાનો છું. અને સાંપ્રત સર્વ મને સાનુકૂળ છે, માટે મારૂં ધાર્યું પાર પાડીશજ. તેટલું થયા પછી આપણા પુત્રની ઇચ્છાનુસાર પર ન્યતની કન્યા લાવવામાં પણ કંઇ વાંધો નહીં આવે."

"ત્યારે એ તો એવુંજ થયું કે 'બલિયાના બે ભાગ !' એમજ કેની પ્રાણનાથ ?"

"એવું તો ખરૂંજ ! કંઇક બળ, અને કંઇક કળ-બંને સાથે જોઇએ વહાલી !"

આ પ્રમાણે વાતચીત કરીને તેઓ સૂતાં. પ્રભાત થતાંજ નવનીતરામે પોતાની ન્યાતના ગોરને બોલાવીને સૂચવ્યું કે "આજે અમૂક અગત્યનાં કામને માટે ન્યાતનું સાઝનું મેળવવું છે, માટે ન્યાતમાં તેને લગતાં નોતરાં દઇ આવો. રાતના નવ વાગે દરેકે હાજર રહેવું જોઇએ, એવી ખાસ સૂચના દરેક ઘેર આપજો; કેમકે નવના ટકોરા થતાંજ કામ શરૂ કરવામાં આવશે."

" વારૂં શેઠ સાહેબ ! " કહીને ગોર મહારાજ ખભે ઝોળી ભેરવતાં નોતરાં દેવાને ચાલ્યા.

રાત્રે સાઝનામાં કેવી રીતે કામ લેવું, અને ન્યાતિલાઓનાં ગળામાં સીસાની ગોળીઓ કેવી રીતે ઉતારવી, તે માટે વિચાર કરવાને નવનીતરામે પોતના ચાર–પાંચ પાગિયાઓને–મળતિયાઓને—હાજી હા કરનારાઓને પોતાને ત્યાં બોલાવી મંગાવ્યા. અને તેમની સાથે મનસૂબા ચલાવી રાતના કરવાની હીલચાલનો પાયો ચોક્કસ રીતે ચણી રાખ્યો ! તાલ તો બરાબર જમાવ્યો !

## પ્રકરણ ૧૩ મું.

### વાત વધી—વઠી !

દોહરો.

હિકમતમાં આબાદ છે, નવરંગ નિપૂણ;
તન-મનમાં મ્હોટા ભર્યા, તરેહ તરેહના ગુણ.

નવરંગી નિયમ પ્રમાણે નવલને ત્યાં ગયો, અને થોડોક અભ્યાસ નવલને કરાવ્યા પછી તેણે ચટપટદાસ પાસે જઇને અંગ નાખ્યા. ચટપટદાસે તેને જોઇને ઘણો સતોષ બતાવતાં પૂછ્યું " કેમ મી૦ નવરંગીલાલ, શું ખબર છે ? "

" ખબરમાં નો એ છે કે, આજે અમારી ન્યાતનું સાઝનું એક અગત્યના કામ માટે મળનાર છે. "

" કયું અગત્યનું કામ છે ? વળી હમારી ન્યાતમાં કંઇ તોફાન જાગવાનો સંભવ છે કે શું ? "

" તોફાન જાગે છે કે શું થાગ છે, તે તો હવે રાત્રે જણાશે પરંતુ મારા પિતાજી ન્યાતમાં એવા સુધારાનો ઠરાવ કરાવવાનો ઈરાદો રાખે છે કે, જ્યાં રોટી વહેવાર હોય ત્યાં બેટી વહેવાર કરવો. "

" આવો ઠરાવ ન્યાતવાળાઓ કરશે ખરા? એ તો એક જબરજસ્ત વાંધાનો સવાલ છે ! "

" તેમ તો છે, તો પણ મારા પિતાજીનું, ન્યાતમાં ચલણ સારૂં હોવાથી કદાચ તેવો ઠરાવ થાય પણ ખરો ? "

" તેમ જો થાય તો તમારી ન્યાતે સુધારાનો સુંદર સ્થંભ ન્યાતમાં સ્થાપેલો ગણાય !"

" અને તેવીજ રીતે તમારે પણ એવોજ ઠરાવ તમારી ન્યાતમાં પણ કરાવવો જોઇએ; કેમકે તમો સાહેબ પણ એવા સુધાર ને પસંદ કરનારા સાચા ને શૂરા સુધારક છો ! વળી તમારી ન્યાતમાં તમારૂં પણ ચલણ છે, માટે હમણાં તમો જો ધારશો તો ફાવી શકશો. પોતાના ચાલતાં ચલણમાં પોતાનાથી બને તેટલું ન્યાતનું ભલું કરવુંજ જોઇએ, તેમજ ભવિષ્યમાં જેનાથી સર્વને સૂગમતા મળે, તેવા રસ્તા ખુલ્લા કરવાજ જોઇએ." નવરંગીએ ગુહ્યાર્થમાં જણાવ્યું " ખપતી ન્યાતો વચ્ચે બેટી વહેવાર રાખવો, એમાં હું તો જરા પણ વાંધો જોતો નથી. એ બાબતમાં જો જૂદી જૂદી ન્યાતવાળાઓ ઠરાવ નહીં કરશે, તો પણ જે સુધારો વધારો થવાનો છે તે તો થવાનોજ ! અગાઉ વિલાયત જઇ આવનારઓને ન્યાત બહાર મુકતાં હતા, અને હવે તો જરા પ્રાયશ્ચિત કરાવીને પાવન કરવામાં આવે છે ! એ પણ સુધારોજ થયો છેની ! એવીજ રીતે જો ન્યાતવાળાઓ ખપતી ન્યાતોમાં બેટી વહેવાર કરવાનો ઠરાવ નહીંજ કરશે, તો પણ જે યૂવાનો ખપતી પર ન્યાતમાં કન્યાઓ લેવા દેવાના વિચારપર આવ્યા છે, તેઓ તો પોતાના વિચાર પ્રમાણે કરવના, અને જરૂર કરવાના ! તેઓ ન્યાતના બંધનને બાજૂપર પટકીને પણ પોતાનુ ધાર્યું કરવાનાજ ! માટે જો ન્યાતવાળાઓજ સીધી બાબતમાં તેવા ઠરાવ કરે તો તેમાંજ તેમની શોભા પણ સચવયલી રહેશે ! સાહેબ, જમાનો બદલાયો છે ! જૂના જમાનાના કેટલાક અયોગ્ય રિવાજોનાં મૂળ ખોદી નાખ્યાં વગર હવે તો નહીંજ ચાલે !"

" તમારૂં કહેવું ખરૂં છે મી૦ નવરંગીલાલ !" ચટપટદાસે તેની સાથે મળતાપણું બતાવતાં કહ્યું " આજે તમારી ન્યાતમાં શું ઠરાવ થાય છે, તે જાણ્યા પછી અમારી ન્યાતમાં પણ કેટલીક હીલચાલ ચલાવીશ. કાલે પ્રભાતમાં તમે આવો ત્યારે મને જણાવજો કે, તમારી ન્યાતમાં શું ઠરાવ થયો ? તે પછી આપણે પણ કંઇક વિચાર કરીશું."

" ઠીક છે." કહીને નવરંગી વિદાય થયો.

નવલ તો દિવાનખાનામાંજ બેસીને આ વાત સાંભળતી હતી, અને ગુણવંતી અંદરના ભાગમાં ઉભી રહીને આ આખ્યાન શ્રવણ કરતી હતી. તેણી હવે દિવાનખાનામાં આવી, ને ચટપટદાસને પૂછવા લાગી " તમે પણ નવરંગીએ જેમ ચઢાવ્યા તેમજ ચઢયા કે ? "

" એમાં ચઢાવવાનું શું હતું ? એ તો રીતની વાત હતી. એવા સુધારા હરેક ન્યાતમાં થવાજ જોઇએ. "

" સમજી ! તમને પણ સુધારાનો પવન મૂળમાં તો હતોજ, અને તેમાં વળી નવરંગીનો નવો ચેપ લાગ્યો, એટલે પછી પૂછવુંજ શું ? " ગુણવંતી વિચારમાં પડીને બોલી " આજકાલનાં છોકરાંઓ વંઠી જાય, તેમાં શી નવાઇ ? આવા સુધારાથી શું શું સત્યાનાશ વળશે, તેનો કંઇ વિચાર કીધો છે કે ? "

" એમાં સત્યાનાશ શું વળવાનું છે ! કેટલીક કન્યાઓને યોગ્ય વર મળતા નથી, અને કેટલાક છોકરાઓને કન્યા નહીં મળવાથી કુંવારા રખડે છે ! તેવાઓને માટેજ આવા સુધારાની અગત્યતા છે, કે જેથી તેઓનું ભલું થાય, અને તેમનાં ઘર પણ મંડાય ! આ તો એક આશિર્વાદ લેવા યોગ્ય સુધારો થશે ! "

" બહુ સારૂં ! તમે પણ જોશો કે, એ સુધારો પહેલાં તો તમારા ઘરમાંજ તમારા પગ તળે લંકા સળગાવશે ! મારે શું ? તમારે જેમ જોઇએ તેમ કરો ! " કહીને ગુણવંતી છણકો કરીને દિવાનખાનામાંથી અંદરના ઓરડામાં ચાલી ગઇ, અને ત્યાં પણ તેણી ગમે તેમ બબડાટ ને કડકડાટ કરતીજ રહી ! ખચીતજ તેણીના મગજનું બૉઇલર તપી ગયું, અને લવારીની સ્ટીમ ફુલ્લ પાવર ચાલુ થઇ !

ચટપટદાસે તેણીને વધારે કોહું આપ્યું નહીં, અને નવલ પણ મનમાં ખુશ થતી પોતાની માતાને બોલાવ્યા વગર પોતાના ખાનગી રૂમમાં અભ્યાસ કરવા બેઠી.

નવનીતરામની ન્યાતનું સાઝનું રાતના ઠરાવેલે તે વખતે મળ્યું. ન્યાતના શેઠ તરીકે તકિયે અઢેલીને શેઠ નવનીતરામ બિરાજ્યા. તેની પાસેજ તેના ચાર-પાંચ મળતિયાઓયે પણ બેઠક લીધી. સર્વ લોકો આવવા લાગ્યા, અને સાઝનાનું કામ સમય પ્રમાણે શરૂ કરતાંજ શેઠે સાઝનું મેળવવાનું કારણ કહી સંભળાવતાં જણાવ્યું કે " જુઓ

ભાઇઓ ! આ જકાલ આપણી ન્યાતમાં કેટલાક છોકરાઓ કુવારા રખડે છે, અને કેટલાંક કન્યાઓને, તેણીઓને યોગ્ય ઘર પણ મળતાં નથી ! આથી ઘણીક રીતની મુશ્કેલીઓ નજરે પડે છે, માટે તે મુશ્કેલીઓ દૂર કરવાને ખાતર આપણે કેટલોક વિચાર કરવાનો છે, તે બાબતમાં એક-બે ભાઇઓ તરફથી મને કેટલીક સૂચનાઓ પણ કરવામાં આવી છે, અને તે સુચના પ્રમાણે મેં આજે આપ સર્વ ભાઇઓને એકઠા થવાની તસ્દી આપી છે. આ બાબતમાં આપણા આ ભાઇ ખટપટદાસે અમૂક દરખાસ્ત મૂકવાની મને આગમચથી ખબર આપી છે, માટે તેઓ જે દરખાસ્ત મૂકે, તેને માટે તમો સર્વ ભાઇઓ શાંતિથી વિચાર કરી પોતપોતાના અભિપ્રાયો આપશો, અને ડહાપણથી, તેમજ સલાહ સંપથી એ દરખાસ્ત સર્વાનુમતે પસાર કરશો, એવી મને આશા છે. અગર જો આપણામાં એ બાબતમાં મતભેદ પણ હશે, તો પણ ઐકયતાથી જો મળી સમજીને એ દરખાસ્ત પસાર કરશે। તો તેમાં આપણું સારૂં જ કહેવાશે. સાંપ્રત જ્યાં ને ત્યાં સુધારાની સડકો શરૂ થઇ છે, અને સમયને અનુસરીને જૂના રીવાજોમાં સુધારા-વધારા-ફેરફાર કરવા, એ પણ ડહાપણ ભરેલું છે, માટે તે સર્વનો શાંતપણે વિચાર પહોંચાડીનેજ સર્વ ભાઇઓ પોતપોતાનાં મત પ્રગટ કરશો, એજ મારી વિનંતિ છે. આટલું જણાવી ભાઇ હવે ખટપટદાસને તેમની દરખાસ્ત મૂકવાની હું સૂચના કરૂં છું. ”

તરતજ ખટપટદાસ ટટાર થઇ ગયા, અને બોલ્યા “ હું એવી દરખાસ્ત મૂંકુ છું કે, આપણી વણિક ન્યાતોના અનેક ફાંટાઓ છે, અને જે સવની સાથે આપણને રોટી વહેવાર છે, તેઓની સાથે બેટી લેવા દેવાનો વહેવાર પણ જેની મરજીમાં આવે તેણે કરવો એવો ઠરાવ આજે મળેલું સાઝનું કરે છે. આવી રીતનો ઠરાવ કરવાથી આપણી ઘણીક મુશ્કેલીઓ દૂર થશે, અને તે ઉપરાંત સુધારા-વધારાની બાબતમાં આપણીજ ન્યાતે આવી પહેલ કરેલી કહેવાશે, જેથી કરીને આપણી ન્યાતને સારો આવકાર પણ મળશે, તેમજ જે સુધારા આપણે કરીશું, તે સમયોચિત હોવાથી જાહેર વર્તમાન પત્રોમાં પણ આપણી ન્યાતની વાહવાહનાં વાજીંત્રો વાગશે, માટે આ મારી દરખાસ્ત સર્વ ભાઇઓ ખુશીથી પસાર કરશો.

આ દરખાસ્ત સાંભળતાંજ ઘણાખરાઓ ઉંચા નીચા થવા લાગ્યા અને માત્ર ચાર-પાંચ જણાઓ, જેઓ નવનીતરામના મળતિયા હતા, તેઓ શિવાય સર્વ વિરૂદ્ધ પડયા ! તડાતડ જુસ્સાની જુસ્બેસ જાગી ! ફડાફડ સવાલ જુવાબના ઝુમખા ખરવા માંડયા, અને હાંસાતોંસીની હોળી સળગી ઉઠી ! કેટલાકોએ તો શેઠ નવનીતરામનાપર સખત શબ્દોના બાંણ શરૂ કીધાં, અને કેટલાકો તો ખુલ્લી રીતે જણાવી દીધું કે "ખરૂ છે ! શેઠનો છોકરો મ્હોટો થયો છે, અને તેનો વિચાર કોઈ મડમડી સાથે લગ્ન કરવાનો થયો હશે ! માટે એવોજ ઠરાવ કરેની કે મડમડી સાથે અથવા ઘેડી કે ભંગિયણ સાથે પણ લગ્ન કરવામાં વાંધો આવેજ નહીં !" આવા પ્રહાર થવા માંડયા ! શેઠે ઘણું ઘણું સમજાવ્યું, પણ વિરોધીઓ સમજેજ શાના ? તેઓ તો ગરમાગરમ ટપાટપી કરવા લાગ્યા, અને લાંબા પોહળા હાથ કરીને મિજાસમાંજ ઘણાખરાઓ સભા છોડી ચાલ્યા પણ ગયા ? હવે માત્ર શેઠ, અને તેના પાગિયાઓ બેમ-પાંચ-સાત માણસોજ રહેવાથી, તેઓ પણ નિરાશ બનીને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા !

ભાનુંમતિ, મોડી રાત્રિ થયા છતાં નવનીતરામના આવવાની રાહ જોતી બેઠી હતી. તેણીએ પોતાના પતિને ઘરમાં આવતાંની સાથેજ પૂછયું "કેમ પ્રાણનાથ, પછી સાઝનામાં શું થયું ?"

"થયું તારા બાપનું કપાળ !" કહીને નવનીતરામ કપડાં ખીંટીએ મૂકને સૂઇ ગયો.

ભાનુંમતિ સમજી ગઇ કે "એમનું ધારેલું થયું નહીં હશે, માટેજ આવા રાતાપીળા થઇ ગયા છે; માટે અત્યારે એમને બોલાવવામાં ફાયદો નહીં !" આમ વિચારીને તેણી પણ સૂઇ ગઇ.

બીજે દીવસે પ્રભાતમાં પણ ભાનુંમતિએ તો પૃછયુંજ નહીં, પણ નવનીતરામે પોતે રાતની સર્વ વાત તેણીના દેખતાં નવરંગીને કહી સંભળાવી, જે સાંભળી ભાનુંમતિ તો મનમાં હરખાઇ ગઇ પણ નવરંગી અત્યંત દિલગીર થઇ ત્યાંથી ઉઠીને પોતાના રૂમમાં ચાલ્યો ગયો, અને ઘણા ઉંડા વિચારમાં પડી ગયો ! તેની કળવળની ચળવળ ચાલી નહીં શકવાથી તેને ઘણુંજ માઠું લાગ્યું, અને પોતાની ધારેલી રચનામાં એક મ્હોટી આફત આવેલી તે સમજ્યો !

થોડીક વાર પછી ચ્હા પીતાં નવનીતરામે પોતાની પત્નિ પાસે પોતાનીજ ખુશીથી–તેણીના પૂછયા શિવાય જણાવ્યું કે "હવે આપણાં છોકરાની ઇચ્છા કેવી રીતે પાર પાડી શકાશે. તેનો મને મ્હોટો વિચાર થાય છે !"

"એમાં વળી વિચાર શું કરવાનો છે ? છોકરાની મરજીને મૂકો બાજુપર ! ન્યાતના નિયમ વિરૂદ્ધ પરન્યાતની કન્યા વળી લવાય ખરી કે ? એ તો હવે કદી પણ નહીંજ બને પ્રાણનાથ !"

"નહીં બને તો છોકરો વંકાશે તેનું કેમ કરવું ?" નવનીતરામે ચિંતાતૂર ચહેરે જણાવ્યું "મહા પંચાતીની આફત આવી છે ! છોકરાને કેવી રીતે સમજાવવો, તે પણ સૂજતું નથી !"

"કેવી રીતે તે વળી એવી રીતે કે, સમજાવીને બે વાત કહેવી, અને તેમ છતાં પણ વાંકો થાય,–નહીંજ માને તો ધધડાવીને સીધો કરજો ! એક પિતા તરીકે તમારી સત્તા શું તેનાપર નથી કે ?"

"સત્તા બધીએ છે, પરંતુ સત્તા ચલાવતાં કંઈ સંતાપ સળગી ઉઠે તો પછી આપણનેજ પસ્તાવું પડેની ?"

"સંતાપ શાનો સળગવાનો છે ? જરા આંખ ફેરવીને બોલશો, એટલે પોતાની મેળે સમજી જશે !"

"ઠીક છે, જમ્યા પછી એને લઇ બેસીશ." કહીને ચ્હા પી નવનીતરામ પુનઃ દિવાનખાનામાં ગયો, અને ભાનુંમતિ પોતાના ઘર કામમાં ગૂંથાઇ.

નવરંગી હવે નવલને ત્યાં ગયો, અને નવલના પિતા ચટપટદાસના પૂછવાથી રાતની સાઝનાની વાત નવરંગીએ દર્શાવતાંજ ચટપટદાસ પણ નાખુશ થયો. નવરંગીએ વિશેષ વાત નહીં કરતાં નવલને પાસે બેસાડીને અભ્યાસ કરાવવા માંડયો, અને એક કલાકમાં આટોપીને ઉઠતી વખતે નવરંગીએ ધીરજથી નવલને એટલુંજ કહ્યું કે "આજે ચોપાટીપર બરાબર ચાર વાગતાંમાં હું આવીશ, માટે તમે પણ તે ટાઇમે ત્યાં આવી પહોંચજો !" આટલું કહીને તે પોતાને ઘેર ચાલ્યો ગયો.

નવનીતરામ, નવરંગી અને ભાનુંમતિ ત્રણે સંગે જમ્યાં, અને પછી દિવાનખાનામાં જઇ નવનીતરામે પ્રથમ વાત કહાડતાં નવરંગી

પ્રત્યે જણાવ્યું "જોયું કેની ભાઇ! આપણી ધારેલી બાજી બધી બગડી ગઇ! ન્યાતિલાઓ એકદમ મારી સામાજ પડયા, અને સુધારાનો ઠરાવ કરવાનું કહેતાંજ ટંટો તોફાન કરીને ઉઠી ગયા! એટલે મારા મનની ઉમેદ પણ મનમાંજ રહી ગઇ! હવે તો કંઇ ઉપાય રહ્યો નથી!"

"પિતાજી! ઉપાય કેમ નથી! આપણી મરજી, એજ આપણો ઉપાય! ન્યાતવાળાઓ તો જંગલી છે- જૂના વિચારના જડભરથ જક્કી છે! એવાઓને તો હડેધૂત કરવામાંજ મઝાહ છે! આપણી ઇચ્છા પ્રમાણે આપણે ટરવાને મુખત્યાર છીએ. જ્ઞાતિબંધનની મુંગલાઇને તાબે થવાની આપણને એટલી બધી શી જરૂર છે? પરજ્ઞાતિની કન્યા લાવશું તો ન્યાતવાળાઓ ફરી કરીને શું કરશે? એટલુંજ કે વળી ન્યાત બહાર મૂકવાની મુંગલાઇ ચલાવશે, એજ કેની? તો તેમાં આપણું શું બગડવાનું છે? આપણે ન્યાતમાં જમવા નહીં જઇશું, અને નહીં તોયે આપણે કયાં ન્યાતમાં જમવા ખાવા જઇએ છીએ? માટે ન્યાતથી બ્હીવાની કંઇ ગરજ નથી!"

"દીકરા! એ તારૂં કહેવું ખરૂં છે, તોપણ ઉછાળીને ટાંટિયો ભાંગવાનું શું કારણ છે? આપણી પોતાની ન્યાતમાં કન્યાઓની કંઇ ખોટ નથી, જેવી જોઇએ તેવી કન્યાઓ એક એકથી સરસ છે, અને તેમાંથી તું જે કન્યા પસંદ કરે તેની સાથે તારાં લગ્ન કરીએ. એજ સારો, અને ડહાપણનો રસ્તો છે, માટે મારી સલાહ તો એટલીજ છે કે, તારે તારી હઠ છોડી દેવી, અને ઉપાધિમાં નહીં પડવું."

"એમાં ઉપાધિ જેવું કશું હું તો જોતો નથી." નવરંગીએ વધારે સખ્ત શબ્દોમાં જણાવ્યું "તેમ છતાં ઉપાધિમાં ઉતરવાને પણ હું કંઇ કોઇથી બ્હીતો નથી! મેં તો જે યુવતિને વચન આપ્યું છે, તેણીની સાથેજ પરણીશ, અને તે શિવાયની અન્ય મારે બ્હેન બરાબર છે!"

"દીકરા! આટલી બધી હદ સુધીનું તું માથું ફેરવીને વાતો કરે છે, એ સારૂં નથી કરતો! તારી ઘણીજ ભૂલ છે, અને તું આડે રસ્તે દોરવાયો છે, જેને માટે સારૂં પરિણામ નહીંજ આવે!"

"સારૂં પરિણામ કેમ નહીં આવે! મારાં મનની માનીતિનેજ મારી અર્ધાંગના કરીશ, અને તેમાંજ સારૂં પરિણામ આવશે; પરંતુ મારી મરજી ઉપરાંતની કોઇ બીજી કન્યા સાથે પરણીશ તોજ નઠારૂં પરિણામ આવશે! આ મારી સમજમાં મને તો મુદ્દલજ ભૂલ જણાતી નથી!"

"તું તો મૂર્ખ છે! તારી અક્કલ અંધારે વેચાઇ છે!" નવનીતરામ ગરમ થઇને બોલ્યો "તારા વડિલની આજ્ઞાને પણ તું માનતો નથી, એજ તારી કૂમતિ છે! તું ભણ્યો ખરો, પણ ગણ્યો નથી! ભણવાની સાથે ગણવાનું પણ જોઇએ! સમજ્યો બચ્ચાજી?"

"મારે એવું ગાંડું ઘેલું ગણવું નથી, અને તમારી દરેક આજ્ઞા માનીશ, પણ આ બાબતમાં તો તમારૂં કંઇ પણ નહીંજ માનું! બોલો તમારે બીજું વધારે શું કહેવું છે?"

"એટલે! તું શું તારોજ મમત ચલાવશે, અને મને પણ ઘોળી પીશે? તું શું બે માથાં ધરાવે છે કે?"

"હા! કેમ, શું છે? તમે શું કરવા માંગો છો? બેને બદલે બાર માથાં ધરાવું છું! હવે કંઇ કહેવું છે?"

"હેં! શું બોલ્યો?" કહેતાંજ નવનીતરામે ઉઠીને નવરંગીને તડ દઇને તમાચો લગાવી દીધો, અને તે છેકજ રાતો પીળો થઇને બોલ્યો "હરામખોર! પાજી! નિર્લજ! નફ્ફટ! છાકટા! મારી સામું પણ તું આટલું બધું બહેકીને બોલે છે! જા ઉઠ! તારૂં કાળું કર! તારૂં મ્હોં જોવાને પણ હવે હું રાજી નથી!"

"બહુ સારૂં!" કહીને નવરંગી પણ ગુસ્સામાં ઉઠીને પોતાના રૂમમાં ગયો, અને આંખોમાં પાણી લાવી ઇઝીચેરપર ઉંડા વિચારમાં નિઃશ્વાસ નાંખતો બેઠો! થોડીવારમાંજ તેણે એક ટ્રંકમાં કેટલાંક કપડાં વિગેરે ભર્યાં, અને તે લઇને તે બહાર નિકળવાની તૈયારી કરતો હતો.

ભાનુંમતિ દૂરથી પુત્રનો આ રંગ જોયા કરતી હતી, અને તેણીએ તરતજ નવનીતરામની પાસે જઇને ધીરે સ્વરે કહ્યું "પ્રાણનાથ! નવરંગીએ પોતાની ટ્રંક તૈયાર કરી છે, અને તે લઇને નિકળી જવાની તજવીજમાં હોય, એવો રંગ મને તો જણાય છે, માટે જરા જુઓ તો ખરા!"

"જશે ક્યાં ચુલ્હામાં? એવા ઢોંગથી હું કંઇ ડરવાનો નથી!" કહીને નવનીતરામ ઉઠીને પુત્રના રૂમમાં ધસી જઇ બોલ્યો "આ ટ્રંક લઈને ક્યાં જવું છે?"

"જ્યાં જવાશે ત્યાં! મારો પણ પરમેશ્વર છે! તે મને રસ્તો બતાવશે ત્યાં જઇશ!"

"ઠીક છે! રસ્તો ખુલ્લો છે, અને ઘરનાં બારણાં પણ ઉઘાડાં છે! તારે જવું હોય ત્યાં જા, પણ મારા ઘરનો એક પાઇનો માલ પણ લઇ નહીં જવો! ફક્ત ધોતિયાં ભેર જા! ધોતિયું પણ છે તો મારીજ માલિકીનું; તો પણ ધર્માદા તરીકે એટલું તને ધર્મ કરીશ!"

"તેમ તો તેમ!" કહીને નવરંગીએ ધોતિયાં શિવાયનાં તમામ વસ્ત્રો કહાડીને ફેંક્યાં અને બોલ્યો "હવે તો બસ? આ તમારૂં ધોતિયું પણ ફેંકી દેત, પરંતુ નગ્ન કંઇ થવાય નહીં, માટેજ એટલું અંગપર રાખ્યું છે, અને તે પણ તમારે ઘેર હું પોહોંચતુંજ કરીશ!" કહીને નવરંગી પોતાના રૂમમાંથી નિકળ્યો! ભાનુંમતિએ તેનો હાથ ઝાલ્યો, તેમ છતાં તેણીનો હાથ તરછોડીને માત્ર ધોતિયાભેર દાદર ઉતરી પડયો, અને સપાટાબંધ નવલને ત્યાં જઇ તેણીના ઓટલાપરજ ઉદાસ વદને બેઠો.

---

## પ્રકરણ ૧૪ મું.

### નવરંગીનો નવો રંગ!

દોહરો.

નવરંગી ઘર છોડતાં,
ગયો નવલને ત્યાંય;
શાંતિ સ્થળ તત્રે મળ્યું,
સાંપ્રત એ સમજાય.

પુત્રનાં પલાયનથી ભાનુંમતિ ગભરાઇ, અને તેણીએ પોતાના પતિને કહ્યું "તમે પણ છેકજ વાત વિફરાવી નાંખી તો! છોકરાને એકદમ તમાચો લગાવી દીધો! મ્હોટી વયના છોકરાને મરાય ખરૂં? મ્હોંઢેથી વાત કરવાની કે હાથ ઉપાડવાનો? તમારૂં મગજ પણ છેકજ આકળું ભૂત જેવું છેની!"

"ખબરદાર! તારે હવે ગડબડ કરવી નહીં! તું પણ વધારે બોલશે તો તને પણ બે-ચાર લપડાક પડશે!" કહીને નવનીતરામ

તેણી તરફ ડોળા ઘુરકાવતો બોલ્યો "નિકળ અહીંથી! મારી સામી ઉભી રહેશે તો હમણાં વળી કંઇ જોયા જેવું થઇ જશે, અને તારૂં પણ મોત ભમી જશે! જા તારૂં કામ કર!"

ભાનુંમતિ સડક થઇ ગઈ, અને પોતાના પતિને કંઇ પણ વિશેષ બોલવાની તેણીની હિમ્મત ચાલી નહીં! વખત વિચારીને તેણી પણ હમણાં તો ત્યાંથી ખસીજ ગઈ!

નવરંગી ઉઘાડે અંગે નવલના ઓટલાપર બેઠેલો હોવાથી જતાં આવતાં રાહદારીઓમાંનાં જેઓ તેને ઓળખતાં તેઓ ચકિત થઇ તેને પૂછતા કે "કેમ ભાઇ, ઉઘાડે શરીરે કંઇ અહીં બેઠા છો?" આનો ઉતર નવરંગી "અમસ્તો!" એટલું કહી પતાવી દેતો, અને ઉપરથી નવલ આવે તેની રાહ જોતો બેઠો હતો; પણ નવલ પ્રયોજન વિના નીચે શાની ઉતરે? માત્ર ઘાટણ જાનકી કંઇક કામ માટે નીચે ઉતરી, અને તેણીને જોતાંજ નવરંગીએ તેણીને આસ્તેથી કહ્યું "તારી બાઇને જરા નીચે મોકલજે."

"વારૂંજી" કહીને જાનકી ઝપાટાબંધ ઉપર દોડી ગઈ, અને નવલને તે વાત કહેતાંજ તેણી પણ ઉતાવળી ચાલે નીચે આવીને નવરંગીને પૂછવા લાગી "અરે! આપ આવે વેશે કયાંથી?"

"હું તને જરા વાત કરવાનેજ હમણાં ખાસ આવ્યો છું."

"પણ અહીં કેમ બેઠા છો? ચાલો ઉપર જઇને આપણે વાત કરીશું."

"મારે જે કહેવું છે તે અહીંજ કહીને હું ચાલતો થઇશ. ઉપર આવવાથી શું વિશેષ છે?" કહેતાંજ નવરંગીનાં નેત્રોમાં નીરના પરપોટા ભરાઇ આવ્યા!

નવલને તરેહવાર વહેમ ઉત્પન્ન થવા લાગ્યા, અને તેણી એટલુંજ બોલી કે "ઓટલાપર વાત કરતાં ચાર લોક એકઠાં થઇ જશે, અને નકામી હોહા થશે! માટે તમે ઉપર પધારો. અહીં થોભવું સારૂં નથી!" કહીને નવલ, તેનો કાંડો પકડીને પાછળના દાદરેથી પોતાના રૂમમાં ગૂપચૂપ લઇ ગઇ અને તેને ખુરસીપર બેસાડતાંજ તે એકદમ રડી પડયો! નવલે તેને સમજાવી શાંત કરી પૂછયું 'તમે આમ

ના કરો ! શું સંકટ છે તે મને ઝટ જણાવો કે મારા જીવને પણ કંપારી થતી મટે!"

નવરંગી કેટલીક મિનિટ પછી શાંત પડચો. નવલે પાણીનો પ્યાલો લાવીને પોતાના હાથમાં પાણી લઇ તેનાં નેત્રોપર ફેરવી પોતેજ ટુવાલથી તેની આંખો લૂછી નાંખી, અને તેના ઉઘાડા અંગપર પોતાની શાલ નાંખીને તેને પ્રથમ તો ચ્હાનો એક કપ લાવીને પાયો પછી પાનની બીડી ખવાડી, જે પછી શાંતતાથી પૂછ્યું "બોલો, શા માટે તમે રૂદન કરો છો, અને આવી સ્થિતિમાં આવવાનું શું કારણ છે, તે કૃપા કરી ધીરજથી જણાવો."

નવરંગીએ, પોતાના પિતા સાથે થયલી તકરારને લગતી તમામ બિના કહી સંભળાવી, અને તે આખરે બોલ્યો "હવે મારે મુંબઇમાં તો રહેવુંજ નથી, પણ તમને માત્ર મળવાને આવ્યો છું. હું ગમે ત્યાં જઇશ, નોકરી-ચાકરીએ લાગીશ, અને પછી તમને પત્ર લખીશ. હાલ તરત તો હું આ એક ધોતિયાંભેરજ ઘરમાંથી નિકળ્યો છું, અને કોઇ પણ ઠેકાણે કામ ધંધે લાગીને કપડાંની ગોઠવણ થતાંજ આ એક પહેરેલું ધોતિયું પણ મારા પિતાજીપર પારસલ કરીને મોકલી આપીશ. મારે એ પણ એમનું જોઇતું નથી !"

"વારૂં ઠીક છે. તે સર્વ થઇ રહેશે. આપ જરા શાંતિથી બેસો, અને પછી આપણે વિચાર કરીશું." કહીને નવલે પોતાના મનમાંજ વિચાર્યું કે "હમણાં એમનું મગજ સંતાપમાં પડયું છે, માટે જરા શાંત થયા પછીજ એમની સાથે વિશેષ વાતચીત કરવી સારી છે." આમ વિચારી નવલે તેને જેમ બને તેમ શાંતિ પમાડવાનાંજ ઉપાયો લીધા, અને તેજ મતલબની વાતચીતમાં તેને નાંખ્યો. લગભગ અરધો-પોણો કલાક એ પ્રમાણે પસાર કીધા પછી નવલે તેણે જણાવ્યું "જૂઓ ડીયર ! ગમે ત્યાં જવાનો જે વિચાર તમે કરો છો, તેમાં તો કંઇ મારી નજર પહોંચતી નથી ! વળી તમારો અભ્યાસ પણ તેથી તો પડી ભાંગશે, અને તમારૂં ધારેલું ભવિષ્ય પણ ધુળ થશે, માટે તમારી જો આજ્ઞા હોય તો મારા પિતાજીને તમારી બાબતમાં વાત કરૂં, અને તમારે માટે તેમના મગજમાં ઘણાંજ સારા વિચાર છે, જેથી મને આશા છે કે, તેઓ તમને સારીજ સલાહ આપશે;

માટે મને તો લાગે છે કે, તેમને વાત કરવાથી કંઇ પણ સારૂંજ પરીણામ આવશે."

"તેમ કરવામાં મારે નીચું જોયા જેવું થશે, માટે તેમને વાત કરવા કરતાં હું ગમે ત્યાં જઇને મારો માર્ગ શોધી લઇશ, અને કોઇ પણ શહેરમાં નિવાસ કરી મારાં ઉદર પોષણને માટે પ્રયાસ કરીશ."

"તેવું તો આપને હું નહીંજ કરવા દઉં ડીયર ! મારા પિતાજીને વાત કહેવાથી આપને નીચું શા માટે જોવું પડશે, તેની મને સમજ પડતી નથી ! હું તો તેવું કશું ધારતી નથી, અને તે પણ વળી આપને કંઇ બોલવાનું નથી, પણ હુંજ બોલીશ. પછી કંઇ હરકત છે કે ?"

"તો ભલે ! જેમ તમારી ઇચ્છા; પરંતુ મારા સમક્ષ તેમને નહીં કહેતાં મારી પાછળ તમે તેમને ખાનગીમાં કહીને તેમનો વિચાર જાણી લો; કેમકે કદાચ તમારી વાત તેમને નહીં પણ રૂચે, તોપણ તેઓ તમને મારી ગેરહાઝરીમાં પોતાના મનનો ખુલાસો કરવાને અચકાશે નહીં, અને મારા સમક્ષ તેમની મનોવૃત્તિ તેઓ ખુલ્લી રીતે પ્રગટ કરતાં અચકાશેજ. વળી તમની સાથે વાત થતાં કદાચ તેમનો વિચાર મારી તરફ સારો નહીં દેખાય, તો પછી તમે તેમને વિશેષ આગ્રહ પણ કરતાંજ નહીં; કેમકે તેમની મરજી ઉપરાંત તો કંઈ કરવુંજ સારૂં નહીં."

"વારૂં ઠીક, આપની એ સૂચના પ્રમાણેજ કહીશ. આપ જરા શાંતપણે બેસીને આજનું આ ન્યૂસપેપર વાંચો." કહીને નવલે એક રોજીંદું પત્ર તેના હાથમાં આપ્યું.

"હમણાં ને હમણાંજ તમારા પિતાજીની પાસે જાઓ છો કે શું મારા લવ્હ ?"

"હા, અત્યારે એમને ફુરસદ છે, અને દિવાનખાનામાં એકલાજ બેઠા છે. મારાં માતુશ્રી તો દર્શન કરવાને ગયાં છે, માટે હમણાં તેમની સાથે વાતચીત કરવાનું વધારે ઠીક પડશે. હું હમણાંજ તેમની સાથે સહજ વાત કરીને પાછી આવીશ. મને કંઇ ઘણી વાર નહીં લાગે. માટે મારા આવતાં સુધી આપ આ પેપર વાંચવામાં વખત નિર્ગમન કરો." કહીને નવલ પોતાના પિતા પાસે ગઇ.

ચટપટદાસ અત્યાનંદમાં દિવાનખાનામાં બેઠો હતો; કેમકે વિલાયતથી એક જંગિ નફાનો તાર આવ્યો હતો. તેણે બે લાખ રૂપીઆનાં મોતી વિલાયત ચઢાવ્યાં હતાં, તે વેચાયાંના સમાચાર તારમાં આવ્યા હતા, અને તે સોદામાં આશરે ચાળીશ હજાર રૂપિયાનો તેને નફો થયો હતો. આજ કારણ અત્યારે તેના આનંદનું હતું, અને એવા આનંદને ટાંકણે નવલ પણ તેની પાસે જઇ પોહોંચી. પોતાના પિતાને આનંદમાં જોઇ નવલે પૂછયું "પિતાજી! અત્યારે આપ કંઇ આનંદમાં દિસો છે? આ તારમાં કંઇ ખુશ ખબર આવી છે કે શું? એ શાનો તાર છે?"

"એ તો વિલાયત મોતી ચઢાવ્યાં હતાં તેનું વેચાણ થયાનો તાર આવ્યો છે."

"એમાં આપને કેટલોક નફો મળશે વારૂં?"

"ચાળીશેક હજારનો ફાયદો થશે ખરો" ચટપટદાસે હસમૂખાપણાંથી જણાવ્યું "તારા પેલા માસ્ટર નવરંગીલાલનાં પગલાં તો સારાં ખરાં! તે જ્યારથી આપણે ત્યાં આવે છે, ત્યારથીજ મને કંઇ ને કંઇ ફાયદો થયા કરે છે! આજે હજી કેમ આવ્યા નથી વારૂં?"

"આજે લગભગ કલાક થયાં આવીને મારા રૂમમાં બેઠાં છે, અને ન્યૂસપેપર વાંચે છે."

"ખરૂં! ત્યારે તો આ તાર પણ તેનાં પગલાંની સાથેજ આવ્યો, એમ કહેવું જોઇએ; કેમકે આ તાર આવ્યાને પણ એકાદ કલાક તો થયો હતો. તેનાં પગલાં સારાં, એમાં તો શકજ નહીં!"

"પણ તે બિચારા આજે અત્યંત ઉદાસ છે, અને તેમની આંખોમાંથી આંસુ પડે છે! માત્ર એકજ ધોતિયાંભેર આપણે ત્યાં આવ્યા છે, અને ઘણું રૂદન કરે છે!"

"કેમ વારૂં? શું કારણ?" ચટપટદાસે આશ્ચર્યતાથી પૂછયું "શું કંઇ માઠો બનાવ બન્યો છે?"

"બીજો તો કશો માઠો બનાવ બન્યો નથી, પણ જરા વિચિત્ર વાત થઇ ગઇ છે!"

"શું વિચિત્ર વાત થઇ છે? બોલ બેટા, મને સમજ પાડે તો સારૂં!"

"આપ કદાચ તે સાંભળીને ગુસ્સે થાઓ તેનીજ મને જરા ધાસ્તિ લાગે છે, પિતાજી!"

"મને તેની બાબતમાં ગુસ્સો નહીંજ લાગે; કેમકે તે સૂપગલાંનો પુરૂષ છે!"

"વાત એવી બની છે પિતાજી–" કહીને નવલે તે તમામ વાત કહી સંભળાવતાં છેવટે પિતાજીને પ્રાર્થના કરી કે "આપ જો હવે કંઇ રસ્તો બતાવો તો સારૂં!"

"તે તારા રૂમમાંજ બેઠા છેની?"

"હા પિતાજી!"

"ત્યારે તો હું તેમની સાથે એ બાબતમાં કંઇ વાત કરૂં તો તેને ખોટું તો નહીં લાગેની?"

"આપ વાત કરીને તેમને કંઇ પણ સારો રસ્તો બતાવો તો તેમાં તેમને શાનું ખોટું લાગે?"

"સારોજ રસ્તો બતાવીશ, અને તેનું સારૂંજ કરવાની તજવીજ પણ કરીશ, નાત્ર મારે તેની પોતાની સાથે કેટલીક વાતચીત કરવી જોઇએ."

"ત્યારે તો આપ મારા રૂમમાં પધારો છો કે તેમનેજ અહીં બોલાવું?"

"હુંજ ત્યાં આવું છું. દિવાનખાનામાં કંઇ એવી ખાનગી વાત થાય નહીં." કહીને ચટપટદાસ જુસ્સાભેર નવલની સાથેજ તેણીના રૂમમાં ગયો, અને અંદર જતાંની સાથેજ નવરંગીની પાસેની ખુરસી-પર બેસીને તેણે પૂછ્યું "કેમ હો મી૦ નવરંગીલાલ, ક્યારના આવ્યા છો?"

"ઘણો વખત થયાં આવ્યો છું સાહેબ!" નવરંગીએ નમ-ન્તાઇથી ઉત્તર આપ્યો.

"તમે અહીંજ પધાર્યા તે સારૂં કીધું. નવલ બ્હેને મને બધી બિના સમજાવી છે, અને તમારા પિતાની રીત જાણીને મને ઘણીજ દિલગીરી ઉપજી છે! વળી તમારી ન્યાતે પણ મૂર્ખતાનો ઉપયોગ કરેલો મેં જાણ્યો છે. તમારા પિતાજીને માટે મને એટલોજ અફસોસ ઉપજે છે કે, તેણે તમારા જેવા એકના એક રત્નરૂપ પુત્રની

સાથે નકામો કલેશ કરીને તમને ઘરમાંથી નિકળવા દીધા છે! આવું કરવું, એ તેમને શોભતું નથી. તેમ છતાં હાલ તરત તમારે મનમાં જરા પણ માઠું નહીં લગાડતાં મારે ત્યાંજ ખુશીથી નિવાસ કરવો, અને તમારો અભ્યાસ ચાલુજ રાખવો. આ ઘર તમારૂંજ છે, એમ માનજો, અને હું તમારે માટે દરેક પ્રકારે મદદ આપવા તૈયાર છું. તમને મારા પુત્ર સમાન સમજું છું, અને સમજીશ; માટે તમે તમારા મનમાં જરા પણ નહીં ખંચાતાં તમારા પોતાનાજ ઘરમાં તમે રહ્યા છો, એમજ સમજી લેજો."

"તે માટે આપનો અત્યંત આભાર માનું છું; પરંતુ આપને નાહકની આવી તસ્દી આપવાનું કંઇ વાજબી નથી, માટે મને આપ જવા દો અને હું કોઇ પણ બીજે ગામ જઇ નોકરી મેળવીને મારૂં ગુજરાન કરી લઇશ. આપનાં મફતિયા રોટલા ખાવા, અને આપને માથે મારો ખર્ચ નાંખવો, એતો મારે માટે મ્હોટું શરમભરેલું ગણાય! કૃપા કરી મને જવાનીજ પરવાનગી આપો!"

"મી૦ નવરંગીલાલ! તમારે એવા વિચાર લાવવાજ નહીં. એ વિષે હાલ તરત તમે ધીરજ ધરો, અને હમણાં તો અત્રે રહો, પછી આપણે નિરાંતે વાત કરીશું. હું મારા ખરાં અંતઃકરણથી કહું છું કે, આ ઘર તમારૂં પોતાનુંજ છે, એમ માનજો તમે ને અમે કંઇ જૂદાં નથી." આમ જણાવી ચટપટદાસે પોતાની પુત્રિને સૂચના કરી કે "નવલ બ્હેન! એમની ખાવા વિગેરેની સર્વ સંભાળ તમે રાખજો, અને એમને કોઇ પણ વાતે મુંઝાવા દેશો નહીં. મારા કબાટમાંથી કપડાં વિગેરે જે જોઇએ તે એમને આપજો, અને દરેક વાતે એમની સગવડ સાચવજો." આટલું કહીને ચટપટદાસ પુનઃ દિવાનખાનામાં ગયો, અને ત્યાં જઇને બેઠાં પછી તેણે ગુણવંતીને બોલાવીને નવરંગીલાલની બાબતમાં સર્વ બિના સમજાવીને કહી, અને તે યૂવાનની બરદાસ્ત રાખવાની ખાસ ભલામણ કરી.

ગુણવંતીના પેટમાં તો જાણે તેલ રેડાવ્યું, અને નવરંગીને પોતાના મકાનમાંજ રાખવાનું સાંભળીને તેણીના મ્હોંનો દાયરો ચઢયો તેણી ધુંધવાતી બોલી "તેને તમે બીજી રીતની ભલે મદદ કરો, પણ

આપણા ઘરમાં રાખવાનું તો માંડીજ વાળો! આપણાં ઘરમાં તેને રાખવાનું નહીં પાલવે!"

"હમણાં તો ભલે રહે. પછી વળી આગળ જતાં બીજી કંઇ ગોઠવણ કરીશું."

"ઠીક! કહીને ગુણવંતી છણકો કરીને ધરતી ધ્રુજાવતી પુનઃ અંદરના ઓરડામાં ચાલી ગઇ.

નવલના અંતઃકરણમાં પોતાના પિતાએ બતાવેલી લાયકી માટે સંતોષાનંદ થતાં તેણીએ હવે નવરંગીને જણાવ્યું "કેમ ડીયર હવે મારા પિતાજીની પ્રકૃતિને માટે આપે શું ધાર્યું ?"

"વાહ! તમારા પિતાજીની લાયકી આટલી બધી ઉત્તમ છે, તે તો મેં આજેજ જાણ્યું! મને એમનો વિશેષ પરિચય નહીં એટલે મને શું ખબર પડે કે, એમનો સ્વભાવ કેવો છે, ને કેવો નહીં? પણ આજે પ્રસંગ આવતાં મારી ખાત્રિ થઇ ગઇ કે, તમારા પિતાજીના હૃદયમાં ખરી ખાનદાનીનું ખમીર છે, અને એમનામાં પવિત્ર પરોપકાર વૃત્તિ છે. ઘણાજ લાયક પુરૂષ છે!"

નવલે વળી મુદ્દાની વાત જણાવતાં સ્પષ્ટ દર્શાવ્યું કે એટલું તો નક્કી માનજો કે, તમને બહાર ગમે ત્યાં તો નહીં જવા દઉં, અને ઇશ્વર કરશે તો મારા પિતાજી પણ બીજે ગમે ત્યાં તમને જવાની પરવાનગી નહીંજ આપે."

"પણ ત્યારે શું તમારા પિતાજીનાજ રોટલા મારે હંમેશા હરામમાં ખાયા કરવા કે?"

"હરામનાં નહીં, પણ હક્કના છે." નવલે સમજાવ્યું "તમે મારા વ્હાલા ભવિષ્યના ભરથાર અને જીંદગીના સાથી છો, જેથી તમારો હક્ક પણ આ ઘરમાં મારા જેટલોજ છે. વળી મારા પિતાજીની પૂંજીની એકલી માલિક હુંજ છું, અને તે રીતે પણ તમારો હક્ક મારી સાથે સરખોજ છે; માટે તમારે એ બાબતમાં તો આડા અવળા વિચારો કરવાજ નહીં, અને આનંદમાં રહેવું."

"તે તો તમારા વડે હું પણ અહીં પૂંજાઇશ, એવી મારી પૂર્ણ ખાત્રિ છે, પરંતુ પ્રશ્ન એજ છે કે, આ પ્રમાણેની મારી સ્થિતિ ક્યાં સુધી પસાર કરવી પડશે?"

"તમે આમ કંટાળો ના ખાઓ, અને જૂદાપણું નહીં માનો, તમે આ ઘરને તમારૂં પોતાનુંજ માનો, કે જેથી તમારા મગજમાં બીજા વિચિત્ર વિચારો ઉત્પન્ન થાય નહીં. જરા પણ પારકાપણું તો તમારે સમજવુંજ નહીં. મારા પિતાજીએ પણ તમને એવુંજ આગ્રહ પૂર્વક કહ્યું છેની ?"

"તમારા પિતાજીએ તો મારાપર અતિશય મહેરબાની અને કૃપાદૃષ્ટિ દર્શાવી છે, અને તેમનો ઉપકાર તો મારાથી કદી પણ ભૂલાવાનો નથી! તમારા પિતાનેજ મારા પિતા સમાન માનું છું, અને માનીશ."

આ પ્રમાણે વાતો કીધાં પછી ચટપટદાસે, નવરંગીને જમવા બોલાવ્યાથી નવરંગી ઉઠયો. નવલ તેને જમવાના રૂમમાં લઇ ગઇ. ચટપટદાસ, નવરંગીને પોતાની સાથે લઇ ભોજન કરવા બેઠો, અને તેમને પીરસવા વગેરેની વ્યવસ્થા નવલે કરી.



## પ્રકરણ ૧૫ મું.

### નવરંગી નિકળયો!

**દોહરો.**

વાત વળી વંકાય છે,
દશા ફરી દુઃખદાય;
નિકળયો નવરંગી નક્કી,
નવલને મન લાહ્ય!

નવનીતરામને તેજ દિવસે પાછલા પહોરના ખબર પડી કે "નવરંગી તો ચટપટદાસને ત્યાં રહ્યો છે." આથી તેણે ભાનુંમતિને શોક કરતી અટકાવવાને જણાવ્યું "તું કંઈ સંતાપ કરતી નહીં. તારો દીકરો બીજે કશે ગયો નથી, પણ તે પેલા ચટપટદાસને ત્યાં રહ્યો છે, માટે હવે તો તારા જીવને ટાઢક વળશે કેની? તું તો નકામી હાયપીટ કરે છે! એ કયાં જવાનો હતો? કયાં નાદાન છે? ખાસો વીશ વર્ષનો છે, અને વળી પૂરો પાકો છે, માટે કંઇ પણ આડો અવળો જાય તેમ પણ નથી તો! તે છોકરી સાથે એનો જીવ લાગ્યો છે, જેથી તેણીને ત્યાંજ બેઠો છે."

"તમે કેમ જાણ્યું કે તે ત્યાંજ છે?"

" મને એકના તરફથી હમણાંજ ખબર મળી છે, અને વળી તે ખબર આપનાર તે ઘરની બરાબર સામેજ રહે છે. નવલની સાથે તે તો વાતો કરતો બેઠો છે! આટલી બધી ચોક્કસ બાતમી મળી છે!"

" પણ ચટપટદાસ કેવો કે પારકા છોકરાને પોતાના ઘરમાં સંતાડી રાખ્યો! મૂઓ લુચ્ચોજ કેની?"

" સંતાડી રાખ્યો એમ કેમ કહેવાય? જો સંતાડીજ રાખ્યો હોય તો સામા ઘરવાળા કે કોઇને પણ તે દેખાય, એવી રીતે તેને રાખે કે? અને ચટપટદાસને આપણી તકરારની વાત ખબર પણ નહીં હોય!"

" ત્યારે તમે તેને ત્યાં જઇને જરા ખબર તો કહાડો, અને છોકરાને સમજાવીને લઇ આવો કે થયું!"

" હું તેને ત્યાં જાઉં તેમાં મારૂં ભૂષણ નહીં. એ તો ચટપટદાસનેજ બોલાવી મંગાવું છું." એમ કહીને નવનીતરામે પોતાના ઘાટીને નિશાની આપીને ચટપટદાસને બોલાવવા મોકલ્યો.

" મને તો લાગે છે કે ચટપટદાસેજ કદાચ આપણા છોકરાને ચડાવ્યો હશે! તમે શું ધારો છો?"

" તે તો કંઇ હમણાં કહેવાય નહીં. ચટપટદાસની સાથે વાત થાય પછીજ સમજાય."

થોડીવારમાંજ ઘાટી જુવાબ લઇને આવ્યો, અને બોલ્યો કે " હમણાં થોડીવારમાં શેઠ આવે છે."

નવનીતરામ તે સાંભળીને ભાનુંમતિ પ્રત્યે બોલ્યો " તે આવે ને વખતે તું કંઇ બોલતી નહી."

" હું તો કંઇ પણ નહીં બોલું, પરંતુ તમે તેની સાથે તોડી ફોડીને વાત કરી દેજો, અને તેની દીકરીને કબજામાં રાખે, એમ પણ તેને ખુલ્લું જણાવી દેજો, કે જેથી તે કદાચ જાણતો નહીં હોય તો જાણે તો ખરો! બધીએ વાતનો ભેદ ફોડી નાંખવાને જરા પણ અચકાતાં નહી પ્રાણનાથ!"

" વારૂં, ઠીક છે. જેવો વખત તેવી વાત થશે." કહીને નવનીતરામ નિરાંતે વિચાર કરતો બેઠો.

ચટપટદાસને બોલાવવાને નવનીતરામનો ઘાટી આવી ગયા પછી ચટપટદાસે, નવરંગીની પાસે જઇને કહ્યું “ તમારા પિતાજીએ મને બોલાવવા મોકલ્યો છે, અને મને લાગે છે કે, તમારીજ બાબતમાં કંઇ કહેવાને મને બોલાવ્યો હશે; માટે તેઓની ઇચ્છા જો તમને બોલાવવાની હોય તો તમને કંઇ વાંધો છે કે ? ”

“ નહીં સાહેબ ! તે તો કદી પણ નહીંજ બને. હવે તેમને ત્યાં હું કદી પણ પગ નહીંજ મૂકું ! ”

“ એ તો આપની જેવી મરજી ! તો પણ મારી સલાહ તો એવી છે કે, મા-બાપની સાથે આવો ગુસ્સો નહીંજ રાખવો, અને તેમનો આશિર્વાદ લેવાનો સ્વભાવ રાખવો. આમ કહેવાથી તમે તમારાં મનમાં એવું તો કદી પણ ધારશોજ નહીં કે, તમે મારે ત્યાં છો; તેથી તમને કહાડવાને માટેજ આવી સલાહ તમને આપું છું. આવું તમારે ચિંતવન પણ નહીં કરવું; પરંતુ તમો પિતા-પુત્ર વચ્ચેનો મિનાકશો દુર કરવો, એ પણ મારો ધર્મ હોવાથી હું તમને આવી શુદ્ધ મતિની સલાહ આપું છું. તમારા પિતાને પણ મારે જે કહેવાનું છે તે કહેવાને હું ચૂકનાર નથી, પરંતુ તમને પણ મારે રીતસર જણાવવું જોઇએ કે, પિતાની સાથે ગમે તે પ્રસંગે પણ આટલે બધે દરજજે મિનાકશો વધારવો, અને મનમાં કીનો રાખવો, એ યોગ્ય કહેવાય નહીં.”

“ જોઇએ તેમ થાય, અને આપ જોઇએ તો મને ઘરમાંથી હાંકી કહાડો અને પછી હું જોઇએ ત્યાં જઈશ, અને જોઇએ ત્યાં રહીશ, પરંતુ મારા પિતાને ત્યાં તો કદી પણ હું જનારજ નથી ! ”

આ સાંભળીને ચટપટદાસે વધારે કહેવાનું માંડી વાળ્યું, અને તે દિવાનખાનામાં જઇને કપડાં પહેરવા લાગ્યો, જેપરથી ગુણવંતીએ તેની પાસે જઇને ધીરે સ્વરે જણાવ્યું “ પ્રાણનાથ ! હું તમને હાથ જોડીને જણાવું છું કે કોઈ પણ પ્રકારે એ પીડાને આપણા ઘરમાંથી કહાડજો ! આપણે ત્યાં એ પાપ નહીં જોઇએ જો ! એને લીધે આપણા ઘરમાં નકામી પંચાત થશે, અને પારકી લડાઇ આપણા ઘરમાં પેસશે ! મારે તો તેવું કરવું નથી ! એવી બલા તમારે વહોરવાનું કંઇ કારણ છે કે વારૂં ? ”

"કારણ શું હોય? એ તો સારા માણસનો છોકરો છે, અને સંતાપનો માર્યો આપણે ત્યાં આવ્યો છે, તો એને આશ્રય આપવો, એ આપણો ધર્મ છે, એમ જાણીનેજ એને મેં રાખ્યો છે."

"રાખ્યો તો ભલે, પણ વધારે દહાડા આપણા ઘરમાં એ અંગારો નહીં જોઇએ! હું તો એને વધારે નહીં રહેવા દઉં! જો તમે નહીંજ માનશો તો પછી એને લીધે તમારે ને મારે લડાઇ થશે! હું તમને સાફ કહું છું!"

"વારૂં, ઠીક છે! જોઇશ." કહીને ચટપટદાસ તરતજ નવનીતરામને ત્યાં જવાને નિકળ્યો. નવનીતરામે પોતાના દિવાનખાનામાં ચટપટદાસનાં પગલાં થતાંજ તેને આદરભાવથી પોતાની પાસે ગાદીપર બેસાડ્યો, અને પ્રથમ બીજી-ત્રિજી વાત કરીને પછીજ મુદ્દાની વાત પૂછી "મારો નવરંગી તમારે ત્યાં બેઠો છે કે શું?"

"હા. મારે ત્યાં છે?"

"તે કયારનો આવ્યો છે વારૂં?"

"સહવારમાં નવ વાગતાને સુમારે આવ્યા હશે."

"તેણે તમને કંઇ વાત તો કરીજ હશે?" કેમકે આજે તે મારી સાથે રીસાઇને ઘરમાંથી ચાલ્યો ગયો છે!"

"હા. મેં બધી બિના જાણી છે, અને સારાંશમાં આપને કહેવાનું એટલુંજ કે, મ્હોટા છોકરા થયા પછી તેમને વધારે ઓછું કહેવું અથવા તેમનાપર હાથ ઉપાડવો સારો નહીં. આપ તેમના વડિલ છો, અને તે તરીકે આપને તેમને તમાચો મારવાનો પણ પૂર્ણ હક્ક છે, પરંતુ છોકરા બાંધ સમાન થયા પછી આપણે પણ આપણી મરિયાદામાંજ રહેવું સારૂં છે. આપને હું બોધ આપવાને પાત્ર નથી, પરંતુ મારી ટૂંક સમજણ પ્રમાણે સહજ બોલું છું, માટે આપ કંઇ ખોટું લગાડશો નહીં, અને મારૂં બોલવું આપને જો કદાચ અયોગ્ય લાગે તો તેને માટે ક્ષમા કરશો."

"તમારૂં બોલવું યોગ્ય છે, પરંતુ આજકાલના છોકરાઓ માથું જો ફેરવીને વાત કરે તો તેમને રોકવા કે ટોકવાનો પણ આપણો ધર્મ છે. તે ભાઇની મરજી પર ન્યાતની કન્યા પરણવાની છે, અને તેથી મેં મારી ન્યાતનું સાઝનું મેળવીને કેટલીક ખટપટ પણ કરી, પરંતુ રોટી

વહેવાર ત્યાં બેટી વહેવાર કરવાનો ઠરાવ ન્યાતે કીધો નહીં. તેમ છતાં તેની મરજી એવી છે કે, ન્યાતને બાજૂપર મૂકીને પણ પર ન્યાતની કન્યાજ લાવવી ! આવી રીતે ઉછાળીને ટાંટિયો ભાંગવાને હું જો સલાહ આપું તો હું પણ મૂર્ખમાંજ ખપુંની ? હું સુધારાને ચાહનારો છું ખરો, પણ તે ન્યાતમાં મળી સમજીનેજ થાયની ? "

" તે આપનું કહેવું સત્ય છે; પરંતુ નવરંગીલાલ પર ન્યાતની કન્યા લાવવા માંગે છે તો કોઇ પર ન્યાતનો પોતાની છોકરી પર ન્યાતમાં આપવાને તૈયાર છે કે ? "

" તે તો હવે હું શું કહું ? એ બાબતમાં બોલતાં મારી જીભ ઉપડતી નથી ! કેમકે કદાચ મારા બોલવાથી આપને ગુસ્સો પણ લાગે, માટે બોલવું ઠીક નથી ! "

આ સાંભળીને ચટપટદાસ ચમકયો, અને તે વહેમાઇ તો ગયો, તો પણ તેણે સ્પષ્ટીકરણ કરવાના ઇરાદાથી પૂછયું " તમે શું કહેવા માંગો છો, તે ખુશીથી બોલો-મને તેમાં કંઇ ગુસ્સો લાગવાનો નથી. "

" હવે તમને ખરૂંજ કહેવું જોઇએ; પરંતુ તે પહેલાં આપને પૂછવાનું કે, આપની પુત્રિની બાબતમાં આપે કંઇ પણ વાત નવરંગીને કરી છે કે ? "

" ના ! મુદ્દલજ નહીં !

" મને ખબર છે તે પ્રમાણે તો આપની પુત્રિ સાથે નવરંગીને કંઇ વાતચીત થઇ છે ખરી ! " નવનીતરામે ખુલ્લું કરીને જણાવી દીધું " અરે ! બંનેએ લગ્ન કરવાનાં પરસ્પર વચન પણ આપ્યાં છે! "

" હેં ! એ આપ શું બોલો છો ! " ચટપટદાસે ચકિત થઇને જણાવ્યું " આ તો નવાઈની વાત હું સાંભળું છું ! એવું મને માલમ હોત તો હું તેને મારા મકાનમાં પગ પણ મૂકવા નહીં દેત ! વારૂં ઠીક છે ! હમણાં ને હમણાંજ હું તેને મારે ત્યાંથી વિદાયે કરૂં છું, અને મારી છોકરીને પણ જે કહેવું છે તે કહીશજ. "

" તેને તમે કંઈ પણ બીજું નહીં કહેતાં સમજાવીને મારે ત્યાં પાછો મોકલો, અને તમારી છોકરીને પણ સમજાવીને સારી રીતે શીખામણ આપો, નાહાનોપર આપણો અંકૂષ હોવો જોઇએ. "

" ઠીક છે ! જોઉં છું !" કહીને ચટપટદાસ વીકાળ વદને ત્યાંથી ઉઠીને ઝડપમાં પોતાને ઘેર ગયો.

ભાનુમતિએ હવે દિવાનખાનામાં આવીને નવનીતરામ પ્રત્યે કહ્યું " તમારે પણ ચટપટદાસની સાથે જઇને નવરંગીને સમજાવીને તમારી સાથેજ આપણે ત્યાં લાવવો હતોની ? "

" તેમ કરવાથી તો તે ઓર છાપરે ચઢી જાય ! માટે એ તો એની મેળે હમણાં આવશે. "

" ચટપટદાસ કદાચ તેને ધુતકારી કહાડશે, અને તે વળી ગમે ત્યાં જશે તો પછી કયાં શોધવા જશો ? "

" કંઇએ જવાનો નથી. પોતાની મેળે રખડતો રઝળતો ઠેકાણે આવશે ! કોને ત્યાં જવાનો છે ? અને કદાચ કોઇને ત્યાં જશે, તો પણ બે–ચાર દહાડા કોઇ રાખશે. કોઇ જીંદગી સુધી રાખવાનું નથી ! માટે એ તો જરા ઠોકર ખાશે, ત્યારેજ ઠેકાણે આવશે ! બહુ 'ભાઇ–ભાઇ' કરવાથીજ એ છોકરો માથાનો ફરેલો થઇ ગયો છે, માટે હવે જરા તતડાવીને ખસ્તો મૂકયા શિવાય તે સમજવાનોજ નથી.

" પણ કંઈ કાળું ધોળું કરશે તો ? "

" કાળું ને ધોળું શાનું કરતો હતો ? એવો કંઇ એ કાચો નથી તો ! એમ તો બડો પાકો છે ! "

" તમે પણ હઠીલાજ છોની ? તમને પણ તોર કયાં કમી છે ? તે નાદાન થયો તેની સાથે તમે પણ નાદાન થયા છો ! જરા ફેરો ખાઇને હજી પણ ચટપટદાસને ત્યાંથી છોકરાને લાવો તો શું ખોટું છે ? "

" ચાલ–ચાલ ! મૂર્ખ જેવી ! સમજ્યા વગર લવારોજ કરી જાણે છે ! જા ! તું તારૂં કામ કર ! "

ભાનુમતિ બોલ્યા વગરજ અંદર ચાલી ગઇ, અને નવનીતતરામ પણ મિજાજમાં મૂંછોના આંકડા આમળતો ગાદીપરથી ઉઠીને ખુરસીપર બેઠો. તેના મગજનું બૉઇલર તપી ગયું !

ચટપટદાસ પોતાના મકાને જતાંની સાથેજ નવલના રૂમમાં ગયો, અને ખુરસીપર નહીં બેસતાં તેણે ઉભા ઉભાજ નવરંગીને જણાવ્યું " તમારા પિતાજી મલ્યા હતા. અને તેમણે તમને ઘેર બોલાવ્યા છે. "

"મેં તો આપને પ્રથમથીજ કહ્યું છે કે, મારા પિતાને ઘેર તો હું કદી પણ પગ મૂકવાનોજ નથી!"

"તો તમે બીજી ગોઠવણ કરી લો. મારે ત્યાં તમને મારાથી રખાશે નહીં." આટલું બોલીને ચટપટદાસ જુસ્સાભેર દિવાનખાનામાં ચાલ્યો ગયો, અને કપડાં ઉતારીને સૂનમૂન ગાદીપર બેઠો.

નવલ અને નવરંગી, ચટપટદાસની વૃત્તિ આ પ્રમાણે એકદમ ફરી ગયલી જોઇને આશ્ચર્ય પામ્યાં, અને નવરંગીએ નવલને જણાવ્યું "હવે હું રજા લઇશ."

"આપ ઉતાવળ ના કરો. હું મારા પિતાજીની પાસે જઇને તેમને સમજાવું છું મારા ડીયર!"

"હવે સમજાવવાની જરૂરજ નથી, અને હવે તેઓ 'હા' પાડે તોયે અહીં એક મિનિટ પણ હું થોભનાર નથી! તમે હવે પાછલા પહોરના ચોપાટીપર મળજો, અને ત્યાં જે મારે તમને કહેવાનું છે તે કહીશ." આટલું બોલી તે એકદમ માત્ર ધોતિયાં ભેરજ નીચે ઉતરી પડ્યો!

નવલને અત્યંત માઠું લાગ્યું, અને તેણીની આંખોમાંથી આંસુ ટ્પકવા લાગ્યાં, તો પણ આંખો લૂછીને તેણી પોતાના પિતાની પાસે જઇને પૂછવા લાગી "પિતાજી! આપે પેલા બિચારાને કેમ કહાડી મૂકયા? આપનો વિચાર એકદમજ બદલાઈ જવાનું શું કારણ?"

"અને તારે પણ એ બાબતમાં મને પૂછવાનું શું કારણ? ખબરદાર જો કંઇ પણ મને પૂછયું છે તો!"

"આમ ગુસ્સો શું કરવા કરો છો પિતાજી? હું તો માત્ર જાણવા માંગું છું કે, આપને આશ્રયે આવનારનું આવું એકદમ અપમાન કરવાનો કંઇ સબબ?"

"ચૂપ! મ્હોટી સબબ પૂછનારી જાણી તને ચાલ, જા, અહીંથી! વધારે ગરબડ કરશે તો એક તમાચો પડશે! મારી પાસે ઉભી રહેવાનું કંઇ કારણ નથી, અને તને સાફ કહું છું કે, આજ પછી એ લફંગાની સાથે ભાષણ કરતાં પણ જો તને જોઇશ તો તને પણ સડાસડ સપાટા પડશે!"

નવલ સમજી ગઇ, અને તરતજ ત્યાંથી ખસીને પોતાના રૂમમાં ચાલી ગઇ, પરંતુ ગુણવંતી આ ગડબડાટ સાંભળીને દોડી આવી, અને ચટપટદાસને તેણીએ પૂછતાં ચટપટદાસે, નવનીતરામ સાથે થયલી તમામ વાતનો ખુલાસો કરી દીધો, જે સાંભળીને ગુણવંતી બોલી " મને તો એ વાતનો પ્રથમથીજ વહેમ હતો, અને તેથીજ હું પણ તમને વારંવાર ટોકયા કરતી હતી. એવા ઉખડેલા યુવાનનો પગ આપણા ઘરમાં સારોજ નહીં. એટલું સારૂં થયું કે, સવેળાં ચેતીને આપે તેનો પગ કહાડયો, અને નવલને પણ જરા ખખડાવી, એ પણ આપે સારૂંજ કર્યું પ્રાણનાથ! ઉગતું ડહામવું એજ અક્કલનું કામ છે! નદાન બચ્ચાંઓને જો બહુ છાપરે ચઢાવીએ તો તેઓ વંઠી જાય!" કહીને ગુણવંતી ખુશી થતી પાછી અંદરના ઓરડામાં ચાલી ગઇ.

નવલે ઉપલી તમામ વાતો બારણાની પાછળ ઉભી રહીને સાંભળી હતી, જેથી તેણી પણ નવરંગીપર પોતાના પિતાનો અકસ્માત ગુસ્સો ઉતરવાનું કારણ સમજી ગઇ, અને તેણી વિચારવા લાગી કે " હવે કંઇ પિતાજી મારા સમજાવેલા સમજનાર નથી, માટે મારે પણ મારો મનસ્વિ માર્ગ લેવોજ સારો છે. જોઉં છું! આજે ચોપાટીપર મારા વ્હાલા સાથે વાતચીત કીધા પછી તેઓ જેમ સલાહ આપશે, તે પ્રમાણે કરીશ." આમ વિચાર કરતી તેણી ઉદાસિમાં બેઠી.



# પ્રકરણ ૧૬ મું.

## મુંબાપુરીને પ્રણામ!

દોહરો.

નવરંગીએ મમતમાં,
મૂક્યું મુંબઈ શહેર;
પરગામે તે સંચર્યો,
ધરી પ્રભુની મહેર!

નવરંગીલાલ ચટપટદાસને ત્યાંથી નિકળીને ક્યાં ગયો? પોતાના એક અંતઃકરણના મિત્ર ઇશ્વરલાલને ત્યાં પોહોંચ્યો. ઇશ્વરલાલ તેની સાથેજ કૉલેજમાં શીખતો હતો, અને તે એકલોજ ભૂલેશ્વર પાસેના એક મકાનમાં એક ઓરડી રાખીને ભાડે રહ્યો હતો તથા એક વીસીમાં જમતો હતો. તેની પાસે નવરંગીએ જઇને તમામ વાત તેને સમજાવી તથા નવલ સાથે થયલાં વચનાવચનની વાત પણ તેને જણાવી. ઇશ્વરલાલે તે સાંભળીને તેને કહ્યું કે "ભાઇ! તું ભલે નવલ સાથે તારાં લગ્ન કરજે, પરંતુ હાલ તરત તું તારા પિતાની સાથે મળીને ચાલ, અને બે-ચાર વર્ષ અભ્યાસ કરતાં સુધી ગૂપચૂપ રહે. તે પછીજ લગ્નની વાત કરવી. ત્યાં સુધી નવલ પણ પોતાનાં મા-બાપને લગ્નને માટે થોભાવી રાખશે. વળી તેં તારા પિતાને પણ, નવલની સાથેજ લગ્ન કરવાનો તારો ઠરાવ જણાવી દેવામાં ભૂલ કરી છે! એ વાત હમણાં ત્રિજે કાને જવા દેવીજ નહોતી! પણ હવે તો જે થઇ તે ખરી! ખેર! હવે તો એજ રસ્તો છે કે, તારા પિતાજીની સાથે મળી જઇને તારો અભ્યાસ પૂર્ણ થતાં સુધી નભાવી રાખવું."

"હવે નભાવય તેમજ નથી, અને મારા પિતાને ત્યાં તો હું કદી પગ પણ મૂકનાર નથી, એ મારો ચોક્કસ ઠરાવ છે, માટે એ બાબતમાં તો તું મને જે પણ કહેશે તો તે મિથ્યા છે!"

"ત્યારે હવે તું શું કરવા માંગે છે?"

"હું અહીંથી કોઇ પણ પરગામ જઇને નોકરી-ચાકરીએ વળગીશ, અને સર્વ સાનુંકૂળ થતાંજ મારી નવલ સાથેજ હું લગ્ન કરીશ, અને આખરે તેણીનેજ મારી મોહારદાર કરીશ."

"ત્યાં સુધીમાં તેણી કદાચ બદલાઇ જશે, અગર તેણીનાં મા-બાપ તેણીને બીજા કોઇની સાથે પરણાવી દેશે તો પછી તારી

આ બધી ખટપટને ભાંગફોડ પાણીમાંજ પડશે, અને તે વખતે તને પોતાને કેવો પસ્તાવો થશે, તેનો કંઇ લાંબો વિચાર કીધો છે કે ?"

"એ બાબતનો વિચાર કરવાનોજ નથી, કેમકે તેણી મારા શિવાય બીજાને પરણે તેમજ નથી, અને તેણી પોતાનાં મા-બાપનું પણ એ બાબતમાં તો માને તેમ નથી !"

"એટલી બધી તેણીને માટે તને ખાત્રિ છે ?"

"હા. સોએ સો ટકાની ખાત્રિ છે. તેણી કદી પણ બેવચની થાય તેમજ નથી !"

ત્યારે તો હવે તને હું વધારે કહી શકતો નથી ! લાચાર છું કે તને વધારે કહેવું વ્યર્થ છે !"

"છે તો એમજ ! માટે બીજું બોલવાની પણ જરૂર નથી. માત્ર મારી એક માગણી છે, તે જો તું સ્વીકારે તો તારી મહેરબાની !" કહીને નવરંગીએ જણાવ્યું "મને માત્ર એક ધોતિયું, એક જૂની પુરાણી ટોપી, એક ગમે તેવો કોટ અને, તારાથી બની શકે તેટલા રૂપીઆ આપ આ ધોતિયું મારા પિતાના ઘરનું છે અને તે હું લઇ જવા માંગતો નથી. હું કોઇ પણ ગામમાં જઇને ઠરીઠામ થયા પછી તને પત્ર મોકલીશ, અને તારાં કપડાંના તથા જે રોકડા પૈસા તું મને આપશે, તે હું તને મોકલી આપીશ."

"ભલે !" કહીને ઇશ્વરલાલે પોતાની ટૂંક ખોલી, અને તેમાંથી જોઇતાં કપડાં કહાડી આપવાની સાથે પોતાની પાસે માત્ર સાત રૂપીઆ હતા, તેમાંથી માત્ર બે રૂપીઆ પોતે વાપરવાના રાખીને બાકીના પાંચ રૂપીઆ પોતાના મિત્રના હાથમાં આપ્યા, અને કહ્યું "મારી પાસે હાલ તરત વધારે રૂપીઆ છે નહીં. માટે માફ કરજે, અને જ્યાં જાય, ત્યાં જો તને પૈસાની જરૂર પડે તો મને લખજે. દર માસે ગમે તેમ કરીને પણ હું તને પાંચ-સાત રૂપીઆ તો મોકલી શકીશ એના કરતાં વધારે ગુંજાસ મારી નથી, તેથી લાચાર છું ભાઇ ! તેમ છતાં મારાથી બનશે તો વધારે પણ મોકલીશ."

"ઇશ્વર કરશે તો વિશેષ મદદ માંગવાની જરૂર તો નહીંજ પડે ! કેમકે હું કોઇ પણ સ્થળે જઇને નોકરી તો તાબડતોબ-જેટલા પગારની મળશે તેટલા પગારની પણ જરૂર મેળવી લઇશ."

"વારૂં પણ તેં ક્યાં જવા ધાર્યું છે?"

"હજી સુધી તો કંઇ અમૂક સ્થળ ધાર્યું નથી, પરંતુ ચોપાટીપર પાછલા પહોરના મેં નવલને બોલાવી છે, અને તેણીની સાથે મારે કેટલીક વાતચીત કરવી છે, તે કર્યાં પછી ચોક્કસ કરીશ, અને તે પછી તરતજ હું ત્યાંથી પરભાર્યો રસ્તે પડી જઇશ, માટે હવે તને પણ ઇશ્વર જ્યારે મેળવશે, ત્યારેજ મળીશ. હમણાં તો છેલ્લી સલામ સમજી લેજે!"

"પણ ત્યારે મારી એક સલાહ તું માનશે?" ઇશ્વિરલાલે જણાવ્યું "મારો મત એવો છે કે, અહીંથી તું પરભાર્યો ઉજ્જડપૂર જા. તે એક દેશી રાજ્ય છે, અને અહીંથી હમણની ટિકિટ લઇને જવું. ત્યાંથી તે નગર ચોવીશ માઇલ છે, અને ત્યાં ઇંગ્રેજી શીખેલાની એટલી બધી જરૂર છે કે, ત્યાં તું જશે કે તરતજ તને સારા પગારની નોકરી પણ મળી શકશે તે નગર સર્વ વાતે સારૂં છે."

"તો ત્યાં જઇશ. કોઇ પણ સ્થળે જવું, એ તો ચોક્કસજ છે, પરંતુ એકવાર નવલને મળ્યા પછીજ ત્યાં જવાનું થશે. નવલને મેં ખાસ ચોપાટીપર બોલાવી છે, માટે તેણી ત્યાં આવશેજ."

"એ પણ સારૂં છે. જેણીને માટે તું આટલી બધી આફત ઉઠાવવા તત્પર થયો છે, તેણીને પણ મળીને જે વાતચીત કરવી હોય તે કરવીજ જોઇએ. એ કામ તો મુખ્ય છે!"

"તેથીજ સાયંકાળ સુધી આ અલબેલી મુંબઇ નગરીની હવા ખાવાનું હજી મારા કર્મમાં સૃજિત છે તો! તેણીને મળતાં ને વાતચીત કરતાં સાયંકાળ તો સેહેજે થશે, અને તે પછી જે પણ પહેલી ટ્રેન મળશે તેમાં ચઢી બેસીશ, અને બનતાં સુધી તો તારી સલાહ પ્રમાણે ઉજ્જડપૂરજ જઇશ."

"તેજ તારે માટે ઉત્તમ સ્થળ છે, અને ત્યાં તારી વૅલ્યુ પણ સારીજ થશે." ઇશ્વરલાલે ઉદાસ થઇ જણાવ્યું "અફસોસ કે તું તારા પિતાજીની આટલી બધી મ્હોટી ભવિષ્યને લાત મારી જાય છે!"

"અને મારા ભાગ્યમાં હશે તો ગમે ત્યાં પણ પૈસા મળશેજ! જેવી હરિની ઇચ્છા! નસીબમાં હશે તેમ થશે!"

આ પ્રમાણે વાતચીત કરતાં આશરે અઢી વાગ્યા, અને પછી નવરંગી, પોતાના મિત્રને છેલ્લી સલામ કરીને, પોતાના પિતાના ઘરનું ધોતિયું બગલમાં મારીને નિકળી પડયો, અને પ્રથમ પોતાના ઘર આગળ જઇને એક ઘાટીની સાથે તે ધોતિયું પોતાના ઘરમાં મોકલી, ત્યાંથી તાબડતોબ ચોપાટીપર જઇ પોતાના ઠરાવેલા બાંકડાપર જઇને બેઠો. આ વખતે સવા ત્રણ વાગતાંનો સમય થયો હતો, જેથી સૂર્યના તાપમાં તપ કરવાની તક પણ તેને ઠીક મળી ગઇ!

નવરંગીએ જે ધોતિયું એક ઘાટી સાથે પોતાના ઘરમાં મોકલ્યું હતું, તે ધોતિયું તે ઘાટીએ, દિવાનખાનામાં ભાનુંમતિ તથા નવનીતરામ બેઠાં હતાં તેમને આપતાં કહ્યું આ તમારા છોકરાએ મોકલ્યું છે."

"તે કયાં છે?" ભાનુંમતિએ પૂછયું "તને તે કયાં મળ્યો હતો ભાઇ?"

"તે તો મને નીચેજ ઓટલાપરથી આપીને આ બાજૂપર ચાલ્યા ગયા." કહીને ઘાટી પણ ચાલ્યો ગયો.

'પ્રાણનાથ!" ભાનુંમતિએ પોતાના પતિને નમ્રતાથી જણાવ્યું "એ કયાં ગયો હશે?"

"જહાનમની ખાડીમાં! તારે મારી પાસે એનું નામ દેવુંજ નહીં! મૂઓ એ છોકરો!" નવનીતરામે અત્યંત આવેશમાં આવી જણાવ્યું "નીચેથીજ ધોતિયું મોકલીને ચાલ્યો ગયો! મારૂં ધોતિયું પણ એને ખપ્યું નહીં! એટલી બધી તો એના મગજમાં હજી ખુમારી છે! તો મારે પણ એવા તુમાખી છોકરાનું કામ નથી! એવા બેફેદ છોકરા નહીં હોય તેજ સારૂં! મૂઓ એ છોકરો!"

"તમે તો એને પહેલાંથી માથે ચઢાવ્યો, અને હવે 'મૂઓ-મૂઓ' શું કરો છો? હું તો પહેલાંથીજ કહેતી હતી કે, એને દાબમાં રાખો, પણ તે વખતે તો માન્યું નહીં, અને હવે છેકજ મગજ ફેરવો છો, એ શું સારૂં કહેવાય કે? આખરે પણ એ તો નાદાનમાં ખપશે, અને તમે મ્હોટા છો, વડિલ છો, અને છોકરાના છત્ર છો, તેથી તમનેજ કોઈ પણ કહેવા નિકળશે!"

"ભલે કોઈ કહે! મને તેની કંઇજ દરકાર નથી!" નવનીતરામ ઉછળીને બોલ્યો "એ છોકરાંને જ્યારે મારી ગરજ નથી, તો મારે પણ તેની શું ગરજ છે? એ શું મારૂં પૂરૂં કરે છે કે?

"પૂરૂં તો એ નથી કરતો, પણ આપણો મા-બાપ તરીકેનો ધર્મ તેનાપર ક્ષમા રાખવાનો છેની?"

"આપણો ધર્મ છે, અને તેનો તો જાણે કંઇ ધર્મજ નથી! મા-બાપની આજ્ઞામાં રહેવાનો, અને જેમ મા-બાપ કહે તેમ કરવાનો તેનો ધર્મ છેજ નહીં કે?"

"તેનો ધર્મ પણ છે, પરંતુ તે મૂર્ખ થયો તો આપણે પણ તેની સાથે મૂર્ખ થવું કે?"

"બેસ-બેસ છાનીમાની! તારી એવી પંડિતાઇ મને જોઇતી નથી! પહેલાં છોકરાની વિરૂદ્ધ હતી અને હવે તેનું ઉપરાણું તાણવા નિકળી છે! તું પણ તેના જેવીજ મૂર્ખ છે તો!"

"હું કંઇ ઉપરાણું તાણતી નથી, પણ રીતની વાત કરૂં છું! માટે જરા શાંત થાઓ. અને બહાર નિકળીને એને ગમે ત્યાંથી શોધી કહાડી સમજાવીને ઘેર લઇ આવો પ્રાણનાથ!"

"શું બોલી? હું તેને સમજાવવાને જાઉં?" નવનીતરામે ડોળા ફાડીને બોલ્યો "તેને સાત વાર ગરજ હોય તો મારે ઘેર નીચી મુંડી કરીને આવે! મને તો તેની જરાએ ગરજ નથી!"

"તમારી પણ ભૂલ છે!"

"જા-જા-જા! ભૂલ ભલે મારી હોય! તારે બોલવાનું કામ નથી! વધારે ઓછું બોલશે તો હમણાં તારા પણ ભૂંડાં હાલ થશે! માટે છાનીમાની જા! તારૂં કામ કર!"

"તમે હમણાં તો વિચાર્યા વિનાની વાત કરો છો, પણ તમેજ આગળ જતાં પસ્તાશો, અને પોક મૂકીને રડશો!" કહીને ભાનુંમતિ રસોડા તરફ ગુસ્સામાં ચાલી ગઈ!

નવરંગી ચોપાટીપર નવલનું ધ્યાન ધરતો બેઠો છે. એટલામાં ચાર વાગ્યા, અને તરતજ નવલ નજરે પડી. નવરંગી ઉત્સાહમાં આવી ગયો અને તેણીને જોતાંજ તે બોલ્યો "ચાલો, સામેના બગી-

ચામાં બેસીએ. અહીં બેસવાનું ઠીક નથી, અને ત્યાં બેસીને વાત કરવાનું ઠીક પડશે."

"ત્યાં ચાલો."

બંને બગીચામાં ગયાં, અને એક ખૂણામાં લીલા ઘાસમાં બેઠા. નવલે પૂછયું "મારે ત્યાંથી નિકળીને આપ કયાં ગયા હતા ? અત્યાર સુધી શું કર્યું ? આ કપડા કયાંથી લીધાં ?"

"મારા મિત્ર ઇશ્વરલાલને ત્યાં ગયો હતો. ત્યાંજ અત્યાર સુધી બેઠો હતો, અને તેણેજ આ કપડાં પણ મને પહેરવાને આપ્યાં છે પણ મારા ગયા પછી તમારા પિતાજી કંઈ વિશેષ બોલ્યા હતા કે ?"

"બીજું તો શું બોલવાના હતા ? પણ આપને માટે આપના પિતાજીએજ એમનું મન ફેરવી નાંખ્યું છે, અને મારી સાથે આપ લગ્ન કરવાના છો, એવું આપના પિતાજીએ એમને કહેવાથી એઓનો મિજાજ ગયો છે ! આપે આપના પિતાજીને એ વાત નહીં જણાવી હોત તો સારૂં થાત !"

"જણાવવાથી બગડયું પણ શું છે ? તમારૂં ચિત્ત ચળ્યું હોય તો બોલી જજો !"

"ચિત્ત મારૂં ચળશે ? અરે ! આ બ્રહ્માન્ડ મારાપર તૂટી પડે, તોયે મારૂં ચિત્ત ચળે નહીં ! લગ્ન કરીશ તો આપની સાથેજ કરીશ. એ પણ ચોક્કસ માનજો !"

"તો બસ ! જેમ તમારો ઠરાવ દૃઢ છે, તેમજ મારો પણ છે, અને હાલ તરત તો હું તમને મળીને આજે ને આજે ઉજ્જડપૂર જઇશ, અને ત્યાં ઠરીઠામ થઇને પછી તમને પત્ર લખીશ."

"હેં ! શું આપ મને મૂકીને જશો ? એ કેમ બને ? મને પણ તમારી સાથેજ લેતાં જાઓ !"

"તમારી ભૂલ છે ! તમને હમણાં મારી સાથે લેવાય નહીં; કેમકે મારૂં ત્યાં ગયા પછી ઠેકાણું પડે, અને રહેવા વિગેરેનો બંદોબસ્ત થાય પછીજ તમને ત્યાં બોલાવવાની ગોઠવણુ થાય."

"અને હમણાંજ સાથે લઇ જાવ તો શું હરકત છે ? જે આપનું થશે, તેજ મારૂં પણુ થશે !"

"એ બાબતનો સવાલજ નથી, પરંતુ વાંધો બીજો છે, અને તે વાંધો હમણાં કોઈ પણ પ્રકારે દૂર થાય તેમ પણ નથી! માટે ત્રણ-ચાર વર્ષ તો તમારે આવાંજ કહાડવાં પડશે! જ્યારે તમારી અઢાર વર્ષની વય થશે, ત્યારેજ તમારી સાથે મારાથી લગ્ન કરી શકાશે, એવો કાયદો છે."

"લગ્ન તેવારે કરજો, પણ હમણાં આપની સાથે મને રાખવામાં શું વાંધો છે?"

"હમણાં તમને સાથે લઉં, અને તમારા પિતા તરતજ મારાપર વૉરંટ કઢાવે, અને તમને નહસાડીને લઇ જવાનું તોહોમત મારાપર મૂકીને મને તુરંગમાં નખાવે! તેમાં તમારૂં કે મારૂં કંઇજ ચાલે નહીં! માટે ગમે તેમ કરીને પણ તમારાં અઢાર વર્ષ થતાં સુધી તમારે ને મારે ધીરજ ધરવા વિના અન્ય ઉપાયજ નથી! ગેરકાયદે કંઇ પણ કરવું, એ સારૂંજ નહીં. આ મારી તમને ખાસ સૂચના છે મારા લલ્લુ!"

"પણ ચાર વર્ષ આવાં સંકટમાં મારે કેવી રીતે પસાર કરવાં, અને મારી શી દશા ત્યાં સુધીમાં થશે?"

"અરેરે! આખી જીંદગી જતી રહે છે તો ચાર વર્ષ જતાં શું વાર લાગવાની છે? વળી મારા ગયા પછી તમારે શોક સંતાપ પણ કરવોજ નહીં, કે જેથી જીવને સંકટ સમજાય! ધૈર્ય અને હિમ્મતથી તમારા ઘરમાંજ તમારો અભ્યાસ તમે વધારજો, અને અભ્યાસમાં જીવ રાખશો તો ચારવર્ષ જતાં કંઇ મુશ્કેલ નહીં લાગે! ઇંગ્રેજીનો અભ્યાસ કદાચ તમારી મેળે પણ કરવો હોય તો એક-બે ડિકસનરીઓ રાખીને ઇંગ્લિશ ન્યૂસ પેપર વાંચવાનો મ્હાવરો રાખશો તો થોડું ઘણું કામચલાઉ ઇંગ્રેજી તો તમે ખુશીથી શીખી શકશો, અને પછી વળી આપણે સાથે રહેવાનો સમય આવતાં હું તમને શીખવીશજ. વળી તમારાં માતા-પિતાની સાથે હમણાં ટંટો તોફાન પણ કરશોજ નહીં; કેમકે અઢાર વર્ષની તમારી વય થતાં સુધી તમારે તેમની સાથે મળીનેજ ચાલવું જોઇએ, અને તેમજ કરજો, કે જેથી તમારે પણ સંતાપમાં ઉતરવું પડે નહીં."

" પરંતુ મારાં માતા-પિતા મને પરણાવવાની ખટપટ કરશે, અને મારી મરજી ઉપરાંત તેઓ કોઇની સાથે મને પરણાવી દેશે તો પછી મારે શું કરવું? તે વખતે તો બગાડ કરવોજ પડશેની ?"

" તમારૂં ચાલે ત્યાં સુધી તમે તેમને હાથતાળી આપી લંબાવ્યા કરશો તો બસ છે."

" તેમ છતાં પણ જો તેઓ નહીંજ માનશે, અને જોરજુલમથી પરણાવવાની તજવીજ કરશે તો ?"

" તેવો વખત આવે તો તેજ વખતે મને તમે તાર કરજો, અને તમારો તાર મળતાંજ હું પોતે અત્રે આવીને તમને લઇ જઇશ, અગર કોઇની મારફતે તમને અહીંથી બોલાવી લેવાની ગોઠવણ કરીશ. તે માટે તો તમારે ગભરાવું નહીં. તેવો વખત આવશે તો પછી હું કાયદાની પણ દરકાર નહિ કરૂં! જો કે કાયદાની જાળમાં ફસાવા જેવું તો નહીંજ કરીશ, તોપણ બીજો ગમે તે રસ્તો લાવીશજ."

" પણ મને તમારાં ઠામ-ઠેકાણાંની ખબર કેવી રીતે પડશે, અને તમને હું તાર ક્યાં મોકલીશ ?"

" તે તો હું તમને, મારૂં ચોક્કસ થયા પછી મારૂં ઠેકાણું વગેરે લખીશ."

" મારે ઘેર તમે મારે નામે પત્ર મોકલશો, અને તે કદાચ મારા પિતાજીના હાથમાં જશે તો પીડા થશે !"

" તમારા ઘરના એડ્રેસે તો તમને પત્ર નહીંજ મોકલું, પરંતુ મારા મિત્ર ઇશ્વરલાલ મારફતે તમને પત્ર મોકલીશ, અને તેનો જુવાબ તમે લખો તે પણ ઘણીજ સંભાળથી—તમારા પિતા જાણે નહીં, તેવી રીતે મોકલજો. તમારે હાથેજ તે પત્ર પોષ્ટમાં નાંખજો! સમજ્યાની?"

" અને તમે જે ગામ જવાના છો, તે ગામ ક્યાં આવ્યું, અને તે ગામ કેવું છે ? ત્યાં તમને કોઇ સાથે ઓળખાણ છે, અથવા કોઇનો ભલામણ પત્ર લઇને જાઓ છો, કે કેવી રીતે જાઓ છો ?"

" તે ગામનું નામ ઉજ્જડપૂર છે, અને હમણથી ચોવીસ માઇલ દૂર છે. તે ગામને માટે ઇશ્વરલાલેજ મને ભલામણ કરી છે. ત્યાં મારૂં કોઇ પણ ઓળખીતું તો નથી, તેમજ કોઇનો ભલામણ પત્ર પણ નથી! પરંતુ ઇશ્વરલાલના કહેવાથી જણાય છે કે, તે ગામમાં કોઇ

દેશી રાજા છે, અને ત્યાં ઇંગ્રેજી જાણુનારની ઘણી ખોટ હોવાથી મારા જેવાનો ત્યાં સારો સત્કાર થશે, માટેજ ત્યાં જવાનો છું."

"આપ ત્યાં જઇ ઠેકાણે પડતા સુધી ખર્ચને માટે કેમ કરશો? આપની પાસે પૈસા છે કે?"

"મારી પાસે તો રાતી પાઇ પણ નહોતી, પરંતુ ઇશ્વરલાલે મને પાંચ રૂપીઆ આપ્યા છે. તે બિચારા પાસે પણ વધારે નહોતા-નહીં તો તે વધારે આપવાને પણ આનાકાની કરતજ નહીં; કેમકે તે મારો અંતઃકર્ણનો પરમ પવિત્ર મિત્ર છે, પરંતુ તે બિચારો નિર્ધન છે!"

"એટલા પાંચ રૂપિયામાં શું થાય? માટે લો મારા હાથની સોનાની બંગડી છે તે આપ લેતા જાઓ, અને તેને વેચીને રૂપીઆ લેજો. રોકડા તો અહીં મારી પાસે પણ નથી; પરંતુ તમે ત્યાં જઇને ઠામ-ઠેકાણું મને લખી જણાવશો, એટલે હું આપને મનીઑર્ડરથી રૂપીઆ મોકલી આપીશ."

"બંગડીની કંઇ જરૂર નથી. ત્યાં કંઇ વધારે પૈસાનું કામ પણ પડવાનું નથી. જતાંની સાથેજ હું કોઇ પણ નોકરી મેળવી લઇશ, અને તેમ છતાં જો જરૂર પડશે તો હું તમને લખીશ. તમને નહીં લખું તો બીજા કોને લખીશ? દુનીઆમાં હવે મારા અંગત લાગણીદાર તરીકે તમેજ છોની?"

"તમારે હવે કોઇ વાતે મુંઝાવું નહીં, અને મેદાન પડયા છો તો હિમ્મત રાખજો, અને મને કંઈ પણ કામ જણાતાં તરતજ લખજો. તેવો સમય આવશે તો મારાં માતા-પિતાની પણ હું દરકાર કરવાની નથી. હું તો હમણાંજ તમારી સાથે આવવાને તૈયાર છું, પરંતુ તમે એવો વાંધો બતાવો છો કે, મારો પણ કંઇ ઉપાય નથી! તો પણ હું તમને હાથ જોડીને એટલીજ વિનંતિ કરૂં છું કે, તમે આ આજ્ઞાંકિત દાસિને વિસરતા નહીં!" કહેતાંજ નવલની આંખોમાં આંસું આવ્યાં, અને તેણી નવરંગીને ગળે ભેટી પડી વધુ જોરમાં રડવા લાગી!

નવરંગીની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યાં, અને તેણે પણ નવલને પોતાની છાતી સાથે દાબી, અને તે બોલ્યો "તમે મને હિમ્મત આપો છે, અને તમે પોતેજ આમ ગગળી પડો છો! હિમ્મત રાખો, અને મને હસીખુશીથી જવાની રજા આપો, કે જેથી મારૂં ધાર્યું

થાય, મારૂં ભવિષ્ય સુધરે, અને મારી સાથે તમારા ભવિષ્યની દોરી પણ સબળ થાય, કેમકે મારા ભવિષ્યની સાથેજ તમારૂં ભવિષ્ય પણ સંધાયલું છે !"

નવલ શૂરમાં આવી ગઇ, અને છૂટી પડી બોલી "ભલે પધારો ! જીંદગી સુધારો ! ઇશ્વર તમારી મનઃકામના સફળ કરો ! સુખી થાઓ, અને આ દાસિને આપની પાસે ઝટ બોલાવો !"

"વાહ ! હવે કેવી ડાહી !" કહીને નવરંગીએ આમ તેમ જોઇને નવલને ચુંબન કર્યું, અને ઝટ ઉભા થઇને જણાવ્યું "જાઉં છું-મારા લવ્હ જાઉં છું !"

"સુખેથી પધારો ! હિમ્મત રાખજો, અને મને ભૂલશો નહીં મારા માનવંત ડીયર !"

"તમે પણ મને ભૂલશો નહીં મારા લવ્હ ! જાઉં છું !" કહીને નવરંગી તરતજ ગ્રાંટરોડના સ્ટેશન તરફ ઉતાવળી ચાલે હિમ્મતથી ચાલતો થયો, અને નવલ પણ તેજ વખતે ઉઠીને, ચોપાટીપર નહીં જતાં સીધી પોતાના ઘર તરફજ ચાલી.

—:o:—

## પ્રકરણ ૧૭ મું.

### રડારોળ !

**દોહરો.**

રડારોળ ઘરમાં થઇ, નવનીતરામને શોક;
રૂદન કરે ભાનુંમતિ, મૂકે મ્હોટી પોક !

સાયંકાળ થયો, દીપક પ્રકાશ્યા, પરંતુ નવનીતરામના ઘરમાં દીપક પ્રકાશ્યા છતાં નવરંગીની ગેરહાજરીથી અંધકારજ દેખાય છે ! નવનીતરામ હવે અધીરો થવા માંડયો, અને સાયંકાળ થવા છતાં પુત્ર નહીં આવવાથી તેના મનમાં ચટપટી ચાલી ! ઘડીકમાં ગાદીપર બેસે, અને ઘડીકમાં બારીમાં ડોકિયું કરી સડકની બંને દિશાએ પુત્ર આવતો જોવાની જીજ્ઞાસામાં નજર કરે ! આમ કરતાં રાત્રિના આઠનો સુમાર થયો, અને નવનીતરામ કપાળે હાથ ફેરવતો ગાદીપર પડયો ! તેને કંઇ ચેન પડે નહીં ! ભાનુંમતિ

પણ પોતાના ઓરડામાં બેસીને વલોપાત કરતી હતી. તેણી હવે દિવાનખાનામાં આવી અને સ્વામિને કહ્યું "કેમ? હજી પણ તમારી આંખ ઉઘડે છે કે નહીં? આટલી રાત્રિ થવા છતાં છોકરો આવ્યો નહીં! તમે જરા ખબર તો કહાડો કે કયાં છે, અને તેનું શું થયું? મને તો નવાઇ લાગે છે કે, તમારી છાતીપર પથ્થર પડયો હોય તેમ નિરાંતે કેમ બેઠા છો? હું તો બપોરની તમને કહ્યા કરૂં છું, પણ તમે તો મારીપર દાંતિયાં કરો છો! પણ હવે તો ઉઠશોની? પેલા ચટપટદાસને ત્યાં ખબર કહાડો તો ખરા! ઘણું કરીને તો તે ત્યાંજ બેઠો હશે. ઉઠો! ઉઠો! જાઓ! જૂઓ!"

"જાઉં છું." નવનીતરામ મંદ સ્વરે બોલ્યો "કેટલો બધો નાદાન છોકરો છે! મારા મનમાં તો એમ હતું કે, સાંજ સુધીમાં ભટકીને આવશેજ, પણ આવ્યો નહીં. તેથી મારા મનને પણ હવે તો ગભરાટ થાય છે! ચટપટદાસને ત્યાં પત્તો લાગશે તો સારૂં છે, અને નહીં તો મહા સંતાપના કાંઠા થશે! અરે! ભગવાન, તું કરે તે ખરૂં! શ્રી હરિ! તારો આશરો છે!" કહીને, નવનીતરામના પગ જાણે ભાંગી ગયા હોય તેવી ગતિમાં તે ઘેરથી નિકળ્યો. ચટપટદાસને ગ્રહે જતાંજ તેણે તેને પૂછયું "કેમ શેઠ, મારો નવરંગી આપને ત્યાં છે કે વારૂં?"

"ના ભાઇજી! અહીં તો નથી. અહીંથી તો તે બપોર પહેલાંજ ગયા છે. તમારે ત્યાંથી હું આવ્યા પછી, મેં તેમને સમજાવીને તમારે તમારે ત્યાં જવાને કહ્યું, અને તરતજ તેઓ ઉઠીને ગયા પણ ખરા. ઘેર આવ્યાજ નથી શું?"

"નારે ના! ઘેર તો મુદ્દલ પગજ મૂકયો નથી! એક ધોતિયું હતું તે પણ એક ઘાટીની સાથે મોકલી આપ્યું, પણ તે પોતે તો ઉપર આવ્યોજ નથી! કોણ જાણે કયાં ગયો હશે? હવે એને મારે શોધવો પણ કયાં?"

"એના કોઈ દોસ્તદાર-ભાઇબંધને ત્યાં કદાચ હોય તો તજવીજ કરો સાહેબ!"

"હા. જાઉં છું. એનો એક મિત્ર ઇશ્વરલાલ કરીને છે. તેને ત્યાં તે કદાચ હોય તો પૂછી જોઉં છું, અને એટલામાં કદાચ તમારે ત્યાં તે

આવે તો મને તરત ખબર કરશો તો તમારો ઘણો ઉપકાર થશે!"

"મારે ત્યાં આવશે તો હું પોતેજ તેમને લઇને તમારે ત્યાં પહોંચાડવા આવીશ."

"મ્હોટી મહેરબાની!" કહીને નવનીતરામ ત્યાંથી ઉઠીને ઇશ્વરલાલને ત્યાં જવા નીકળ્યો.

નવલ અને ગુણવંતી પણ આ વખતે દિવાનખાનામાંજ બેઠીઓ હતી. અને નવનીતરામનાં ગયા પછી ગુણવંતીએ ચટપટદાસને પૂછયું "એ છોકરો કયાં ગયો હશે વારૂં?"

"ભલા જાણે! જોઇએ ત્યાં ગયો હોય! આપણને શું સ્નાન સૂતક છે? માથાના ફરેલ છોકરા એવાજ હોય!"

આ સાંભળી નવલ તરતજ ત્યાંથી ઉઠી ગઇ, અને ગુણવંતી તથા ચટપટદાસ કેટલીક કૂથલી કરીને રાત્રિના દશેક વાગતાને સુમારે સૂતાં. નવલને તો છેક મોડી રાત્રે નિદ્રા આવી કેમકે તેણીનો જીવ પોતાના માનીતા નવરંગીલાલમાંજ ચણચણ થયા કરતો હતો.

નવનીતરામને, ઇશ્વરલાલ રસ્તામાંજ અકસ્માત મળી ગયો! તેને નવનીતરામે પૂછયું "અરે! ભાઇ, અમારો નવરંગીલાલ તમને આજે મળ્યો હતો કે?"

"હા. બપોરે તો તે મારે ત્યાં આવ્યો હતો ખરો."

"અને પછી તે કયાં ગયો વારૂં?"

"તે કયાં ગયો તે તો મને ખબર નથી સાહેબ!" ઇશ્વરલાલ ખોટું બોલ્યો "કેમ કે તેણે મને કંઇ કહ્યું નથી! એટલે હું કેવી રીતે કહી શકું કે, તે અમુક જગાએ ગયો છે? કેમ શું કામ પડયું છે?"

"કામ શું ભાઇ? સહવારનો તે ગયો છે. અને પાછો ઘેર આવ્યોજ નથી!" નવનીતરામ થોડીક મિનિટ થોભીને બોલ્યો "તેના કોઇ બીજા મિત્રો છે ખરા?"

"મને તો તે કંઇ ખબર નથી શેઠજી!"

"વારૂં ત્યારે કદાચ તે તમને મળે તો મને ખબર આપવાની તમે જરા તસ્દી લેશો ભાઇ!"

"હાજી ! મ્હોટી ખુશીથી !" ઇશ્વરલાલે મ્હોંની મીઠાશ બતાવતાં જણાવ્યું "જો મને મળશે તો તેજ વખતે હું તેને તમારે ત્યાં મારી સાથેજ લઇ આવીશ."

"એટલી જરૂર તસ્દી લેજો ભાઇ !" કહીને નવનીતરામ ત્યાંથી નિરાશ થઇ બ્હેબાકળો બનીને પોતાને મકાને ગયો, અને માથાપરની પાઘડી પટકીને કપડાં સાથેજ ગાદીપર પડીને એકદમ રડવાજ લાગ્યો !

ભાનુંમતિ ગભરાટમાં પડી ગઇ, અને તેણીએ તો કંઇ માઠું થયલુંજ ધાર્યું, જેથી તેણી પણ રડવા મંડી પડી, અને નવનીતરામના મ્હોં પાસે તેણી પણ બેસીને પોક પાડતી બોલી "અરે ! પણ શું થયું તે તો બોલો ! મારો વ્હાલો છોકરો કયાં ગયો ? તેનો પત્તો લાગ્યો કે નહીં ?"

થોડીક વાર તો આ પ્રમાણે રડારોળજ ચાલી, અને પછી રડતે સ્વરે નવનીતરામે ખુલાસો કીધો કે "બધે તજવીજ કરી. પણ કંઇ પત્તો લાગતો નથી ! હવે શું કરૂં ?"

ભાનુંમતિનાં હોસકોસ ઉડી ગયાં, અને તેણીએ છાતી માથાં કૂટી નાંખ્યાં ! તેજ મકાનમાં રહેનારાં ભાડુતો દોડી આવ્યાં, અને નવનીતરામનાં દિવાનખાનામાં પંદર—વીશ માણસોની ઠઠ જામી રહી ! સૌએ પૂછપરછ કરી હકિકત જાણી, અને પછી કોઇ કહે "પોલીસમાં ખબર કરો !" અને પછી કોઈ કહે "ગભરાઓ નહીં. એ કયાં નાદાન છે ? જ્યાં હશે, ત્યાંથી મોડો વહેલો પણ આવશે, માટે ધીરજ રાખો !" આ પ્રમાણે વિવિદ્ધ વિચારોનાં વ્હાણ શરૂ થયાં ! એમ કરતાં મોડી રાત્રિ પસાર થતાંજ સર્વ વિખેરાઇ ગયાં, અને ઘાટીએ દિવાનખાનાનું બારણું બંધ કરીદીધું. તે પછી રડતાં કકલતાં શેઠ–શેઠાણી, જ્યાં બેઠાં હતાં ત્યાંજ સૂઇ ગયાં, અને એ પ્રમાણે રાત્રિ પસાર થઇ ગઇ. રાત્રે તો રાંધ્યાં ધાન જેમનાં તેમજ રહ્યાં.

પ્રભાત થતાંજ નવનીતરામ વળી બ્હાર નિકળ્યો, અને ઠેકઠેકાણે શોધ કરવા લાગ્યો. એટલામાં એક ઓળખીતા સખસે ખબર આપી કે "તમારો છોકરો તો રાતના સુરત તરફ જતી ટ્રેનમાં બેઠેલો મેં પોતે જોયો છે, માટે કદાચ સુરત ગયો હશે. તમે સુરત તાર કરી તમારા કોઈ ઓળખીતાને પૂછાવો તો તમને તરતજ પત્તો લાગશે."

આ સાંભળીને નવનીતરામે તરતજ ટેલીગ્રાફ ઑફીસમાં જઇને સુરતમાં પોતાના એક સગાપર તાર કીધો, અને પછી તે પુનઃ પોતાને મકાને ગયો. આ સમાચાર તેણે ભાનુંમતિને પણ કહ્યા.

સુરતથી પાછલા પહોરના જુવાબ ફરી વળ્યો, અને એવા સમાચાર આવ્યા કે "નવરંગીલાલ અમારી તરફ તો આવ્યાજ નથી." આ મતલબનો તાર મળતાંજ તેઓ વધારે ચિંતાતૂર બન્યાં !

"તો પણ મને એટલું તો ચોક્કસ લાગે છે કે, ગમે ત્યાં પણ તે સલામત છે." નવનીતરામે સ્વપત્નીને જણાવ્યું "કેમકે તે ટ્રેનમાં બેઠો હતો. તે ખબર એક નજરે જોનારે મને જણાવી છે, અને તે ખબર ખાત્રિબંધજ છે. તે ખબર આપનાર માણસ પણ મારો ઘણો જાણીતો છે."

"ગમે તેમ હોય ! હમણાં તો તે બાપડો ગયોજ ! હવે તો જ્યારે ઇશ્વર મેળવશે ત્યારે તેને મળીશું !" આમ જણાવી ભાનુંમતિ તો ખૂબ રૂદન કરવા લાગી, અને બોલી "તમારા પાપમાંજ મારો એકનો એક દીકરો ગયો !"

નવનીતરામ તો સૂનમૂન બની ગયો, અને ભાનુંમતિ જે બોલતી તે મૂંગે મોંઢે સાંભળ્યાજ કરતો ! શું કરે ? શું જવાબ આપે ? તેની સ્થિતિ તો જેમ "તેલમાં માંખી ડુબી મરે" તેવી થઇ પડી ! આ પ્રમાણે તેઓનો સંતાપ દિવસો સુધી ચાલુજ રહ્યો, અને અવારનવાર નવનીતરામે શોધખોળ તો ઘણીએ કરી, પરંતુ પત્તો નહીંજ લાગ્યો ! આખરે વર્તમાનપત્રોમાં જાહેર ખબર છપાવી, પોતાના પુત્રનો ખરો પત્તો આપનારને માટે રૂ. ૫૦૦૦ નું ઇનામ પણ છપાવ્યું, પરંતુ તે પ્રયાસ કરતાં પણ પત્તો લાગ્યો નહીં ! કેમકે જે નગરમાં નવરંગી ગયો હતો, તે નગરના રાજાનો એવો સખ્ત હુકમ હતો કે "કોઇએ કોઇ પણ વર્તમાનપત્ર પ્રજા વર્ગમાંથી લેવું નહીં" આથી કરીને તે નગરમાં એક પણ વર્તમાનપત્ર જવા પામતુંજ નહોતું, અને તેથીજ ત્યાંની પ્રજામાં રૂ. ૫૦૦૦ના ઇનામની પણ કોઇને ખબર પડી નહોતી !

ચટપટદાસને ત્યાં હવે સંતાપ જાગ્યો ! નવરંગીનાં ગયાથી નવલનું મન અતિશય આક્રંદ પામતું હોવાથી તેણી સૂકાવા લાગી, અને આઠ દિવસમાં તો તેણી અરધી પણ થઈ ગઇ ! ચટપટદાસ,

અને ગુણવંતી વચ્ચે તે બાબતમાં અવારનવાર વાતચીત ચાલ્યાજ કરી. અને કેટલાક ડૉક્ટરોની પણ સલાહ લેવામાં આવી, પરંતુ તેણીનો રોગ કોઇ પારખી શકે નહીં! નવલ પણ એવી મિન્ઢી કે, મનની વાત કોઇને કહેજ નહીં!

આખરે ચટપટદાસે ધાર્યું કે "તેણીનો અભ્યાસ મૂકાવ્યાથી તેણી નારાજ થઇને મનમાં ને મનમાં સોસવાતી હશે!" આમ વિચારીને તેણે ગુણવંતી સાથે કેટલીક મસલહત કરીને એક દિવસે બપોરના નવલને પોતાની પાસે હુમળકાથી બોલાવી. ગુણવંતી પણ ત્યાંજ બેઠી, અને પછી ચટપટદાસે ધીમે રહીને તેણીના મનની વાત કઢાવવાના વિચારથી પૂછવા માંડયું "કેમ બ્હેન, તારે માટે કોઇ યૂરોપિયન લેડી અભ્યાસ કરાવવાને રાખીશું? તારો શું વિચાર છે બેટા?"

"ઉંહું! મારે હવે ભણવુંજ નથી!"

"કેમ વારૂ? તને તો પહેલાં ઇંગ્રેજી ભણવાની ઘણીજ હોંસ હતી, અને હવે કેમ તારી હોંસ ભાંગી પડી છે વારૂ? તને જે પણ શીખવે તેવી, અને તારા મનની માનીતિ મડમ રાખવામાં આવે તો પછી તું રાજી થશેની? અથવા તેમ નહીં તો કોઇ સારા માસ્ટરને રાખવાની તારી ઇચ્છા હોય તો તેમ કરવાને પણ મને જરાએ વાંધો નથી બેટા! તારૂં શરીર સૂકાતું જાય છે, માટે મને એમ લાગે છે કે, તારો ઉત્સાહ અભ્યાસ કરવાનો હતો, તે મેં ભાંગી નાંખ્યો, માટેજ તને માઠું લાગવાથી તું મૂંઝાઇનેસૂકાતી જાય છે! કેમ, ખરૂં કેની?"

"ના, તેવું કંઇ નથી પિતાજી!"

હવે ચટપટદાસે વળી મનમાં એવું ધાર્યું કે "કદાચ લગ્ન કરવાને એના મનમાં ઉછાળા મારતાં હશે, માટે યુક્તિથી તે બાબત વાત કરવી સારી છે." આમ વિચારી તેણે આડકતરી રીતે સ્વપુત્રિને વાતમાં ને કરામતમાં જણાવ્યું "આ વર્ષમાંજ તારાં લગ્ન કરવાને અમારો વિચાર છે, અને તારી તનદુરસ્તી જલદી સુધરી જાય તો અમને પણ ઘણું સારૂં લાગેની બેટા?"

પણ નવલે તો આ વાતનો કંઇજ ઉત્તર આપ્યો નહીં! તેથી તેણીને સંભળાવવાને હવે ચટપટદાસે સ્વપ્રિયા સાથે વાત ચલાવતાં જણાવ્યું કે "આપણી ન્યાતનો પેલો મનહરલાલ હમણાંજ વકીલની

પરીક્ષામાં પાસ થયો છે. તે પણ ઘણો દેખાવડો, અને હુશિયાર છે, અને મારો વિચાર છે કે, તેની સાથેજ આપણી નવલને આપીશું તો ઘણુંજ સરસ જોડું થશે, આપણી છોકરીના લાયકજ તે છે. વળી વિદ્વાન પણ છે, પૈસાવાળો પણ છે, અને ઘણો કુલીન પણ છે. તારો શો વિચાર છે વ્હાલી?"

પોતાના પતિના પ્રશ્નનો ઉત્તર ગુણવંતી આપે તે પહેલાં તો નવલ ત્યાંથી ત્વરિત ઉઠીને પોતાના રૂમમાં ચાલી ગઇ; કેમકે તેણીને તે વાત મુદ્દલ ગમીજ નહીં!

ચટપટદાસે હવે ગુણવંતીને કહ્યું "જોયું! છોકરી ઉઠીને ચાલીજ ગઇ! મેં એના મનની વાત જાણવાને ઘણીએ તજવીજ કરી, પણ એણે પોતાની ઇચ્છાનો અંશ સરખો પણ જણાવ્યો નહીં! મને તો લાગે છે કે, નવનીતરામ કહેતાં હતા, તેજ પ્રમાણે નવરંગી સાથે લગ્ન કરવાનું વચન આપણી નવલે તેને આપ્યું હશે, અને તેથીજ તેણી કટાણું મ્હોં કરીને અહીંથી રસ્તો માપી ગઇ! મારાથી તો તેણીને કંઇ વિશેષ તોડી ફોડીને કહેવાય નહીં, માટે તું હવે તેણીની પાસે જઇને યુક્તિથી વાત કર, અને તેણીની મનોવૃત્તિ જાણી લે. તું જરા પણ ચીઢવાઇને બોલતીજ નહીં, અને કદાચ તેણી આડી અવળી વાત કરે, અગર પોતાના પેટની વાત કરે, તો પણ તું આકળી થઇને તેણીને કંઇ કહેતીજ નહીં—માત્ર તેણીની વૃત્તિ જાણવાનીજ આપણને હમણાં જરૂર છે, અને તે જાણ્યાં પછી જેમ યોગ્ય લાગશે, તેમ આપણે કરીશું. ઘણીજ ઠંડાઇથી, ઠાવકાઇથી, અને કરામતથી વાત કઢાવજે, અને તેણીને જરા પણ ખરાબ લાગે, એવું તો બોલતીજ નહીં જો!"

"વારૂ પ્રાણનાથ!" કહીને ગુણવંતી તરતજ ઉઠીને નવલની પાસે જઇને બેઠી, અને બોલી "કેમ બેટા, તું ત્યાંથી આવતી કેમ રહી? અહીં એકલી બેઠી છે, તેના કરતાં ત્યાંજ બેઠી હોત તો તને પણ ગમ્મત પડત, અને અમારો પણ વખત જાત. તારા પિતાજીએ તારાં લગ્નની વાત કરવા માંડી, તેથી તું શરમાઇ ગઇ કેમ? હું! ખરી વાત! તેમાંજ તું ત્યાંથી ભાગી આવી! કેમ ખરૂં કેની?"

"ખરૂં ને ખોટું, હું કંઇ તે સમજતી નથી!"

"જો લુચ્ચી કહુની! કેવી પાકી છે!" ગુણવંતીએ તેણીના ગાલપર હેતનો હલકો તમાચો મારીને જણાવ્યું "મારામાં તો એટલી બધી ઉસ્તાદી બજી પણ નથી. અને તારામાં આવી ચાલાકી કયાંથી આવી વારૂ? હવે તું મને કહે કે, તારા પિતાએ કહ્યો તે વર તને પોતાને પસંદ છે કે કેમ?"

"હું નથી જાણતી! મને તારે નહીં પૂછવું!"

"જો બેટા? તારા પિતાનો, અને મારો પણ એવો વિચાર છે કે, તું પસંદ કરે, તે વરની સાથે તને પરણાવવી, અને તેટલા માટે તારૂં મન અમે જાણવા માંગીએ છીએ. કદાચ તારા પિતાજીની પાસે તું બોલતાં શરમાઈ, તો પણ મારી સાથે વાત કરતાં શા માટે શરમાય છે? મને તો તુ તારા મનની તમામ વાત કરે છે, તો પછી આ વાત કરવામાં શા માટે ખંચાય છે? બોલ, તારે કોની સાથે પરણવું છે?"

"મારે તો કોઇની પણ સાથે પરણવું નથી!"

"ત્યારે શું તું જીંદગી સુધી કુંવારીજ રહીશ, અને સાધુડી થઇશ કે?"

"તેવો વખત આવે તો તેમ પણ થવુંજ પડે! એ તો જેવો વખત તેવી વાત થાય બા!"

"વખત તો જયારે ને જેવો આવવાનો હશે, ત્યારે ને તેવો આવશે, પણ હમણાં જે વખત વર્તે છે, તે વખતમાં એટલે અત્યારે તારો શો વિચાર છે તે તો કહેશેની?"

"અત્યારે તો આમ કે તેમ–મારો કંઇ પણ વિચાર છેજ નહીં!"

"એટલે હમણાં તું શું તદન વિચાર વગરની છે?"

"હા, એમજ!"

"અરે! બો ઠગ બુટ્ટી! તું તો મારા માથાની મળી! બોલવામાં મને પણ તું ઉડાવે છે. અને ઠગે છે! આટલાં બધાં પરાક્રમ કયાંથી શીખી?" ગુણવંતીએ હસીને નવલને એક ચુંબન કરીને જણાવ્યું "એ તારાં ઢોંગ હવે જવા દે, અને તારા પેટમાં શું છે તે છાનીમાની જણાવી દે! સાચેસાચું બોલી જા કે, તારો વિચાર કોની સાથે પરણવાનો છે?"

"તે તો મેં એક વાર કહીજ દીધું છે કે, મારે તો કોઇની સાથે પણ પરણવુંજ નથી! એજ સાચું બોલું છું. એ કરતાં બીજું વધારે સાચું શું બોલું?"

"જે સાચું હોય તેજ બોલવાનું વળી! માત્ર જૂઠું બોલીને મને બનાવતી નહીં, એટલુંજ!"

"ત્યારે તો હું સાચું પણ નથી બોલતી, અને જૂઠું પણ નથી બોલતી! માત્ર મોઘમમાં બેની વચ્ચેનું મધ્યસ્થપણાનું જણાવું છું કે, મારે હમણાં તો પરણવુંજ નથી!"

"ત્યારે ક્યારે પરણુશે તે હવે નક્કી જણાવી દે જોઇએ!"

"તે તો ઈશ્વરને માલમ! કેમકે ક્યારે શું થશે? એ વાત તો શ્રી હરિના હાથમાંજ છેની બા?"

"તેના હાથમાં તો છેજ, પરંતુ તારી પોતાની મરજી ક્યારે પરણુવાની છે?"

"જ્યારે ઇશ્વર મારા હૃદયમાં એવી પ્રેરણાં કરશે કે 'હવે પરણવું છે!' ત્યારે હું તને કહીશ!"

"ઇશ્વર હમણાં શું તને એમ કહે છે કે 'તારે હમણાં પરણવું નહીં' એમજ કેની?"

"હાસ્તો—એમજ!"

"ઓ ચતૂર છોકરી! તું હજી પણ સાચું બોલી સીધો જુવાબ આપતી નથીની? આ તારી ગરીબ ગાય જેવી જનેતાને પણ તું તારી વાકચાતૂરીથી ચકડોળે ચઢાવે છે કે ગાડીના ચાક માફક ફેરવે છે? જરા તો ખરૂં બોલ! ખરૂં બોલવામાં શું તારૂં બગાડવાનું છે કે? જો બેટા! પોતાની માતાને પણ આમ ઉડાવાય કે? તું મારી ડાહી દીકરી થઇને આમ શું કરે છે? તું હવે જો બરાબર જુવાબ નહીંજ આપશે તો હું પણ રડી દઇશ જો! મને રડાવવી છે? હું રડીશ તે તને સારૂં લાગશે ખરૂં? મને રડતી જોઇને તને કંઇજ દયા નહીં આવ? તને હવે મારાં સમ છે, માટે તું ખરેખરૂં કહી દે કે, તેં કોની સાથે, અને ક્યારે પરણુવાનો વિચાર રાખ્યો છે?"

# પ્રકરણ ૧૮ મું.

## ખરો ભેદ ખુલ્યો!

**દોહરો.**

માત-પિતા સમજી ગયાં, ખરો નવલનો ભેદ;
પસ્તાવા સાથે વળી, પામે મનમાં ખેદ.

નવલ કેટલીક મિનિટ સુધી વિચારમાં પડી ગઇ, અને માતાના પ્રશ્નનો ઉત્તર ઉડાવનારો આપવાના ઇરાદાથી બોલી "માતુશ્રી! તમે જ્યારે સમ ખાઓ છો, ત્યારે મારી પણ તમને વિનંતિ છે કે, એ વાતજ હમણાં પડતી મૂકો, અને બીજી વાત કરોની! હમણાં ને હમણાં વધારે પંચાત કરવામાં શું ફાયદો છે?'

"પણ મારે હમણાંજ તારા મનની વાત જાણવી છે, માટે બોલી જા, અને મને વધારે તરશાવ નહીં! મેં મારાં સમ ખાધાં, તોએ તું બોલતી નથી! ત્યારે તો એમજ કેની કે હું તને વ્હાલીજ નથી!"

"માતુશ્રી! તમે મને પરિપૂર્ણ વ્હાલા છો, અને તમારી પાસે ખરૂં કહેવાને મને મુદ્દલજ વાંધો નથી, પરંતુ ખરૂં કહેતાંજ તમે કદાચ કોપાયમાન થશો, અને ઘરમાં કંકાશ જાગશે! માટે હમણાં મારે લગ્ન કરવાં નથી, એટલુંજ મોઘમમાં જણાવું છું, તે શું થોડું છે કે? એટલાંથીજ સંતોષ પામીને શાંત રહો તો સારૂં!"

"ના! એટલાથીજ મને શાંતિ નહીં વળે! તું ખરૂં કહેશે તો મને જરા પણ ખોટું નહીં લાગે, અને હું કંકાશ પણ નહીં કરૂં, તેમજ તને કડવું વેણ પણ નહીં કહું, એટલું પણ તારાં સમ ખાઇને હું કહું છું બેટા!"

"ત્યારે તો હું તમને ખરૂં કહું છું કે, મેં માત્ર એક મારા મનના માનિતા સાથેજ લગ્ન કરવાનું નક્કી કર્યું છે, અને તે પુરૂષ શિવાય અન્ય પુરૂષ મારે ભાઇ ને બાપ બરાબર છે!"

"તે કયો પુરૂષ છ? તેનું નામ શું? તે કયાં રહે છે?"

"તે બધુંએ તું જાણવા માંગે છે, પણ બધું તો હું તને હાલ નહીં કહું મા! તું મને જોઇએ તેવાં સમ આપશે, તો પણ તે પુરૂષનું નામ તો હમણાં પ્રગટ નહીંજ કરૂં, અને હવે જો તું મને તેનું

નામ પૂછશે. તો તને પણ મારાંજ સમ છે બા ! આટલું પણ તેં સમ ખાધાં તો તને મારા મનની વાત કહી છે !"

" વારૂં પણ તે પુરૂષનું નામ તું ક્યારે પ્રગટ કરશે ?"

" જ્યારે સમય આવશે ત્યારે !"

" સમય ક્યારે આવશે વારૂં ? સમય આવવાને હજી કેટલોક વખત લાગશે ?"

" તે તો હું કંઇ કહી શકતી નથી ! કેમકે તે મારા હાથમાં નથી, તેમ તે બિચારાના હાથમાં પણ નથી !"

" તે શું બિચારો છે કે ?"

" હમણાં તો તે બિચારોજ છે, તો પણ વખત આવતાં તેજ પુરૂષ વાઘ થઇ જશે, એવી મારી ખાત્રિ છે ! સૌ વખતને માન છે ! વખત આવશે, ત્યારે તેજ પુરૂષ નરવીર તરીકે પ્રકાશશે, અને તેજ મારો હૈયાંનો હાર આ તારી કોમળાઅંગિ કુંવારિકા સાથે હસ્ત મેલાપ પણ કરશે !"

" તો શું હાલ તેનો વખત સારો નથી ? તે શું હમણાં ભીખારી કે ભૂખરીબારસ જેવો છે ?"

" તેવું તો કશુંએ નથી, પણ—" કહીને નવલ અચકાઇ ગઇ, અને હસીને બોલી " હં ! હવે હું સમજી ! એમ પૂછી પૂછીને તું તે પુરૂષને જાણી લેવા માંગે છે ! પણ એમ કંઇ તે જણાય તેવો નથી તો ! તે હમણાં મુંબઇમાં પણ નથી કે તેને તું જોઇ શકશે ! તે તો ક્યાંનો ક્યાં ગયો હશે ! તે મારો પ્યારો પંખિડો છે, અને મા–બાપની પૂંજીની પણ પરવા નહીં કરતાં સ્વપરાક્રમથી પ્રકાશ પામવાનેજ પ્રવાસે પ્રયાસ કરે છે ! અરે ! પણ વળી મ્હારાથી વધારે બોલી જવાય છે ! રખે તું ચેતી જાય ! મારે તને ચેતાવવી નથી, પણ તું મને રંગ ચઢાવે છે, તેથી હું પણ વાત કરતાં મારી જીભલી લંબાવી દઉં છું ! ચાલ, હશે ! એ વાત હવે જવા દે, અને કોઇ બીજી વાત કહાડની ! એવી વાત કહાડ કે મને પણ સાંભળીને આનંદ થાય !"

" અને આ વાતમાં આનંદ નથી થતો શું કે શું ? તે પુરૂષની વાત કરતાં તને કંટાળો આવે છે કે ?"

" કંટાળો શાનો આવે? તે મારા ભવિષ્યના ભરથારની વાત કરતાં મને કદી કંટાળો તો આવેજ નહીં, તો પણ હમણાં તેની વાત કરવામાં શું સાર? તેનું સ્મર્ણ કરવા છતાં તે કંઇ મળવાનો છે? તે તો બિચારો અત્યારે કોણ જાણે કયાં બેઠો હશે કે તેની શી સ્થીતિ હશે!"

" પણ જો એમજ છે તો તે પુરૂષને તેં શા માટે તારી પાસેથી જવા દીધો? અહીં રાખીને મને બતાવવો હતોની? હું તેને જોઇને રાજી થાત, અને તારી મરજી પ્રમાણે તેની સાથે તારાં લગ્ન કરત!"

" એ બધી તું માત્ર મોંઢાની વાતો કરે છે! તારાથી કશું થાય તેમ નથી; કેમકે તું જૂના વિચારની છે, અને તેથીજ તારાથી યશ લેવાયો નથી, અને લેવાશે પણ નહીં! તેં તારી મેળેજ તારી નજર આગળ આવેલો હીરો જવા દીધો છે, પણ મેં તે હીરાને મારા હૃદયની ત્રિજોરીમાં રાખી મૂકયો છે તો! તે મારો-અરરરર! વળી પાછી હું લવારી પર ચઢી! બા, તને હું ખરૂં કહું છું કે, તું મને બકાવ નહીં, અને બીજી કોઇ વાત કહાડ! હવે જો એજ વાત ઉચ્ચારશે તો હું તને જુવાબજ નહીં આપું! બળ્યું! મારૂં મગજ પણ કેવું છે કે, હું પણ તારી યુક્તિ સમજવા છતાં ચપાચપ બોલી જાઉં છું! અરે! નવલ, તું પણ ખરેખરી ભોળીજ છે જો!"

ગુણવંતી હવે બરાબર તે પુરૂષને સમજી ગઈ, અને તેથી તેણીનું મગજ તપી તો આવ્યુંજ, તદપિ ચટપટદાસે તેણીને શાંતિ રાખવાની સલાહ આપેલી હોવાથી, તેમજ તેણીએ નવલનાં સમ ખાધેલાં હોવાથી તેણીએ પોતાના મગજને દાબી રાખ્યું, અને પોતાની પુત્રિ સાથે તેણી બીજીજ વાતચીત કરવા લાગી. છેવટે નવલને જરા ખુશ કરીને તેણી પુન: ચટપટદાસની પાસે ગઇ, અને તેની પાસે નિ:શ્વાસ નાંખીને નવલની સાથે થયલી સર્વ વાત ચીપીચીપીને કહી સંભળાવ્યા પછી છેવટે તેણી બોલી " મારાં ધારવા પ્રમાણે તો પેલા નવરંગી સાથેજ એણે લગ્ન કરવાનો ઠરાવ કીધેલો હોવો જોઇએ."

" જરૂર તેમજ હશે. નવનીતરામની વાતને હવે તો પૂરો ટેકો મળ્યો! એ પણ મહા સંતાપનું ઝાડ ઉભું થયું! હવે એ સંતાપ કેમ પતે, અને શું કરવું? મને તો કાંઇ સમજ પડતી નથી!"

"મને તો લાગે છે કે, નવલને હવે તમે જરા દાબમાં રાખો, અને એને સમજાવીને એ વાત ભૂલાવવાની તજવીજ કરો; કેમકે એ વાત કંઇ બનવાની નથી, અને એનું ધાર્યું કદી પણ થનાર નથી! પર ન્યાતના છોકરા સાથે લગ્ન થાયજ કેમ? એ તો નાહાન છે, માટે એને જરા તતડાવીને કરપ બતાવશો, ત્યારેજ એ સીધી પડશે, અને ત્યારેજ એ પોતાનો મમત મૂકી દેશે!"

"તેમ કરતાં પણ ઘણો લાંબો વિચાર કરવાનો છે! આજનો વખત ખરાબ છે, અને આજકાલનાં છોકરાંઓ માથું ફેરવીને ગમે તેવું કાળું-ધોળું કરતાં વાર નહીં લગાડે, અને તેવું થાય તો તારે ને મારે મહા પસ્તાવાનું થાય! નવરંગીનું જોયું કેની? તેની મરજી વિરૂદ્ધ તેનાં મા-બાપે જરા કરપ બતાવ્યો તો એકદમ ઘર છોડીને ચાલ્યો ગયો છેની? તેવુંજ આપણી છોકરી પણ કંઇ ઉંધું-ચત્તું કરે તો પછી આપણાં મ્હોં પણ કાળાં થઇ જાય! માટે આંખ ફેરવેલી તો કંઇ કામનીજ નહીં! કોઇ બીજી કરામત કરવી પડશે!"

"તમે બ્હીઓ છો, એજ તમારી ભૂલ છે પ્રાણનાથ! કરામત કરવી, અને છોકરીથી નમીને ચાલવું, એ તે કોના ઘરની વાત! વળી વિવાહ કરવામાં છોકરીને પૂછવાનું શું કામ છે? ગોરને બોલાવીને તે સખસનાં જન્માક્ષર મંગાવો, અને મળતાવિવેક આવે તો એકદમ વિવાહ કરી નાંખો. તે પછી લગનને માટે પણ તજવીજ કરો. એટલે છોકરી પોતાની મેળે સમજી જશે, ને ચૂપ બેસશે! તેણીને પુછીએ તો વળી તેણી વાંધો લેની? તેમ વળી તેણીને સમજાવીએ પટાવીએ, કાલાવાલા કરીએ, અને છેડીને છછુંદર કરીએ તોજ તેણી વાંકી ચૂંકી પણ થાય કેની? આ તો મૂંગે મોંઢે આપણે જે કરવું છે, તે ગૂપચૂપ કર્યાં જવાનું!"

"અને પછી છોકરી કંઇ ફાર્સ કરે તો આપણી ફજેતીજ થાયની? તેમાં શું સારૂં કહેવાય?"

"ફાર્સ શાનો કરવાની છે? એ તો તમે જેમ બ્હીશો તેમ તેણી વધારે બ્હીવરાવશે? બ્હીવુંજ નહીં!"

"ઠીક! તું જેમ કહે તેમ કરૂં છું!" કહીને ચટપટદાસે ગોરને બોલાવીને, મનહરલાલનાં જન્માક્ષર લાવવાને, તેમજ જોષિ

મહારાજને પણ સાથે બોલાવી લાવવાને જણાવ્યું, અને ગોર તે વ્યવસ્થા કરવામાં રોકાયો. રાત્રિના ચટપટદાસ, ગુણવંતી, અને નવલ દિવાનખાનામાં, ભોજન કીધા પછી ગપ્પાં મારતાં બેઠાં હતાં, એટલામાં ગોર તથા જોષિ મહારાજ આવી પહોંચ્યા. તેમને આદરમાન સહ ગાદી પર બેસાડયા, અને પછી ગોરે, મનહરલાલનાં જન્માક્ષર, ચટપટદાસના હાથમાં મૂકયા. ચટપટદાસે તે જોષિને આપ્યા, અને નવલની જન્મોતરી પણ પેટીમાંથી કહાડીને તેને આપી. જોષિએ થોડોક વખત સુધી બંનેના ગ્રહભાવ ગણગણાટ કરીને મેળવી જોયા, અને કહ્યું "શેઠજી! મળતાં વિષેક તો બરાબર સત્તર આના આવે છે, અને કોઇ પણ વાતનો વાંધો નથી. સર્વ ગ્રહ સાનુંકૂળ છે. કોઇ રીતની ખામીજ નથી. જોડું સુખી થશે."

"ત્યારે મુહૂર્ત જૂઓની!" ચટપટદાસે પણ ઉત્સાહમાં આવીને પૂછયું "વિવાહ કરવાનો દિવસ કયો સારો આવે છે? બનતાં સુધી નઝદીકમાં સારો દહાડો આવે તો વધારે સારૂં!"

જોષિ મહારાજે ટીપણામાં આમતેમ જોઇને કહ્યું પ્રમન દિવસે કરશો તો સારૂં છે."

"ઠીક છે." કહીને ચટપટદાસે ગુણવંતીને જણાવ્યું "કેમ, શો વિચાર છે? તને તો કંઇ વાંધો નથીની?"

"વાંધો શાનો વળી? ખુશીથી ભગવતનું નામ દઇને કરો. એવો વર ફરીથી નહીં મળે!"

"ગોર મહારાજ!" ચટપટદાસે હવે ગોરની સામું નિહાળીને જણાવ્યું "તમે મનહરલાલને ત્યાં ખબર આપી દેજો, અને પ્રમન દિવસે ચાંલ્લા કરવા ઠરાવ્યાનું પણ જણાવી દેજો."

"બહુ સારૂં."

પછી ચટપટદાસે ગોરને તથા જોષિને મુઠ્ઠી વાળીને દક્ષણા આપી, અને તેઓ વિદાયે થયા. ચટપટદાસ તથા ગુણવંતી પરસ્પર મનહરલાલની પ્રસંશા કરવા લાગ્યાં, અને નવલને આનંદ થાય તેવી વાતો તેમણે ચલાવી; પરંતુ આ પ્રસંગે નવલ તદ્દન શાંત રહી, અને માતા-પિતાની વાતોને પુષ્ટી પણ આપી નહીં, તેમજ તેમની વાતો તરફ પોતાનો અણગમો હોય તેવું પણ ખુલ્લી રીતે બતાવ્યું નહીં, પણ

પોતાના વિચાર પોતાના મનમાંજ રાખ્યા, અને થોડી વારમાં તેણી ઉઠીને પોતાના રૂમમાં ગઇ તથા ચટપટદાસ, અને ગુણવંતી પણ નિરાંતે નિંદ્રા લેવાને શય્યાપર સૂતાં.

નવલ પોતાના રૂમમાં જતાંજ પોતાના પલંગપર પડીને વિચારવા લાગી કે "મારાં માતા-પિતાએ ઘાટ તો અચ્છો ગોઠવ્યો છે. મારો મત માત્ર મને ઉપલેક સમજાવવાનેજ મારા પિતાએ પૂછયો હતો, અને મારી માતાએ પણ મને ભોળવીને તેમજ રંગ ચઢાવીને બધું પૂછી લીધું અને આખરે પોતાનાજ મતનું કામ કરવાનું નક્કી કીધું છે! પણ હરકત નહીં! હું પણ ખરી કે, એમની બધીએ ગોઠવણ ગગડાવીજ પાડીશ, અને છેલ્લી ઘડીએ બધો ફુસ્કો ફોડી નાંખીશ! હાલે તરત તો વિવાહના ચાંલ્લા થવાના છે, એટલે હમણાં તો હું પણ જેમ કરસે તેમ કરવાજ દઇશ, અને જ્યારે લગ્ન પ્રસંગ આવશે, ત્યારેજ બીજો રસ્તો લઇને એમની તમામ ગોઠવણ ઉંધી વાળી નાંખીશ! મનહરલાલ વકીલ હોય કે બૅરિસ્ટર હોય, તેની મને દરકાર નથી! તે શ્રીમંત હોય કે કરોડપતિ હોય, તેની મને દરકાર નથી! તે યૂવાન હોય કે ખુબસુરત હોય તેની પણ મને દરકાર નથી! મારા ડીયર નવરંગી શિવાય મારે બીજા કોઇની પણ ગરજ નથી! મારાં માતા-પિતાનાં મનની ઉમેદ તેમનાં મનમાંજ રહી જશે, અને લગ્ન પ્રસંગેજ કંઈ નવું જૂનું કરી બતાવીશ! વળી એટલામાં મારા ડીયર તરફથી પણ કંઇ સમાચાર આવશેજ, અને તેથી પણ મને વળી કંઇ રસ્તો દેખાશેજ! માટે હાલ તો કંઈ પણ ગરબડ નહીં કરતાં મૌન્ય રહેવામાંજ મઝાહ છે!" આમ છેવટનો વિચાર કરીને તેણી શાંત રહી.

ત્રિજે દિવસે ચાંલ્લા થયા, અને ન્યાતની રીત પ્રમાણે પલ્લું લીધું-દીધું. મનહરલાલ પણ નવલ જેવી રૂપવંતી રંભા મળવાથી આનંદ પામ્યો, પણ માત્ર ચાંલ્લા થયા શિવાય અન્ય ક્રિયા (જૂવાતેડા) કરવાનાં બાકી હોવાથી વર-કન્યા એક બીજાને ગૃહે જઇ શકે તેમ નહોતું, જેથી મનહરલાલની ગમે તેટલી ઇચ્છા હોવા છતાં નવલને તે મળી શકતો નહોતો. માત્ર તેણીને માટે બ્હારથીજ તે સારી વાણી સાંભળી સંતોષ પામતો.

થોડાજ દિવસમાં જૂવાતેડાની ભાંજગઢ ચાલી, અને તેનો દિવસ પણ ઠરાવવામાં આવ્યો. તે દિવસે નવલે પોતાને સાસરે જવુંજ જોઇએ, એવું ફરજયાત હોવાથી તેણીએ તેજ દિવસે પ્રભાત થતાં

પેટમાં દુખવાનો ઢોંગ ચલાવ્યો, અને બૂમ-બરાડા પાડવા મંડી! ડૉકટરને બોલાવીને દવા વિગેરેના ઉપચારો કીધા. પણ પેટમાં દુખવાની ફરિયાદ નવલે ચાલુજ રાખી! આથી તે દિવસે જૂવાતેડાની ક્રિયા માંડી વાળવી પડી! તે ક્રિયા કરવાનું આગળ ઉપર મૂલતવી રાખ્યું, જે પછી છેક પાછલા પહોરે નવલે પોતાને શાંતિ વળવાનું જણાવ્યું. આ પ્રમાણે તે દિવસનો પ્રસંગ તો તેણીએ પસાર કરાવી દીધો! તેમ બીજા ત્રણ માસ સુધી તે ક્રિયાનું મુહૂર્ત આવે તેમ પણ નહોતું, એટલે ત્રણ માસ સુધી તો નવલને પીડાજ પતી! નવલનો ઢોંગ ગુણવંતી નો પારખી શકી નહીં, અને તેણીએ તો નવલના પેટમાં દુખવાનું ખરૂંજ માન્યું. પણ ચટપટદાસ તો ચેતી ગયો, અને તેણે ગુણવંતીને જણાવ્યું "નવલે પેટમાં દુખવાનું માત્ર બ્હાનુંજ બતાવેલું હોવું જોઇએ; કેમકે જૂવાતેડાનું બંધ રાખવાનું તેણીને સાસરે કહેવરાવ્યા પછી તેણીના પેટમાંનું દુખવું તરતજ બંધ થઇ ગયું! માટે મને તો એમાં એમજ લાગે છે કે નવલના મગજમાં કંઇ બીજોજ પ્રપંચ હોવો જોઇએ! તે મ્હોંઢે બોલતી નથી, પણ તેણીના પેટમાં કઇ બીજોજ વિચાર હોવો જોઇએ! મને તો તેણીને માટે ઘણોજ શક લાગે છે, અને તેથી તેણીના મનની વાત શું છે, તે પુનઃ જાણવાની તજવીજ કરવી જોઇએ જો!"

"વારંવાર શું તજવીજ કરવી હતી વળી? એક વાર તો એના મનની વાત જાણી છે."

"પણ વિવાહ કીધા પછી તેણી શું વિચાર ધરાવે છે, તે હવે ખાસ જાણવાની જરૂર છે."

"કંઇએ જરૂર નથી! એ છોકરીને વારેવારે પૂછયા કરવાથી એ વળી વધારે તોર ને જોરમાં આવશે, માટે હવે તો જે કર્યું છે, તે મૂંગા મૂંગા પાર પાડી દેવું, એજ સારૂં છે. જે છે તે લગ્ન થતાં સુધીજ સંભાળવાનું છે. લગ્ન થયા પછી તો એને સાસરે જશે, અને એના વર સાથે મન લાગશે, એટલે બધુંએ તોફાન ભૂલી જશે, અને પેલા મૂવા નવરંગીની વાત પણ વિસારે પડશે. તે ગયો છે, અને પાછો આવ્યો નથી, એ પણ ઠીકજ થયું છે. લગ્ન થતાં સુધી નહીં આવે તો વળી વધારે સારૂં!"

"તું તો એમ કહે છે, પણ હું તો કહું છું કે, લગ્ન થતાં સુધી કંઇ નવું જૂનું થાય નહીં તો સારૂં ! એ છોકરી તદ્દન મૌન્ય રહી છે, અને વિવાહ બદલ કંઇ પણ બોલતી નથી, એજ મને તો વહેમ ભરેલું ભાષે છે !"

"તમે તો છોજ વહેમીના બારદાન !" ગુણવંતી ચીઢવાઇને બોલી "તેમ છતાં વહેમ રાખતાં હો તો છોકરીને કબજે રાખો, અને ઘરમાંથી બહાર જવાજ નહીં દો કે પછી કોઇ જાતની ધાસ્તિજ નહીં!"

"કબજે રાખવામાં પણ કંઇ સાર નહીં! કબજે કયાં કયાં રાખવો, અને કેટલોક રાખવો ? માત્ર એકજ કામ કરવું જોઇએ, અને તે એ કે, છોકરીના મગજમાં નવરંગી માટે ખરાબ વિચાર ઠસાવવાની સાથેજ મનહરલાલને માટે સારો વિચાર ઠસાવવાની તજવીજ કરવી જોઇએ. એ પણ તેણીને રસ્તામાં રાખવાની એક રીત છે, અને તેમ કરવાનું કામ તારૂં છે."

"હું જ્યારે ને ત્યારે તેણીને કહ્યાજ કરૂં છું, અને હવે પછી પણ પ્રસંગોપાત કહેતીજ રહીશ. તેમ છતાં મને લાગે છે કે, એને ફરવા જવાનું પણ બંધ કરો તો સારૂં પ્રાણનાથ !"

"ફરવા જાય છે તે ભલે જાય ! આપણી જાનકી હંમેશા સાથેજ રહે છે, એટલે બશ છે."

"ત્યારે જાનકીને આપણે કહી રાખીશું કે તેણી નવલને જરા પણ સૂની મૂકે નહીં."

"તેમ કરીશું."

આ પ્રકારે તેઓ વાતચીત કરતાં હતાં, એટલામાંજ નવલ ત્યાં આવી પોહોંચવાથી તેઓ નવલને હસાવવા–કુલાવવા મંડી પડયાં, અને તેણીને ખુશ રાખવાને માટે ચટપટદાસે તેણીને નવીજ ફૅશનનાં વસ્ત્રાલંકાર અપાવવાની ઇચ્છા બતાવી, પરંતુ નવલ તો જાણે ગંભીરાઇનું પુતળું હોય, તેમજ શાંતપણે સાંભળ્યા કરતી ! તેણી વધારે ખુશાલી પણ બતાવતી નહીં, તેમજ કંઇ નાખુશ હોય, તેવું પણ બતાવતી નહીં ! માત્ર મનમાં મેલ ! ! !

# પ્રકરણ ૧૯ મું.



## ઉજ્જડપુર ફળ્યું !

**દોહરો.**

ઉજ્જડપૂર ઉત્તમ ખરૂં,
રમણિક રૂડું રાજ;
નવરંગી ત્યાં પહોંચતાં,
સિદ્ધ થયું સ્વકાજ.

ઉજ્જડપૂરનું નામ અવળું છતાં તેની રચના રમણિક હતી. પ્રથમ તે એક વેરાન જંગલ હતું, અને ત્યાં વસ્તી મુદ્દલ નહીં હોવા છતાં રાજા રણમલસિંહે તે જગાપર વસ્તી વસાવી, તે જગાપર મ્હોટો મહેલ બંધાવ્યો, અને તેજ સ્થળે પોતાની રાજધાની સ્થાપિત કરવાથી તે નગરની નામના વધી હતી, પરંતુ મૂળ તે જગા ઉજ્જડ હોવાથી તેનું નામ ઉજ્જડપૂર રાખ્યું હતું. વળી એવો પણ વહેમ રાજાને હતો કે "બહુ મ્હોટું નામ રાખવાથી કદાચ છાજે નહીં. માટે હલકું નામ રાખવું, કે તે છાજે !" આવા વિચારથી પણ ઉજ્જડપૂર નામ રાખ્યું, અને રણમલસિંહે જંગલમાં મંગલ કરી અચ્છી નામના મેળવી હતી. તેજ રાજાનો કુંવર મૂર્ખસિંહ, પોતાના પિતાની પાછળ રાજગાદીપર બિરાજ્યો. તે જાતે ગમે તેટલો ડાહ્યો, સુજ્ઞ, કૂશળ, અને ચતૂર છતાં, તેનું નામ મૂર્ખસિંહ રાખવાનું એજ કારણ હતું કે, રણમલસિંહની રાણીને પેટે તેર છોકરાં થયાં છતાં તેમાં માત્ર એકજ પુત્ર જીવ્યો, અને તેથીજ તેનું નામ વહેમને લીધે મૂર્ખસિંહ રાખ્યું હતું. તેજ મૂર્ખસિંહ આ નગરનો હાલનો નૃપતિ છે.

ઉજ્જડપૂરની ઉત્તમતા અનેક પ્રકારે પ્રકાશે છે. એક ટટાર ટેકરીપર તે નગર આવેલું છે. નગરની આસપાસ કીંમતી કોટ છે. કોટની બાજૂમાંજ નિર્મળ નદી વહે છે. તે નદીનાં પાણી દુધ કરતાં પણ વિશેષ પુષ્ટી આપે છે. નગરને ચાર દિશાએ ચાર દરવાજા આવેલા છે, અને દરેક દરવાજે પોલીસના પોહરા રાત ને દિવસ રહે છે. રાજાનો મહેલ નગરના મધ્ય ભાગમાં દીપી રહ્યો છે, અને તે મહેલ પણ ઘણો ભવ્ય તથા સુંદર અને મનોહર છે. આ શિવાય નગરની બીજી રચનાઓ પણ રમણિક છે, અને રાજા રણમલસિંહના સમયથીજ નગરની નામના નવરત્નરૂપ છાજી-ગાજી રહી છે. તે પછી મૂર્ખસિંહે પણ

પોતાના પિતાની ભૂલાવે તેવી રીતે રાજ્યગાદીને દીપાવી છે, અને પોતાના રાજ્યમાં અનેક તરેહના સુધારા-વધારા કરી એક રાજા તરીકે સારી છાપ બેસાડી છે. આટલું છતાં પણ તે નગરમાં ઈંગ્લિશ શીખેલો એક પણ સખ્સ નહીં હોવાથી, તેમજ આગળના રાજાના અમલમાં કોઇ પણ ઈંગ્લિશ ભણેલાને રાજ્યવહિવટમાં દાખલ નહીં કરેલો હોવાથી તે સુધારો હજી અપૂર્ણ છે! તેને માટે મૂર્ખસિંહના મનમાં એટલીજ ઉમેદ રહી છે કે "ક્યારે ને કોઇ સારો ઈંગ્લિશ શીખેલો મળે, અને ક્યારે ને તેને રાજ્યવહિવટમાં દાખલ કરૂં!" આ પ્રમાણે વિચાર તેના મગજમાં રમ્યાજ કરતો હોવાથી તેણે એક દિવસે પોતાના પ્રધાનને જણાવ્યું "પ્રધાનજી! ગમે તેમ કરીને પણ કોઇ ઈંગ્રેજી શીખેલા કાબેલ પુરૂષને તમારા હાથ નીચે રાખો, અને આપણાં રાજ્યમાં ઈંગ્લિશ સુધારા-વધારા દાખલ કરો તો તેથી રાજ્યની ખુબિઓ ઘણેક પ્રકારે વૃદ્ધિ પામવાની સાથે પ્રજામાં ઈંગ્લિશ કેળવણીનો સ્થંભ પણ સ્થાપિત થાય, અને એ રીતે ઈંગ્રેજી કેળવણીનો પ્રચાર પણ આપણા રાજ્યમાં થવા પામે."

પ્રધાન બન્ડાજી જૂના વિચારનો હોવાથી તેને ગળે આ વાત ઉતરી નહીં, અને તે જુવાબ દેતાં અચકાયો, તોપણ જરા વિચાર કરીને તે બોલ્યો "તેથી શું વિશેષ છે હજૂર? આપણા રાજ્યમાં ઈંગ્રેજીનો પ્રચાર નહીં હોવા છતાં, આપણા રાજ્યમાં શું અંધેર છે? રાજ્યનો ખજાનો ભરપૂર છે, પ્રજા ધંધા રોજગારમાં સુખી છે, અને સર્વ પ્રકારે આનંદ વર્તે છે, માટે વળી ઈંગ્રેજી ભણેલાનું નવું લાકડું ઘુસાડવાની જરૂર પણ શી છે નામદાર? જે ચાલે છે તેજ અતિ ઉત્તમ છે, અને 'જૂનું તે સુન્નું' એ જે વડિલોની વાણી છે, તેને માન આપવામાંજ શોભા છે!"

"તે તમારૂં કહેવું યોગ્ય છે પ્રધાનજી! જૂનાંને રદ કરવાની મારી ઇચ્છા નથી, પરંતુ જૂનાને કાયમ રાખીનેજ જો નવું પણ જોડવામાં આવે, અને એ રીતે રાજમાં નવીનતા પણ દાખલ કરવામાં આવે, તેમજ પ્રજાને તે દ્વારા નવા નવા હુન્નર ઉદ્યોગ તથા કેળવણીનો પ્રસાદ આપવામાં આવે તો સારૂં ની?"

" ખુદાવિંદ ! આપ કહો છો તે સત્ય છે, પરંતુ ઇંગ્લિશ કેળવણી વિના આપણા રાજ્યમાં અંધારૂં પણ શું છે, તે મને સમજાતું નથી ! માટે મારી તો સલાહ એવી છે કે, આપણું રાજ્ય જ્યારે સર્વ પ્રકારે સ્તુતિપાત્ર ચાલે છે ત્યારે તેમાં હવે કંઇ પણ નવી ખીલી નાંખવાની જરૂરજ નથી. જેમ ચાલે છે તેમજ ચલાવવામાં માલ છે, પછી તો આપ માલિક છો ! આપની ઇચ્છા પ્રમાણે કરવાને આપ માનવંત મહારાજા ધિરાજ મુખત્યાર છો ! હું તો માત્ર મારો વિચાર નિવેદન કરૂં છું."

" તમારો વિચાર જૂના જમાનાનો છે. ઇંગ્લિશ વિદ્યાનાં વખાણ જ્યાં ને ત્યાં થાય છે, માટે તેનો આપણા રાજ્યમાં પ્રવેશ કરવો, એ ઉચિત્ છે. તેને ખાતર પ્રથમ તો કોઇ કાબેલ પુરૂષ એવો મળવો જોઇએ, કે જેને ઇંગ્રેજીનું સારૂં જ્ઞાન હોય. તેવાની તમે શોધ કરજો."

" બહુ સારૂં સાહેબ ! " પ્રધાને ઉત્તર આપ્યો " તેવો કોઇ હાથ આવતાંજ આપ નામદાર હજુર તેને હું હાઝર કરીશ, અને તેવો મેળવવાની તજવીજ પણ કરીશ."

આ પ્રમાણે રાજાનો વિચાર થતાં પ્રધાનને 'હા' તો કહેવીજ પડી, પરંતુ પ્રધાનના પેટમાં એ બાબતમાં તેલ રેડાયું, અને તેણે તો એવોજ વિચાર કીધો કે " જો કોઇ ઇંગ્રેજી ભણેલો રાજ્યમાં ભરાશે, તો જરૂર મારા જેવનો ખોડોજ કહાડશે ! " આવા વિચારથી તેને ચટપટી લાગી !

નવરંગીલાલ મુંબઇથી ટ્રેનમાં બેસી દમણ ઉતર્યો, અને ત્યાંથી એક ગાડામાં દશ આનાના ભાડાંથી જગા મેળવી તે જલદીથી ઉજ્જડપૂર જવા નિકળ્યો. તે નગરની નદી ઓળંગીને નગરમાં જવાનું હતું, અને નદીપરથી પસાર થવાને પૂલ બાંધેલો નહોતો, અને તેથી તે હોડીમાં બેસીને સામે પાર ગયો. ત્યાં ચણા–મમરાવાળાની દુકાન હતી તેની પાસેથી બે દોઢિયાંનાં મમરા, અને એક દોઢિયાંનાં ચણા લઇને કિનારાપર બેસી પ્રથમ તો તે ખાધા, અને પછી નદીના ઓવારાપર જઇને તેણે પાણી પીધું. તે પછી પેટને તૃપ્તિ વળવા છતાં બપોરના આશરે એક વાગતાંનો સમય થયાથી દરવાજામાં જઇ દરવાજાની પાસે છાંયામાં જરા બેઠો, અને દરવાજાપર ઉભેલા સીપાઇની સાથે વાતચીત

કરી નગરની હકિકત પૂછવા લાગ્યો, તેમજ રાજા તથા કાર્યભારીના સંબંધમાં પણ તેણે પૂછપરછ કરવા માંડી. આ ઉપરથી સીપાઇ સમજી ગયો કે " આ કોઇ નવો માણસ છે. " આમ સમજી સીપાઇ વળી વહેમાયો, અને તેણે નવરંગીને બારિકાઇથી પૂછવા માંડયું કે " તમે કયાં રહો છો, અને અહીં શા માટે આવ્યા છો ? અહીં કોણ તમારૂં સગું-વ્હાલું છે, અને કોને ત્યાં તમે ઉતરવાના છો ? "

" ભાઇ ! હું મુંબઇથી આવ્યો છું અહીં મારૂં કોઇ સગું કે વહાલું નથી, તેમજ મારે આ નગરમાં કોઇ સાથે ઓળખાણ પણ નથી, પરંતુ કંઇ નોકરી ચાકરીને માટે આવ્યો છું. "

" એમ છે ! ત્યારે તો તમને મારે કોટવાલ સાહેબને ત્યાં લઇ જવા પડશે; કેમકે આ શહેરમાં કોઇ અજાણ્યા માણસને આવવા દેવાનો હુકમ નથી ! "

" પણ હું કંઇ ચોર, લુચ્ચો, લફંગો કે ભામટો નથી સાહેબ ! ઉદ્યમને માટેજ હું અહીં આવ્યો છું, અને તમે જો ગામમાં જવાની પરવાનગી આપો તો મહેરબાની ! "

" મહેરબાની બતાવું તો મારી નોકરી જાય ! મારે તો હુકમ પ્રમાણેજ અમલ કરવો જોઇએ, માટે હવે તમને અહીંથી આમ કે તેમ ખસવા નહીં દઉં ! હમણાં બેસો, અને કોઇ બીજો સીપાઇ આવે તો તેને મારી બદલીમાં મૂકીને હું તમને કોટવાલ સાહેબની પાસે લઇ જાઉં. "

નવરંગી આ સાંભળીને ગૂપચુપ બેઠો. તેના મનમાં વલોપાત વંટોળિયા ઉડવા લાગ્યા, પરંતુ તેણે વિચાર કીધો કે " સીપાઇ તો પોતાને મળેલા હુકમ પ્રમાણેજ વર્તે, માટે એને વધારે કહેવામાં કંઇ સાર નહીં. આમ સમજીને તે સીપાઇ સાથે બીજી વાતચીત કરવા લાગ્યો.

એટલામાં એક બીજો સીપાઇ આવ્યો, અને પછી તેને ત્યાં ઉભો રાખી પેલો સીપાઇ નવરંગીને પોતાની સાથે લઇને કોટવાલને મકાને બંને ગયા. કોટવાલ પોતાના મકાનના દિવાનખાનામાં બેઠો હતો. ત્યાં નવરંગીને તેની સામે ખડો કરવામાં આવ્યો. નવરંગી સલામ કરીને કોટવાલની સામે ઉભો, અને નવરંગીએ તો પ્રથમથીજ ઇંગ્લિશમાં

વાત ચલાવી, પરંતુ કોટવાલને ઇંગ્રેજીમાં અંધારૂ હોવાથી તે તો ચોંકયો, અને બોલ્યો " તમે ગુજરાતીમાંજ બોલો." આમ સૂચના આપી કોટવાલે તેને ઇંગ્રેજી ભણેલો જાણીને ખુરસીપર બેસાડયો, અને તેને પૂછયું " તમે કયાંથી આવ્યા છો ? "

" મુંબઇથી. "

" તમારૂં નામ શું ? "

" નવરંગીલાલ નવનીતરામ. "

" તમે અહીં કોને ત્યાં આવ્યા છો, અને શું કામ માટે આવ્યા છો ? "

" કોઇ પણ ખાસ માણસને ત્યાં હું આવ્યો નથી. પરંતુ માત્ર નોકરી–ચાકરી મેળવવાનેજ આવ્યો છું. "

" અહીં અજાણ્યા માણસને ગામમાં રાખવાનો હુકમ નથી, અને રાતના તો અજાણ્યા માણસને ગામમાં રહેવા દેવામાં નહીંજ આવે, માટે તમારે જોઇએ તો સાયંકાળ સુધી તમે ગામમાં ફરજો, પણ દીવા થતાં પહેલાં ગામ બહાર નિકળીને નદી કિનારાપર ધર્મશાળા છે, ત્યાં ભલે રહેજો. "

" વારૂંજી જેવો આપનો હુકમ ! હવે મને જવાની રજા આપશો ? "

" ભલે જાઓ. " કહી કોટવાલે સીપાઇને ફરમાવ્યું કે " દીવા થયા પછી આ માણસ ધર્મશાળામાં છે કે નહીં તેની તપાસ કરજો, અને એની પાછળ તમે સાથે–સાથે ફર્યા કરી એની દરેક હીલચાલપર તપાસ રાખતા રહેજો, તેમજ એ જ્યારે આપણા શહેરમાંથી જાય, ત્યારે એની જડતી લીધા પછીજ એને જવા દેજો. આ શિવાય જો એનું કંઇ પણ કાળું–ધોળું જણાય તો તેજ વખતે એને મારી પાસે લાવીને હાઝર કરજો. "

" વારૂંજી ! " કહીને સીપાઇ પુનઃ નવરંગીને લઇને બહાર નિકળ્યો અને નવરંગીનાં કહેવાથી સીપાઇ તેને રાજમહેલ તરફ લઇ ગયો ત્યાં તેઓ બંને એક ઓટલાપર બેઠા, અને વાતો કરવા લાગ્યા. નવરંગીએ વાતચીતમાં રાજાની રીતભાત, સ્વભાવ, તેમજ બીજી બાતમીઓ વિષે પૂછપરછ કરીને જાણી લીધી, અને છેવટે તેણે સીપા-

ઇને પૂછ્યું "રાજા સાહેબને જોવાની તક મળશે કે ?"

"હમણાંજ પાંચ વાગતે તેઓ અહીંથી ફરવા જવાને નિકળશે ત્યારે તેમને જોઇ શકશો."

"ત્યારે તો ઘણું સારૂં." નવરંગી ઉત્સાહમાં આવીને મનમાં વિચારવા લાગ્યો કે "રાજાની સ્વારી પસાર થતાંજ તેમની સાથે મુલાકાત કરવાનો પ્રસંગ કેવી રીતે મળે ?" આ બાબત તેણે ઘણો વિચાર કરીને આખરે એટલુંજ ધાર્યું કે "રાજાની સ્વારી નિકળતાંજ તક મળશે તો મળીશ."

થોડીવારમાંજ રાજાની સ્વારી નિકળી, પરંતુ ઘોડા પર બિરાજેલો રાજા ઘોડો કુદાવતો પસાર થઇ જવાથી નવરંગીને તેની મુલાકાતની તક કયાંથી મળે ? તેથી નવરંગી નિરાશ થઇને ગામ બહાર નિકળી ગયો, અને કોટવાલના હુકમ પ્રમાણે તેણે નદી કિનારાપરની ધર્મશાળામાં મુકામ કીધો, જે પછી તેની સાથે રહેલો સીપાઇ ત્યાંથી છૂટો પડયો. નવરંગી પાસે અંગપરનાં વસ્ત્રો શિવાય ઓઢવા-પાથરવાનું કશું નહોતું, જેથી ઉદાસ થઈ આખી રાત્રિ અદુખડાં બેસીનેજ પસાર કરી! શ્રીમાનનો પુત્ર છતાં અત્યારે નિરાધારની માફક અતિ સંતાપમાં આવ્યો, તોપણ નેક, અને ટેક તો તેના મગજમાં અચળજ છે!

પ્રભાત થતાંજ નવરંગી નદીપર જઈ મ્હોં ધોઇ કિનારાપરના એક પથ્થરપર વિચાર, અને વિમાસણ કરતો બેઠો, અને રાજાને મળવાની યુક્તિ શોધવા લાગ્યો. એટલામાં રાજાનો એક યુવાન હજુરિયો ત્યાં સ્નાન કરવા આવેલો તેની નજર આ નવા માણસપર પડવાથી તેણે નવરંગીને પૂછપરછ કરી, અને પોતે ઇંગ્રેજી શીખેલો છે, એવી વાત નવરંગીએ પ્રગટ કરતાંજ તે હજુરિયાને લાગ્યું કે "આ શખ્સ કદાચ દરબારમાં ઘુસી જશે!" આમ વિચારી તેણે નવરંગીને જમાલગોટાનોજ જુલાબ આપતાં જણાવ્યું "અહીં તમે આવ્યા છો, પણ તમારૂં અહીં કંઇ વળવાનું નથી! તમે અહીં રહેશો તો ખરાબ થશો, ફસાશો, અને તમારી બુરી દશા થશે, માટે છાનામાના આવ્યા તેવા પાછા ભાગી જાઓ! વધારે વીલંબ કરશો તો વધારે ગોદા ખાશો, અને સાંજ સુધીમાં તો કદાચ તુરંગમાં પહોંચી જશો!" આ પ્રમાણે જુલાબ આપીને તે હજૂરિયો ત્યાંથી રવાના થયો. તે હજૂરિયા ખાસ કરીને પ્રધા-

નનો મળતિયો હોવાથીજ તેના પેટમાં, ઇંગ્રેજીના જ્ઞાતા નવરંગીને માટે તેલ રેડાયું હતું!

પણ નવરંગી કંઇ ગભરાયો નહીં! તેણે વિચાર કીધો કે "આ બધો રજવાડી પ્રપંચ. અને મૂંગલાઇ દોર દમામ હોવો જોઇએ, માટે ગભરાવાનું કંઇ કારણ નથી. તેમ છતાં પણ તુરંગમાં જવાનો વખત આવશે તો જઇશ, અને જે થશે તે સહન કરીશ, પણ રાજાની મુલાકાત તો ગમે તે પ્રકારે લેવીજ છે!" આવો દૃઢ નિશ્ચય કરીને નવરંગી તો તેજ સ્થળે શાંતપણે ચોંટીને બેઠો, અને નદીપર આવતાં જતાં માણસોની રચના જોતો રહ્યો. નિડરતા, એજ તેણે મજબૂત સ્થંભ રૂપે માની પોતાની ધારણા સાફલ્ય કરવાનું ધૈર્ય તેણે ચોક્કસ ધારણ કર્યું. ઉદાસિનું આચ્છાદન તેની મૂખ મુદ્રાપર થવા છતાં હિમ્મતનો સોટો તેના મગજમાં સાહ્યતારૂપે સ્થપાયો!

ચપળા નામની એક નાયકણી રાજાની અતિ માનીતિ હતી, અને રાજા તેણીનાપર ઘણોજ દિવાનો હતો, તેમજ રાજખટપટમાં પણ તેણીનું ધાર્યું થતું હતું, જેથી કાર્યભારી મંડળ તેણીને માખણ લગાડવાને સદા તત્પર રહેતાં–તેણીની અત્યંત ખુશામત કરતાં! માત્ર પ્રધાનજીજ તેણીને ત્યાં કદી જતાં નહીં, અથવા તેણીને સારૂં કે માઠું–કંઇ પણ ભલું મનાવવાની દરકાર કરતાં નહીં, એટલુંજ નહીં પણ વળી કામકાજમાં તેણી પ્રસંગોપાત માથું મારતી હોવાથી પ્રધાનજીના મનમાં તેણીનાપર અંદરખાનેથી ઘણો ગુસ્સો પણ રહેતો, તેમજ તેણી પણ પ્રધાનજીપર ઘણો કટાક્ષ રાખતી હતી. આટલું છતાં તેણી ધર્મપર–ઉપરના ધર્મપર આસ્તા રાખતી હતી, અને દેવદર્શન નિયમસર નિત્ય જવા ઉપરાંત દરરોજ પ્રભાતમાં નદીપર સ્નાન કરવાને જતી હતી. તે ચપળા આજે પણ પ્રભાતના આઠ વાગતાંને સુમારે નદીપર રૂમઝુમ કરતી આવી ચઢી. તેણીની સાથે બે સીપાઇઓ, તેમજ ચાર દાસિઓ હોવા ઉપરાંત તેણી અમૂલ્ય વસ્ત્રાલંકાર સજીને બટા ઠાઠમાં હોવાથી પ્રથમ તો નવરંગીએ જાણ્યું કે, "આ જરૂર રાજાની રાણીજ હશે!" પરંતુ વળી તેનો તાત્કાલિક વિચાર થયો કે "રાજાની રાણી તો પરદેનશીન હોય, અને તેણી આ પ્રમાણે ખુલ્લે ચહેરે જાહેરમાં આવે નહીં, તેમજ એનાં ચેનચાળા તથા નખરાં જોતાં તો એ વેશિ-

ચાજ હોવી જોઇએ !" આમ ધ્યાન પહોંચાડીને નવરંગી તેણીની સામું જોઇજ રહ્યો તેમજ તેણીની નજર પણ નવરંગીની તરફ થતાંજ તેણી છેક નઝદીક આવતાંની સાથે નવરંગીને નવીન માણસ સમજીને તેણી પણ નવરંગીને જોતીજ રહી ! નવરંગીનાં વસ્ત્રો જોકે ઘણાં કીંમતી કે ભપકાદાર તો ન હોતાંજ તોપણ સાધારણ રીતે મુંબઇના માણસ જેવો તેનો ઠાઠ દેખાતો હોવાથી, તેમજ વળી નવરંગી રૂપે રંગે પણ બડો ખુબસૂરત યુવાન હોવાથી, ચપળા તેની પાસે આવીને એકદમ અટકી પડી, અને તેણી નવરંગીને વધારે તાકી તાકીને જોતી રહી ! નવરંગી તો પૂછયા વિના તેણીના સંગે બોલેજ શાનો ? તેમજ તેણીની પણ જીભ નવરંગીને પૂછવાને ઉપડે નહીં ! તેમ છતાં થોડે વખત ટગર ટગર જોયાં પછી ચપળાએ નવરંગીને પૂછયું "તમે કયાંના રહીશ છો ?"

"હું મુંબઇનો રહીશ છું, અને અહીંના માનવંત મહારાજા સાહેબની મુલાકાત માટે આવ્યો છું. ગઇ કાલે તે નામદારને મળવાને ફાંફાં માર્યાં, પરંતુ મારા કમનશીબે તે નામદારને મળવાની તક મને મળીજ નહીં ! હવે આજે જો સાયંકાળ થતાં સુધીમાં જો કોઇ પણ રીતે મળાય તો મારાં અહોભાગ્ય માનીશ ! નહીં તો પછી લાચારીએ મારે પુનઃ મુંબઇ જવું પડશે ! કેમકે હમણાંજ એક સીપાઇ જેવો માણસ તો મને તતડાવીને કહી ગયો કે 'અહીં રહેશો તો ફસાશો !' એટલે સાયંકાળ થતાં મારે અહીંથી નિકળી જવુંજ જોઇશે ! તેના વિમાસણમાં હું પણ સૂનમૂન થઇને બેઠો છું !"

"રાજા સાહેબને તમારે મળવાનું કંઇ ખાસ પ્રયોજન છે કે ?"

"પ્રયોજન તો કશું નથી, પણ તે નામદારની પાસે નોકરીને માટે મારે યાચના કરવાની છે, અને તેને ખાતરજ ખાસ કરીને હું અત્રે આવ્યો છું; કેમકે મારા એક મિત્રે મને મુંબઇમાં ભલામણ કરી છે કે, આ રાજ્યમાં ઈંગ્લિશ ભણેલાને માટે નોકરીનો ટોટો નથી, જેથી હું પણ ઉમેદવાર થઇને અત્રે આવ્યો છું પછી તો જેવાં મારાં નસીબ !"

"તમે અંગ્રેજીમાં પાસ થયા છો ?"

"મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરીને કોલેજમાં બી. એ.નો અભ્યાસ મેં કીધો છે. બી. એ.ની પરીક્ષાજ માત્ર મેં આપી નથી; કેમકે આગળ અભ્યાસ કરવામાં જરા વિક્ષેપ આવ્યો છે."

"વારૂં ઠીક છે. તમે મારી સાથે આવજો, અને મારે ઘેર જઇને આપણે વિચાર કરીશું. હું હમણુંજ સ્નાન કરીને પાછી આવું છું." કહીને ચપળા સ્નાન કરવા ગઈ.

નવરંગીને હવે હિમ્મત આવી, પરંતુ ચપળાની સાથે, તેણી વેશિયા જેવી લાગવાથી, જવામાં નવરંગીને વિચાર જેવું તો લાગ્યું, તો પણ તેણે ધાર્યું કે "જોઇએ તો વેશિયા હોય કે જોઇએ તે હોય! મને એની સાથે જવામાં શું વાંધો છે? એ મને શું ફસાવવાની છે? અને ફસાવીને કરશે પણ શું? મારી પાસે શું છે કે એ મને ધુતવાની કે લૂટવાની છે? માટે એની સાથે જવું તો ખરૂંજ." આ પ્રમાણે તે વિચાર કરે છે, એટલામાં ચપળા સ્નાન કરીને પાછી ફરતાંજ નવરંગી બેઠેલો ઉઠયો, અને ચપળા પણ તેણીને બોલી કે "મારી સાથે-સાથે ચાલ્યા આવો. મારૂં મકાન અહીં નઝદીકમાંજ છે."

"બહુ સારૂં" કહીને નવરંગી તેણીની સાથે ચાલી તેણીના મકાને ગયો, અને મકાન જોતાંજ તે તો ખુશી થઇ ગયો! તેમ છતાં મકાનમાં પ્રવેશ કીધાં પછી દિવાનખાનામાંજ ટબલા, સારંગી, સતાર વિગેરે વિધવિધ વાજીંત્રોનાં દર્શન થતાંજ નવરંગીની ખાત્રી થઇ કે "આ તો રામજણીજ છે!" આમ સમજી જઇને તે ત્યાં શાંતપણે પલાંઠી વાળીને એક તકિયા સાથે અઢેલીને બેઠો, અને ચપળા પણ તેણીની સાથેજ બેઠી.

"શેઠજી! તમે ઇંગ્લિશ શિખ્યા છો, એ જાણીને મને ઘણો સંતોષ થયો છે, અને તેથીજ હું હિમ્મતથી કહું છું કે, તમે ઘણું સારૂં મુહૂર્ત જોઇનેજ આવ્યા છો! અમારા રાજાજી સાહેબને પણ તમારા જેવા ઇંગ્રેજી શીખેલાની ખાસ જરૂર છે, અને થોડાજ દિવસપર પ્રધાનજીને તે નામદારે એક ઇંગ્રેજી શીખેલાને દરબારી નોકરીમાં રાખવાની ભલામણ પણ કરી છે, માટે મને લાગે છે કે, તમારો ફેરો સફળ થશે, અને રાજાજી સાહેબ તમને જરૂર સારા પગારની નોકરી આપશેજ!"

"પરંતુ રાજાજી સાહેબની મુલાકાત થવાનાજ વાંધા છે તો નોકરીની આશા ક્યાંથી રાખું ?"

"મુલાકાતની તજવીજ હું તમને કરી આપીશ."

"અને તે સાયંકાળ પહેલાં થવી જોઇએની? કેમ કે પેલા સીપાઇની સૂચના પ્રમાણે સાયંકાળ પ્રથમ તો મારે અહીંથી ચાલ્યા પણ જવું જોઇએ! આવી મુશ્કેલી છે!"

"હવે તમારે કોઈ પણ જાતની મુશ્કેલી તો સમજવીજ નહીં. મારે ત્યાં આવ્યા છો, એટલે કોઈની તાકાત નથી કે તમને ટુંકારો પણ કરે, કે તમારૂં નામ પણ કોઇ લઈ શકે! તમે નિરાંતે બેશો. હું જરા અંદર જઇને લૂગડું બદલીને આવું છું, અને પછી આપણે સર્વ વાત કરીશું." કહીને તેણી ગઇ.

—:૦:—

## પ્રકરણ ૨૦ મું.

### તાત્કાલિક તડાકો!

**દોહરો.**

ભૂપ મળ્યા ભાવે ભલા,
સિદ્ધ થયું છે કામ:
નવરંગીને તરતમાં,
મળ્યાં ઠામ ને ઠામ.

નવરંગી હવે વધારે ઉત્સાહમાં આવ્યો, અને દિવાનખાનામાં આમ તેમ નજર નાંખવા લાગ્યો. દિવાનખાનાની શોભા જૂની ફૅશનની હોવાથી તેને તેની નવાઈ લાગી, અને કેટલાંક નમુનાદાર ચિત્રો વિગેરે જોઇને તે તો છક્કજ થઈ ગયો!

ચપળા ઝડપમાં પાછી આવીને નવરંગીની પાસે બેઠી, અને તેણીની એક દાસિએ પાનનાં સુંદર બીડાં બનાવીને સન્મૂખ મૂકતાંજ ચપળાએ એક બીડું નવરંગીને આપ્યું તથા એક પોતે ખાધું, અને પછી શાંતિથી તેણીએ તેને પૂછ્યું "મુંબઇ છોડવાનો તમને કોઇ બીજો સબબ છે કે?"

"બીજો કોઇ જોખમકારક સબબ તો નથીજ, પણ ઘર સંસારની ખટપટને ખાતરજ મુંબઇ છોડયું છે!"

"ઠીક! સમજી!" ચપળાએ માથું હલાવીને જણાવ્યું "હોય! સંસારી રગડા એવાજ છે!"

" રાજાજી સાહેબની સાથે મારી મુલાકાત આપ કેવી રીતે કરાવી શકશો ? દરબારમાં આપની કોઇ પણ પ્રકારની લાગવગ છે અથવા આપ કોઇની મારફતે ગોઠવણ કરશો ? "

" અરે કોઇની પણ લાગવગની જરૂર નથી." ચપળાએ પોતાની સ્થિતિ સમજાવતાં કહ્યું " રાજા સાહેબને તો હું પોતેજ કહીશ. હું તેમની ખાસ માનીતિ છું, અને મને માસિક એક હઝાર રૂપીઆના પગાર ઉપરાંત મ્હોં માંગ્યું મળે છે. પોતાની રાણી કરતાં મને તેઓ વિશેષ ચાહે છે, અને દરરોજ બપોરના ભોજન કરીને તેઓ અત્રેજ પધારે છે, તે છેક સાંજે પાંચ વાગે અત્રેથી પાછા જાય છે. દિવસમાં તેઓ એક વાર તો આવ્યા વિના રહેજ નહીં, અને કદાચ દિલ ચાહે તો રાત્રિના પણ મારેજ ત્યાં સયનવાસ રાખે છે. આ પ્રમાણે હોવાથી તમારી મુલાકાત માટે જરા પણ વાંધો નહીંજ આવે. હમણાં બપોર થતાંજ તેઓ પધારશે કે તરતજ તમારી મુલાકાત હું કરાવી આપીશ."

" ત્યારે તો મ્હોટી મહેરબાની ! " નવરંગીએ નિશ્ચિંતપણે જણાવ્યું " હવે તો મારા જીવને પૂર્ણ ખાત્રિ થઇ કે, તમે મારી ઇચ્છા ફલિભૂત કરી શકશો, અને તમારા શિવાય વિશેષ વગવસિલાની પણ હવે તો જરૂર રહીજ નહીં. માફ કરજો કે, હું તમને પ્રારંભમાં ઓળખી શકયો નહીં ! "

" એમાં માફ કરવાનું શું છે ? એ તો અજાણ્યા માણસ એકદમ ઓળખે કેવી રીતે ? " કહીને ચપળાએ નવરંગીને પૂછયું " વારૂં ત્યારે તમારો સરસામાન કયાં છે ? "

" સરસામાન તો જે અંગપર છે તેજ ! મારી સાથે કંઇ પણ સામાન લાવ્યો નથી ! માત્ર વસ્ત્રભેરજ નિકળી આવ્યો છું, અને આખી રાત્રિ ધર્મશાળામાંજ આમ ને આમ બેસીને કહાડી છે ! "

" અરેરે ! " ચપળાએ દયા લાવી કહ્યું " ત્યારે તો તમે આખી રાતના ભૂખ તથા ઉજાગરાથી હેરાન થઇ ગયા હશો ! રામ–રામ ! " કહીને તેણીએ દાસિ પાસે તાબડતોબ ચ્હાનો એક કપ મંગાવ્યો.

" ચ્હાની કંઇ જરૂર નથી ! માફ કરો ! એક દિવસ ભૂખ્યા રહેવાથી કંઇ મૃત્યુ મળવાનું નથી ! બહારગામ નિકળતાં ભૂખ, ઉજાગરો, અને તરસ તો સહન કરવાંજ જોઇએ. "

" આ બ્રહ્મણિયા પાણીની ન્હા છે, અને તે લેવામાં તમે કંઇ વટલાવાના નથી, માટે ખુશીથી લો."

" વટલાવાની વાત તો હું માનતોજ નથી, અને જ્ઞાતિભેદ પણ હું ગણકારતો નથી!"

" ત્યારે તો બિસ્કીટ લેવામાં પણ હું ધારૂં છું કે તમને કંઇ હરકત નહીં હોય! ખરૂં કેની?

" હરકત માત્ર દારૂ ને માંસ શિવાય મને કશામાં નથી! પણ તમે શા માટે આટલી બધી તસ્દી લો છો? તમારો આગ્રહ છે તો આ હું લઉં છું, અને બીજી તસ્દી લેશો નહીં."

" એમાં તસ્દી શાની છે?" કહીને ચપળાએ ફૅમિલી બિસ્કીટ દાસિ પાસે એક રકાબિમાં મંગાવીને તે પણ નવરંગીને આપ્યાં, અને પછી તેણીએ જણાવ્યું "તમારા વિચાર આવા સુધરેલા છે, એ જાણીને મને ઘણોજ સંતોષ ઉપજે છે. આ પણ ઇંગ્રેજી વિદ્યાની એક ખુબિજ છે! કેળવણી લઇને આવા સુધારા કરો છો, તેને માટે તમને સાબાશી ઘટે છે, અને અમારા મહારાજા સાહેબ પણ તમારા વિચારો જાણીને ઘણા રાજી થશે, અને તમારાપર ઘણોજ ભાવ રાખશે. તેઓ તમારા જેવાજ પુરૂષને પોતાની પાસે એક સલાહકાર તરીકે રાખવાને તત્પર થશે. અને હું તો ધારૂં છું કે, તમે આ રાજ્યમાં ઘણુંજ માન પામશો. રાજાજીનો સ્વભાવ પણ ઘણોજ માયાળુ ને કદરદાન છે; પરંતુ તમે અકસ્માત આ નગરમાંજ આવવાનું પસંદ કીધું તેનું મૂળ કારણ જો તમને હરકત નહીં હોય તો દર્શાવશો? મુંબઇમાં તો તમારા જેવાને ઘણી સારી નોકરી મળી શકે, અને મુંબઇ છોડીને પરદેશજ કેમ પધાર્યા?"

" તે તો મેં આપને પ્રથમજ કહ્યું છે કે, સંસારિક ખટપટને ખાતર મારે મુંબઇ છોડવું પડયું છે!"

" એવી સંસારિક ખટપટ શી છે?"

" તે ખટપટની કથા ઘણી લાંબી છે, અને તે પણ આપને હું પ્રસંગોપાત જણાવીશ."

" ભલે! વળી નિરાંતે કહેજો, અને હમણાં જરા આરામ લેવાનો વિચાર હોય તો તળાઇ નંખાવી આપું!"

"દિવસે સુવાની તો મને ટેવજ નથી, તેમજ જીવ જરા ઉચાટમાં હોવાથી ઉંઘ પણ આવવી મુશ્કેલ! એકવાર મહારાજા સાહેબની મુલાકાત થાય, અને મારી વિનંતિ સાંભળીને તે નામદાર મને નોકરી આપે, તે પછીજ મારા જીવને શાંતિ વળે, અને ત્યારેજ ખાવાનું પીવાનું કે સૂવાનું દિલ પણ થાય!"

"તે માટે તો તમે નિશ્ચિંતજ રહો, હમણાં રાજાજી પધારશે, અને તેજ વખતે તમારો તમામ બંદોબસ્ત થઇ જશે. એ વાતમાં તો જરા પણ સંશય સમજશોજ નહીં. વળી હમણાંજ ભોજન પણ તૈયાર થઇ જશે, અને રાજાજીનાં પધારવા પહેલાંજ આપણે ભોજન પણ લઇશું કે જેથી તે નામદારની સાથે નિરાંતે વાતચીત કરવાનું પણ ઠીક થાય. અહીં જમવાને તમને વાંધો તો નહીંજ હોય?"

"વાંધો નથી, પણ આપનેજ બધી વાતની તકલીફ આપવી, એ મને સારૂં લાગતું નથી, માટે જો અત્રે કોઇ પણ વીસી હોય, અને કોઇ માણસ સાથે મને ત્યાંજ ભોજન કરવા મોકલો તો વધારે સારૂં."

"મારે ત્યાં ભોજન લેવામાં જ્યારે તમને વાંધો નથી, ત્યારે તમને વીસીમાં મોકલવાનું શું કારણ? મારે ત્યાં તમારે માટે કંઇ વધારે આસ કરવું પડે તેમ નથી. મારે ત્યાં તો અત્યારે, તેમજ સાંજે–દરેક ટંકે પચ્ચીશ–ત્રિશ માણસની રસોઇ દરરોજ થાય છે. માટે એ બાબતમાં તમારે ખંચાવુંજ નહીં."

આ પ્રમાણે વાતો કરતાં ભોજન તયાર થયાથી તે બંનેએ ભોજન કીધું, અને પછી ધીમે ધીમે ચપળાએ, નવરંગીને તેના ઘર ખટલાની, તેમજ બીજી બધી વાતો પૂછી લીધી. તેમાં નવલને લગતી પણ સર્વ બિના નવરંગીએ તેણીને કહી સંભળાવી, જે સાંભળીને તેણી ચકિત થઇને બોલી "શાબાશ! તમે પણ પ્રેમ પંથના પૂરા ભકત છો! પ્રેમને ખાતર તમારા પિતાની લાખોની ભવિષ્ય છોડીને પરદેશ વેઠો છો, એ કંઇ જેવી તેવી વાત નથી! આનું નામજ ખરો પ્રેમ કહેવાય! આજકાલ દુનીઆમાં મતલબનો પ્રેમ બધાએ બતાવે છે. પણ તમારા જેવો ખરો પ્રેમ બતાવનાર વિરલાજ થાય! તમારા જેવા એક વચનીને પરમેશ્વર આખરે સુખીજ કરશે, અને તમારો પવિત્ર પ્રેમ આખરે તમારો વિજયજ કરશે! રાજાજીને આ તમારી

વાત સમજાવીશ, અને તમારૂં જેટલું ભલું થઇ શકશે, તેટલું કરવાને હું ચુકીશ નહીં ! તમારા જેવા પવિત્ર પ્રેમભકતનાં તો પગલાં પૂજવા જોઇએ ! વાહરે વાહ ! આનું નામજ સાચો પ્રેમ ! ધન્ય છે તમને ! ”

એટલામાંજ રાજાની સ્વારી આવી પહોંચી. રાજાએ ઉપર આવતાંજ નવરંગીને જોઇને ચપળા પ્રત્યે પૂછયું “ આ સખસ કોઇ નવો લાગે છે ! એ કોણ છે વારૂં ? ”

“ આપને એમના સંબંધમાં સવિસ્તર ખુલાસો કરૂં છું, આપ જરા શાંતિથી બિરાજો ! ”

રાજા એક સુંદર ખુરસીપર બેઠો. ચપળા નીચે ગાલીચાપર બેઠી, અને નવરંગી ઉભો હતો, તેને પણ રાજાએ બેસવાની આજ્ઞા આપ્યાથી તે પણ સન્મૂખ બેઠો. દાસિઓ પંખો કરવા બંને બાજૂએ ઉભી રહી. ચપળાએ સુંદર પાનનાં બીડાં બનાવી તે સૂવર્ણની તબકમાં મૂકી રાજાજી સન્મૂખ ધરતાં રાજાએ સામટાં પાંચ બીડાં લઇને મ્હોમાં મૂકી મ્હોં ફુલાવ્યું, અને થોડીક મિનિટ પાનનો કૂચો કરવામાં મન રાખીને પછી રાજાએ જણાવ્યું “ચપળા! ચાલ અંદર હીંડોળાપર બેસીશું.” કહીને રાજા ઉઠયો. ચપળા પણ તેની પાછળજ ગઇ, અને નવરંગી દિવાનખાનામાંજ બેસી રહ્યો.

હીંડોલાપર પ્રીતમ, અને પ્રિયા બેઠાં પછી ચપળાએ, નવરંગીના સંબંધમાં સર્વ હકિકત, જે જે નવરંગીએ તેણીને કહી હતી, તે તમામ કહી સંભળાવી, જે સાંભળી રાજા બોલી ઉઠયો “ એવા પુરૂષની તો આપણને ખાસ જરૂરજ છે, અને ઇશ્વરેજ મારી જરૂર પૂરી પાડવાને એને મોકલ્યો છે, એમ હું તો માનું છું ! એને હું ઘણી સારી નોકરી આપીશ અને એ જેમ રાજી થશે તેમ કરીશ. ”

“ તો કૃપા કરી આપ એ બિચારાને જરા સમજાવીને ફરમાવી દો તો એનાં જીવને શાંતિ વળે ! ”

“ બરાબર છે, અને હું તેને હમણાંજ કહી દઉં છું. ” કહીને રાજા પુનઃ દિવાનખાનામાં આવ્યો, અને ચપળા પણ સાથેજ આવી. રાજાએ હવે આનંદથી નવરંગીને કહ્યું “ તમારી બાબતમાં તમામ વાત આ મારી વ્હાલી ચપળાએ મને દર્શાવી છે, એટલે હવે તમને

વિશેષ પૂછવાની જરૂર નથી. તમે મારા રાજ્યમાં આવ્યા છો તેથી હું અતિ આનંદ પામ્યો છું. તમારૂં નામ શું વારૂ ?"

"મારૂં નામ નવરંગીલાલ છે સાહેબ !"

"વાહ ! અતિ ઉત્તમ નામ છે !" રાજા હરખાતો બોલ્યો. "મી૦ નવરંગીલાલ ! તમે ઇંગ્રેજી તો સારી રીતે લખી, વાંચી તથા બોલી શકતા હશો, એમ હું ધારૂં છું. ખરૂં કેની ?"

"જી હા. આપ નામદારનું ધારવું યોગ્ય છે. ઇંગ્લિશ તો હું બી. એ. કલાસ સુધી શીખ્યો છું હજૂર !"

"ઘણુંજ સરસ ! મારે તમારા જેવા માણુસની ખાસ જરૂર છે, અને હાલ તરત તમને હું ત્રણુસેં રૂપીઆનો પગાર દર માસે આપીશ, તેમજ ધીમે ધીમે તમારો પગાર વધારી પણ આપીશ. હમણાં તો તમને હું મારા ખાનગી કાર્યભારીની જગાપર નીમું છું, અને આગળ જતાં બીજો મ્હોટો ઓધ્ધો પણ તમને આપવાને હું વચન આપું છું, માટે તમે દિલ રાખીને કામ કરજો. તમે હમણાં તો આ સીપાઇ સાથે પધારો, અને એ સીપાઇ તમારા ઉતારા વિગેરેની તમામ વ્યવસ્થા કરી આપશે, જે પછી હું પુરસદે તમને મારી પાસે બોલાવને વિશેષ વાતચીત કરીશ."

"વારૂંજી, મ્હોટી મહેરબાની ! આપે મારા પ્રત્યે જે કૃપાભાવ બતાવ્યો છે, તેને માટે હું આપનો અત્યંત આભારી થયો છું, અને એવીજ કૃપાદૃષ્ટી સદા રાખશો, એજ મારી આપને પ્રાર્થના છે."

"પણ એ બિચારા પાસે વસ્ત્રો પણ પહેર્યાં છે તે શિવાય બીજાં નથી હજૂર !" ચપળા બોલી ઉઠી.

"તે સર્વનો બંદોબસ્ત થઇ જશે." કહીને રાજાએ પોતાના હજૂરિયા સીપાઇને પાસે બોલાવીને તેને તમામ વાત ટૂંકમાં કહીને નવરંગીની સાથે મોકલ્યો, અને તે સીપાઇએ રાજાના હુકમ પ્રમાણે નવરંગીના ઉતારા વગેરેનો સર્વ યોગ્ય બંદોબસ્ત તડાકામાં કરી દીધો.

ચપળા રાજા પ્રત્યે બોલી "માનવંત મહારાજા ધિરાજ ! આપને તો ભાવતું ભોજન મળ્યું ! આ યૂવાન જેમ ઇંગ્રેજીમાં પ્રવીણ છે, તેમજ ખાનદાનનો પુત્ર પણ છે. ઘરનો સુખી છતાં માત્ર એક કુંવારિકા સાથે પ્રેમ વચનથી બંધાયલો હોવાથી, એનાં માત-પિતા સાથે

ઉચપચ થતાં એ બિચારો સુખસાગરનો ત્યાગ કરી પરદેશ પડયો છે, માટે એવાને આપ કૃપાળુ સુખી કરજો, એજ મારી પણ પ્રાર્થના છે. એવાને સાહ્યતા આપવી, એના જેવો અન્ય ધર્મ નથી ! વળી આપને પણ એવા પુરૂષની ગરજ છે, માટે હાથમાં આવેલો હીરો હવે જવા દેશો નહીં. મને ભય એટલોજ લાગે છે કે, પ્રધાનજી જૂના વિચારના હોવાથી તેમજ બીજા કામદારો પરદેશીઓને જોઇને ઇર્ષાથી બળી પણ જશે, માટે એ બિચારાને ટકવા દેશે ત્યારે ! ખટપટિયાઓ પોતાનાં પરિબળમાં ફાવે નહીં તેને માટે સંભાળ રાખશો તો સારૂં નામવર !"

"તે બધું હું જાણું છું, અને ખટપટિયાઓનો ખોડો કહાડવાને ખાતરજ આવા પુરૂષને હું મેળવવા ચાહતો હતો. હવે મને તેવી તક મળી આવી છે, એટલે આસ્તે આસ્તે સર્વ સુધારો કરી શકાશે."

"તમારા પ્રધાનજી જૂના વિચારના તેમજ વેહમીનું બારદાન હોવાથી તેમજ અભિમાનનું પણ પૂતળું હોવાથી તે તમો નામદારને ગમે તેમ સમજાવીને કંઇ પણ સુધારો કરવા દેશે ત્યારેની !"

"મારી પોતાની મરજી પાસે પ્રધાનજી પાણી ભરશે. હું તેને ગાંઠું તેમ નથી તો. હું સારી રીતે સમજું છું કે, તે એક જૂના જમાનાનો જંગલી જટ છે. એ તો તેને જૂનો ધારી હુંજ નભાવી રહ્યો છું.

"એ પણ ખરૂં છે ખુદાવિંદ ! તેનામાં અક્કલનું તો તદ્દનજ અંધારૂં છે જો ! માત્ર ગબડગંડ ગર્વિષ્ટ છે !" આ પ્રમાણે ચપળાએ ઘણીક રીતે પ્રધાનજી વિરૂદ્ધ રાજાને ભંભેરીને ભૂત બનાવ્યો, અને નવરંગીને માટે ભાર મૂકી-મૂકીને ભલામણ કરી તે યુવાનનુંજ ભલું તાક્યું.



# પ્રકરણ ૨૧ મું.

## ભાગ્યોદયની ભવ્યતા !

દોહરો.

નવરંગી સુખમાં રહ્યો,
રાજા તેને ચાહ;
પ્રધાન સંગ બીજા બળે,
જાણે લાગી લાહ !

નવરંગીલાલનો ભાગ્યોદય થયો. રાજાનો ખાનગી કાર્યભારી તે બન્યો. રાજાની ખાસ મ્હેરબાનીનો તે માણસ છે, એમ દરબારી મંડળમાં ડંકો વાગ્યો ! ત્રણસોનો માસિક પગાર નવરંગીને માંગ્લિક મનાયો ! તે ઉપરાંત દરબાર તરફથી રહેવાનું એક ભપકાદાર મકાન, બે ઘોડાની ગાડી, સીપાઇઓ, નોકર–ચાકરો વિગેરે ઠાઠ તો મફતમાંજ ! સીધું–દરરોજના ખાધાંની વસ્તુઓ પણ દરબારી કોઠારમાંથી શરૂ થવા ઉપરાંત ખાનગી ખાતું તમામ નવરંગીના તાબામાં હોવાથી તેને કોઇ પણ રીતની ખામી તો રહીજ નહીં ! થોડાજ દિવસમાં તે નગરમાં નવરંગીલાલ, જાણે જૂનો અમલદાર હોય તેમ સ્થપાયો, અને રાજાની મૂંછનો બાલ મનાયાથી પ્રધાન શિવાય ન્હાના–મ્હોટા સર્વ દરબારીઓ નવરંગીલાલભાઇની ખુશામત કરવા લાગ્યા ! આ પ્રમાણે પોતે ઠરીઠામ થયલો જાણ્યાં પછી તેણે પોતાના મિત્ર ઇશ્વરલાલને નીચેનો પત્ર લખી મોકલ્યો:—

" પ્રિય મિત્ર ઈશ્વરલાલ,

વિ. વિ. તમારે ત્યાંથી નિકળીને તમારી સલાહ પ્રમાણે હું ઉજ્જડપૂર આવ્યાં પછી રાજા સાહેબની મુલાકાત થતાં મને તેમણે માસિક રૂપીઆ ત્રણસોના પગારે પોતાના ખાનગી કાર્યભારીની જગાપર મ્હેરબાનીથી નિમ્યો છે, અને ટૂંકમાં લખવાનું એજ કે, તમારી સલાહથી હું સર્વ પ્રકારે સુખી થયો છું. ઘર કરતાં પણ અધિક આનંદમાં છું. તમો પણ જો અત્રે આવવા ચાહતા હો તો તમારે માટે પણ સારા પગારની જગા થઇ શકશે. આજે પોસ્ટમાં તમોએ મને આપેલાં કપડાં વથા રૂપીઆ પાંચ મોકલ્યા છે, તે મળેથી જવાબ લખશો. આ સાથેનો પત્ર નવલને કોઇ પણ પ્રકારે પહોંચાડશો. વિશેષ જાણવાજોગ પત્ર દ્વારાએ દર્શાવશો. તમારો ઉપકાર જીંદગી

સુધી ભૂલવાનો નથી. નવલને યોગ્ય સલાહ આપ્યા કરશો. કામ સેવા સૂચવશો, અને પત્રનો ઉત્તર નીચેને એડ્રેસે લખશો. એજ વિનંતિ.

લી૦ આભારી નવરંગીનાં યથાઘટિત.

એડ્રેસ:—ખાનગી કાર્યભારી.

ઉજ્જડપૂર, વાયા–દમ્મણ.

ઉપર પ્રમાણે ઇશ્વરલાલ પર પત્ર લખી તેમાંજ નીચેનો પત્ર નવલના નામનો બંધ પૅકટમાં લખી મોકલ્યો:—

"પ્રાણ પ્રિય નવલ,

જત તમારાથી વિખૂટો પડીને હું ઉજ્જડપૂર આવતાંજ ધાર્યા કરતાં પણ વિશેષ સુખનું સ્થાન મળ્યું છે, અને અત્રેના મહારાજા સાહેબે કૃપાવંત થઇને મને પોતાના ખાનગી કાર્યભારીની જગા આપી, માસિક પગાર રૂ. ૩૦૦) નો કીધો છે, તેમજ ગાડી–ઘોડા આદી સર્વ વૈભવમાં હાલ તરત તો કચાસ રહી નથી, જે જાણી તમે ખુશી થશો; પરંતુ એ સર્વ સુખ શિવાયનું જે અતિ અગત્યનું અર્ધાંગનાનું સુખ, તે તો તમેજ ! તે કયાં ? તે તો દૂર છે, અને તેને માટેજ આ તન વરફડે છે, બળે છે, અને સૂકાય છે ! તેમ છતાં ધૈર્યની સાહ્યતા રાખી રહ્યો છું, અને આ અંગ જે તમારૂં છે, તે તમારેજ માટે નિર્મળ રહ્યું છે અને રહેશે, એ ચોક્કસ સમજજો. હવે તમારૂં કેમ છે ? તમારાં માતા–પિતા તમારે માટે કંઇ ચળવળ–લગ્નની ખટપટ કરે છે, અથવા તમે કોઇ પણ પ્રકારના સંતાપમાં છો કે ખુશી આનંદમાં છો ? અલબત્ત, સ્નેહની સાંકળ સાંપ્રત તૂટી પડી છે, અને તેથી તમને પણ શોક તો થતોજ હશે, તદપિ તે શોક ટુંક સમયને માટે સહન કરવો જોઇએ તે શિવાય મૂળ વસ્તુની સલામતિ સંભાળવાની છે, અને તે એજ કે, જો તમારાં વડિલો તમારાં લગ્ન કોઇ બીજા સાથે વિંટાળવાની ખટપટમાં હોય તો મને જણાશો, કે જેથી તે બાબતમાં તમારી સલામતિને માટે મારે યોગ્ય ઉપાય યોજવોજ જોઇશે. માટે જે હોય તે સત્વર સૂચવશો. પત્રનો ઉત્તર ત્વરિત લખશો. હું તમને ભાઇ ઇશ્વરલાલ મારફતેજ પત્ર મોકલીશ, અને તમે કદાચ મને પર-

ભાર્યે પત્ર લખો, તો તે પત્ર તમારે હાથેજ પોસ્ટની પેટીમાં નાંખજો, પણ કોઇનો વિશ્વાસ કરશો નહીં. તેમજ હું અત્રે છું, અને આપણી વચ્ચે પત્રવહેવાર છે, એમ પણ અન્યને જાણ થવા દેશો નહીં. વળી આ પત્ર વાંચી ફાડી નાંખશો, કે જેથી કોઇના હાથમાં ભૂલે ચૂકે પણ જવાની ધાસ્તી રહે નહીં. હાલ એજ. ઉત્તર સત્વર લખજો.

લી૦ શુભેચ્છક નવરંગીના આશિર્વાદ.

મારૂં એડ્રેસ:—પ્રાઇવેટ સેક્રેટરી.

ઉજજડપૂર, વાયા–દમ્મણ.

ઉપલો પત્ર, અને ઇશ્વરલાલનો પત્ર પૅકેટમાં મૂકીને પોતાને હાથેજ તે પૅકેટ ચીટકાવ્યું, અને તે પર ઇશ્વરલાલનું એડ્રેસ કરીને ટપાલમાં નંખાવ્યું, તેમજ ઇશ્વરલાલનાં કપડાંની સાથેજ પાંચ રૂપિયા વિંટાળીને તેનું પણ પાર્સલ કરી મોકલ્યું.

ચપળાનાં પ્રતાપે પોતાનો ભાગ્યોદય થયો છે, એ પણ નવરંગીના હૃદયમાં રહ્યું, અને તેથી તેણીને ત્યાં પણ તે દરરોજ એકવાર મુલાકાત લેવાને જયા કરતો હતો, તેમજ ધીમે ધીમે તે પોતાના ઘરની તમામ વાત, તેમજ નવલના સંબંધની તમામ બિના ચપળાને જણાવ્યા કરતો હતો, જેથી ચપળાના હૃદયમાં નવરંગી પ્રત્યેની ભલી લાગણીમાં ઉમેરો પણ થયાંજ કરતો હતો. વળી ચપળા પણ નવરંગીને પોતાના પક્ષનો સમજીને, રાજાને પણ વારંવાર નવરંગીને માટે દબાણ કરીને તેનું ભલું કરવા માટે આગ્રહ કર્યાંજ કરતી હતી, અને રાજા તો ચપળાની હથેલીમાં રમનારો–પ્યારનું પૂતળું હોવાથી –ચપળા બોલી, એટલે જાણે પરમેશ્વરજ બોલ્યા! આમ માનીને ચપળાની ભલામણ પ્રમાણે રાજા પણ નવરંગીને અંતઃકરણપુર્વક ચાહતો હતો. દિવસમાં ઘણોખરો વખત નવરંગીની બેઠક રાજા સાથેજ થતી હતી, અને નવરંગીની સલાહ પ્રમાણે રાજ્યમાં અનેક સુધારા વધારા કરવાની પણ શરૂઆત થઇ ચૂકી હતી. દરેક વાતમાં નવરંગીલાલની સલાહ રાજાને સર્વોપરી સમજાતી હતી, અને તેથી રાજ્યના તમામ મ્હોટા અમલદારો, જેઓ માત્ર પ્રધાનજીની ખુશામત કરતાં હતા, તેઓ હવે નવરંગીની ખુશામત કરવા લાગ્યા! આથી પ્રધાન-

જીનું ઘણુંજ પાકી આવ્યું ! તેને સ્વાભાવિક રીતે ઘણુંજ ખરાબ લાગવા માંડયું ! કેમકે આડકતરી રીતે તેની સત્તા ગગડી પડી, અને તે તો માત્ર નામનોજ–દર્શનરૂપ પ્રધાન હોય, તેવી તેની સ્થીતિ થઇ ગઇ ! તેને માટેજ પ્રધાનજીની મરજી હવે નોકરી કરવાને મંદ પડી, અને તેણે એક દિવસે રાજાજીની મુલાકાત લઇ તેમને જણાવ્યું "નામદાર હજૂર ! કૃપા કરીને મારૂં રાજીનામું મંજૂર કરશો તો આપનો અત્યંત ઉપકાર માનીશ ! કેમકે હવે મારી મરજી નોકરી કરવાની નથી, અને ઘેર બેસી ભગવતનું ભજન કરવાનો મારો વિચાર છે."

"કેમ વારૂં ? એકદમ આટલો બધો વૈરાગ આવવાનો શો સબબ ! હજી તો તમે નોકરી કરી શકો તેવા છે, અને તમે તો રાજ્યના સ્થંભ સમાન છો, માટે તમને રજા કેમ અપાય ?"

"પણ હવે નોકરી કરવામાં શોભા નથી, અને આબરૂભેર ઘેર બેસવામાંજ શોભા છે ! આપની કૃપાથી આજ સુધી માન મેળવ્યું છે, પરંતુ હવે જમાનો બદલાઇ ગયો છે, માટે મારે પણ નોકરીનું સ્થાન બદલીને નિવૃત્તિ સ્થાને બેસવું લાજમ છે હજૂર !"

રાજા પોતાના મનમાં સમજી તો ગયો, તો પણ પ્રધાનજીને મોંઢેથીજ પાંચડો પડાવવાને તેણે પૂછયું "તમે કેવી રીતે જમાનો બદલાયો જૂઓ છો ? મને તમારા મનની વાત સમજાવો પ્રધાનજી !"

"મારે સમજાવવા જેવું શું છે ? આપ બુદ્ધિશાળી બધુંએ સમજવાને સમર્થ છો !"

"મને નથી સમજાતું ત્યારે તો પૂછું છું" રાજાએ ઉલટાવી ઉલટાવીને પૂછયું "હવે જમાનો બદલાયલો તમને કયા કારણથી લાગ્યો, તેજ હું જાણુવા ઇચ્છું છું."

"નામદાર મહારાજાધિરાજ !" પ્રધાનજીએ હાથ જોડીને પ્રાર્થના કરી "માફ કરો મારા મહેરબાન ! મારે મોંઢે આપ બોલાવવાની આજ્ઞા કરો છો, પરંતુ તે મારે બોલવું ઉચિત ભાષતું નથી !"

"ત્યારે તો તમારૂં રાજીનામું મંજુર કરવું મને પણ ઉચિત ભાષતું નથી. રાજાએ પણ જાણવાની હઠ કરતાં પૂછયું "તમને નોકરી કરવામાં એવો તે શો મ્હોટો વાંધો આવ્યો છે ?"

" વાંધો એજ કે મારી જૂની આંખે નવાં કૌતક જોવાતાં નથી!" પ્રધાને અકળાઇને હવે સ્પષ્ટ જણાવી દીધું " આજકાલના નવા, વળી પરદેશી, અને તે ઉપરાંત એક છોકરવાદ આપનો ખાસ સલાહકાર થાય, તેનીજ વાત આપને મનાય, અને તેનોજ કક્કો ખરો પણ થાય! આવો મામલો મારા જેવાથી તો સહનજ થાયજ નહીં! માટેજ હું રાજીનામું આપું છું સાહેબ!"

" હવે તમારા પેટની ગૂંચવણ સમજાઇ!" રાજાએ શાંતપણે દર્શાવ્યું " તમે જે જે નિમિત્ત કહ્યાં તેના ખુલાસા મારે તમને સમજાવવા જોઇએ. એ માણસ ભલે નવો છે, પરંતુ એના વિચાર જૂનાને પણ પાણી ભરાવે તેવા અક્કલબાજ છે; પરદેશી છતાં મારૂં અને મારા રાજ્યનું ભલું ચાહનારો છે, માટે એ સ્વદેશી કરતાં પણ સારો સમજવામાં વાંધો નથી; અને તમે એને છોકરવાદ ગણો છો, પણ વૃદ્ધ કરતાં પણ એની સમજ શક્તિ વિશેષ વખાણવા યોગ્ય છે! તે માટેજ એનું કહેવું મને પસંદ છે, અને એની સલાહ મને સારી પણ સમજાય છે. તમે, જમાનો બદલાયાનું એજ કારણને માટે જણાવો છો, તે પણ હું સમજું છું, પરંતુ એ પણ ખરૂં છે કે, જૂનો જમાનો ગયો છે, માટે જૂના જમાનાના વિચારો પણ જવાજ જોઇએ, અને નવા જમાનાને અનુસરીને નવીન સુધારા–વધારા નવા જમાનાને છાજતા કરવાજ જોઇએ. આજકાલ ઇંગ્લિશ ટેસ્ટ સર્વ સ્થળે પ્રસાર થયો છે, માટે મારા રાજ્યમાં પણ તેનો પ્રસાર કરવાની મારી ઉત્કંઠા છે. તમને તે ટેસ્ટનો અનુભવ નથી, તેમજ તમે તેનાથી અજ્ઞાન છો, માટેજ તેના જ્ઞાતા નવરંગીલાલને મેં રાખ્યા છે, અને તેની સલાહ પ્રમાણે સુધારા–વધારા કરી મારી પ્રજાને સંતોષ આપવાનો મારો વિચાર સિદ્ધ છે; તો તમારે તે યુવાનને માટે આવો વિચાર નહીં રાખતાં તમારે પણ તેની સાથે મળી સમજીને ચાલવાની લાયકી બતાવવી જોઇએ. આમાં પક્ષાપક્ષનું, મમતનું, ભલતીજ ભિન્ન ભાવનાનું અને ઇર્ષાનું કામ નથી, પણ તે નવીન માણસને પણ આપણા પોતાના જેવો માનવો લાજમ છે. પ્રધાનજી! તમારા જેવા વૃદ્ધ પુરૂષને વિશેષ શું કહું? જે કહેવાનું હતું તે ટૂંકમાં કહી દીધું છે, અને હવે આટલા ખુલાસા પછી પણ જો તમારી ઇચ્છા નોકરી છોડવાનીજ હોય તો જેમ તમારી મરજી! તમને હું વિશેષ આગ્રહ કરવાને ખુશી નથી!"

પ્રધાનજી વિચારમાં પડયા, અને બોલ્યા " પણ હવે મારૂં દિલ નોકરી પરથી ઉઠી ગયું છે, માટે મને રજા આપશો, એટલીજ મારી વિનંતિ છે સાહેબ !"

" તો ભલે ! બેલાશક તમે તમારે ઘેર બેશો ! જેમ તમારી મરજી ! મને કંઇજ વાંધો નથી !"

તરતજ પ્રધાનજી નમન કરીને રાજીનામું આપી વિદાયે થયા, અને તેજ વખતે રાજાએ પણ એકદમ નવરંગીલાલને બોલાવી તેને માસિક બે હજારના પગારથી પ્રધાનપદ આપ્યું. જૂના પ્રધાનના રાજીનામાની તથા નવા પ્રધાનની નિમણુંકની ખબર જાહેર પ્રજાને ઢંઢેરો પીટાવીને જણાવી, અને આજથીજ નવરંગીલાલ પ્રધાનની કારકીર્દિનો પ્રારંભ પણ થઇ ચૂકયો.

જૂના પ્રધાન બન્ડાજીની સાથેજ તેના ખાસ મળતિયાઓ હતા, તેઓમાંનો પણ બેજણ નોકરીને નમસ્કાર કરીને પોતપોતાને ઘેર બેઠાં, અને તેઓની ત્રિપુટીએ એટલુંજ ગુમાન માંહોમાંહે પકડી રાખ્યું કે " હમણાં તો રાજાજી નવા રંગપર ચઢયા છે, પણ આગળ જતાં એવોજ વખત આવશે કે, એજ રાજાજી આપણને બોલાવશે." આ પ્રમાણેનું અભિમાન રાખીને તેઓ કંઇ પણ ખટપટ કર્યાં વિના માન્ય ધારણ કરી શાંત રહ્યા.

એજ રાતના રાજાએ પોતાની પ્રિયા ચપળાને ત્યાં નવરંગીલાલને પણ બોલાવ્યો, અને રાજા, ચપળા તથા નવરંગીલાલ-ત્રણે ભેગાં થયાં, અને ચપળાએ નવરંગીલાલને પ્રધાનપદ મળ્યાં બદલ મુબારકબાદી આપવાની સાથે પોતાની તરફથી એક શાલ બોટો બક્ષિસ આપ્યો. રાજાએ પણ આ સમયે નવરંગીલાલને ભાર મૂકીને એટલીજ સૂચના કરી રાખી કે " જોજો ! ખૂબ સંભાળીને કાર્યભાર ચલાવજો, અને તમારા વિરોધિઓમાં તમારી હાંસી થાય નહીં, તેમજ પ્રજામાં પણ અસંતોષ ઉત્પન્ન થાય નહીં, તેવી રીતનો તમામ વહિવટ શાંતપણે ચલાવજો."

" વારૂંજી." કહીને નવરંગીલાલ પોતાને મકાને ગયો; કેમકે આ સમયે ચપળા તથા રાજાજી રંગપાણીમાં મશગૂલ હોવાથી ત્યાં બેસવું નવરંગીલાલને યોગ્ય લાગ્યું નહીં. બીજે દિવસેજ નવરંગીએ,

જૂના પ્રધાનના હાથ નીચે કામ કરનારા બે મુખ્ય માણુસો, જેઓ રાજીનામાં આપી ગયા નહોતા, અને વળી જેઓ ઘણા ભલા, અને રાજ્યના સર્વ ખાતાંઓના ઘણા અનુભવી હતા, તે બંનેને પોતાને મકાને ખાનગીમાં બોલાવ્યા પ્રથમ તો તેમણે રાજી કરવાને નવરંગીએ પોતાના ખાનગીમાંથી તે દરેકને સારો પોશાક આપ્યો અને તે પછી તેમને હાથપર લેવાના હેતુથી મિઠાશથી જણાવ્યું. "મી૦ ચતુરલાલભાઇ, અને મી૦ વાડીલાલ! તમો બંને મારા ખાસ મદદગાર છો. આ રાજ્યમાં મારી નિમણુંક થઇ, ત્યારથીજ કેટલાક ખટપટિયાઓ, જેઓ આ રાજ્યનાજ વતનિયો છે, તેઓ તો પોતાની મેળેજ દૂર થઇ ગયા છે. પરંતુ તમો બંને મારી માફક પરદેશીઓજ છો, અને તેથીજ તમો મારા સાથમાં રહ્યા છો, તે જોઇ મને ઘણો આનંદ થયો છે. તમારી અને મારી વચ્ચેનો સંબંધ ઉપરી તથા મદદનિશ તરીકેનો છે, તથાપિ હું તમોને મારા તાબાના માણસો તરીકે ન માનતાં મારા સાહ્યભૂત સ્થંભો સમાનજ સમજીશ, અને આપણે એકત્રપણે એટલુંજ બતાવવાનું છે કે, પરદેશીઓથી રાજ્યકારભાર સુધરે છે, ન્યાયનીતિ સચવાય છે, અને રાજા પ્રજાનું શ્રેય પણ થાય છે. આને માટે આપણે આપણું પ્રમાણિકપણું તથા ન્યાય નીતિ પ્રથમ સાબિત કરવાના છે, અને જો આપણે નિઃસપક્ષપાતપણે તેમજ સત્યતાપૂર્વક નિર્મળ કાર્યભાર કરીશું તો તેમાં આપણને યશ મળશેજ. 'સત્યનો સાહ્યક શ્રી હરિ છે!' એ મહાત્માઓનાં વચનામૃત કંઇ મિથ્યા જતાં નથી, માટે સારાંશમાં એજ કે, આપણે ઐક્યતાથી, નિમકહલાલિથી, અને સારી સમજથી વહિવટ કરીશું તો ઇશ્વર આપણને સાહ્ય થઇ આપણો વિજય કરશે. આટલુંજ તમો બંને ભાઇઓને ટુંકમાં કહેવાનું છે, જે લક્ષમાં રાખશો, એવી આશા છે."

"બરાબર છે! આપનો બોધ અનૂપમ છે!" નાયબ દિવાન ચતૂરલાલે જણાવ્યું "આપનાં સંભાષણનો અર્થ સમજાયો છે, અને તેવુંજ વર્ત્તન યશસ્વિ થશે, માટે તેજ પ્રમાણે વર્ત્તવાને હું સર્વદા દઢ રહીશ. આપનો બોધ બરાબર અમલમાં આવશે સાહેબ! આપનાં કહેવા પ્રમાણે પરદેશીઓનો કાર્યભાર વિજયિક નિવડશે, તેને માટે ખાત્ર રાખશો."

"અલબત !" વાડીલાલે પણ છાતી ઠોકીને જણાવ્યું "હું સાત વર્ષ થયાં હેડ કલાર્કનું કામ કરૂં છું, માટે મને રાજ્યના લગવા ઘણાંખરાં કામોનો અનુભવ હોવાથી આપને કોઇ પણ બાબતમાં મુશ્કેલી નહીંજ આવે. આપ સાહેબનો કાર્યભાર યશપાત્ર થશે, એમાં તો શકજ સમજશો નહીં; કેમકે આ રાજ્યના પ્રધાનનો કાર્યભાર ઘણોજ પક્ષાપક્ષિ ભરેલો હોવાથી પ્રજાને ઘણીક બાબતમાં અન્યાય મળતો હતો, અને તેથી પ્રજામાં ઘણો અસંતોષ પણ ઉપજતો હતો; પરંતુ આપ સાહેબ નિષ્પક્ષપાતપણે વહિવટ ચલાવનાર હોવાથી આપનાં કાર્યભારને કુદરતનો ટેકો મળશે, એ પણ સ્વાભાવિકજ છે. તેની સાથે રાજેશ્રી ચતુરલાલભાઇ પણ નાયબ દિવાન સાહેબ હોઇ આપને કોઇ પણ વાતે વાંધો નહીં આવશે, એ પણ ચોક્કસ છે."

આ પ્રમાણે વાતચીત કરીને તેઓ પાનસોપારી લઇ વિદાયે થયા, અને તે પછી નવરંગીલાલે રાજ્યના સર ન્યાયાધિશ મણીરાયજીને, તેમજ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ જબરજસ્તખાંનને બોલાવી તેઓને પણ યોગ્ય શબ્દોમાં સૂચનાઓ આપીને તેમને પણ સંતોષ આપી રવાના કર્યા. તે બાદ નવરંગીલાલે હસ્તે વદને, નામદાર રાજાજીની મુલાકાત લઇ, પોતે કરેલી ઉપલી યુક્તિ વિષે તેમને વાત કહેતાં તેઓ પણ ઘણાજ સંતોષ પામી, નવરંગીલાલની પૉલિસીની પ્રસંશા કરી, તેની સાથેજ નવરંગીલાલે પણ જે જે સુધારાઓ કરવા ધાર્યા હતા, તેની નોંધ કરી રાખી હતી, તે રાજા સમક્ષ સંભળાવી. તેમાં રાજાએ પોતાની તરફથી પણ કેટલીક સૂચનાઓ કરી, અને પ્રસંગોપાત તે સુધારાઓ અમલમાં મૂકવાને નવરંગીલાલને ફરમાસ કરી. સારાંશમાં નવરંગીની સૂચનાઓ રાજાને પણ સંતોષકારક જણાઇ, અને તેને માટે રાજાજી પ્રસન્ન થયા.

---

# પ્રકરણ ૨૨ મું.

## ચપળાની ચાલાકી!

દોહરો.
મુંબઇનાં પત્રો થકી, મળ્યો ખુલાસો ખાસ;
ચપળાદ્વારા વાતનો, થયો માર્ગ પ્રકાશ.

નવરંગીલાલે લખેલા પત્રો મુંબઇ પહોંચ્યા, અને તેના જવાબમાં તેના મિત્ર ઇશ્વરલાલે લખ્યું કે "તમારો સ્નેહયુક્ત પત્ર મળ્યો છે. તે સાથેનો પત્ર નવલને આપ્યો, અને તેઓ તમને ઉત્તર લખશે. તમારો ઉદય થયલો જાણી મને અત્યાનંદ થયો છે, અને ચાલુ માસમાંજ બી. એ. ની પરીક્ષા છે, તે આપ્યાં પછી જો બનશે તો હું તમારી તરફ આવીશ. કપડાંની સાથે પાંચ રૂપિયા પણ મળ્યાં છે, પરંતુ તે મોકલવાની જરૂર નહોતી. નવલને માટે ચિંતા કરશો નહીં. તેમને મારી તરફથી યોગ્ય સલાહ આપવાને હું ચુકનાર નથી તમારા સુખસાતાના સમાચાર લખતાં રહેશો. એજ વિનંતિ."

ઉપલાજ પત્રની સાથે નવલ તરફનો જૂદો પત્ર જૂદાજ પૅકેટમાં મળ્યો, જેમાં નવલે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"પરમપૂજ્ય પ્રાણનાથની પવિત્ર સેવામાં—વિનંતિ કે, આપનો કૃપા પત્ર આપના મિત્ર રા. ઇશ્વરલાલભાઇ દ્વારા મને મળ્યો છે, અને તે વાંચતાંજ મારા અંતઃકરણમાં મળ્યાં-ભેટયાં જેટલો આનંદ થયો છે. જતાંની સાથેજ આપને સારી પદ્વિ મળી, એજ આપની ચઢતીની નિશાની છે તેને માટે પણ મને સંતોષ થયો છે, પરંતુ આપ જેમ મારા વિના ઉદાસ હશો, તેમજ આપના વિના મારી ઉદાસિનો પણ પાર નથી! તેમ છતાં આપની આજ્ઞાનુંસાર ધૈર્ય રાખીનેજ બેઠી છું. મારા વિવાહ મારી ન્યાતના હાલમાંજ વકીલની પરીક્ષામાં પાસ થયલા મનહરલાલ સાથે મારાં વડિલોએ કીધાં છે. જૂવાતેડાં પણ ઠર્યાંજ હતાં પરંતુ મારે તે ક્રિયામાં તેમને ઘેર જવું પડે, એ મને મહા દુઃખદાયક થાય, માટે તે દિવસે મેં માંદી થવાનો ઢોંગ કીધાંથી તે ક્રિયા મૂલતવી રહી છે. હવે મારાં લગ્ન કરવાની તાકીદ મારાં માતા-પિતા કરી રહ્યા છે, અને તેનો દિવસ નક્કી થતાંજ હું

તમને લખીશ, જે પછી આપ આજ્ઞા આપશો તે પ્રકારે કરીશ. આપજ મારા પતિ છો, અને આપના શિવાય અન્ય પુરૂષ ભાઇ—બાપ બરાબર છે, એ જે મારૂં વચન છે, તે તો મિથ્યા થનારજ નથી, અને તેને માટેજ આપને વિનયપૂર્વક લખવાનું કે, ઉપલા પુરૂષની સાથે લગ્નનો પ્રસંગ આવતાં પહેલાં મારે પણ મુંબઇ છોડવુંજ પડશે, અને તેજ પ્રસંગે હું તો આપની તરફજ નિકળી આવીશ; કેમકે તે શિવાય મારે માટે બીજો રસ્તોજ રહ્યોજ નથી ! તેમ છતાં આપ જે પ્રમાણે સલાહ આપશો, તેમ કરીશ, માટે આપ લખી જણાવશોજી. આ કાયા, જે આપનેજ માટે સૃજેલી છે, તે બીજાની થવાની નથી, એ તો ખાત્રિથી માનશો. આપના જેવા ચતુર રત્નને વિશેષ લખવાની જરૂર નથી; પરંતુ છેલ્લી પ્રાર્થના એટલીજ છે કે, આ દાસિને જેમ બને તેમ સત્વર આપની છાંયામાં બોલાવી લેશો. આપના મિત્ર ઇશ્વરલાલભાઇ મારી સંભાળ રાખે છે, અને તેમની સલાહથી ચાલું છું. પત્ર મોકલો તો તેમની મારફતેજ મને મોકલશો. હું તો મારે પોતાને હાથેજ પોસ્ટમાં પત્ર નાંખું છું. અને હવે પછી પણ તેમજ કરીશ. ચોપાટીપર ઇશ્વરલાલભાઇ અવારનવાર મળે છે, અને તેઓ બંધુ ભાવે મને ધીરજ આપે છે. આ પત્રનો ઉત્તર તાકીદે લખવા કૃપા કરશોજી. એજ વિનંતિ.

લી૦ આપની આજ્ઞાંકિત નવલના

દંડવત્"

ઉપલા બંને પત્રો નવરંગીલાલે વાંચ્યા પછી, નવલના વિવાહની વાત માટે તેના મનમાં ભારે ઉચ્ચાટ ઉત્પન્ન થયો, અને હવે કોઇ પણ રીતે નવલને પોતાની પાસે બોલાવી લેવાનો તેણે વિચાર કીધો, પરંતુ નવલની વય હજી અઢાર વર્ષની થયલી નહીં હોવાથી તે બાબતમાં તેનું મન ડગમગવા લાગ્યું ! આખરે તેણે બંને પત્રોના ઉત્તર લખતાં પ્રથમ ઇશ્વરલાલને પત્ર લખ્યો, અને તેમાં જણાવ્યું કે " ભાઇ, તમારો પત્ર મળ્યો છે. વાંચી વિગત જાણી છે. તમારી પરીક્ષા થતાંજ તમે અત્રે આવવાને ચૂકશો નહીં. આ સાથેનો પત્ર ચોંટાડયાં વિનાનો નવલના નામનો મોકલ્યો છે, માટે તે તમે પણ વાંચી જોજો, અને તેણીને સંતોષકારક સલાહ આપજો. મેં તેણીને તો વિશેષ લંબાણ

લખ્યુંજ નથી, અને તમો તે પત્ર વાંચ્યાથી જોઈ શકશો. હવે તમને મારે લખવાનું કે, નવલને હમણાંજ હું અત્રે બોલાવી લેત, પરંતુ હજી તેણીની વય કાયદા પ્રમાણે અઢાર વર્ષ પૂરાંની થઇ નથી, અને તેથી તેણી જો અત્રે આવે તો વળી તેણીના પિતા વૉરંટ કઢાવવાની ખટપટ પણ કદાચ કરે તો મહા મુશ્કેલીમાં અમારે આવવું પડે! તો તેમાં કંઇ અમારી શોભા ગણાય નહીં, માટે તેણીનાં લગ્નનો પ્રસંગ આવતાંજ જો તેણીને બીજે કોઇ સ્થળે ગુપ્તપણે રાખવાનો બંદોબસ્ત થાય તો તેમ કરશો, અગર તે શિવાય પણ તમો ભાઇને જે પણ યોગ્ય માર્ગ દિસે તે તેણીને સૂચવશો. માત્ર તમારીજ સલાહ પ્રમાણે તેણી ચાલશે, અને તમો મારા અંતઃકર્ણના મિત્ર છો, માટેજ મેં સર્વ આધાર ને વિશ્વાસ માત્ર તમારા પર રાખ્યો છે તો ખાત્રિ છે કે, તમો ભાઇશ્રી તેણીને મુદ્દલ મૂંઝાવા નહીં દેતાં તેણીને સર્વ પ્રકારની સાહાયતા ને સલાહ આપશો. વળી તેણીને માટે જે પણ ખર્ચ કરવો પડે તો તે પણ કરશો, અને તેને માટે આ સાથે રૂપિયા એક હઝારની નોટ બીડી છે, તે તમને જ્યારે પણ જરૂર જણાય, ત્યારે ઉપયોગમાં લેશો, તેમજ જો વધારે રકમની જરૂર હોય તો તે સૂચવશો કે તત્કાળ મોકલી આપીશ. તે બદલ જરા પણ ખંચાશો નહીં. કોઇ પણ પ્રકારે નવલનું રક્ષણ કરવું, અને તેણીને અઢાર વર્ષની વય થતાં સુધી નિર્વિઘ્ને સંભાળી રાખવી, એ મારો ધર્મ છે, અને તેમાં તમારી સાહાયતાની ખાસ જરૂર છે. આ શિવાય તમને અધિક લખવાની અગત્યતા નથી, હાલ એજ. ઉત્તર લખશો."

બાદ નવરંગીએ બીજો પત્ર નવલના નામનો લખતાં તેમાં લખ્યું કે "તમારો પત્ર મળ્યો છે. તમે કોઇ પણ વાતે મૂંઝાશો નહીં. ભાઇ શ્રી ઇશ્વરલાલને મેં સર્વ વાત સમજાવીને લખી છે, માટે તેઓ તમને જે પ્રમાણે સલાહ આપે, તેજ પ્રમાણે કરજો, અને કોઇ પણ વાત તેમને જણાવ્યા શિવાય રહેશો નહીં. તેઓ તમને મળીને સર્વ બિનાથી વાકેફ કરશે, અને તેની સાથેજ તેઓ તમને દરેક રસ્તા દર્શાવશે, માટે કોઇ વાતે ચિંતા કરશો નહીં. હાલ એજ. કામકાજ લખશો."

બંને પત્રો ઇશ્વરલાલપર મોકલી આપીને નવરંગી વિચાર કરવા લાગ્યો કે. "જો નવલની વયનો વાંધો હોત નહીં તો હમણાં ને હમણાં તેણીને અત્રે બોલાવી લેત, પરંતુ હજી બે-અઢી વર્ષ કહાડવાં પડશે, અને તેટલો વખત તેણીને કયાં રાખવી, એ પણ મહા મુશ્કેલી છે! જોઉં છું! ઇશ્વરલાલનો ખુલાસો શું આવે છે, તે પછી કંઇ પણ નિર્ણય થઇ શકશે," આમ વિચાર કરી તે તરતજ ચપળાને ત્યાં ગયો, અને તે પણ એવાજ ઇરાદાથી કે "તેણીને નવલની બિના કહી તેણીની સલાહ પણ લેવી; કેમકે તેણી બડી અક્કલબાજ છે, માટે કંઇ પણ રસ્તો સૂચવશે."

ચપળાએ હસીને નવરંગીલાલને પૂછયું "કેમ પ્રધાનજી! ચાર દિવસ થયાં આપના દર્શનજ થતાં નથી કંઇ? હવે પ્રધાનજી થયા એટલે આ ગરીબને ભૂલી ગયા, એમજ કે?"

"એવું કંઇ નથી, પરંતુ કેટલીક મૂંઝવણને લીધે આપની પાસે આવી શકાયું નહીં, માટે માફ કરશો. પ્રધાનપદે પ્હોંચ્યો, તે બધાં પ્રતાપ તો આપનાજ છેની માતુશ્રી!"

"માતુશ્રી!" શબ્દ સાંભળતાંજ ચપળાનું મન કચવાયું. અને તેની એટલુંજ બોલી કે "પ્રધાનજી! આજ પછી મારે માટે આપ 'માતુશ્રી!' શબ્દ ઉચ્ચારશોજ નહીં!"

"કારણ?" નવરંગીએ વિસ્મય થઇ પૂછયું "એમાં ખોટું પણ શું છે વારૂ?"

"ખોટા ખરાની સાબિતી હાલ તરત કરવા હું ચાહતી નથી, પરંતુ એ શબ્દ પુનઃ કહાડશો નહીં, એટલીજ મારી આપને સૂચના છે." કહીને ચપળાએ મુદ્દાની વાત પૂછી "હવે તમે જે 'કેટલીક મૂંઝવણની વાત કહી, તે શું છે, તે જો આપને વાંધો નહીં હોય તો જણાવશો?"

"આપની પાસે જણાવવાને, અને આપની સલાહ લેવાને તો અત્યારે ખાસ આવ્યો છું." એમ કહેતાં નવરંગીલાલે પોતાના પેટની વાત પ્રગટ કરતાં જણાવ્યું "પેલી નવલને લગતી તમામ વાત તો મેં આપને કહેલીજ છે. તેણીનાં વિવાહ તેણીનાં મા-બાપે કોઇ સાથે કીધાં છે, અને હવે તેણીનાં લગ્ન કરવાની ખટપટ ચાલે છે, જે બદલ

તેણીએ મને લખ્યું છે. તેણી મારા શિવાય અન્ય સાથે હસ્તમેલાપ કદી પણ કરનાર નથી, અને તેણીનાં માત-પિતા પોતાની મરજી પ્રમાણે બીજા સાથે પરણાવી દે, તેમાંથી તેણીને બચાવવાનો ધર્મ મારો છે, પરંતુ તેણીની વય હજી અઢાર વર્ષની થઇ નથી, અને ત્યાં સુધી મારાથી પણ તેણીની સંગે લગ્ન થઇ શકે નહીં, તેમજ તેણીને ત્યાં સુધી કયાં ગૂપચૂપ રાખવી ? આ બધી મ્હોટી મુશ્કેલીજ છે !"

"તેણી અત્રે કોઇ પણ રીતે આવી શકે તેમ હોય તો અત્રે બોલાવોની ?"

"અત્રે તો આવી શકશે, પણ તેણી પોતાના ઘરમાંથી ભાગીને અત્રે આવતાંજ તેણીનો પિતા તેણીને વૉરંટથી પકડાવી શકે, અને તેની સાથે મારી ઉપર પણ તેવુંજ તોફાન જાગે ! માટે તે રસ્તો સલામત નથીજ ! તે શિવાય બીજો કયો રસ્તો લેવો, તેની પણ સમજ પડતી નથી, અને તે બિચારી ત્યાં મારે માટે મૂઝાયાં કરે છે !"

"તેણીને અત્રે બોલાવીને ગુપ્તપણે જો મારે ત્યાંજ રાખો તો અહીં કોને ખબર પડવાની છે ? અઢાર વર્ષની તેણી કયારે થશે. તે તો તમને માલમ છેની ?"

"અઢાર વર્ષ થતાં હજી અઢી-ત્રણ વર્ષ જોઇએ, અને તમારે ત્યાં રાખવામાં તો કશોએ વાંધો નથી, પરંતુ તે મહિના-બે મહિનાને માટે રાખી શકાય. જો વધારે મુદ્દત-બે-ત્રણ વર્ષ રાખવામાં આવે તો તેણીના પિતાને તેટલી બધી મુદ્દતમાં ખબર પડેજ, અને તે વૉરંટ બજાવવા આવે તેમાં મારી, તેણીની અને સાથે તમારી પણ આબરૂનાં કાંકરાં થાય ! માટેજ એ રસ્તો લેવામાં વાંધો આવે છે ! તેમ બીજે કોઇ સ્થળે પણ તેણીને કેમ રખાય ? વળી કદાચ બીજે સ્થળે પણ રાખવાની ગોઠવણ થાય, તો પણ મારે તેણીની સાથે લગ્ન કરવાનાં તે તો ખુલ્લી રીતે-શાસ્ત્રોકત વિધિથીજ કરવાનાં છે, માટે તે બધું કેવી રીતે બને ?"

"તમે તેણીનો વિચાર શું છે તે જાણ્યો છે ? અથવા તેણીએ તમને કંઇ લખ્યું છે ?"

"હા, તેણી તો સાફ લખે છે કે 'બીજા માણસ સાથે મારાં લગ્નનો પ્રસંગ આવતાંજ તમે મારૂં રક્ષણ કરવાને તમારી પાસે મને

બોલાવી લેજો !' પણ મારાથી કેમ બોલાવાય ? ન્હાની વયની છોકરીનાં વાલી તરીકે તેણીનાં વડિલો ઝટ મારાપર કાયદાનો હુમલો કર્યા વિના રહેજ નહીં !"

"ત્યારે તો કોઇ પણ સ્થળે તેણીને ગુપ્ત રાખ્યા શિવાય અન્ય રસ્તોજ નથી ! માટે મારી તો તમને એજ સલાહ છે કે, તમે તેણીને અત્રે મારે ત્યાં રાખો અને તેણી અઢાર વર્ષની થતાંજ અત્રેજ તમારા લગ્ન કરજો. અત્રે કોઇ જાતનો વાંધો આવનાર નથી, અને ખુલ્લી રીતે જાહેરમાં, તેમજ કાયદાપૂર્વક તમારાં લગ્ન ધામધૂમ સાથે થઇ શકશે."

"આપને ત્યાં રાખ્યાં પછી મુંબઇની પોલીસની ધાડ આવી ચઢે તો પછી શો ઇલાજ ?"

"અરે ! મારે ત્યાં હું તેણીને એવી તો છુપી રીતે રાખીશ કે, આપણા નગરમાં પણ કોઇને ખબર પડવાની નથી તો વળી મુંબઇ સુધી તો શાની ખબર થઇ શકશે ? એવી બ્હીક તમે રાખશોજ નહીં પ્રધાનજી !"

"જોઉં છું ! મેં તેણીને મુંબઇ પત્ર મોકલ્યો છે, અને તેનો જવાબ આવ્યા પછી આપને કહીશ."

"તેમ કરજો; પણ કોઇ વાતે મૂંઝાશો નહીં. મારી તરફથી જે પણ મદદ માંગશો, તે તમને આપવાને હું તૈયાર છું, અને તેમ કરવામાં હું મારી ફરજજ માનું છું."

"આપની તો મારાપર પૂર્ણ મહેરબાની છે, અને આપનો ઉપકાર ભૂલાય તેમ નથી."

"ઉપકાર જેવું સમજશોજ નહીં. મારે પણ પ્રસંગોપાત આપનું કામ શું નહીંજ પડે ? ચપટી ધૂળનું પણ કામ પડે છે તો તમે તો આખા રાજ્યના પ્રધાનજી છો !"

"પ્રધાનજી ખરા, પરંતુ આપનેજ વડે કેની ? પ્રધાનજી બન્યા કોનાં પ્રતાપે ?"

"મારો પ્રતાપ કંઇજ નહીં. સૌ પરમાત્માનો પ્રતાપ, અને તમારી યોગ્યતાનો પ્રતાપ !" કહીને હવે ચપળાએ પોતાની ચાલાકી ચલાવતાં પૂછયું "પણ પ્રધાનજી ! કદાચ હું કંઇ કામ કહું, અથવા હું જો કોઇ સૂચના કરૂં તો તે તમે માનશો ખરા કે ?"

" તમારી એકે એક સૂચના, સલાહ, ફરમાસ, આજ્ઞા, હુકમ કે જે કાંઇ હોય તે માનવાને હુ જીવતાં સુધી બંધાયલો છું. કંઇ મોઢેથી કહે વિશેષ નથી !"

" આપો જોઇએ વચન ?"

" વચન એક વાર નહીં પણ સાત વાર !" કહીને નવરંગીએ તત્કાળ ચપળાની હાથેલી પર પોતાના જમણા હાથની હાથેલી ઠોકીને વચન આપી પૂછયું " બોલો ! હવે શો હુકમ છે ?"

" તે હું આપને પ્રસંગોપાત કહીશ. હજી તે પ્રસંગ આવવા માટે જરા મારે થોભવું જોઇએ."

" ઠીક. જ્યારે આપની ઇચ્છામાં આવે ત્યારે ફરમાવજો." કહીને નવરંગી ઉઠીને ગયો તો ખરો, પરંતુ ચપળાની વ તો સાંભળીને તે પોતાના મનમાં ઘણા ઘણા વિચારો કરવા લાગ્યો ! તેણે તેણીને " માતુશ્રી !" જ્યાંથી તેણીએ તે શબ્દોચ્ચાર પુનઃ નહીં કરવાનું કહેલું, તેનું તેને સ્મરણ આવવાની સાથેજ પાછળથી તેનું વચન પણ તેણીએ જે લીધું, તે બંને બાબતોને માટે નવરંગીના હૃદયમાં તરેહવાર ગડબડગોટા ગબડવા માંડયા, પરંતુ છેવટે તેણે એટલોજ વિચાર કરીને મન વાળ્યું કે " થઇ રહેશે ! તેવો પ્રસંગ આવતાંજ જે બનવાનું હશે તે બનશે !"

ચપળા પણ વિચાર કરવા લાગી કે "આજે તો સહજ ઇશારો કરીને વાત પડતી મૂકી છે, અને હવે પછી એ પુરૂષને પ્રેમ જાળમાં ગૂંથવાની ગોઠવણ કરીશ. એવો રંગિલો રસિલો, રમણિક અને રૂપવંતો યુવાન ઇશ્વરે મારે માટેજ મોકલી આપ્યો છે, તો મારે પણ એ રત્નને હૃદય રસમાં રંગવોજ જોઇએ ! રાજા તો પૈસા ખવાડનાર, અને આ રસિકડો મારા હૈયાંનો હાર પ્રીતમ પ્યારો માનીને એને પ્રેમ પાનથી તૃપ્ત કરીશ, અને મારા મદન વિલાસનો વૈભવ દિપાવીશ. હાલ તરત એને કંઇ વિશેષ સમજાવતાં વળી વાત વંઠી જાય તો હાથમાં આવેલો શિકાર ગુમાવવાનું થાય, માટે એની માનીતિ મોહિનીને એક વાર મારા કબજામાં લીધાં પછીજ મારી પ્રપંચ જાળ પાથરીને નવલપરનો એનો મોહ ઉતરાવીશ, અને તે પછી મારી મતલબ સાધવાની યુક્તિ કરીશ. ઘણીજ ઠંડાઇથી કામ લેવું પડશે; કેમકે

આ આંબો ઉતાવળે પાકે તેવો નથી, અને એ પ્રેમ વૃક્ષ ઉતાવળે ફળે તેમ નથી! એ વીર વૃક્ષ છે, માટે એનો મિજાજ સંભાળીને એને સ્નેહની સડકપર સીધી રીતે કે આડી રીતે દોરવવો પડશે! તેમ કરવાં વખતનો ભોગ તો આપવો પડશે, પણ તેવો ભોગ આપ્યા વિના સ્નેહ સાંકળ સંધાય તેમ પણ નથી તો! થશે! ધીરથી વીર પણ વશ થશેજ!" આ પ્રમાણે મનમાં મનસૂબો લગાવતી ચપળાનું ચિત્ત ચક્ર પર ચઢયું!

---

## પ્રકરણ ૨૩ મું.

### ટપાટપી!

**દોહરો.**

નવલ પડિ વિચારમાં,
કરવો શો ઉપાય;
માત–પિતા સંગે વળી,
રકઝક મ્હોટી થાય!

પ્રભાતના આઠ વાગતાંનો સમય છે. ચટપટદાસ, ગુણવંતી અને નવલ ચ્હા પીને દિવાનખાનામાં ગપાટા ચલાવતાં બેઠાં છે. એટલામાં ગુણવંતી બોલી ઉઠી "હવે તો નવલનાં જૂવાતેડાને માટે આવતા સોમવારે કંઇ વાંધો નથીને?"

"હવે શું વાંધો છે? સોમવારે જૂવાતેડાં કરવાનાં નક્કીજ થયાં છે, માટે જે તૈયારી કરી રાખવી હોય તે તું કરજે. લગભગ એકસો માણસની રસોઇ કરાવવી પડશે, અને તે હિસાબે જે જે સરસામાન જોઇએ તે મહેતા પાસે બજારમાંથી મંગાવી લેવો. લાપસી, ત્રણ શાક અને મેથની ભાજીનાં ડબકાં કરવાનાં છે. તેની સાથે એક રાઇતું કર્યા વિના નહીં ચાલે."

"વારૂં પ્રાણનાથ!" ગુણવંતીએ હુંકારો પૂર્યો, અને તેણીએ બાડી નજરે નવલ તરફ જોયું.

નવલ પણ આ વાત સાંભળીને કંઇજ બોલી નહીં. તેણીએ વિચાર કીધો કે "જો માતાજી કે પિતાજી કંઇ બોલે, અને મને પૂછે તો પછી હું પણ રોકડો જવાબ આપી દઇશ." આમ વિચાર કરીને તેણી હાથમાં એક ગુજરાતી ન્યુસપેપર લઇને વાંચતી હોય તેવો ઢોંગ કરતી બેઠી, પરંતુ તેણીના કાન તો તેઓની વાતોમાંજ વળગાડેલા રાખ્યા; કેમકે તેણી તેમની વાતો જાણવાની જીજ્ઞાસામાં હતી.

એટલામાં ગુણવંતીએ નવલને જાણી જોઇને છેડી ! તેણીએ પૂછયું "કેમ કીકી, હવે તો તું તારે સાસરે જવાની, અને સાસરવાસિ થવાની ! પછી અમને તો ભૂલી જશે કે ? "

આ હાસ્ય કથનનો ઉત્તર નવલે આપ્યોજ નહીં, અને તેણી ત્યાંથી એકદમ ઉઠીને ગુસ્સામાંજ પોતાના ખાનગી રૂમમાં ચાલી ગઇ !

ગુણવંતીએ પોતાના પતિ પ્રત્યે કહ્યું "જોયું પ્રાણનાથ ! છોકરીને લગ્નની વાત તો જાણે ગમતીજ નથી! કટાણું મ્હોં કરીને અહીંથી કેવી ભાગી ગઇ ! "

" મેં તો તને પ્રથમથીજ કહ્યું છે કે, એને પરણવું ગમતું નથી ! ગઇ વખતે જૂવાતેડાં કરવાને દિવસેજ એણે માંદગીનો ઢાંગ મચાવવાથી જૂવાતેડાં મૂલતવી રાખવાં પડયાં હતાં, અને આ વખતે વળી કેવો વેશ કરે છે તે તો ઇશ્વરને ખબર ! મને તો લાગે છે કે, છોકરી કંઈ પણ તોફાન જગાવશેજ ! માટે તેણીને હમણાંથીજ પૂછીને ચોક્કસ કરવું વધારે સારૂં છે. "

" તેને માટે તો મેં વાત છેડી, અને તેણીને સહજ ટકોરો કર્યો, પરંતુ એટલામાં તો તેણી એકદમ ઉઠીને ચાલી પણ ગઇ ! તેણીનો તો જાણે મિજાસજ ફરી ગયો ! "

માટેજ મને તેણીનાં ચિન્હ સારાં લાગતાં નથીની ! મારી તો સલાહ એવી છે કે, તેણીને તું મળીને બધી વાત કર, અને તેણીનો શો વિચાર છે તે જાણી લે કે આપણે ચેતીએ તો ખરાં ! "

" તેણીનો વિચાર જાણીને હવે શું કરવું છે ? આપણને તેણીના વિચાર સાથે શું કામ છે ? "

" કામ એજ કે, જો તેણીનો વિચાર નહીંજ હોય ને વળી જૂવાતેડાંને દહાડેજ કંઇ નવું તૂત કે તોફાન કરે તો વળી ફજેતી થાય, અને વળી જો જૂવાતેડાં મૂલતવી રાખવાં પડે તો ન્યાત જાતમાં આપણી ફજેતી થાય ! માટે તેણીના મનની વાત જાણીને પછી આપણે પણ વિચાર કરવો પડશે. "

" તો હું હમણાંજ તેણીની પાસે જાઉં છું, અને હું તેણીની સાથે વાતચીત કરૂં તે તમે પણ બારણાંની ઓથે ઉભા રહી સાંભળજો." કહીને ગુણવંતી ઉઠીને નવલ પાસે ગઇ, અને ચટપટદાસ પણ

નવલના રૂમના બારણાંની પાછળ ચૂપચૂપ ઉભો રહ્યો.

નવલની પાસે ગુણવંતી જઇને બેસવા છતાં નવલ ગુસ્સામાં હોવાથી કંઇજ બોલી નહીં! ગુણવંતી સમજી ગઇ, અને તેણીએ નવલના માથાપર હાથ ફેરવીને પૂછ્યું "કેમ બેટા કંઇ બોલતી નથી?

"શું બોલું? કામકાજ વગર નકામોજ લવારો કરૂં?" નવલ તોરમાં બોલી "તું આવીને બેઠી તેમાં મારે બોલવાનું શું હોય કે હું બોલું?"

"પણ તારા પિતાજી સાથે હું તારાં જૂવાતેડાંની વાત કરતી હતી તેટલામાં તું જાણે ગુસ્સે થઇ હોય, અને તેથીજ એકદમ ઉઠીને ચાલી આવી તેનું શું કારણ?"

"મારે તમારી વાતમાં બેસીને શું કામ હતું? તે વાત સાથે મારે શું લેવા દેવા?"

"કેમ વારૂં? એમ કેમ બોલે છે? તારે કંઇ લેવા દેવા નહીં, તારાં લગ્નની બાબતમાં તારે લેવા દેવા નહીં, એ વાત કોઇ માને કે? લેવા દેવા તો તારેજ છે. લગ્ન તારાં થશે કે બીજીનાં?"

"બા! એ પંચાત મારી પાસે તારે કરવીજ નહીં! હું એ કૂથલી કરવા ચાહતીજ નથી!"

"નથી કેમ ચાહતી વારૂં?" ગુણવંતીએ પોતાના મનની વાત સ્પષ્ટપણે જણાવી "અમારો વિચાર એવો છે કે, તારી મરજી પ્રમાણે બધું કરવું, કે જેથી તું નારાજ થાય નહીં."

"એવો તમારો વિચાર છેજ નહીં! મને નાહક ખોટું સમજાવશો નહીં!" નવલે પણ સ્પષ્ટપણેજ દર્શાવ્યું "જો તમારો વિચાર મને નારાજ કરવાનો નહીંજ હોય તો તમે મારી મરજી વિરૂદ્ધ કંઇ પણ કરોજ નહીં; પરંતુ તમે તો મને નારાજ કરવાજ બેઠાં છો તો ભલે તેમ કરો!" કહેતાંજ નવલની આંખોમાં પાણી આવી ગયાં, અને તેણી વિશેષ આવેશમાં બોલી "જેમ તમને સારૂં લાગે તેમ કરો! હું તો કંઇજ બોલવાની નથી! મને જેમ સારૂં લાગશે તેમ હું પણ કરીશ!"

"તને શું સારૂં લાગે છે, અને તું શું કરશે? શું તારે નથી લગ્ન કરવાં? મનહરલાલ જેવો ખાસો ભણેલો ગણેલો પુરૂષ ને રૂપાળો વર પણ તને ગમતો નથી? તારા મનમાં શું છે તે જણાવ?"

"મારા મનમાં એજ છે કે, મારે હમણાં લગ્નજ કરવાં નથી, અને એ મારા મનની વાત તો મેં કેટલાએક દિવસથીજ—મારા વિવાહ કર્યા તે પહેલાંની તમને કહી છે. તેમછતાં તમે મારી મરજીને બાજૂપર નાખીને માત્ર તમારીજ મરજી ચલાવી છે તો ભલે! હું હવે તમને કશું કહેવા પણ માંગતી નથી, તેમજ હવે તમે પણ મને કશું પૂછશોજ નહીં! જેમ તમને ઠીક લાગે તેમ કર્યાં કરો!"

"પણ તેં તો પેલા નવરંગી સાથે લગ્ન કરવાના વિચારજથીજ બીજા કોઇ સાથે નહીં પરણવાની વાત કહેલી, અને તે છોકરો તો કશે ભાગી ગયો છે. તેમજ તેનો પત્તો પણ નથી, માટેજ મનહરલાલ સાથે તારાં વિવાહ કીધાં, એમાં અમે ખોટું શું કીધું? એમાં તને શું વાંધો છે?"

"વાંધો છે કે નથી, તે હું હમણાં બોલવા માંગતી નથી!" નવલની આંખોમાંથી અધિક અશ્રુધારા વહેવા માંડી, અને તેણી વિશેષ ગુસ્સાને જુસ્સામાં બોલી ઉઠી "યાદ રાખજો કે, જેને મેં પસંદ કીધો છે, જેને મેં વચન આપ્યું છે. જેને હું મારા પતિ તરીકે નિર્માણ કરી ચૂકી છું, અને જે મારા સ્વામિ તરીકે ઠરીજ ચૂકયા છે, તેજ પુરૂષને આ તમારી પુત્રિ પરણશે, અને બીજાને કદી પણ નહીંજ પરણે!

"પણ તે તો છેજ કયાં? કોણ જાણે છે કે તે કયાં છે, અને મૂઓ છે કે જીવતો છે? માટે બેટા! હવે તે વાત તારા મનમાંથી કહાડી નાંખ, અને જે મળ્યું છે તે સુન્નુંજ મળ્યું છે, એમ માન."

"માને તે કેમ? જે પુરૂષ મારા મનમાં છે તેને ભૂલાય પણ કેમ? તે મૂઓ નથી, પણ જીવતો છે, અને તેજ પુરૂષ જ્યારે ત્યારે પણ લગ્ન મંડપમાં મારી સાથે હસ્તમેલાપ કરશે, એ પણ ચોક્કસ છે!"

આ સાંભળતાંજ ગુણવંતી વિચારમાં પડી ગઇ, અને તેણીએ પૂછ્યું "તે નવરંગી કયાં છે વારૂં?"

"છે! જ્યાં છે ત્યાં હયાત છે, સુખી છે અને આનંદમાં છે!"

" ત્યારે તો તે ક્યાં છે તેની તને ખબર છે, એમજ તારાં બોલવાં પરથી સમજાય છે ! "

" તને જેમ સમજાય તેમ ખરૂં ! હું તે બાબતમાં વિશેષ ખુલાસો પ્રગટ કરવા ચાહતી નથી ! "

" પરંતુ તે ક્યાં છે તે તો જણાવશેની ? તે જણાવવામાં તને શું હરકત છે ? તું જો જણાવે તો અમે વળી તેની સાથે તારાં લગ્ન કરવાની ખટપટ કરીએ, અને મનહરલાલ સાથે કરેલાં વિવાહ તોડી પણ નાંખીએ ! " ગુણવંતીએ પેટમાં કપટ રાખીને જણાવ્યું "તારી મરજી તેની સાથે લગ્ન કરવાની છે તો તેમ કરીએ ! માટે તેનો પત્તો આપ કે પછી તેની તજવીજમાં અમે રહીયે."

" તેનો પત્તો એમ લાગે તેમ નથી તો ! એવી હું ભોળી નથી કે ઝટ પત્તો આપી દઇશ ! એ તો જ્યારે પ્રસંગ આવશે, ત્યારેજ તેનો પત્તો પોતાની મેળે પ્રગટી નિકળશે ! "

" ત્યારે તો તારાજ મનમાં કપટ છે; અને તું અમારી સાથે પણ કપટથીજ વર્તે છે ! એમજ કેની ? "

" એમ કે તેમ—જેમ માનવું હોય તેમ ભલે માની લો ! કેમકે હું હવે વિશેષ પંચાત કરવા માંગતીજ નથી, અને તમારે પણ મને વધારે પૂછપરછ કરવાથી દૂર રહેવું સારૂં છે."

" ત્યારે તો અમે તારાં વિવાહ કીધાં છે તે તારા મનને તું મિથ્યા મશ્કરીજ માને છે કે ? "

" તો વળી બીજું શું ? વિવાહ શાં ને વાત શી ? હું તો એમાં કંઇ માલ સમજતીજ નથી ! "

" અને સોમવારે જુવાતોડાનું મુહુર્ત છે તે શું માંડીજ વાળવાની તારા મરજી છે કે ? "

" તે હવે તમે જાણો ! મારા મનની વાત તમે પૂછી તો મેં પણ તે નિષ્કપટપણે જણાવી, અને તેમ છતાં તમારે જે પણ કરવું કે નહીં કરવું, એ તો તમારી મરજીની વાત છે ! હું તમને વિશેષ કંઇજ કહેવા માંગતી નથી. તેમજ તમને પણ હું હાથ જોડીને પ્રાર્થના કરૂં છું કે, એ બાબતમાં આપ પણ મને વધારે પૂછવા કરવાની તસ્દી લેશોજ નહીં ! બસ ! એટલામાં સમજી જાઓ ! "

" આ તારી નાદાની તું નહીંજ છોડે ? તું શું અમારા કરતાં પણ વધારે ડાહીલી છે કે ? "

" માતુશ્રી ! હું આપને પુનઃ પુનઃ વિનંતિ કરૂં છું કે, એ વિષે આપ મારી સાથે વાતજ કરવાનું મૂકી દો ! નાહક ચોળીને ચીકણું કરવામાં શું સાર છે ? એથા તો ઓર મારા જીવને કલેશ થાય છે, અને આપને પણ તસ્દી વેઠવી પડે છે ! માટે કૃપા કરીને એ કથા છોડી દોની કે થયું ! "

ગુણવંતી ઠંડી ગાર બની ગઇ ! ચટપટદાસ પણ બારણાંની બાજૂમાં ઉભો રહીને આ તમામ વાત સાંભળીને ચકિત થઇ ગયો, અને તે શીતળ બનીને દિવાનખાનામાં જઇને બેઠો, તરતજ ઘાટી પાસે ગુણવંતીને નવલના રૂમમાંથી બોલાવી મંગાવી, અને તેણીને ચટપટદાસે જણાવ્યું " જો હવે તું મારૂં સાંભળશે કે ? મે તમામ વાત બરાબર કાન દઇને સાંભળી છે, અને તેમાંથી સાર એટલોજ કહાડયો છે કે, એ છોકરીને વધારે છેડવાની જરૂર નથી ! "

" ત્યારે શું સોમવારે જૂવાનેરાં નથી કરવાં અને લગ્ન પણ આ વર્ષમાં નથીજ કરવાં ? "

" ના હમણાં કંઇજ કરવું નથી ! "

" એટલે એમજ કેની કે, છોકરીથી આપણે બ્હીા જવું, અને એને છાપરે ચઢાવવી ! "

" અરે ઘેલી ! તું વળી અવળુંજ બોલે છે ! તારામાં તો કંઇ ભાનજ નથી ! " ચટપટદાસે સમજાવીને જણાવ્યું " તને વારંવાર કહી ચુકયો છું કે, આજકાલના છોકરાંઓની મરજી વિરૂધ્ધ કંઇ પણ કરતાં ઘણોજ વિચાર કરવાનો છે ! આ પેલા નવરંગીનું જોયુંની ? ઘર છોડીને ચાલ્યો ગયો, અને હજી કંઇ પત્તો પણ મળતો નથી ! તેના મા-બાપ બિચારાં રડીને રહ્યાં છે ! માટે જો છોકરીની મરજી વિરૂધ્ધ કંઇ પણ કરીશું તો જરૂર એ નાદાન કંઇ કાળું-ધોળું કરી નાંખશે ! પછી આપણી દશા પણ કેવી થાય ? જરા સમજી વિચારીને કંઇ પણ કરવું સારૂં છે ! ઉતાવળ કરવાનું આ કામ નથી તો ! "

" મને તો લાગે છે કે, નવરંગી કયાં છે, તે કીકીને માલમજ હોવું જોઇએ ! કેમકે એની વાતોપરથી મને પૂરો શક ગયો છે, અને તેથીજ તેની સાથે પરણવાની પોતાની હઠ એ હજી પણ મૂકતી નથી ! "

"હોય! કદાચ એને ખબર પણ હોય! પણ એ પત્તો કયાં આપે છે? તેં એને અમળાવી અમળાવીને પૂછયું, પરંતુ એણે તને ખુલાસો કીધોજ નહીં! છોકરી કંઈ કાચી નથી તો!"

"ત્યારે હવે હાલ લગ્નની વાત નહીંજ કરવી, અને જૂવાતેડાં કરીને બેસી રહીએ તો કેમ?"

"અને જૂવાતેડાંને દહાડેજ છોકરી કંઇ ફાર્સ કરીને આઘી-પાછી થઇ જાય તો પછી કેમ?"

"જૂવાતેડાં પણ મુલતવી રાખવાં, એ તો સારૂં નહીં! આપણે વેહેવાઇને ત્યાં કહેવરાવી મોકલ્યું છે, અને વળી પાછી ના કહેવરાવવી, એ કંઇ શોભે ખરૂં કે? માટે જૂવાતેડાં તો કરવાંજ!"

'કેવી અક્કલ વગરની વાત તું કરે છે!" ચટપટદાસ ચીઢવાઇને બોલ્યો "તને સત્તર વાર તો સમજાવ્યું કે, જૂવાતેડાંને દહાડેજ છોકરી વાંકી થાય તો પછી શું ઇલાજ? તે વખતે રસોઇ બગડે, અને વળી અપકીર્તિ થાય તે ફોકટમાં! માટે હાલ કંઇજ કરવું નથી!"

"હાલ માંડી વાળશો, અને પછી છોકરી માની જશે, એવું શું તમે ધારો છો? પછી પણ જો એ નહીંજ માને તો કરેલાં વિવાહ તોડી નાંખશો, એમજ કેની?"

"તેવો વખત આવે તો તેમ પણ કરવું પડે!"

"હાય હાય! નખોદ વાળ્યું!" ગુણવંતી અતિ સંતાપ કરતી બોલી "તમને તો આબરૂની પણ દરકાર નથી લાગતી! એક વાર કરેલાં વિવાહ તોડવામાં આપણી આબરૂ નહીં જાય કે? ન્યાત જાતમાં મ્હોં શું બતાવાય? તમે પણ કેવી ગાંડી વાતો કરો છો! એવું તો કદી બનેજ નહીં! જોઇએ તો આકાશ પાતાળ એક કેમ નથી થતાં, તો પણ જેને આપણી દીકરી આપી ચૂકયા છીએ તેની સાથેજ લગ્ન થશે, અને એજ છોકરી, ને એજ વર પરણશે! બીજી પંચાત હું નહીં ચાલવા દઉં, અને તમારી એવી કઢંગી વાતો પણ હું નહીં માનું!"

"હું કયાં કહું છું કે માન! પણ તારી દીકરીને તો મનાવશેની? તેણી જો એ વર સાથે લગ્ન નહીંજ કરશે તો પછી તું શું કરશે, અને તારૂં ધાર્યું શું થશે? શું તેણી કંઈ નાદાન—બુદ્ધિ-

નાની ધાવણી છે કે ખોળામાં બેસાડીને પરણાવશો ? તારો શું ઉપાય, તે તો સમજાવશોની ?"

"ગમે તેમ કરીશ; પણ એનો મમત ખરો કરવા નહીં દઉં ! એનો કક્કો ખરો કરીને મારે મારી આબરૂનું સત્યાનાશ વાળવું નથી તો ! તમને શું છે ? તમારો મત પણ પ્રથમથીજ સુધરેલ ને બગડેલ છે તે હું જાણું છું. એ તમારો મત હું કદી નહીં ચાલવા દઉં !"

"તો તને જેમ ઠીક લાગે તેમ તું કરજે !" ચટપટદાસ કંટાળીને બોલ્યો "તું જાણે, તારી દીકરી જાણે, અને તારૂં કામ જાણે ! હું તો એ પંચાતમાં પડવાનોજ નથી !"

"વારૂ-વરૂં ! નહીં બોલતાં ! હું પોતે બધુંએ કરી લઇશ. એટલી હુશિયારી તો મારામાં છે."

"ભલે હુશિયારી છે તો !" ચટપટદાસ નસ્કોરાં ફુલાવીને બોલ્યો "પણ ગમે તેમ ડહાપણ ડોહોળતાં આગળ જતાં પસ્તાવું પડે નહીં, તેનો વિચાર જરા કરજે !"

"કશું એ પસ્તાવું પડવાનું નથી. એ તો સૌ એની મેળે ઠેકાણે પડી જશે. એક વાર લગ્ન થયાં, એટલે પછી છોકરી પોતાની મેળે સમજીને રસ્તાપર આવી જશે !"

"તેવું થશે તો હું ખુશી થઇશ !" ચટપટદાસ કટાક્ષમાં બોલ્યો "તારાં ધાર્યા પ્રમાણે બધું સંધું પાધરૂં ઉતરશે તો મને પણ આનંદ થશે, અને તે પ્રસંગે હું પણ જાણીશ કે, તું ઘણીજ ચતૂર છે !" આમ જણાવીને ચટપટદાસ બજારમાં ગયો, અને ગુણવતી પણ પોતાને કામે વળગી.



# પ્રકરણ ૨૪ મું.

## આખરનો રસ્તો.

દોહરો.

માત-પિતાને પેચમાં,
રાખી કાધી વાત;
મનમાં તો નવલે ઘડયો,
ઘર તજવાનો ઘાટ.

ગુણવંતીના મગજમાં ખુમારી આવવાથી તેણી વળી પાછી નવલની પાસે જઇને બેઠી, અને બોલી "જો બેટા! તારે માટે તો મારી સાથે તારા પિતા પણ કેટલા કકલી ઉઠયા, માટે મારૂં કહ્યું માનીને જે થયું છે, તે યોગ્યજ થયું છે એમ માની લે. અમે કાંઇ તારા બૂરામાં છીએ કે? તારૂં ભવિષ્ય ભલું વિચારીનેજ અમે કર્યું છેની?"

"માફ કરો માતાજી! મારૂં ભવિષ્ય ભલું વિચારીને તો નથીજ કર્યું, પણ બૂરૂંજ વિચારીને કર્યું છે! જો તમે મારાં ભલાંમાંજ હો તો મારી પસંદગીનોજ પતિ તમારે પણ પસંદ કરવો જોઇએ; પરંતુ તમને તેવી સદ્બુદ્ધિ સમજાતી નથી, માટેજ મારી સાથે એ બાબતમાં કંઇ પણ વાત કે વિચાર કરશોજ નહીં! તમે મને વારંવાર નાહક શા માટે બાળો છો? એમજ માની લોની કે તમારી દીકરી મરી ગઇ છે! આમ માનીને પછી તમારે જે પણ કરવું હોય તે બેલાશક કરો! પછી મને પણ પરમેશ્વર કંઇ રસ્તો બતાવશેજ!"

"એમ કે?" ગુણવંતી તતડીને બોલી "હજી પણ તારી તુમાખી તું નહીંજ મૂકે કેમ? તું તારૂંજ ધાર્યું કરવા માંગે છે, અને અમે તો તારા મનને ઘાંસ કાપીએ છીએ! અરે! ઓ! નાદાન છોકરી! તું તારાં મા-બાપનું જેટલું માનતી નથી તેટલીજ આગળ જતાં પસ્તાશે! માતા-પિતાનો આશિર્વાદ જે છોકરાઓ લેતાં નથી, અને જેઓ મા-બાપને સંતાપમાં નાંખે છે, તેઓ તો કદી સુખી થયાં નથી, અને થવાનાં પણ નથી!"

"બહુ સારૂં! જે મારાં ભાગ્યમાં હશે તેજ બનશે! ભાવિ મિથ્યા થવાનું નથી!" નવલ પણ તતડીને બોલી "મા-બાપ તો કહેશે કે કુવામાં પડ, તો પણ પડવુંજ, કેમ? એવી આડી વાત હું કદી માનવાની નથી, અને એવા જૂના વિચાર મને કદી પણ રૂચનાર

નથી! માટે હવે તમે મને બોલાવવાનું બંધ કરો, એજ હું આજીજીથી માગી લઉં છું!"

"ત્યારે તું શું આ વિવાહ કરેલા વર સાથે નહીંજ પરણશે? ચાલ બોલી જા! હવે હું પણ તને આટલું આખરનું પૂછું છું, તેનો ચોખ્ખો ખુલાસો કરી દે!"

"ના–ના–ના! એ વર સાથે નહીંજ પરણું, અને નહીંજ પરણું!"

તરતજ ગુણવંતી ઉઠીને ઉભી થઇ. અને છેવટે બોલી "હું પણ ખરી કે, એજ વરની સાથે તને પરણાવીશ, ને જરૂર પરણાવીશ!" આમ જણાવી તેણી ત્યાંથી ચાલી ગઇ.

નવલ હવે વિચાર કરવા લાગી કે "મારી માતુશ્રી પણ મક્કમ છે, અને તે મને જબરજસ્તિથી પરણાવવાની ખટપટ કરશે, માટે મારા વહાલાનો પત્ર હવે કંઇ પણ સલાહ સુચવનારો આવે તો સારૂં! તેને માટે આજે ચોપાટીપર ઇશ્વરલાલભાઇ જો મળી જાય તો ઠીક થાય. અને તેની પણ સલાહ લેવાય. આજે ચાર વાગે ચોપાટીપર જઇને બેસીશ, અને છેક દીવા વખત સુધી તેમની રાહ જોઇશ. તેમ કરતાં જો તેઓ નહીંજ મળશે તો તેમને મળવાને તેમનાં રહેવાની ઓરડીએ પ્હોંચીશ. ગમે તેમ કરીને પણ તેમને મળવાને તો આજે નહીંજ ચૂકું!" આમ વિચાર કરી તેણી ઉદાસિત વદને કપાળપર હાથ મૂકી બેઠી!

નવરંગીલાલે લખેલા પત્રો પણ ઇશ્વરલાલને મળ્યા, અને તે વાંચીને તેણે પણ સાંજે ચોપાટીપર નવલને મળવાનો નિશ્ચય કીધો.

પાંચ વાગતાને સુમારે નવલ, અને ઇશ્વરલાલ ચોપાટીપર મળ્યાં, ઇશ્વરલાલે નવલપરનો પત્ર તેણીના હાથમાં આપ્યો. જે તેણીએ તત્કાળ વાંચીને પછી પૂછયું ત્યારે હવે આપની શી સલાહ છે ઇશ્વરલાલભાઇ!"

"મારી સલાહ તો એટલીજ છે નવલ બ્હેન, કે જ્યાં સુધી નભાવી શકાય ત્યાં સુધી નભાવવું, અને તમારી અઢાર વર્ષની વય થતાં સુધી ધીરજ રાખવી."

"પણ ધીરજ કયાં સુધી રાખવી? હવે તો ગળે પાણી આવ્યાં છે, અને ધીરજ રાખવા જતાં મારૂં ધાર્યું ગગડી પડવાની પૂરી ધાસ્તિ છે! કેમકે પેલા મનહરલાલ સંગે મારાં લગ્ન તાકીદે કરવાની તજવીજ

મારાં માતુશ્રી કરે છે, અને તે બદલ આજેજ મારે તેમની સાથે ઘણી ટપાટપી પણ થઇ ગઇ છે! પરિણામ એજ આવશે, કે જો હું મુંબઇથી જઇશ નહીં તો મારી મરજી વિરૂદ્ધ મારાં વડિલો મને પોતાની મરજી માફક વિવાહ કરેલા પુરૂષ સાથે પરણાવી દેશે! કદાચ પરણવાને ટાંકણે હું તોફાન કરીને નહીંજ પરણું, તો પણ તેમાં મારી અને સર્વની ફજેતા થાય કે બીજું કંઇ? માટે તેવી ફજેતી થતાં પહેલાંજ અહીંથી નિકળી જવું સારૂં કે નહીં? તમે જો મને સલાહ આપતાં હો, અને જો મારૂં ભલુંજ કરવા ચાહતા હો, તો કૃપા કરી મને તમારા ભાઇ પાસે જવાની પરવાનગી આપો, અને હું એક બે દિવસમાંજ તેમની તરફ નિકળી જાઉં! તેમ કીધા શિવાય મારૂં રક્ષણ કદી થવાનું નથી, એ પણ ચોક્કસ સમજજો ભાઇ!"

"ત્યારે ભલે! ત્યાં તમે જાઓ. એકદમ આજકાલમાં જશો, તે તો ઠીક નહીં, કેમકે તમે તે તરફના તદ્દન અજાણ્યા છો, અને દમ્મણથી પગ રસ્તે જવાનું છે, તે જરા વિકટ છે, માટે હું આવતી કાલે નવરંગીલાલભાઇને પત્ર દ્વારા સૂચના આપીશ, અને તમે સોમવારે રાતના અત્રેથી નિકળશો, એટલે તેજ રાતના દમ્મણ સ્ટેશને તેઓ ગાડી વિગેરેનો બંદોબસ્ત તમારે માટે કરશે, જેથી તમને ત્યાં પહોંચવાને કોઇ પણ પ્રકારની મુશ્કેલી નડશે નહીં."

"તેમ કરો ત્યારે સોમવારને વચમાં ચાર દિવસ છે, એટલે વાંધો નથી."

"ઠીક છે તો, હું કાલેજ પત્ર લખીશ, અને તેમને વિગતવાર સૂચના આપીશ. આ શિવાય તમારે કંઇ લખવું હોય, અગર બીજું કંઇ પૂછવું હોય તો મને પૂછો."

"ત્યાં હું મારાં પોતાનાં વસ્ત્રાલંકાર, જે મારાથી લઇ શકાય તે સાથે લઉં કે કેમ વારૂં?"

"નહીં. માત્ર પહેરેલાં સાદાં કપડાં શિવાય કંઇ પણ જણસ તમારી સાથે લેશોજ નહીં. વળી તમે ઘરમાંથી ગુપ્તપણે કેવી રીતે નિકળશો, તે પણ પંચાત છેની!"

"તે તો હું નિકળી શકીશ. મોડી રાતના નિકળીશ, અને પુરૂષના વેશમાં નિકળીશ, જેથી વાંધો નહીંજ આવે. મારાં માત-પિતા

રાત્રિના દશ વાગતાંમાં તો સુઇ જાય છે, અને તે પછી બાર વાગતાંને સુમારેજ હું ઘરમાંથી નિકળીશ, અને પ્રાતઃકાળની ગાડીમાં રવાના થઇશ."

"ત્યારે તો તમે મંગળવારે બપોરના દમ્મણ પોહોંચશો, માટે તે પ્રમાણે ભાઇને લખી જણાવીશ. આટલો ખુલાસો તમે કીધો તો સારૂં થયું."

"આપને ખુલાસો કર્યા વિના કેમ રહું? વળી સોમવારે સાયં-કાળે અત્રે આપને હું મળીશ; પણ આપના ભાઇને આવતી કાલે જરૂર પત્ર તો લખીજ દેજો ભાઇ!"

"તે લખવામાં તો હું નહીં ચૂકું, અને તમે સોમવારે અવષ્ય અત્રે મળજો. વળી બીજું તમને એજ કહેવાનું કે, તમે જવાના સંબંધમાં તમારાં વડિલોને કે કોઇને કંઇ શક પડે તવી કંઇ પણ વાત કરશો નહીં; અને જતાં સુધી તમે ગુસ્સો પણ નહીં બતાવતાં ઓર તેમની હાએ હા ભણ્યાં કરજો જેથી તેઓ તમારી તરફ શકની દ્રષ્ટી પણ રાખે નહી."

"એ પણ આપની સલાહ યોગ્ય છે, અને હું તેમજ રીતે તેમની સાથે વર્તીશ."

આ પ્રમાણે વાતચીત કરીને તેઓ ત્યાંથી ઉઠયાં, અને કોઇને શક પડે નહીં, તેને ખાતર તેઓ ત્યાંથીજ છૂટાં પડીને પોતપોતાને મકાને ગયાં.

નવલ હવે આનંદમાં આવી ગઇ, અને સ્વગ્રહે જઇને પ્રથમ તો પોતાની માતા સંગજ ખુશી-ખુશાલીમાં વાતો કરવા લાગી! પુત્રિને આનંદમાં આવેલી જોઇને ગુણવતીએ પણ હરખાઇને પૂછયું "ઓહો! અત્યારે તું ઘણી ખુશીમાં છે બ્હેન! એવીજ રીતે સદા આનંદમાં રહેવું, કે જેથી મને તથા તારા પિતાજીને પણ આનંદ ઉપજે. અમને આનંદ ઉપજાવવો, એ પણ તારા જેવી સૂપુત્રિનો ધર્મ છે, એટલું તો તું સમજે છેની બેટા?"

"હાસ્તો વળી!" નવલે ઠાવકાઇથી જણાવ્યું "નિશાળમાં શીખવવામાં આવતાં પુસ્તકોમાં પણ એ તો આવે છે કે, મા-બાપની સેવા કરવી, અને તેમની આજ્ઞામાં રહેવું, એજ સારાં છોકરાંઓનો ધર્મ છે; માતા-પિતા તો પૂજનીય છે."

"આટલું બધું સમજવા છતાં તું અમારૂં કેમ નથી માનતી બેટા? અમારાં અંતઃકરણમાં તારે માટે જેટલી લાગણી છે. તેટલી બીજામાં નથી, એમ તારે સમજવું જોઇએ, અને એમ સમજીને અમારી સલાહનો સ્વીકાર તારે કરવો જોઇએ. હમણાં તારૂં મગજ ઠેકાણે છે, તો હું તને એટલુંજ પૂછું છું કે, તારા વિવાહ કીધા છે, તેને માટે તું નારાજ કેમ રહે છે?"

"નારાજ હતી ત્યારે હતી, પણ હવે હું નારાજ નથી માતુશ્રી! બેલાશક તમારી મરજી માફક કરો! તમે જે પણ કર્યું છે તે મારે કબૂલ મંજૂર છે, પરંતુ આપને એટલીજ વિનંતિ કરૂં છું કે, જૂવા-તેડાંનું મુહુર્ત જરા વધારે આગળપર રાખો તો વધારે સારૂં; કેમકે સોમવાર તો ઘણોજ નઝદીક છે, અને જૂવાતેડાંના દિવસને માટે મારે ખાસ નવી ફૅશનનાં કપડાં કરાવવાં છે."

"તો ગુરૂવારે રાખીશું. પછી તો તું રાજી કેની? ત્યાં સુધીમાં તો તારાં કપડાં તૈયાર થઇ જશે."

"હા ઘણી ખુશીથી." નવલે હરખાઇને જણાવ્યું "હવે તો મારા મન ગમતું થયું!"

"ત્યારે હવે ખરૂં કહેજે? તને તારી સાસુના સમ છે!" ગુણવંતીએ હસીને પૂછયું "આજ સુધી તું મારૂં માનતીજ નહોતી, અને આજે અકસ્માત તું મારી મરજી પ્રમાણે હા પાડે છે, તેનું શું કારણ?"

"તેનું કારણ કહું?" નવલે જરા વિચાર કરીને જણાવ્યું "ના, ના નથી કહેતી! કહીશ તો તું વળી હસશે, અને મારી મશ્કરી બનાવશે! માટે જા, નથીજ કહેતી!"

"જો વળી મગજ ગયું કે? હું નહીં હસું, અને મશ્કરી પણ નહી કરૂં, માટે બોલી જા કે, તું બહાર ફરવા ગઇ હતી, ત્યાં સુધી તો ઉદાસ હતી, અને ફરીને આવ્યા પછી એકદમ આનંદમાં મારી સાથે વાતો કરવા લાગી, તેમજ મારી વાત તને પસંદ પણ આવી, તેનું શું કારણ?"

"એટલે એમ બન્યું કે, ચોપાટીપર હું એક બાંકડાપર બેઠી હતી, ત્યારે તે (મનહરલાલ) ત્યાંથી જતા હતા તેમના તરફ મેં જોયું,

અને તેમણે મારી તરફ પણ જોયું ! મેં તો તેમને આજેજ જોયા. ઘણાજ દેખાવડા છે, હોં બા ! " નવલે માત્ર પોતાની માને સારૂં માનવવાના હેતુથી કપટમાં ગપગોળો ગબડાવ્યો "એ પુરૂષને જોતાંજ મારૂં તો મન હરખાઇ ગયું, અને મારી ખાત્રિ થઇ ગઇ કે નવરંગીલાલના કરતાં તો આ પુરૂષ વધારે રૂપાળા અને વધારે ભપકાદાર છે ! કપડાં પણ કેવાં સારાં પહેરે છે ! "

"એમ ત્યારે ! હવે કેવી સમજી ! " ગુણવંતીએ મશ્કરીમાં કહ્યું "તને એ વર પસંદ પડયો. ત્યારે તો હવે હું પણ વાંકી થઇને તેની સાથેનાં વિવાહ ફોક કરીને બીજા સાથેજ કરીશ નો ! "

"તેમ હવે કરે તો પછી તારી સાથે લડાઇજ કરૂં તો ! હવે તો એની સાથેજ પરણીશ, અને તુ જો ના કહેશો, તોપણ એની સાથેજ લગ્નગાંઠ બાંધીશ ! બીજી વાત માનુંજ નહીં તો ! "

"એમ કે ? લુચ્ચી કહુની ! " ગુણવંતીએ નવલના ગાલપર એક લાડકો તમાચો મારીને તેણીને હર્ષ ચુંબન કર્યું, પછી બોલી "તારા પિતાજી પણ તારી આવી રાજીખુશી જોઇને ઘણા હરખાઇ જશે, અને તને તારાં મન ગમતાં વસ્ત્રાલંકાર કરાવશે ! "

એટલામાંજ ચટપટદાસે આવીને પૂછયું "ઓહો ! આજે તો મા–દીકરી કંઇ ખૂબ ખુશમાં વાતો કરો છોને ! આજે કંઇ પણ ખુશ ખબર જેવું લાગે છે ! "

"હા પ્રાણનાથ ! પણ તમે બેસો, અને મારી એક વાત તમે સાંભળો ! " કહીને ગુણવંતીએ ચટપટદાસનો હાથ પકડીને પોતાની પાસે બેસાડીને જણાવ્યું "આપણી કીકી બ્હેન આપણી આજ્ઞા પ્રમાણે ચાલે તો તેણીને તમે તેણીનાં મનગમતાં વસ્ત્રાલંકાર કરાવી આપશોની ? "

"અલબત ! ઘણી ખુશીની સાથે ! " ચટપટદાસે પણ હુલ્લાસમાં આવીને જણાવ્યું "એ જો આપણી મરજી પ્રમાણે ચાલે, તો આપણે પણ એની મરજી પ્રમાણે ચાલવુંજ જોઇએ ! "

"ત્યારે તો હવે સાંભળો:–એનાં વિવાહ આપણે મનહરલાલ સાથે કીધાં છે. તે વાત એને કબૂલ મંજૂર છે, માટે હવે એ કહે તેવાં વસ્ત્રાલંકાર તમે કરાવી આપજો. "

" મ્હોટી ખુશીથી ! કહીને ચટપટદાસે નવલને પૂછયું " બોલ બેટા, તારે શું શું કરાવવું છે ? "

" પછી નોંધ કરીને આપને જણાવીશ પિતાજી ! "

" જરૂર જણાવજે બેટા ! " કહીને ચટપટદાસ પુનઃ દિવાનખાનામાં જઇને બેઠો.

થોડીવારમજ ભોજનની તૈયારી થતાંજ તેઓ સર્વેએ ભોજન કીધું, અને પછી નવલ પોતાના રૂમમાં ગઇ. ચટપટદાસે પછી નવલના સંતોષનો સબબ પૂછયો. જે વિષે ગુણવંતીએ તેને સમજાવવાથી તે ખુશી થયો, અને બોલ્યો "ચાલો ! એ પણ ઉત્તમ થઇ ગયુ કે છોકરી સમજી ! મને તો એ બાબતમાં મહા સંતાપ થતો હતો, પણ છોકરીનું મગજ ઠેકાણે આવી ગયું, જેથી હવે મારા જીવને શાંતિ વળી, અને હવે જૂવાતેડાં પણ ધામધૂમથી કરીશું. "

" જૂવાતેડાં ગુરૂવારે રાખવાં, એવી કીકી બ્હેનની મરજી છે, માટે તેણીને રાજી કરવાને ખાતર તેણીની મરજી પ્રમાણે ગુરૂવારેજ કરવાની હા પાડી છે. "

" તેમાં પણ કંઇ હરકત નથી. બે દિવસ મોડું થશે તેમાં શું વાંધો છે ? જ્યાં ત્યાંથી ગાડું ઠેકાણે પડયું કે બશ ! નાદાનને સમજાવવાનુંજ મુશ્કેલ છેની ! કેમકે નાદાન છોકરાંઓ હઠીલાં વધારે હોય છે ! "

" હવે તો ભગવાને લાજ રાખી, એમજ સમજોની પ્રાણનાથ ! " કહીને ગુણવંતીને ચટપટદાસ સૂતાં, નવલ પોતાના રૂમમા વિચાર કરવા લાગી કે " મને પણ ઇશ્વરલાલભાઇએ સારીજ સલાહ આપી, અને તે સલાહ પ્રમાણે મેં મા-બાપને ઉપલક ઉલથાપ આપીને હમણાં ખુશી કર્યાં છે, એ પણ સારૂંજ કર્યું છે! હવે મારાં જવાની બાબતમાં તો એમને શક ઉપજવાનોજ નથી! પરમેશ્વર કરે ને સોમવાર વહેલો-વહેલો આવે, અને ધાર્યા પ્રમાણે મારા પ્રાણનાથ પાસે સાંગોપાંગ જઇ પહોંચું કે બશ ! પછી તો મને કંઇજ વાંધો નથી ! ઇશ્વરે તમને પણ સારો ધંધો આપીને સુખી કીધા છે, એ પણ મારા ભવિષ્યના ઉદયનીજ નિશાની છે! ઇશ્વર તેમને સુખી રાખે ! " આ પ્રમાણે આનંદમાંજ તેણી પણ નિદ્રા પામી.

ઇશ્વરલાલે, નવલને કહ્યા પ્રમાણે નવરંગીલાલપર પત્ર લખીને નવલના આવવા બાબતની સૂચના આપી, તેમજ પેલા હજાર રૂપિયાની નોટ પણ કાગળમાં રજીસ્ટર્ડ કરીને પાછી મોકલી આપી. તે ઉપરાંત કેટલીક બાબતો પણ રીતસર લખીને વિશેષ વિગત નવલદ્વારા જાણવાને જણાવ્યું. આ પત્ર તેણે લખ્યો તો ખરો, પરંતુ નવલ ત્યાં જાય, તેને માટે તે અંતઃકરણપૂર્વક રાજી ન હોતો; કેમકે તેના હૃદયમાં તો એમજ લાગ્યું કે "નવલ આટલી વયમાં એક અજાણ્યા નગરમાં જાય છે, એ સારૂં નથી, તેમજ ત્યાં જઇને લગ્ન કર્યા પહેલ નવલે, અને નવરંગીલાલે સંગે રહેવું એ પણ યોગ્ય નથી. તેમ છતાં નવલ કુદી રહી છે, માટે મારે પણ તેણીને કેટલાંક કારણો રજુ કરવા જોઇતી નથી. ભવિષ્યમાં તો જે બને તે ખરૂં ! જોકે મને પોતાને તો પરિણામ સારૂં લાગતું નથી !"

---

## પ્રકરણ ૨૫ મું.

---

### નવલ ન્હાઠી !

**દોહરો.**
નવલ નિકળી ઘર થકી,
ઉજ્જડપૂરમાં જઇ;
ફેર મચ્યો મુંબાઇમાં,
દોડાદોડી થઇ.

સોમવારે સાંજે ઠરાવ પ્રમાણે નવલ અને ઇશ્વરલાલની મુલાકાત ચોપાટીપર થઇ. ભાઇ બ્હેનની માફક બંનેએ પરસ્પર મસલહત ચલાવી. અને તેજ રાત્રિના નવલે નિકળી જવાનો નિશ્ચય જણાવ્યા પ્રમાણે ઇશ્વરલાલે તેણીને યોગ્ય શબ્દોમાં સદ્બોધ આપી, પરદેશમાં સાવધાનીથી વર્ત્તવાની સાથે નવરંગીલાલની આજ્ઞામાં રહેવા વિગેરેની સલાહ આપતાં એટલાંજ વચનો કહ્યાં કે "જૂઓ નવલ બ્હેન ! પતિવ્રતપણું અચલપણે સાચવી રાખી સદા સ્વામિ સેવામાં તત્પર રહેશો, અને ગુરૂ તરીકે પતિને પૂજશો તો ઇશ્વર આખરે તમારો જય કરશેજ કરશે." આટલાં છેવટનાં બોધ વચનો કહી સાંભળી બંને જણાં દીવાબત્તી લગભગ ત્યાંથી વિખૂટાં પડી પોતપોતાને મકાને ગયાં.

નવલે પોતાનાં માત-પિતા સંગે આનંદ મંગળ બતાવતાં વાળુ-પાણી કીધું, પિતા સૂતાં પછી તેણીએ પોતાના રૂમમાં જઇ ઉજાજડપૂર જવાની તૈયારી ઝટપટ કરી નાંખી. એક યૂવાનને પહેરવાનાં કપડાં તેણીએ અગાઉથીજ પોતાના રૂમમાં લાવી રાખ્યાં હતાં. રાત્રિના અગિયાર વાગતાંજ તેણે પુરૂષનો પોષાક સજ્યો. એક ભપકદાર પાટલૂન, કોટ, નેકટાઇ અને શીરપર સુંદર રેશમી ફેંટો બાંધી હાથમાં લાકડી લઇ, તેમજ પગમાં હોલ બૂટ પહેરી તેણી બરાબર એક વાગતાંને સુમારે ઘરમાંથી ગૂપચુપ નિકળી પડી, અને પછી એક ભાડાંની વિકટોર્યામાં બેસી ગ્રાંટરોડના સ્ટેશનપર ગઇ. ત્યાંથી એક લોકલ ટ્રેનમાં બેસીને વાંદરે ગઇ, અને ત્યાના સ્ટેશનપરજ ચ્હાનો પ્યાલો તથા બિસ્કટ એક ઇરાનીની દુકાનમાં અડાવીને આશરે છ વાગતે એક પેસેંજર ટ્રેન આવી પહોંચતાંજ તેમાં ચઢી બેઠી. અગીઆર વાગતાને આશરે દમણનું સ્ટેશન આવતાંજ તેણી ગાડીમાંથી સપાટાબંધ ઉતરી. નવરંગીલાલ જાતે તેણીને લેવાને સ્ટેશનપર આવ્યો હતો, પરંતુ પુરૂષના વેશમાં તેણી હોવાથી તેણીને નવરંગીલાલ ઓળખી શકયો નહીં, અને તેથી તે તો આમતેમ જોવા લાગ્યો. નવલ તો તેને ઓળખી ગઇ, પરંતુ ટ્રેન ઉપડતાં સુધી તેણી નહીં બોલતાં સ્ટેશનની બહાર આમતેમ આંટા મારવા લાગી. ટ્રેન ઉપડી ગઈ, અને નવરંગીએ જાણ્યું કે "નવલ આવી નહીં! ગાડી ચૂકી ગયલી! કદાચ કંઇ ઘોંટાળો પણ થયો હોય! હવે તાર કરીને ઇશ્વરલાલને જણાવવું પડશે!" આમ વિચાર કરતો નિરાશ થઇ તે સ્ટેશનની બહાર નિકળ્યો, અને તરતજ નવલે હસીને તેની સાથે 'શેકહૅન્ડ' કરી! હવે નવરંગી તેણીને ઓળખી શકયો અને હસી પડયો, પણ તેજ પ્રસંગે વિશેષ વાતચીત નહીં કરતાં ગાડીવાળાને તાકીદે ગાડી જોડવાને ફરમાવી નવલને તેણે ગાડીમાં બેસાડી દીધી અને ગાડી જોડાતાંજ પોતે પણ ગાડીમાં બેસી ગયો. ગાડી ચાલવા માંડી, અને તે પછી પતિ-પત્નિ અકસ્માત મળે, અને જેટલો આનંદ થાય, તેવા રૂપમાં તેઓ વાતચીત પૂછપરછ કરવા લાગ્યાં. સર્વ ખુલાસા પરસ્પર થયા, અને પરસ્પર આનંદની વૃષ્ટિ પણ થઇ રહી! નિર્માણ કર્યા પ્રમાણે નવલને પરભારી ચપળાને ત્યાંજ લઇ જવામાં આવી. ત્યાં ચપળાની સાથે નવરંગીએ

પોતાની પ્રિયાની ઓળખાણ કરાવી. ચપળાએ પણ તેણીના તરફ ઘણોજ ભાવ બતાવ્યો અને તેણીના નિવાસને લગતી તમામ તજવીજ ઘણી સારી રીતે થયાં પછી નવરંગી ત્યાંથી દરબારી કામ માટે ગયો.

ચપળાએ ચતુરાઇ ચલાવતાં નવલ સાથે ટુંક સમયમાંજ સ્નેહ દાખવી તમામ વાતો પૂછી લીધી, અને પછી નવરંગી પાછો આવતાંજ ચપળાએ તેને જણાવ્યું "પ્રધાનજી! પત્નિ તો ઉત્તમ લાવ્યા છો, અને હવે જલદી લગ્ન કરો, એજ મારી તમને સલાહ છે."

"લગ્ન તો હાલ થઇ શકેજ નહીં." નવરંગીએ ખુલાસો કીધો મેં તો પ્રથમથીજ આપને જણાવી રાખ્યું છે કે, એનાં અઢાર વર્ષ પૂરાં થતાં સુધી મારાથી લગ્ન કરાયજ નહીં."

"તો ત્યાં સુધી તમે એમની સાથે પતિ પત્નિ તરીકેનો સંબંધ પણ નહીં કરશો કે?"

"નહીંજ. ન્યાયનીતિ પ્રમાણે સત્યતા તથા ટેકને મજબૂતપણે સંભાળવાને, તેમજ સજ્જનતાનાં લક્ષણને લક્ષમાં રાખતાં, લગ્નમાં ગાંઠ થતાં સુધી પતિ–પત્નિ તરીકેનો સંબંધ સંધાયજ નહીં, અને અમારો પણ એજ નિશ્ચય છે. માટે ત્યાં સુધી હવે તમે એમને તમારાં રક્ષણ નીચે સંભાળી રાખજો, અને એમને સારી સલાહ આપી કુશળ કરજો."

"એઓ તો ઘણા કુષળજ છે. એમને શીખવવું પડે તેમ નથી. વળી સ્વભાવ પણ સારો મલતાવડો છે. વયમાં નાદાન છતાં સમજણ સારી છે. તમારે એમની જરા પણ ચિંતા કરવી નહીં. એમને તો હું મારી બ્હેનની માફક સંભાળીશ, અને એમને કોઇ પણ વાતે મૂંઝાવા નહીં દઉં: પરંતુ હજી બે–ત્રણ વર્ષ સુધી તમે બંને વાંઢાનો અવતાર રાખશો, એ જેટલું મને અસંભવિત લાગે છે, તેટલુંજ મારા જીવને ઠીક પણ દીસતું નથી! માટે એ બાબતમાં તો તમારે તથા એમણે કેટલોક વિચાર ફેરવવો જોઇશે, એવી તમો બંનેને મારી સલાહ છે."

"એ સલાહ કૃપા કરી નહીંજ આપશો, એજ મારી આપને વિનંતિ છે. અમારી દ્રઢતાને, અને અમારી પવિત્રતાને તો અમે કદી કલંક લગાડીશું નહીં. લગ્નગાંઠ શાસ્ત્રોક્ત સંધાયાં પછીજ પતિ–

પત્નિના સંબંધમાં અમે આવીશું; માટે ત્યાં સુધી આપ એ વિષય કહાડશો પણ નહીં તો સારૂં છે."

"ઠીક ! જેમ તમારી મરજી ! લાચાર છું કે, મારાથી હવે વિશેષ બોલી શકાતું નથી !"

બાદ નવલને જોઇતાં વસ્ત્રાલંકારની ગોઠવણ ચપળાએજ કરી, અને નવરંગી સાયંકાળ થતાંજ પોતાને મુકામે ગયો. નવલને ઘણાજ ભાવથી ચપળાએ પોતાને ત્યાં રાખી. લગ્ન થતાં સુધી નવલ, અને નવરંગી. પતિ પત્નિના સંબંધમાં નહીં આવવાનો નિશ્ચય થયાથી ચપળાના અંતઃકરણમાં તો આનંદજ થયો, અને તેણી વિચારવા લાગી કે "એ પણ સારૂંજ થયું છે ! હવે લગ્નનો સમય આવતાં સુધી તો હું કંઇ કંઇ ખટપટ કરીને પણ નવરંગીને મારો પ્યારો બનાવી લઇશ; નવલને ગમે ત્યાં ઉડાવી દઇશ, અને નવલ ગેપ થયાં પછી તો મારા હાથમાંજ નવરંગીને લઇશ ! રાજાને તો સમજાવતાં વાર લાગે તેમ નથી ! રાજા માત્ર પૈસાના પ્યારને ખાતર છેજ, અને મનનો માનિતો, પ્રાણથી પ્યારો, તેમજ દિલોજાન દિલદાર તો હું નવરંગીનેજ બનાવીશ !" આમ નિશ્ચય કરતી તેણી પોતાની તે રચનામાં રમત રમવા લાગી !

મુંબઇમાં શું બન્યું ? નવલના નિકળ્યાં પછી તેણીના ઘરમાં તેણીના માતા પિતાની શી દશા થઇ ? સોમવારની રાત્રિના તો ઘરમાં કોઇને કંઇ ખબર પડીજ નહીં, પરંતુ પ્રભાતમાં ઉઠતાંજ ઘાટીએ બૂમરાણ કરી મૂક્યું કે "શેઠજી ! રાતના બધાં બારણાં ઉઘાડાં કેમ થયાં ? હું પોતે તે દઇને સૂતો હતો, અને અત્યારમાં ઉઘાડાં કેવી રીતે થયાં ? કોઇ ચોર ઘરમાં ભરાયો હશે કે કેમ ?"

ચટપટદાસ આ સાંભળીને ચમકી ગયો, અને તેણે આમતેમ ફરીને તિજોરીની, તેમજ તમામ ઓરડીઓની ખબર કહાડતાં નવલના રૂમમાં જોયું તો નવલ મળે નહીં ! આથી તે ગભરાયો, અને તેનાં બોલાવ્યાથી ગુણવંતી પણ ત્યાં આવી ચઢી. ગડબડાટ મચી રહ્યો. નવલના કપડાં જે તેણીના અંગપર રાતનાં હતાં તે વચમાંજ પડેલાં હોવાથી ગુણવંતી બોલી "રાતનાં પહેરેલાં કપડાં તો આ પડયાં મને તો લાગે છે કે તેણી કદાચ કપડાં બદલીને ફરવા ગઇ હશે."

"ફરવાને પ્રભાતમાં તો કદી પણ જતી નથી, અને કદાચ જાય, તો પણ કહીને તો જાયની ?"

"આપણને સુતેલાં ધારીને નહીં ઉઠાડયાં હોય અને ધૂનમાં ને ધૂનમાં ગઇ પણ હોય !"

"વારૂં જણાશે. ફરવા ગઇ હશે તો હમણાં કલાક-અરધા કલાકમાં આવશેજ."

કલાક થઇ ગયો, અને વળી નવ પણ વાગી ગયા, પણ નવલ આવી નહીં ! છેવટ દશના ટકોરા થયા, અને હવે માતા-પિતાની ધીરજ રહી નહીં ! તેઓ ગભરાટમાં હાંફલાં ફાંફલાં બન્યાં, અને ગુણવંતી તો રડવા લાગી. તેણી પોતાના પતિ પ્રત્યે કકલતી બોલી "તમે ઘરમાં શું બેઠા છો ? બહાર જઇને જરા આમતેમ કંઇ તજવીજ તો કરો, અને છોકરીનો પત્તો મેળવો ! મારો તો જીવ ઉડી ગયો છે ! રખે મૂઓ નવરંગી ગમે તેમ મળીને સમજાવી પટાવી લઇ ગયો હોય !"

"તે તો મુંબાઇમાં કયાં છે ? તેણે તો કયારનુએ કાળું કરીને મુંબઇ છોડયું છે ! તે શું લઇ જશે ?"

"કદાચ મુંબઇમાંજ છૂપાઇ રહ્યો હોય, અને કીકીને છૂપી રીતે સમજાવીને ઉડાવી પણ ગયો હોય ! માટે કંઇ ખબર તો કહાડો ! બહાર જતાં તમારા શું પગ દુઃખે છે કે ? આવી વખતે પણ આળસ ઉડતું નથી ?"

ચટપટદાસ તરતજ ઉઠીને ઉભો થયો, કપડાં પહેર્યાં, અને બહાર નિકળ્યો "પુત્રિની શોધ કેવી રીતે કરવી ?" તેનો તેને સમજ પડી નહીં ! "છોકરી ભાગી ગઇ છે !" એવી પણ વાત કરવા તેને શરમ લાગતી ! તો પણ તેણે આમતેમ આંટા મારવા માંડયાં, અને કલાકેકમાં ઘેર આવીને ગુણવંતીને કહ્યું "બધે ખબર કહાડી, પણ કશો પત્તોજ લાગ્યો નહીં !"

"હાય હાય ! હવે શું કરવું ? કયાં ગઇ હશે ? હવે કેમ થશે ? લોકોને હું શું મ્હોં બતાવીશ ! ન્યાતજાતમાં પણ મારૂં કાળું મ્હોં મનાશે !" કહીને તેણી ડુસ્કાં ભરીને રડવા લાગી !

"બહુ ગડબડ કરવામાં માલ નથી ! લોકોમાં હોહા થશે તો મ્હોં બહાર કહાડવું ભારી થઇ પડશે !" ચટપટદાસે ગભરાટમાં

જણાવ્યું " કોણ જાણે છોકરી કયાં ગઇ હશે ? મેં તો તને પહેલાં-થીજ ચેતાવી હતી કે એને બહુ છંછેડવામાં શોભા નહીં રહે ! આખરે તેમજ થયું, અને મારૂં બોલવું આગળ આવ્યું ! "

" પણ હમણાં છંછેડવાની બાબતજ કયાં હતી ? " ગુણવંતીએ રડતાં-રડતાં જણાવ્યું " ગઇ કાલ રાત સુધી તો છોકરી કેવી ખુશાલીમાં હતી અને હસી ખુશીથી વાતો પણ કરતી હતી ! એ તો કંઇ બીજુંજ કારણ હોવું જોઇએ ! જરૂર વ્હાલા મૂઓ નવરંગીજ મળ્યો હશે અને મારી છોકરીને ફોસલાવી-પટાવીને કશે લઇ ગયો હશે ! માટે હવે તો તમે પોલીસમાં ખબર આપો અને ન્યૂસ પેપરોમાં જાહેર ખબર છપાવો, કે ગમે ત્યાંથી પણ પત્તો લાગે "

" તેમ કરવાથી તો આપણી આબરૂના પણ ફનાંફાતિયાં થાય ! માટે તેમ તો નજ થાય ! "

" ત્યારે બીજો ઉપાય શો કરશો ? શું મૂંગા-મૂંગા બેસી રહેવા-માંજ આબરૂ વધશે કે ? હમણાં નહીં, અને ચાર-આઠ દહાડે પણ છોકરી નહીં દેખાશે. એટલે લોકમાં કંઇ છાનું રહેવાનું છે કે ? એ તો આપોઆપજ હોહા થઇ જશે, અને આબરૂ જવાની તે તો જવાનીજ !"

" એમ તો નવરંગીના બાપે પણ પોલીસને ખબર આપી હતી, અને ઘણાએ રસ્તા લીધા હતા, તેમ છતાં નવરંગીનો પત્તો હજી સુધી કયાં લાગ્યો છે ? માટે એવી ખટપટ કરવી, એ તો આપણે હાથેજ આપણી જાંગ ઉઘાડવા બરાબર થાય, અને નાહક આપણી મૂર્ખાઇ માલમ પડે. "

" ત્યારે શું હાથ-પગ જોડીને બેસી રહેશો, અને કાંઇ પણ રસ્તો નહીં લેવો, એમજ કે ? "

" હમણાં તો મારૂં મગજ મૂંઝાઈ ગયું છે, માટે મને કંઇ સૂજતું નથી ! મારી તો બુદ્ધિજ બહેર મારી ગઈ છે ! જરા મગજ ઠેકાણે પડે તો બધીએ સમજ પડે એ દિવસ સબૂર કરી જા ! "

" ગુણવંતીનું રૂદન કંઇ અટકયું નહીં, અને તેણીનો ગડબડાટ પણ ગગડાટ કરતોજ રહ્યો ! એટલામાં વાત તો ચર્ચાવા લાગી, અને સાયં-કાળ સુધીમાં તો ન્યાતમાં પણ હોહા થઇ રહી જૂદે મ્હોંડે જૂદી વાતો

ચાલવા લાગી ! કોઇ કહે "નવરંગીજ નવલને નહસાડી ગયો." અને કોઇ કહે "નવલ કોઇ સાથે ભાગી ગઇ !" એવી વાણી વિધવિધ મ્હોંઢે ચાલુ થઇ ! આ ખબર નવરંગીના પિતા નવનીતરામને પડતાંજ રાત્રિના તે પણ ચટપટદાસની પાસે આવ્યો, અને બોલવા લાગ્યો "કેમ શેઠ તમારી નવલની બાબતમાં પણ મેં સાંભળ્યું છે, તે ખરૂં છે કે ?"

"હા ભાઇ ! તે પણ ઘરમાંથી ગઇ છે, અને તેણીનો પણ કંઇ પત્તો લાગતો નથી ! તમારા છોકરાનો કંઇ પત્તો લાગ્યો ખરો ?"

"નારે ના ! મને તો એમ લાગ્યું કે, કદાચ તમને મારા છોકરાની કંઇ ખબર મળી હોય માટેજ તમને ખાસ પુછવા આવ્યો છું. ગામમાં તો એવી ગપ ચાલી રહી છે કે 'નવલ અને નવરંગી સાથેજ ગયાં છે !' આ સાંભળીનેજ હું આપની પાસે આવ્યો છું !"

"તે તો ઇશ્વરને માલમ ! બાકી મેં તો નવરંગીલાલનું મ્હોં પણ તે ગયો ત્યારથી આજ સુધી જોયું નથી, અને તે કયાં છે, તેની ખબર પણ મને મળી નથી !"

"ત્યારે તો નસીબની વાત !" નવનીતરામ કકળાટ કરતો બોલ્યો "આજકાલનાં છોકરાંઓ કેવાં ખોપરીનાં ફરેલાં હોય છે ! તેઓનાં મનનું ધાર્યું નહીં થાય કે બસ આડું અવળું કરવાને અચકાતાંજ નથી ! જયારથી છોકરો ગયો છે, ત્યારથીજ ઘરમાં અમને અન્ન પણ ભાવતું નથી !" કહેતાંજ નવનીતરામની આંખોમાંથી આંસુ નિકળવા માંડયાં.

"અમારી પણ એજ દશા છે !" ચટપટદાસે પણ રડી પડીને જણાવ્યું "તેણી ગઇ, અને અમને જીવતાં મારી ગઇ ! હવે શું કરવું તે પણ કંઈ સમજાતું નથી !"

"મેં તો ઘણુંએ કરી જોયું, પણ કંઇજ બાતમી મળતી નથી! કોણ જાણે કયાં ભરાઇ ગયો છે, અગર શું થયું છે, તે કશું ધારી પણ શકાતું નથી !"

"ઠીક! જેવાં આપણાં નસીબ! ચટપટદાસે સૂચના આપી "કદાચ તમને કંઇ બાતમી મળે તો મહેરબાની કરીને મને પણ જરૂર જણાવજો."

"હાજી. બેલાશક! અને તમને પણ ખબર મળે તો તમે પણ મને સૂચના આપવાની તસ્દી લેજો." કહીને નવનીતરામ ઉઠીને પોતાને ઘેર ગયો.

ચટપટદાસનાં સમજાવ્યાથી ગુણવંતી હવે શાંત તો પડી, પરંતુ પતિ-પત્નિનાં હૃદયમાં રાત-દિવસ શોક, સંતાપ, અને વલોપાત કાયમ રહ્યાં! ચટપટદાસે દોડાદોડી કરવાનું પણ કાયમ રાખ્યું, અને કેટલાંક ગામોમાં પણ તજવીજ કરવાને માણસો મોકલ્યા, પણ પત્તો લાગ્યો નહીં! આખરે નિરાશ થઇને ઇશ્વરપર ચિઠ્ઠી નાંખી વિલાપ કરતાં રહ્યાં! દિન પર દિન વિતતાં પુત્રિ મળવાની આશા ઉડવા લાગી, અને "ગઇ! ગઇ!" થઇ રહી!

---

## પ્રકરણ ૨૬ મું.

—:o:—

### આશાનો આંક.

**દોહરો.**
નોટીસ આવા જમાઇની,
કીધો તેનો તોડ;
જમાઇ ને સસરા મળી,
કરી વિચારી ચોડ.

થોડાક મહિના સુધી મનહરલાલે પણ રાહ જોઇ, અને જ્યારે તેને પણ જણાયું કે "નવલનો પત્તો મળવો મુશ્કેલ છે, ત્યારે તેણે બીજી કન્યા મેળવવાનો વિચાર ચલાવ્યો, પરંતુ કદાચ બીજી સાથે નક્કી કીધા પછી નવલનો પણ પત્તો મળે, અને તેણી પણ મુંબઇમાં આવે, તો નવલનાં માતા-પિતા વાંધો ઉઠાવે, અને ન્યાતવાળાઓ પણ પંચાત જગાવે! માટે મનહરલાલે કાયદા પ્રમાણે રસ્તો લીધો, અને પ્રથમ તો તેણે ચટપટદાસપર નીચે પ્રમાણે નોટીસ મોકલી આપી:—

## નોટીસ.

શા. ચટપટદાસ મંગળદાસ, તે રહેવાસી મુંબઇ મધ્યે ભૂલેશ્વરના લત્તાના. ગ્નાતે... વાણિયા જોગ, જત તમને આ નોટીસથી જણાવવામાં આવે છે કે, તમારી પુત્રિ બાઇ નવલનું સગપણ તમે મારી સાથે કર્યું છે. આપણી ન્યાતના નિયમ પ્રમાણે પલ્લું વિગેરે પણ મેં તમને આપ્યું છે. હવે તમારી પુત્રિ લગ્નને લાયક થઇ છે, પરંતુ તેણી તો કેટલાક માસ થયાં તમારૂં ઘર તજી ગૂમ થઇ ગઇ છે, તેમજ તેણી કયાં છે, તેનો કશો પત્તો પણ હજી સુધી તમે મેળવી શકયા નથી; માટે આ નોટીસ પહોંચેથી એક માસની મુદ્દતમાં જો તેણીનો પત્તો મેળવી લગ્નનો દિવસ નક્કી નહીંજ કરશો તો મારે મહા દિલગીરીની સાથે બીજી કન્યા સાથે સગપણ કરી લગ્ન કરવું પડશે. એક માસની મુદ્દત પછી કદાચ તમારી પુત્રિનો પત્તો પણ લાગશે તો તે પછી મારે નિરર્થક છે, અને તે બાબતમાં તમારો કંઇ પણ દર દાવો ચાલી શકશે નહીં. વળી એક માસ પછી તરતજ, તમારી પાસે પલ્લું વિગેરે જે પણ મેં ભર્યું છે, તે તમામ વ્યાજ સાથે તમારે મને પહોંચતું કરવું. હાલ એજ.

લી૦ મનહરલાલ મગનલાલ વકીલ,
બી. એ. એલ. એલ. બી.

ઉપલી નોટીસ ચટપટદાસને મળતાંજ તે તો નીચે ઉપર થઇ ગયો, અને માથે હાથ મૂકીને રડવા લાગ્યો ! ગુણવંતીએ પણ તે વાત જાણી, અને રડી કકલીને બોલી ઉઠી " આવી નોટીસ વળી મોકલાય કે ? વકીલ થયો, એટલે ન્યાતને પણ માથે થયો કે ? તમે ન્યાત મેળવીને તેની પાસે જવાબ માંગો, અને મનહરલાલને પાણીથી પાતળો કરી નાંખો ! શું તે બે માથાં ધરાવે છે કે, આવી ઉદ્ધતાઈ ભરેલી નોટીસ મોકલી ? તેને ન્યાતવાળા નહીં પૂછે ? અરે ! ન્યાતવાળા એવાં જબરા છે કે, તેની જીભ કહાડી નાંખશે ! તમને ખરૂં કહું છું કે, હવે તમે તેની શરમ તો રાખતાંજ નહીં, અને તાબડતોબ ન્યાત મેળવીને તેને ધૂળથી ભૂંડો કરવાની તજવીજ કરો ! "

" તેમ કંઇ થાય નહીં. ન્યાતવાળાઓ તો ઓર મારીજ ધૂળ કહાડે ! કેમકે મનહરલાલનો કંઇ કશૂર ગણાય નહીં. આપણી

છોકરીનો પત્તો વર્ષો સુધી પણ નહીં લાગે તો શું ત્યાં સુધીમાં અથવા જીંદગી સુધી મનહરલાલે કુંવારાજ રહેવું કે? તેમ છતાં જો લગ્ન થયાં હોત તો હજી જુદી વાત હતી પરંતુ લગ્ન થયાં નથી, માટે આપણાંથી પણ કંઇ વિશેષ બોલાય નહીં. ન્યાતમાં જો હું મનહરલાલની સામું બોલું તો મારાં બોલવાનું ભૂષણ પણ રહે નહીં, અને ઓર મારી ફજેતી થાય !"

"તમે તો છોજ બ્હીકણ બિલાડા જેવા ! આપણી ન્યાતમાં તો તમે આગેવાનમાં ખપો છો, અને તમારૂં ચલણ પણ ન્યાતમાં સારૂં છે, તો પછી એટલું પણ તમારૂં ધાર્યું નહીં થાય કે, વર્ષ બે વર્ષ મનહરલાલે થોભવું, અને તે પછી જોઇએ તો તે બીજી કન્યા મેળવે."

"મારાથી એવી વાતજ થાય નહીં, અને હું તો નોટીસનો જવાબ પણ મોકલવાનો નથી તો !"

"ત્યારે શું મનહરલાલ બીજી કન્યા સાથે લગ્ન કરશે તો તમે કંઇજ વાંધો નહીં લો કે ?"

"મુદ્દલજ નહીં ! ખોટો વાંધો લેવામાં વળે શું ? નાહક જીભ બગાડવા જેવું થાય !"

"અને આપણી નવલનો પત્તો લાગ્યો તો પછી કેમ કરશો ?"

"જો એક માસની અંદર પત્તો લાગશે તો કંઇ વાંધોજ નથી, પરંતુ જો તે પછી પત્તો લાગ્યો, અને જો તેટલામાં મનહરલાલે બીજી કોઇ કન્યા સાથે સાટું કરી દીધું હશે, તો કંઇ ઉપાય નહીં. આપણી છોકરીને પણ વળી બીજા કોઇ વર સાથે પરણાવી દઇશું."

"અને એક મહિના પછી નવલનું પહલું વગેરે પણ શું મનહરલાલને પાછું સોંપી દેશો કે ?"

"હાસ્તો. આપણે પછી નાહક રાખીને શું કરવું છે? આપણને પણ આબરૂ છે કે નથી ?"

"તમે તો બધીજ વાતે પોચા પચાક બની જાઓ છો ! તમારામાં તો કંઇજ પાણી નથી!" ગુણવંતી છણછણાટ કરતાં બોલી "મરદ સરખા મરદ થઇને બૈરાં જેટલી પણ હિમ્મત રાખતાં નથી ! મનહરલાલ જાણે કોઇ મ્હોટો સરદાર હોય, તેવી રીતે તેનાથી દબી-

નેજ ચાલો છો ! આપણે શું છોકરીના ખાવાના લીધા છે કે, તેનાથી દબાવું જોઇએ ? તે મ્હોટો કોણ થાય છે ?"

"તું તો અક્કલ વગરનીજ છે !" ચટપટદાસે કંટાળીને જણાવ્યું "ઇનસાફની રીત પણ તારામાં નથી ! મનહરલાલ ન્હાનો છે કે મ્હોટો છે તે સાથે શું લેવા દેવા છે ? ન્યાયની વાતે વિચારતાં તેનું કહેવું તદ્દન સત્ય છે, માટે મારાથી ખરી વાતને ખોટી નહીંજ કહેવાય."

"તો ફોડો માથું ને કહાડો રાતું !" કહીને ગુણવંતી ગુસ્સામાં ત્યાથી ઉઠી ગઇ.

ચટપટદાસ હવે શાંત મગજે વિચાર કરવા લાગ્યો, અને છેવટે તેણે મનહરલાલને એક ખાનગી ચિઠ્ઠી લખીને જણાવ્યું કે "તમારી નોટીસ મળી છે. આવી નોટીસ મોકલવાની પણ કશી જરૂર નહોતી, અને જો મને મળ્યા હોત તો યોગ્ય ખુલાસો થઇ શકતે. તેમ છતાં તમે કાયદાનો માર્ગ લીધો છે, તેનું કારણ હું એટલુંજ માનું છું કે, તમે કાયદામાં પાસ થયલા છો, અને તેમાંજ તમે આજ સુધીમાં અનૂભવ મેળવ્યો છે, જેથી તમને કાયદાનો રસ્તોજ સસ્તો લાગ્યો છે ! તો પણ તે બદલ મને ગુસ્સો આવે, એવો મારો સાંપ્રત સમય નથી, જેથી લાચાર છું ! પરંતુ એક વાર તમારી સાથે મારે વાતચીત-વિચાર કરવાની ઇચ્છા છે, અને તેને માટે સાનુકૂળ સમય તમને હોય તે જણાવશો. મને લાગે છે કે, તમારે ઘેર આવીને હું વાતચીત કરૂં તેનાં કરતાં જો બીજે કોઇ સ્થળે રાખશો તો વધારે સારૂં. તમે જે સ્થળ ને સમય જણાવશો, તે પ્રમાણે હું તમને મળીશ."

ઉપલી ચિઠ્ઠી પોતાના ઘાટી સાથે મનહરલાલને મોકલી આપી. ઘાટીએ મનહરલાલને ત્યાં જઇને તે ચિઠ્ઠી આપી. મનહરલાલે તે વાંચી, અને તે ચિઠ્ઠી પોતાની પાસે રાખીને બીજા નોટપેપરપર લખી મોકલ્યું કે "આપની ચિઠ્ઠી મળી છે. આપ મ્હોંઢા-મ્હોંઢ મળવા માંગો છો, તો હું પણ મ્હોંઢા-મ્હોંઢ ખુલાસો કરીશ. આજે સાંજે પાંચ અને છની વચ્ચે ચોપાટીપરના બગિચામાં હું આપને મળીશ, માટે આપ પણ તે સમયે ત્યાં પધારવા તસ્દી લેશોજી."

ઉપર પ્રમાણેનો ઉત્તર ચટપટદાસને મળતાંજ તે વાંચીને તે ખુશી થયો, પણ તે બાબતમાં તેણે ગુણવંતીને હાલ તરત કંઇજ કહ્યું નહીં.

સાંજે ઠરાવેલે સમયે ચટપટદાસ તથા મનહરલાલ ચોપાટીના બાગમાં મળ્યા. તેઓ બંને એક બાંકડાપર બેઠા, અને પછી ચટપટદાસે વાતનો આરંભ કરતાં દર્શાવ્યું "મી૦ મનહરલાલ! તમે મને નોટીસ મોકલવાની તસ્દી લીધી, તેનાં કરતાં જો મને મળીને વાતચીત કરી હોત તો શું ખોટું હતું? તેમ છતાં તમારી નોટીસને માટે મને કંઇ ગુસ્સો લાવવાનું કારણ નથી, કેમકે તમારૂં લખવું તદ્દન ન્યાયપૂર્વકનું તેમજ કારણરૂપ છે."

"શેઠજી: જો મહિને કે ચાર મહિને પણ ખુલાસો થવાની આશા હોય તો હું કંઇ ઉતાવળ પણ કરત નહીં, પરંતુ મેં સાંભળ્યું છે, તે પ્રમાણે તેણીનો કંઇ પત્તોજ લાગતો નથી, તેમજ વળી મને જણાવવામાં આવે છે, તે પ્રમાણે તેણીએ કોઇ ચોક્કસ પુરૂષની સાથેજ લગ્ન કરવાનું નિર્માણ કરેલું છે, જેથી હવે મારે તેણીની આશામાં બેસી રહેવું પણ યોગ્ય લાગતું નથી, અને તેથીજ આપને અરજ ગુજારૂં છું કે, કૃપા કરી મને મારો રસ્તો શોધવાની પરવાનગી આપો તો હું તમારો અત્યંત આભારી થઇશ."

"તમારી માંગણી માન્ય રાખવાને મને જરા પણ વાંધો નથી, તો પણ મારી પણ કેટલીક વાત સાંભળીને વિચાર કરવાની જો તમે તસ્દી લેશો તો હું પણ તમારો ઘણો ઉપકાર માનીશ. તમે વિદ્વાન છો, સમજદાર છો, સુજ્ઞ છો, અને વળી પ્રતિષ્ઠિત પણ છો, માટે મને આશા છે કે, તમે મારી વાત સાંભળવાને આનાકાની તો નહીંજ કરશો."

"આપનું કંઇ પણ સાંભળવાને હું મારો ધર્મ માનું છું, માટે મ્હોટી ખુશીથી ફરમાવો!"

"મ્હોટી મહેરબાની!" કહીને ચટપટદાસે બાંકડાપર જરા ખસીને મનહરલાલની છેક અડોઅડ જઇને ધીરે સ્વરે તથા શાંતપણે કહેવા માંડ્યું કે "મી૦ મનહરલાલ! તમે મારાં કરતાં વયે ન્હાના છો, પરંતુ વિદ્વત્તામાં વિશાળ છો, માટે હું તમને વિશેષ લંબાણ

પીંજણ કરી તમારો અમૂલ્ય વખત ગુમાવવા માંગતો નથી, પરંતુ ટૂંકમાં કહેવાનું એજ છે કે, તમને તો હું મારા પુત્ર પ્રમાણે માનું છું, અને મારી પુત્રિ આપીને મેં પુત્ર પ્રાપ્ત કર્યા જેવાં અહોભાગ્ય હું તો સમજું છું! પરંતુ લાચાર છું કે, મારા હાથમાં કંઇજ ઉપાય રહ્યો નથી! છોકરી કયાં ગઇ છે, તેનો તો કશોજ પત્તો લાગતો નથી, અને તેણી ગઇ છે, તે બદલ મને જેટલું લાગે છે, તેનાથી વિશેષ તેને માટે જે જે વાતો સાંભળું છું, તેથી મારૂં કાળજું કોરાઇ જાય છે! છોકરી મરી ગઇ હોય તો તેણીના નામનાં સ્નાન કરી શાંત રહીશ, પરંતુ તેણી પેલા નવરંગીની પાસે જઇને જો ભરાઇ હશે, તો મારૂં નાક કપાશે, અને મારે પણ જીવતાંજ મરવું પડશે!"

"નવરંગીની બાબતમાં તો મેં પણ સાંભળ્યું છે, અને તેથીજ મને પણ વિશેષ ગુસ્સો ઉપજ્યો છે! માટે તેમાં ખરી વાત શું છે, તે જો આપને હરકત નહીં હોય તો કૃપા કરી મને જણાવશો?"

"ઘણુંજ ખુલ્લાં દિલથી તમને હું જણાવું છું. તમને હું પ્રારંભમાંજ કહી ચૂકયો છું કે, તમને હું મારા પુત્ર પ્રમાણે માનું છું, જેથી કરીને તમને ગમે તેવી ગુપ્ત વાત પણ જણાવવાને હું કદી અચકાવાનો નથી!" કહીને ચટપટદાસે તમામ વાતનો પરદો ખોલતાં જણાવ્યું "મારી છોકરીએ નવરંગી સાથે લગ્ન કરવાનું મને કહેતાંજ મેં તે વાત ધુતકારી કહાડી, તેમજ નવરંગીના પિતાએ પણ નવરંગીને ધુતકારી કહાડયો, જે પરથી નવરંગી ઘર છોડીને ભાગી ગયો છે, અને તેનો હજી સુધી કશો પત્તો પણ નથી! તેટલામાં મારી છોકરી પણ ગૂમ થઈ છે. અને તેથીજ કદાચ તેણી નવરંગી જ્યાં હોય ત્યાં ગઇ હોય, એવો મને પોતાને પણ શક છે; પરંતુ તેઓનો પત્તો મળ્યાં વિના ચોક્કસ તો કેમજ કહી શકાય? માત્ર સંશય તો છે ખરો!"

"પણ તેઓ બંનેની એક ગાંઠ તો હોવીજ જોઇએ, એમ તો ખરૂંજ કેની શેઠ સાહેબ?"

"હા એમ ખરૂં." ચટપટદાસે નીચી મૂંડી કરીને જણાવ્યું "શું બોલું મી૦ મનહરલાલ! મને તો બોલતાં પણ શરમ લાગે છે! જે શબ્દો મારે મ્હોંઢે કહેવા જોઇએ નહીં, તે મારે કહેવા પડે છે કે, તેઓ બંનેએ પરસ્પર લગ્ન કરવાનાં વચન લીધાં-દીધાં છે!"

"એટલું બધું છે, કેમ?" મનહરલાલ પણ ઉશ્કેરાઇને બોલ્યો. "તમારી પુત્રિ તો હજી સગીર વયની છે, અને તમારી પરવાનગી વગર નવરંગી તેણીની સાથે લગ્ન કરીજ કેમ શકે?"

"નહીંજ કરી શકે, પરંતુ તેઓ લગ્ન કરે, અને તેમનો પત્તો લાગે ત્યારે કંઇ ઉપાય કરાયની?"

"એ ખરૂં છે. પત્તો લાગ્યાં શિવાય તો કશો ઉપાય થઇ શકેજ નહીં! તેને માટે બરાબર બારિકીથી તપાસ કરવી જોઇએ, અને ગમે તેમ પણ પત્તો મેળવવોજ જોઇએ. જો આપણે ખટપટ કરીશું તો ગમે ત્યાંથી પણ બાતમી લાગશેજ. ઇંગ્રેજી રાજ્યમાં તેઓ કયાં સુધી છૂપાઇ રહેવાનાં છે?"

"હું તો ખટપટ કરીને થાકયો, અને મને તો કંઇ હવે સૂજતું પણ નથી! માટે જો તમે તજવીજ કરો તો તમારો હું ઘણોજ ઉપકાર માનીશ, અને તેને માટે જે પણ ખર્ચ થશે, તે પણ આપવાને હું તૈયાર છું. પાંચ દશ હઝાર બગાડવાને પણ હું બ્હીતો નથી!"

"વારૂં ઠીક છે મારાથી બનતી તજવીજ હું કરીશ, અને હમણાં બીજી કન્યા મેળવવાનું પણ મોકૂફ રાખીશ. જોઉં છું કે, કેમ પત્તો નથી લાગતો?"

"એટલી હિમ્મત આપો, ત્યારે તો મ્હોટી મહેરબાનીજ થાય!" ચટપટદાસ હવે વધારે કરગરીને બોલ્યો "તમે જે કરશો તે મારે કબુલ છે. કોઇ પ્રકારે નવરંગી તેણીની સંગે લગ્ન કરે નહીં, અને તમારાંજ લગ્ન તેણીની સાથે થાય, ત્યારેજ મારી પણ નોક સચવાય!"

"અને તેમ થાય તોજ મારી નોક પણ મનાય શેઠજી! ઇશ્વર કરશે તો તેમજ થશે, અને એજ ખટપટ પાછળ હું પણ ખાઇ-પીને મંડીશ!" મનહરલાલ છેકજ છાપરે ચઢીને બોલ્યો "હું પણ ખરો કે, લગ્ન કરૂં તો એજ તમારી પુત્રિ સાથે કરૂં! નવરંગી શું મારે માટે સરજેલી કન્યા લઇ જશે કે? એમ તો કદી પણ નહીંજ બનવા દઉં! હું આપને વચન આપું છું કે, એ કન્યા શિવાય બીજી કોઇ પણ કન્યા સાથે હું નહીંજ પરણું! આપણી ન્યાતનું રત્ન પર ન્યાતવાળો લઇ જાય, એ ખમાયજ કેમ? ન્યાતની કન્યા ન્યાતમાંજ વરવી જોઇએ. નવરંગીનું નાક કાપું, ત્યારેજ મારૂં નામ મનહરલાલ ખરૂં!

અત્ર, શેઠજી, તમે નિશ્ચિંત રહો ! તમને જેમ આબરૂનો ડર છે, તેમજ મને પણ છે, અને આપણી બંનેની આબરૂ સાચવવાને મારાથી બનશે તેટલું હું કરીશ. હમણાં તો હું રજા લઇશ, અને અવારનવાર આપણે અત્રેજ મળીશું, અને ખુલાસો કરતાં રહીશું. હાલ તરત આ બાબત આપ ઘરમાં કે કોઇને પણ જણાવશો નહીં, અને હું પણ કોઇને નહીં કહું. આપણે જે પણ કરવું છે તે ઘણીજ ગુપ્ત રીતે કરીશું, અને થોડાક દિવસ 'ડિટેક્ટીવ' જેવું કામ બજાવવું પડશે ! ત્યારેજ કંઇ પણ પત્તો લાગશે, અને ત્યારેજ આપણી ઉમેદ પાર પણ પડશે !"

"એ તમારૂં કહેવું સત્ય છે, અને તમારી હિમ્મતને માટે હું તમારો આભારી થયો છું."

આ પ્રમાણે વાત કરીને તેઓ ત્યાંથી છૂટાં પડયા. ચટપટદાસ પોતાને ઘેર વિદાય થયો, અને મનહરલાલ પોતાના એક મિત્રને ત્યાં કાંઇ કામસર મળવાને ગયો. તે મિત્રનું નામ મુંગટલાલ હતું, અને તે નવરંગીને તથા તેના મિત્ર ઇશ્વરલાલની સાથે પણ સારો સંબંધ ધરાવતો હતો. આ ઉપરથી મનહરલાલે, મુંગટલાલને બધી વાત કહી, અને નવરંગીનો પત્તો, ઇશ્વરલાલદ્વારા મેળવવાની સૂચના કરી. મુંગટલાલનો સંબંધ મનહરલાલ સાથે અતિશય નિકટનો હોવાથી, તેમજ પરસ્પર અનહદ સ્નેહ હોવાથી મનહરલાલને માટે મુંગટલાલને અતિશય લાગણી ઉત્પન્ન થઇ, અને તે બોલ્યો "તારે કંઇ ગભરાવું નહીં. ઇશ્વરલાલની પાસેથી, અગર કોઇ પણ પ્રકારે નવરંગીની બાતમી તો હું જરૂર મેળવીશ, અને પછી આપણે જે કરવાનું છે તે ઠીકજ કરીશું."

"એક વાર નવરંગીનો પત્તો મળે તો પછી બધુંએ ઠીકજ થાય !" મનહરલાલે જણાવ્યું "કોઇ પણ રીતે નવરંગીના હાથમાં તે કન્યા જાય નહીં તોજ મારૂં પણ નાક રહે !"

"ઇશ્વર છે ! તું જો તો ખરો ! બધીએ ખટપટ કરીશું. ભગવાન સર્વ સારૂંજ કરશે."

"તારી મદદને માટેજ મને હિમ્મત પણ આવી છે ભાઇ ! હરામખોર નવરંગીનું નાક જો કપાય, તોજ મારૂં નાક સચવાય. એ નીચના હાથમાં, મારે માટે સરજેલી કન્યા જવી નહીં જોઇએ !"

"હરકત નહીં. ઠંડાઇથી ઠીકજ થશે, માટે તારે ઉશ્કેરાઈ જવું નહીં, પણ શાંતિ રાખવી."

"મને તો તારી હિમ્મતથી શાંતિજ છે." કહીને મનહરલાલ સ્વગ્રહે સંચર્યો.

મનહરલાલ જેવા પોતાના દિલોજાન મિત્રને માટે મુંગટલાલનાં હૃદયમાં અતિશય લાગણીની ઉશ્કેરણી પ્રસરી રહી, અને તેથી તે વાળું કરીને રાતના આઠ વાગતાંને સુમારે ઇશ્વરલાલને ત્યાં ગયો.

ચટપટદાસ પોતાને મકાને ગયાં પછી ગુણવંતીએ વળી પૂછ્યું "કેમ, નવલની કંઇ તજવીજ કરી? મનહરલાલની નોટીસને માટે કંઇ વિચાર કીધો ખરો કે?"

"મનહરલાલ મળ્યા હતા, અને તેને સમજાવીને કહ્યાંથી તે થોડી મુદ્દત થોભી જશે, અને નવલને માટે તો બીજી શી તજવીજ કરૂં? તેમ છતાં મારાથી બનતું કર્યું છે, અને બનશે તેટલું કરીશ."

"કર્યું તે તો મનેએ માલમ છે, પણ કોઇ વકીલ બૅરિસ્ટરની સલાહ તો લો! તમારી અક્કલ તો જાણે બહેર મારી ગઇ છે, પણ કાયદાના ભણેલાઓ તો સલાહ આપશેની?"

"એમાં કાયદાના ભણેલાઓ વળી શું સલાહ આપવાના છે? એ કંઇ કાયદાનું કામ છે કે?"

"ત્યારે પેલા સાહેબ તમારા દોસ્તદાર છે, તેની સલાહ લો તો શું વાધો છે?"

"થશે. ગ્રહભાવ સીધા આવશે, એટલે બધુએ સારૂં થશે, અને ત્યાં સુધી ગમે તેટલાં ફાંફાં મારીશું તે મિથ્યા છે! હું તો હવે માત્ર નસીબપર આધાર રાખીને બેઠો છું!"

"ઠીક!" ગુણવંતી ગુસ્સામાં બોલી "તમને તો જાણે છોકરી ગઇ તેને માટે કંઇ વિચારજ નથી! હું જો તમારી જગાપર પુરૂષ હોત તો કાંઇનું કંઇ કરી નાંખત!"

"ત્યારે લે પુરૂષ બની જા, અને મારાં પાઘડી ને કપડાં તું પહેરી લે, અને હું તારાં લુગડાં પહેરીને બાયડી બની જાઉં!" ચટપટદાસ ચીડવાઇને બોલ્યો "તું તો માત્ર નકામી બડાશજ મારી જાણે છે! તને છોકરીને માટે લાગે છે, અને મને શું નથી લાગતું? રીતે ભાતે

સર્વ કર્યું છે, અને હજી પણ કરીશ. તું તારી મેળે જોયાં કરની કે થયું ! નાહક માથું ખાઇ જાય છે તો !"

ગુણવંતી આ સાંભળીને ચૂપ થઇ ગઈ, અને ચટપટદાસ પણ આગળ નહીં બોલતાં ચૂપ થઇને બેઠો; કેમકે તેને મનહરલાલે સૂચવ્યા પ્રમાણે, હવે પછી જે પણ તજવીજ થાય તે ગુપ્તજ રાખવાની હતી.

---

## પ્રકરણ ૨૭ મું.

### મુંગટલાલ ફાવ્યો !

દોહરો.

મુંગટલાલ ઉસ્તાદ છે, બોળો ઇશ્વરલાલ;
વાત કરે છે પેચમાં, કંઈક લગાવી તાલ !

મુંગટલાલે પોતાને ઘેરથી નિકળી માર્ગમાં મનમાંજ વિચાર કીધો કે "ઇશ્વરલાલ, અને નવરંગી ઘણાજ અંગત મિત્રો છે, અને તેથી ઈશ્વરલાલને જો સીધી રીતે નવરંગીની બાબત પૂછીશ તો તે કંઇ ખરી બાતમી નહીંજ આપે. માટે દાવપેચથી વાત ઉચ્ચારી બડો તાલ ઝમાવવો પડશે. અગર જો ઇશ્વરલાલ, અને નવરંગી પણ મારા મિત્રો છે, તો પણ જે મિત્રતા ને જે સ્નેહ સંબંધ મનહરલાલ સાથે મારે છે, તેટલો ઇશ્વરલાલ કે નવરંગી સાથે નથી, માટે મારી ફરજ મારા અંતઃકરણના મિત્ર મનહરલાલને મારા શીર સાટે પણ મદદ કરવાની છે, અને તે હું કરીશ. મારા મનહરલાલને માટે ઇશ્વરલાલ જોઇએ તો ગટરમાં પડે, અને નવરંગીનું જોઇએ તો કાળું મ્હોં થાય, તેની મને દરકાર નથી, પણ મનહરની મને પહેલી દરકાર છે, માટે હું મારાથી બનશે તેટલું તે મારા માનીતા મિત્ર માટે કરીશ, અને અવશ્ય કરીશજ." આમ વિચાર કરતો તે જુસ્સાભેર ઇશ્વરલાલને ત્યાં ગયો. આ વખતે ઇશ્વરલાલ વીસીમાંથી જમી આવીને ખુરશીપર બેસી કૉલેજનાં ક્રમનું કંઇ પુસ્તક વાંચતો બેઠો હતો, અને મુંગટલાલને જોતાંજ તેને હસીને શેકહૅન્ડ કરી પોતાની પાસેની ખુરસીપર બેસાડીને પૂછ્યું "કેમ ભાઇ સાહેબ, આજે અત્યારે તમારી સ્વારી પધારી છે કંઇ?"

" જમ્યા પછી જરા ફરવા નિકળતાં તમારે ત્યાંજ આવી ચઢયો !" મુંગટલાલે મશ્કરીમાં કહ્યું " પણ તમે તો જમ્યા કે પોથો લઇનેજ બેઠાં છો ? જરા પણ બુકને આરામ આપો છો કે દહાડો, અને રાત બિચારી બુકને જંપવાજ દેતા નથી ? તમે પણ ખરા !"

" એ તો વીસીમાંથી જમીને આવ્યો કે ગમે નહીં, ત્યારે બુક લઇને બેઠો છું." ઇશ્વરલાલે પણ મુંગટલાલની મશ્કરી કરતાં જણાવ્યું " જૂઓની ભાઇ ! અમે તો બાયડી વગરના વાંઢા માણુસ ગણાઇએ, માટે અમારા જેવાએ તો રાત ને દહાડો બુકનોજ સંગ કરી આનંદ માનવાનો ! તમારા જેવા બાયડીવાળાને અમારી માફક કરેલું નહીં ચાલવે તો !"

" ત્યારે તમે પણ બાયડીવાળા બનોની ! બોલો ! બાયડી પરણવી છે ? કન્યા અપાવું ? છે વિચાર ? મ્હોટી પંદર વર્ષની, અને વળી ભણેલી-ગણેલી પરણાવી આપું !"

" થેંક યૂ !" ઇશ્વરલાલે હસીને કહ્યું " તમનેજ બાયડી મુબારક ! પાસ થતાં સુધી બાયડીની વાત નહીં જોઇએ. પાસ થાઉં પછી વળી કંઇ નૌકરી-ચાકરી મળે તો તે પછી બાયડી મેળવવા માટે ખટપટ કરેલી પણ કામની. આયપત વિના બાયડી પરણીને તેણીને ખવાડવું પણ કયાંથી ?"

" હા. એ વાત તમારી વાજબી છે. બાયડી તો આવતાંની સાથેજ પૈસા ખર્ચવાની વાત કરે, માટે પૈસા વિના મુંબઇમાં બાયડી સાથે ઘર માંડવું, એ મુશ્કેલજ છે, અને તેથી તમારી પૅાલિસીને હું પણ પસંદજ કરૂં છું. વળી બાયડી આવે એટલે અભ્યાસમાં પણ ઘણી ઘણી રીતે અડચણજ આવે, માટે તમે એકલા છો તો સુખીજ છો. હું પોતે બાયડી પરણીને, અને ઘર માંડીને કેટલો સુખી થયો છું, તે મારૂં મનજ જાણે છે ! જૂઓ ! પ્રભાતમાં વાંચવાનો ટાઇમ થાય, એટલે બાયડીની ફરમાસ થાય કે 'બજારમાં જાઓ ! શાક લાવો ! મસાલો લાવો ! ફલાણું લાવો !' અને બજારમાંથી તે લાવીને આપ્યું કે તરતજ બીજી ફરમાસ થાય કે 'હવે હું રસોઇ કરૂં છું, ત્યાં સુધી આ કીકાને રમાડો, અગર ઘોડિયામાં સૂવાડી હીંચકા નાંખો !' એટલે સેવક જમીનપર બેસી એક હાથમાં ઝોળીની દોરી

હલાવતાં બેસે, અને બીજા હાથમાં ચોપડી લઇને વાંચવામાં ચિત્ત રાખે! એટલામાંજ જો હીંચકા નાંખવામાં હાથ અટકે, અને બુચો રડે કે તરતજ મિસિસ બરાડો પાડી ઉઠે કે 'તમે તો વાંચવા બેઠાં છો કે કીકાને હીંચકા નાંખો છો? છોકરો બિચારો રડે છે, તેનું પણ ભાન નથી, અને બધોએ જીવ જાણે ચોપડીમાંજ ભરાયો છે! કીકા કરતાં પણ ચોપડી વધી!' આ સાંભળતાંજ ચમકીને ચોપડી નીચે પટકવી પડે, અને કટાણું મ્હોં કરીને પણ હીંચકા નાંખવા પડે! એવાજ હાલ ઘરમાં સમજી રાખવાં! તમને કંઇ તે પીડા છે? માટે તમેજ ખરા સુખી છો, એમ હું તો માનું છું!"

"એ તમારી વાત કેટલેક પ્રકારે ખરી છે." ઇશ્વરલાલે યોગ્ય રીતે જણાવ્યું "જયાં સુધી આપણે અભ્યાસ કરતાં હોઇએ, ત્યાં સુધી સ્ત્રી, છોકરાં, અને સંસારના રગડામાં પડવું સારૂંજ નહીં! વિદ્યાભ્યાસ પૂર્ણ કીધાં પછીજ એવી જંજાળમાં પડવું વાજબી ગણાય. કેટલીક વખતે સંસારી સંતાપને લીધે અભ્યાસ પણ છોડી દેવો પડે છે, અને ભવિષ્ય બગડે છે!"

"અલબત!" હવે મુંગટલાલે મુદ્દાની વાતનું મૂળ શરૂ કરતાં જણાવ્યું "જૂઓની આપણા પેલા નવરંગીલાલ! બાયડી પરણવાની પંચાતીમાંથીજ કેથે ભાગી ગયા છેની?"

"હાસ્તો." ઇશ્વરલાલે ભૂલમાં ભોળવાઇને જણાવ્યું "પરંતુ તે તો નસીબદાર છે કે, મુંબઇથી ભાગીને સુખી પણ થયો છે, અને ઉજ્જડપૂરનો દીવાન બન્યો છે!"

"એમ કે? આહો! ત્યારે તો ખરો નસીબદાર ગણાય! પગાર પણ સારોજ હશે?"

"ઘણો સારો પગાર મળે છે! મને લાગે છે કે, બે હજારથી વધારે હોવો જોઇએ!"

"વાહ! ઘણીજ ખુશીની વાત! આપણો ફ્રેન્ડ ઘણા સારા દરજ્જે પહોંચ્યો!" મુંગટલાલે હવે બીજી વાત કઢાવવાની મતલબથી પૂછ્યું "અને તેની પેલી નવલનું શું થયું વારૂ? તેનો પણ કંઇ પત્તો લાગ્યો નથી, માટે મને લાગે છે કે, તેણી પણ નવરંગીની સાથેજ હશે?"

આ સવાલનો ઉત્તર આપતાં ઇશ્વરલાલ ચમકી ગયો ! તે ચેત્યો! નવરંગીની બાતમી તેના મ્હોંમાંથી નિકળી ગયાં બદલ તેને હવે પસ્તાવો થવા માંડયો, પરંતુ હવે તે બાબતમાં તો કંઇ ઉપાય નહીં હોવાથી માત્ર પસ્તાવો કરીને, નવલની બાબત પ્રગટ નહીં કરવાને તેણે દૃઢતા રાખી જણાવ્યું "નવલ કયાં છે ને કયાં નહીં, તે તો બલા જાણે ! હું તો એ બાબતમાં કંઇ ચોક્કસ જાણતો નથી, તેમજ નવરંગીલાલ પણ ઉજ્જડપૂરમાંજ દીવાન થયો છે, તે પણ મેં તો અમથી ઉડતી વાત સાંભળી છે." ઇશ્વરલાલે તે વાત પણ ઉડાવી દેવાની મતલબથી ટુટીચાર શબ્દોમાં કહ્યું, "મને તો નથી લાગતું કે, તે દીવાન થયો હોય ! હું તો ધારૂં છું કે, તેના દુશ્મનોએ કદાચ તેની મશ્કરી કરવાના હેતુથી આવો ગપગોળો ગબડાવ્યો હશે ! નવરંગીમાં તે વળી એટલો બધો કયો સ્ટફ બળ્યો છે કે, કૉલેજમાંથી નિકળતાંની સાથેજ તેને દીવાનગિરી મળી જાય ! બધું હંબગ જેવુંજ હું તો માનું છું ! એ વાત માલ વગરની-નાપાયાદાર હોવી જોઇએ."

"તેમ પણ હોય !" મુંગટલાલે પક્કાઇમાં જણાવ્યું ગમે તેમ હોય ! આપણને શું ! આપણને તો તેની સાથે માત્ર કૉલેજનો સંબંધ ! બીજો કશોએ સંબંધ નથી." આમ જણાવી મુંગટલાલે તેને માટે વિશેષ પૂછપરછ કરવાનું અત્યારે તો માંડીજ વાળ્યું; કેમકે તેણે ધાર્યું કે "હાલ વધારે પીંજણ કરવાથી એ ચેતી જશે, અને કંઇજ પત્તો નહીં આપે ! માટે વળી બીજી વખત એને જૂદીજ રીતે પૂછીને એનાં પેટની વાત કઢાવીશ." આમ મન વાળીને ત્યાંથી થોડી વારમાંજ નિકળીને તે પોતાને મકાને ગયો, પરંતુ રસ્તામાં તેણે વિચાર ચલાવ્યો કે "નવરંગી ઉજ્જડપૂરમાંજ હોવો જોઇએ ! ઇશ્વરલાલના મ્હોંમાંથી ભૂલમાં પ્રથમ વાત નિકળી ગઇ, અને તે પછી તેણે પોતાની ભૂલ ભાંગવાનીજ માત્ર તજવીજ કરી ! બાકી મુદ્દો તો મઝાનો મળી ગયો છે, એમાં શકજ નહીં."

બીજે દિવસે પ્રભાતમાં સાત વાગતાંને સમયે મુંગટલાલ શૂરમાં ઉઠીને મનહરલાલને ત્યાં ગયો, અને તેને કહ્યું "જૂઓ ભાઇ ! પેલી બાબતનો મૂળ પાયો તો મારા ધાસ્વા પ્રમાણે હાથ લાગ્યો છે,

અને મને જે શક છે, તેમજ જે વિશેષ બાતમી મેળવવાની છે તેને માટે હું તજવીજ કરીશ."

"પાચો શું હાથ લાગ્યો ?" મનહરલાલે આનંદમાં અધીરા પડી પૂછયું "પાચો શું ? તે તો મને ઝટ જણાવો કે જેથી મારા જીવને ધીરજ વળે !"

"કહેવાને માટે તો અત્યારે આવ્યો છું." મુંગટલાલે રાતના ઇશ્વરલાલ સાથે થયલી વાત બારિકીથી કહી સંભળાવી, અને છેવટે તે બોલ્યો "અગર જો પાછળથી ઇશ્વરલાલે નવરંગીની બાબત ઉડાવી દેવ.ની યુકિત તો કરી છે, તો પણ મને તો ખાત્રિપૂર્વક ભાસે છે કે, તેના મ્હોંમાંથી પ્રથમ જે વાત નિકળી ગઇ હતી તે બરાબરજ હોવી જોઇએ."

"મને પણ એમજ લાગે છે, માટે હવે ઉજ્જડપૂર જવું જોઇએ, અને એ બાબતની તજવીજ ત્યાં જઇને કરવી જોઇએ નવલની તપાસ પણ ત્યાંથીજ મળી શકશે."

"તે કેમ ચોક્કસ કહી શકાય ! એ તો હવે વળી પાછો ઇશ્વરલાલને હું મળીને કોઇ જૂદીજ કરામતથી તેની પાસે વાત કઢાવીશ, માટે તમે જરા થોભી જજો, અને આ વાત કોઇને પણ કહેશો નહીં. જે કરવાનું છે તે ગણીજ ગુપ્ત રીતે કરવાનું છે."

"તે તો બરાબર છે, અને આપણા બે શિવાય ત્રિજાને કાને એ વાત કદી નહીં જાય, પરંતુ તમે જરા ખાસ ખંત રાખીને ઇશ્વરલાલને મળવામાં તો ચૂકતાજ નહીં."

"ચૂકે તે કેમ ? તમારા કરતાં મને એ બાબતમાં વધારે કાળજી છે. તેથીજ કાલ રાતના તમારા ગયા પછી તાબડતોબ તેને ત્યાં હું ગયો, અને ઘણીજ હિકમતથી વાત કઢાવી !"

"એ તો તમે મઝાનો મુદ્દો મેળવ્યો છે, અને મને લાગે છે કે, એમાં આપણે ફાવીશું."

"મને પણ આશા તો રહે છે, તો પણ આજકાલમાં વળી ઇશ્વરલાલને મળીને વળા કંઇ નવી વાત નિકળે તો વધારે સારૂં."

"બરાબર છે."

મુંગટલાલ આટલી વાત કરીને વિદાયે થયો. મનહરલાલને હવે હિમ્મત આવવા માંડી, અને વકીલાતની વાત પડતી નાંખી તેજ વિચારમાં તે મચ્યો રહ્યો.

કૉલેજમાં બપોરને સમયે મુંગટલાલ તથા ઇશ્વરલાલની વળી પાછી મુલાકાત થતાં તેઓ વાતોના તડાકા હાંકવાને કૉલેજની પાછળ બગિચામાં એક બાંકડાપર બેઠા. એટલામાંજ મુંગટલાલે મશ્કરીની વાત છેડતાં કહ્યું "ભાઇ ઇશ્વરલાલ ! તમે જો બાયડી પરણો તો ફર્સ્ટ કલાસ સુધરેલા વિચારની, અને ફૅશનની ફાંકડી પરણજો, એવીજ મારી તમને સલાહ છે. મને તો જૂના વિચારની જંગલી જેવી બાયડી મળી છે, કેમકે મારા માતા-પિતાની મરજી પ્રમાણે મારાં લગ્ન થયાં છે, અને તમને તો તમારીજ મરજી પ્રમાણે પોતાની પસંદગીજ કન્યા મેળવવાની છે માટે તમે સારી સફાઇદાર સ્ત્રી મેળવવાનીજ કોશિષ કરશો તો સારૂં."

"અંહ ! તે વખત આવે, ત્યારે જે નસીબમાં લખી હશે તે મળશે ! જેવી પ્રભુની ઇચ્છા !"

"ભાગ્યદેવી, અને પ્રભુ તો છેજ, તો પણ પુરૂષ પ્રયત્ન પણ છેની ? પ્રયત્ન વિના તો કંઇ થાયજ નહીં !"

"તે ખરૂં છે, તો પણ સુધરેલી સ્ત્રી-ફૅશનમાં ફાટેલી યુવતિ મેળવવા કરતાં સાદી, સમજણી અને સુજ્ઞ સ્ત્રી મેળવવાથી મારા જેવા ગરીબનો સંસાર સુધરી શકે."

"એ પણ તમારો વિચાર દીર્ઘદૃષ્ટીવાળો છે, એમાં તો શકજ નહીં." મુંગટલાલે ધીમે ધીમે રંગ ઝમાવવા માંડયો. "મારા વિચાર પ્રમાણે નવરંગી એ બાબતમાં ફાવ્યો તો ખરો !"

"કેમ વારૂં ?" ઇશ્વરલાલે વિસ્મયતા પામી પૂછયું "નવરંગી વળી કઇ બાબતમાં ફાવ્યો ?"

"બાયડી મેળવવામાં !"

"કેવી રીતે ફાવ્યો ? તેણે શું કર્યું ?"

"તેણે એજ કર્યું કે, તેના મન ગમતી કન્યા તે મેળવી શકયો ?"

"કઇ કન્યા તેણે મેળવી ? તે તો કશે ભાગી ગયો છે તો કન્યા કયાંથી મેળવી શકયો ?"

"તે ઉજ્જડપૂરનો દીવાન થયો છે, એ જે વાત તમે કાલે કરી તે બરાબર છે. મેં પણ આજે પ્રભાતમાંજ એક બીજાને મ્હોંઢથી પણ એમજ સાંભળ્યું છે." મુંગટલાલ સૂકી ઠોકી "મેં તો એટલે સુધી

સાંભળ્યું છે કે, તેણે તો ત્યાં નવલ સાથે લગ્ન પણ કીધાં છે, અને નવલ ત્યાંજ છે !"

આ તડાકાથી ઈશ્વરલાલ અંજાઇ ગયો, અને તે તો વિચારમાં પડી ગયો કે "આ વાત અહીં આવી કયાંથી ?" આમ છતાં તેણે મુંગટલાલને ઉડાવવાને પૂછયું "નવલ ત્યાં કયાંથી ગઇ ?"

"ન્હાસીને ગઇ હશે વળી !"

"પણ નવરંગી તો ઘણા દિવસ પહેલાંનો ભાગ્યો છે, અને નવલ તો છેક પાછળથી ગૂમ થઇ છે, માટે નવલ તેની પાસે કેવી રીતે ગઇ, અને તેમનાં લગ્ન કેવી રીતે થયાં ? મને તો આ બધી વાત માત્ર ગપાટા જેવીજ સમજાય છે! તદ્દન પાયા વિનાની વાત કોઇએ ચલાવી છે !"

"પાયા વિનાની મુદ્દલજ નથી ! એક જણાનાપર તો નવરંગીના હાથનો પત્ર આવ્યાની બાતમી પણ મને મળી છે !" મુંગટલાલે અડાવ્યું "અરે! મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે, નવલને પેટે પુત્ર પણ પ્રસવ્યો છે ! આ તો પાકા પાયાની વાત તમને હું જણાવું છું ! તમને નવરંગીએ હજી સુધી એ બાબતમાં કંઇ લખ્યું જ નથી, એ તો નવાઇની વાત !"

પણ ઇશ્વરલાલ કંઇ સમજ્યો નહીં કે આ બધી વાત મુંગટલાલ વાત કઢાવવાના ઇરાદાથીજ અડાવે છે ! તેના મનમાં તો મુંગટલાલની વાત ખરીજ મનાઈ ! તેણે વિચાર કીધો કે "કદાચ નવરંગીએ પોતાની મતિ પ્રમાણે નવલ સાથે લગ્ન કીધાં પણ હોય, અને ગુપ્ત રાખવાના હેતુથી મને તેણે નહીં પણ લખ્યું હોય !" એમ કહીને તેણે મુંગટલાલ પ્રત્યે કહ્યું "હશે ! મને તો એ બધી વાતની કશી માહિતી નથી, તેમજ નવરંગીએ મને કંઇ લખ્યું પણ નથી."

"તે બરાબર છે. આપને નહીં પણ લખ્યું હોય." મુંગટલાલે વળી વાત કઢાવવાની યુક્તિ કાયમજ રાખતાં જુલાબ મૂકયો "પણ તમને એક સ્નેહી તરીકે મારે એક બાબતમાં ચેતાવવા જોઇએ. જો નવરંગીના કે નવલના કંઇ પણ કાગળપત્રો તમારી પાસે આવ્યા હોય, અગર હવે પછી પણ કદાચ આવે તો તે વાંચીને તાબડતોડ બાળીને તેનો નાશજ કરી નાંખજો !"

"કેમ વારૂં ?" ઇશ્વરલાલે ચમકીને પુછયું "કંઈ પોલીસની પંચાતી જાગી છે કે ?"

"હા! એમજ કંઇક છે!" મુંગટલાલે ઠાવકું મ્હોં રાખી તોપ છોડી "પોલીસમાં નવરંગીનાં તથા નવલનાં માતા–પિતાએ ખબર આપી છે, અને મને તો લાગે છે કે, તે બંનેપર વૉરંટ પણ છૂટયાં છે! માટે જો પોલીસને ખબર પડે કે, તમારી પાસે તેમના કાગળો આવે છે, તો તમારે પણ સાથે સંતાપમાં ઉતરવું પડે! કદાચ તમને બીજું નુકસાન નહીં પણ થાય, તોપણ કેટલાક દહાડા હેરાનગતિમાં તો ઉતરવુંજ પડે! વળી જો વાત વધારે વાંકી વિફરે તો નવલને નસાડવામાં તમે પણ સામેલ છો, એવો તમારી ઉપર પણ ચાર્જ આવવાની પૂરેપૂરી ધાસ્તિ રાખવાની!"

"હેં ત્યારે તો મારે મુશ્કેલીમાં આવવું પડે! ઇશ્વરલાલે ગભરાઇને જણાવ્યું "મારે કાંઇજ લેવા દેવા નહીં, અને શા માટે મારે એવી આપદામાં આવવું જોઇએ? નવરંગી જાણે, અને નવલ જાણે! હવેથી નવરંગીના કાગળનો ઉત્તર પણ હું તો આપવાનો નથી!"

---

## પ્રકરણ ૨૮ મું.

### ખરી ખબર.

દોહરો.
ઇશ્વરલાલે પેટની,
વાત કરી વિસ્તાર;
મુંગટલાલ પાકો પુરો,
થયો વાતપર સ્વાર!

વાત પકડાઈ! નવરંગીના કાગળો ઇશ્વરલાલ પાસે આવે છે, એટલું તો મુંગટલાલે સિદ્ધ કરી લીધું, અને ઇશ્વરલાલ નરમ ઘેંસ જેવો બની ગયાથી આ પ્રસંગે જમાલ ગોટાનો જુલાબ તેને આપીને પણ નવલની બાબત જાણી લેવાની યુકિત તેણે ચલાવવા માંડી! તે બોલ્યો "માફ કરજો મી૦ ઇશ્વરલાલ! હું બોલતાં જરા ખંચાઉં છું, પરંતુ એક સ્નેહી તરીકે મારે તમને ચેતાવવા પડે છે, કે મને ચોક્કસ ખબર મળવા પ્રમાણે નવલને ભગાડવામાં તમારો પણ હાથ છે, એવી વાત લોકમાં ચાલી

રહી છે ! એ વાત પોલીસને કાને ગઇ કે નથી ગઇ, તે તો પરમાત્મા જાણે, પરંતુ લોકોમાં તો પ્રસરી રહી છે ખરી ! હવે વિચાર કરો કે, તમારા જેવા વિદ્વાન પુરૂષને માથે એક સગીર કુંવારિકાને ભગાડવાનો ચાર્જ આવે તો તેનું પરિણામ શું આવે ? તે ચાર્જ સાબિત થાય કે નહીં થાય, અને તમે ગુન્હેગાર ઠરો કે નહીં ઠરો, એ તો ન્યાયમાં જે ઠરે તે ખરૂં, પરંતુ હમણાં તમારા જેવાને અથડામણ અને આપદામાં આવવું પડે, એ તો ખરૂંજ કેની ? માટેજ મારે તમને આટલું કહેવું પડે છે. ”

“ તમારૂં કહેવું સત્ય છે, અને હવેથી નવરંગીને કાગળ લખવાનું તો બંધજ કરીશ. ” ઇશ્વરલાલે છેકજ ભોળપણમાં ખુલાસો કીધો “ અને નવલ સાથે તો આજ સુધીમાં મારે કોઇ પણ પ્રકારનો પત્રવહેવાર હજ નહીં, એટલે કંઇ વાંધો નથી ! કેમ ખરૂં, કેની ? ”

“ પરંતુ તમે તેણીને ભગાડવામાં ભાગ લીધો છે, એવી જે વાત પ્રસરી રહી છે, તે વાત જો પોલીસને કાને જશે તો પોલીસ તેજ વખતે તમને સતાવશેની ? માટે તેમ હોય તો બોલી જાઓ, કે જેથી તમને બચાવવાનો રસ્તો અત્યારથીજ ગમે તેમ કરી શકાય-અને તે હમણાંજ થઇ શકશે પરંતુ પાછળથી તો નહીંજ થાય ! આગ લાગ્યે પછી કુવો ખોદેલો કામનો નહીં ! તમારા મગજમાં મારી વાત ઉતરી કે ? ”

“ હા, તમારી વાત સમયોચિત છે. ” ઇશ્વરલાલે હિમ્મતથી જણાવ્યું “ નવલનો એક પણ કાગળ તો મારી પાસે આવ્યોજ નથી, એ તો ચોક્કસ છે, તો પણ તમે જે મને બચાવવાનો રસ્તો અત્યારથીજ કરી શકો તેમ છો, તે રસ્તો કયો છે, તે મને જણાવશો ? ”

“ તે રસ્તો એજ કે, તમે મને માત્ર કાનમાં કહો કે નવલ અમૂક સ્થળે છે, જેથી પોલીસને તમારે નામે હું જણાવું, અને તમે બાતમી આપનાર તરીકે ઠરશો, જેથી પોલીસ તમારી વિરૂદ્ધ નહીં જતાં ઓર તમને બચાવી પણ લેશે. પોતાને છૂપી બાતમી આપનાર ઉપર તો પોલીસ સદા રાજી રહે છે; માટે પોલીસની ઇતરાજીમાં આવવા કરતાં પોલીસના વ્હાલા થવુંજ સારૂં છે. ”

“ પોલીસને ખબર આપવાની ખટપટમાં પડવા કરતાં નવલના પિતાનેજ ખબર આપું તો શું ખોટું ? પછી પોલીસને જણાવવાની પણ કંઇ જરૂર નહીં. ”

"એમાં પણ કંઇ ખોટું નથી." મુંગટલાલે હાવપેંચમાં વિશેષ ભાર મૂકીને કહ્યું "તમારા બોલવાની મતલબ હું સમજ્યો. તમે કંઇ પણ ખટપટમાં ઉતરવા ચાહતા નથી, અને સહેલો રસ્તો શોધો છો! તો એક સહેલો રસ્તો હું તમને બતાવું છું. તમારે નવલનાં પિતા પાસે પણ ઉઘાડા પડવાની જરૂર નથી, તેમજ પોલીસને પણ જણાવવાની તસ્દી લેવાનું કામ નથી, પરંતુ મનેજ જણાવો, જેથી હું તમને જાહેર નહીં કરતાં મેં જાણે ઉડતી વાત સાંભળી હોય, તેવા રૂપમાં હું એ વાત માત્ર નવલના પિતાનેજ કહીશ. એટલે તમારે શીર કોઇ જાતની બદલામી પણ નહીંજ આવે."

"એમ થાય તો વધારે સારૂં; કેમકે મને પોતાને પ્રકટ થવામાં મ્હોટી શરમ જેવું લાગે છે!" ઇશ્વરલાલે ગગળીને જણાવ્યું "મને જ્યાં ત્યાંથી એ પંચાતમાંથી દૂર રાખવાનીજ તજવીજ કરો!"

"તેને માટે તો મેં તમને કહ્યું કે, તમે માત્ર મનેજ છૂપી બાતમી આપો કે જેથી તમે અલગજ રહી શકશો, અને પછી તમારૂં કોઇ નામ પણ નહીં લે, તેવી યુકિતથી તમને હું અલગજ રાખીશ."

"તો તમને હું જણાવું છું કે, નવલ પણ નવરંગીની પાસે ઉજ્જડપૂરમાંજ ગઇ છે, અને ત્યાંજ તેણી હોવી પણ જોઇએ; કેમકે નવરંગીની પાસે ગઇ છે, એ તો ચોક્કસ છે."

"ત્યાં તેઓનાં લગ્ન થયાંની વાત ખરીજ હોવી જોઇએ! તમને તે માટેની ખબર છે?"

"ના ભાઇ. હું તે કંઇ જાણતો નથી, પણ તેઓ લગ્ન હમણાં નહીં કરતાં નવલની અઢાર વર્ષની વય પૂર્ણ થતાંજ લગ્ન કરશે, એવો તેમનો સંકેત છે, એમ તો હું જાણું છું."

"ઠીક! સમજાયું!" મુંગટલાલે વળી વિચાર કરીને પૂછયું નવરંગી ત્યાં દીવાન થયો છે, એ પણ શું ખરી વાત છે?"

"હા. એ પણ ખરૂંજ છે; કેમ કે તેણે મને પણ તે વખતે પોતાના પત્રમાં તે વાત લખી જણાવી છે."

"તમારી પાસે નવરંગીના આવેલા પત્રો તો હશેજ, માટે તે જરા બતાવશોની?"

"મેં તેનો એક પણ પત્ર રાખ્યો નથી. તમામ પત્રો ફાડી નાંખ્યા છે, જેથી લાચાર છું! એવા પત્રો ઘરમાં રાખવા એ પણ જોખમભરેલું તો ખરૂં જ કેની ?"

"એ પણ ખરૂં છે, અને એ કામ તમે અક્કલનું કર્યું છે." મુંગટલાલે મગજમાં વાત ગોઠવીને જણાવ્યું "વારૂં. હરકત નહીં. તમે તમારે હવે નિરાંતે બેસો, અને આ વાત કોઇને પણ કહેશોજ નહીં. એ બધી ખટપટ હું પરભારી પતાવી દઇશ, કે જેથી તમારે માથે કોઇ પણ પ્રકારની બદલામી નહીં આવે."

"એટલુંજ કરજો મી૦ મુંગટલાલ! તેને માટે હું તમારો મ્હોટો ઉપકાર માનીશ."

"એમાં ઉપકાર જેવું કશું નથી. એ તો આપણો ફ્રેન્ડ તરીકે પરસ્પરનો ધર્મ છે. વારૂં ત્યારે હવે આપણે જઇશું." કહીને મુંગટલાલ છૂટો પડયો.

ઇશ્વરલાલ હવે પશ્ચાતાપ કરવા લાગ્યો, તેનું મુંઝાયલું મન શાંત પડયા પછી તે વિચારવા લાગ્યો કે "મેં પણ મૂર્ખાઇજ કરી નાંખી! મુંગટલાલ મને રંગ ચઢાવતો હતો, તેનું ભાન તે વખતે મને રહ્યું નહીં, અને મેં પણ લ્હેરમાં આવીને ગમે તેમ લવારો કરી નાંખ્યો, પણ તેમાં મારી ભયંકર ભૂલ થઇ છે! મેં મારા તનબદન મિત્ર નવરંગીલાલનો વિશ્વાસઘાત કીધો છે, અને તેની ગુહ્ય વાત ખુલ્લી કરી નાંખવામાં મારી અક્કલને અંધકારમાંજ નાંખી છે! માટે હવે એ ભૂલનું પ્રાયશ્ચિત કેવે પ્રકારે થાય ?" થોડા વખત વિચાર કરીને તેણે એક યુકિત શોધી કહાડી, અને તરતજ તેણે નવરંગી ઉપર પત્ર લખી તેમાં જણાવ્યું કે "તમે ઉજ્જડપૂરના દીવાન થયા હો, અને નવલ પણ તમારે ત્યાંજ છે, એ વાત અત્રે સર્વમાં પ્રસરી ગઇ છે, માટે તમારે સવેળા ચેતવાનું છે. કદાચ નવલનાં લાગતાંવળગતાંઓ તમારે ત્યાં ધસી આવી નવલનો કબજો મેળવવાની ખટપટ કરશે, એમ મને ભાસે છે. માટે નવલને જોઇએ તો ત્યાંથી ખસેડી નાંખજો, અને તેમ નહીં તો તેણીની સલામતિ તથા રક્ષણને માટે જેમ તમને યોગ્ય દિસે તેમ બંદોબસ્ત કરજો. મને ખબર મળવાથી તમને અગ્રિમ ચેતવણી આપું છું. વળી તમે મને પત્ર પણ હાલ લખવાંજ નહીં; કેમકે કદાચ

તમારો લખેલો પત્ર કોઇના હાથમાં જાય, તો તે પણ જોખમકારક છે. ટુંકમાં એટલુંજ સમજી લેજો કે, મામલો કંઇક વિકાળ બન્યો છે, અને નવલને પકડવાને માટે તેણીનાં વડિલો વગેરે પુર જોરમાં મેદાન પડયાં છે. હવેજ સંભાળવાનું છે." આ વિગેરે લખીને ઇશ્વરલાલે તે પત્ર ત્વરિત ટપાલમાં મોકલી આપ્યો, અને પછી તેના જીવને શાંતિ વળતાં તેણે વિચાર્યું કે "મુંગટલાલને મેં જો કે નવરંગીની ગુપ્ત વાત પ્રદર્શીત કરવાની ભૂલ તો કરી નાંખી છે, તો પણ તે ભૂલ આ પત્રથી સુધરી જશે, અને નવરંગી ચેતી જવાથી હવે નવલના વાલિઓ ગમે તેટલાં ફાંફાં મારશે, તોપણ તેઓનું કંઇજ વળવાનું નથી. સારૂં થયું કે, હું પણ સવેળા સમજી શકયો, અને નવરંગીને પત્ર લખવાની બુદ્ધિ મને તાબડતોબ થઇ. હવે તો મુંગટલાલ જખ મારે છે! નવલ હવે તેના કે કોઇના હાથમાં આવવાનીજ નથી. નવરંગી તે નગરનો રાજા જેવો છે, જેથી તે નગરમાં તેના શત્રુઓનું ગમે તેટલું બળ પણ ચાલી શકનાર નથી!" આ પ્રમાણે શાંત થતાં ઇશ્વરલાલે હવે પોતાનો મિત્રધર્મ બજાવેલો માની લીધો.

મુંગટલાલ મહા પહોંચેલો માણસ હતો, અને તે પણ વિદ્વાન હોવા છતાં દાવપેંચથી પૈસા મેળવવામાં પણ શૂરો, ને પૂરો હતો. તેણે વિચાર કર્યો કે "નવરંગી તથા નવલની નસ તો હાથમાં આવીજ છે, અને એ બ્હાને મનહરલાલપર તો ઉપકાર કરી શકોશ, પરંતુ તે જેમ ઉપકાર તરીકે મનાશે, તેમજ મિત્ર તરીકેની ફરજના રૂપમાં પણ ગણાશે, જેથી નવરંગીને પૈસાની બાબતમાં નિચોવવાની વાત કંઇ મારાથી થશે નહીં, પરંતુ નવરંગીના પિતાની પાસે, તેમજ નવલના પિતાની પાસે પૈસા કઢાવવાનો આજ પ્રસંગ છે, માટે તેમને તો ચીરવા જોઇએ. તેને માટે હવે મનહરલાલ મારફત વાત કરીને આ બ્હાને દશ-વીસ હજારનો ડહેલો મેળવવો તો ખરોજ!" એમ વિચાર કરીને મુંગટલાલ, કાલેજમાંથી પરભાર્યો મનહર પાસે ગયો, અને તેણે જતાંની સાથેજ દર્શાવ્યું "કેમ ભાઇ, હવે શો વિચાર છે? નવરંગી તથા નવલના પત્તા પાકે પાયે મેળવ્યા છે, માટે હવે શો રસ્તો લેવો છે? શીતસરનો ઉપાય કરવાનો વિચાર તો છેની?"

"અલબત !" મનહરલાલે ઉલટમાં આવી જણાવ્યું "પણ તેઓ ક્યાં છે ?"

"જ્યાં છે ત્યાં છે. તેઓની બધી બાતમી મેં મેળવી છે, અને તે તમારાથી કંઇ ગુપ્ત રાખવાનો નથી, પણ તમારી સાથે એ બાબતમાં મારે કેટલોક વિચાર કરવાનો છે." કહીને મુંગટલાલે જરાક થડકીને જણાવ્યું "જુઓ ભાઇ ! તમે તો મારા ભાઇ સમાન છો, એટલે તમારે ખાતર તો ગમે તેટલી પણ મહેનત કરવાને હું તૈયાર છું, અને તે હું કરીશજ; કેમકે તેમ કરવાની એક મિત્ર તરીકેની મારી ફરજ છે; પણ નવનીતરામને તથા ચટપટદાસને તો આવે પ્રસંગે કોરા મૂકવા નહીંજ જોઇએ ! તેમને તો પૂરા કાપવા જોઇએ, અને મ્હોં માંગ્યા પૈસા ઓકાવવા જોઇએ, તેઓ ગરજાઉ છે, અને વળી શ્રીમાન પણ છે, માટે તેઓ પૈસા આપવાને આનાકાની કરશે નહીં. તેમને સમજાવીને દરેકની પાસે દશ-દશ હજાર રૂપીઆ તો કઢાવવાજ જોઇએ, અને તે પણ હું કંઇ એકલો ખાવા માંગતો નથી, પણ આપણે બંને સરખે ભાગે વહેંચી લઇશું. જુઓ મનહરભાઇ ! તમે વકીલ થયા છો, પણ હજી નવાસવા હોવાથી તમને કંઇ પેદાશ નથી, તેમજ હું પણ કંઇ પૈસાદાર નથી, માટે આ પ્રસંગે પાંચ પૈસા મેળવી શકાય તેમ છે, તો આપણે શા માટે ચૂકવું ? મારૂં કહેવું તમને યોગ્ય લાગે છે કે નહીં ?"

"તમારૂં કહેવું તો યોગ્યજ છે." મનહરલાલે ખુલાસો કીધો "મારે પોતાને તો એક પૈસો પણ નહીં જોઇએ, અને જે પણ મળે તે સર્વ તમેજ લેજો, પરંતુ નવનીતરામ તથા ચટપટદાસ બડા મખ્ખિચૂસ મારવાડી છે, અને તેઓ દશ-દશ હજાર કહાડી આપશે, એમ તમે ધારો છો ખરા ?"

"દશ તો શું, પણ પચ્ચીસ હજાર પણ દરેક તરફથી લેવાને મને હિમ્મત છે ! પોતાની ગરજે આપશે ! તેઓની સાથે તમે જરા મારી મુલાકાત કરાવી આપો, એટલે તેમને હું એવા તો સીસામાં ઉતારી દઇશ કે, તેઓ પણ પોતાની કંજૂસાઇ ભૂલી જશે, અને ચડપ દઇને મ્હોં માંગ્યા પૈસા કહાડી આપશે !"

"તે તો હું તમને તેઓની પાસે હમણાંજ લઇ જાઉં છું, પણ નવરંગી તથા નવલ ક્યાં છે?"

"તમને કહેવાને જરા પણ વાંધો નથી, પરંતુ તમે તે વાત કોઇને પણ જણાવશોજ નહીં. હાલ તરત હું ને તમેજ જાણીએ તેમ કરશો." કહીને મુંગટલાલે જણાવ્યું "પેલા ઇશ્વરલાલ પાસેથી ચોક્કસ બાતમી મેળવી છે કે, નવરંગી તથા નવલ ઉજજડપૂરમાંજ છે. નવરંગીને ત્યાંની દીવાનગીરી મળી છે, એ વાત ખરી છે, અને પ્રથમ નવરંગી ત્યાં ગયાં પછી તે ત્યાં ઠરીઠામ પડતાંજ નવલ પણ ત્યાં ગઇ છે. આ બધી વાત ઇશ્વરલાલ મને કદી જણાવત તો નહીં, પણ મેં તેને ખુબ જમાલ ગોટાનો જુલાબ આપ્યો, અને ભય તથા પ્રીતથી તેની પાસે વાત કહાડી લીધી છે. અરે! નવરંગીના કાગળો પણ તેની પાસે આવતા હતા, પણ તે કાગળો ઇશ્વરલાલ વાંચીને ફાડી નાંખતો હોવાથી તે મને મળી શકયા નહીં! તો પણ ઇશ્વરલાલે ખરેખરૂં જણાવી દીધું છે, એમાં તો જરા પણ શક જેવું મને લાગતું નથી. તે બિચારો ઘણો ભલો, અને ભોળો માણસ છે તો!"

"હા. છે તો એમજ. મને પણ હવે મનાય છે કે, તેઓ ત્યાંજ હોવાં જોઇએ; કેમકે તે દેશી રાજ્ય હોવાથી ત્યાં તેમને છૂપાઇ રહેવાને સ[illegible] પણ મળી શકે. એ બનવાજોગ [illegible]" મનહરલાલે હવે શું વ્યવસ્થા કરવી, તેને માટે પૂછ્યું "ત્યારે આપણે ત્યાં જઇશું કે કેમ વારૂં?"

"તે પછી વાત. પ્રથમ નવનીતરામને તથા ચટપટદાસને મળીએ, અને તેઓ શું રસ્તાપર આવે છે, તે જોયાં પછી શું કરવું, તેને માટે આપણે વિચાર કરીશું."

"ધારો કે તેઓ કદાચ પૈસા નહીં પણ આપે, તો પણ ચટપટદાસને મેં વચન આપ્યું છે, તે પ્રમાણે મારે તો નવલને મેળવવીજ જોઇએ, અને તેને ખાતર જો કે ચટપટદાસે તો જે ખર્ચ થાય તે કરવાને વચન આપ્યું છે, પરંતુ નવનીતરામનો મને ભરોસો આવતો નથી!"

"તે પણ બોચી ખજવાળીને પૈસા આપશેજ! પોતાનો એકનો એક દીકરો મેળવવાને તેના જેવો લખપતિ માણસ શું પૈસા કહાડ-

વામાં કસર કરશે કે ? હું તો એવું ધારતો નથી. તેમ છતાં એક વાર આપણે તેને પણ મળીએ, અને તે પછી તે શું કહે છે, તે ઉપ-રથી આપણે પણ જેમ ઠીક લાગશે તેમ કરીશું. તમારૂં વચન ખરૂં પાડવાને હું કદી ચૂકનાર નથી. અરે ! કદાચ ચટપટદાસ પણ પૈસા કાઢવાને આનાકાની કરશે, તો પણ આપણે તો જે વાત હાથમાં ઝાલી છે, તે પારજ પાડીશું."

"થેંક યૂ !" મનહરલાલને હવે મનમાનતું શૂર આવ્યું, અને તે બોલ્યો "મારો પણ એજ નિશ્ચય છે. નવલને કોઇ પણ પ્રકારે નવરંગીના હાથમાં નહીં જવા દેવી, એજ મારો મમત છે, અને જો તેણીનો પત્તો લાગ્યો, તો પછી તેણીને મેળવવામાં વાંધોજ નથી ! અરે ! ભર બજારમાં તેણીનો કાંડો પકડીને ખેંચી લાવીશ, અને પછી તેણીની સાથેજ લગ્ન કરીશ !"

"એ તો બધુંએ ઠીકજ થશે. હાથમાં આવ્યા પછી તો આપણે શેર થઇશું ! જવાની છે કયાં ?"

"ધારો કે ઉજ્જડપૂરમાં તેમનો પત્તો નહીં લાગે તો પછી આપણે શું કરીશું ?"

"તો પછી વળી બીજો રસ્તો લઇશું, અને બીજી રીતે શોધખોળ ચલાવવાની તજવીજ કરીશું. કોઇ પણ રીતે તે બંનેને એક વાર તો મેળવીશુંજ. હા, જો તેઓ મરી ગયાં હશે તો લાચાર ! પછી તો કંઇ ઉપાયજ નહીં ! પરંતુ જીવતાં હશે, ત્યારે તો ગમે ત્યારે પણ તેમને શોધી કહાડીશુંજ !"

"ત્યારે હવે તમે એક કામ કરો. આજે સાંજે આપણે નવનીત-રામ તથા ચટપટદાસને મળવાનું રાખીએ; કેમકે અત્યારે તેઓ કદાચ બહાર પણ નિકળી ગયા હશે, અને સાયંકાળ પછી રાતના આઠ વાગતાંને સુમારે તેઓ જરૂર મળશેજ. તમે સાત વાગતાંને સુમારે મારે ત્યાં આવજો, અને પછી આપણે બંને સાથે તે બંનેને મળીશું."

"એ પણ સારી વાત છે, અને હું વાળું કરીને સાવ-સાડા સાતના સુમારે તમારી પાસે અવશ્ય આવીશ." કહીને મુંગટલાલ ત્યાંથી રવાના થયો.

મનહરલાલ મનમાં વિચાર કરવા લાગ્યો કે "રાતના ચટપટદાસ તથા નવનીતરામને જુદે જુદે વખતે મળવામાં વખત ઘણો થઇ જવાની સાથે બંનેને એકની એક વાત જુદી જુદી સમજાવવી પડશે! માટે તેઓ બંનેને સાથેજ મળવાનું થાય તો વધારે સારૂં, અને તેઓને પણ મળી સમજીને વિચાર કરવાનું સૂગમ પડશે. વળી કદાચ નવનીતરામ જો પૈસા ખરચવાને આનાકાની કરશે, તો પણ ચટપટદાસને પોતાની પુત્રિને માટે વિશેષ ગરજ હોવાથી તે પણ નવનીતરામને સમજાવવાને ઉપયોગી થઇ પડશે; માટે ચટપટદાસને ત્યાંજ નવનીતરામને બોલાવવો સારો છે." કહીને મનહરલાલે, ચટપટદાસને એક પત્ર લખી ખબર આપી કે "હું મારા એક મિત્રને લઇને રાતના આઠ વાગતાંને સુમારે તમારે ત્યાં જરૂરના કામ માટે આવીશું. તે વખતે નવનીતરામ શેઠની પણ જરૂર પડશે. માટે તમે તે ટાઇમે તેમને પણ તમારે ત્યાં બોલાવવાની ગોઠવણ કરી રાખશો. વિશેષ મળીશું ત્યારે વાત કરીશું." આ પ્રમાણે પત્ર લખી તે પોતાના માણસ સાથે ચટપટદાસ ઉપર મોકલી આપ્યો.

ચટપટદાસ તે પત્ર વાંચીને વિચારમાં તો પડયો, પરંતુ તેમાં સૂચવ્યા પ્રમાણે તેણે પણ નવનીતરામને તે પ્રમાણેની ખબર આપી, અને તેની સાથેજ નવનીતરામ તો લાગલો ચટપટદાસની પાસે આવ્યો, અને પૂછપરછ કરવા માંડી, પણ ચટપટદાસને કાંઇજ ખબર નહીં હોવાથી તેણે રાત્રે બધો ખુલાસો થવાની આશા આપી, જેથી નવનીતરામ પણ આશામાં ને આશામાં રાતના આવવાનું જણાવી પુનઃ પોતાને મકાને વિદાયે થયો, અને ચટપટદાસ પણ આશામાં ને આશામાંજ રાતના સમયને માટે રાહ જોતો બેઠો. જો કે તેણે મનહરલાલને નવલની વાત જણાવેલી હોવાથી, "તેજ કારણને માટે મનહર આવવાના હશે." એટલું તો અનુમાન કરીજ લીધું હતું.

---

# પ્રકરણ ૨૯ મું.

## વાદળ ચઢયું !

**દોહરો.**

તોડ જોડ વિચારમાં,
કીધો એક ઠરાવ;
મુંગટલાલ અગ્રે થયો.
શણગાર્યું ખૂબ નાવ

સાયંકાળ પછી સવાસાતને સુમારે મુંગટલાલ ભોજન કરીને મનહરલાલને ત્યાં ગયો, મનહરે તેને ચટપટદાસ સાથે થયલી ગોઠવણ સમજાવી, અને જણાવ્યું કે, "ચટપટદાસને ત્યાંજ નવનીતરામને બોલાવવાનો બંદોબસ્ત કીધો છે, કે જેથી આપણને વળી તેને ત્યાં જઇને તેને પણ પુન: સમજાવવાની હલામણમાં ઉતરવાની જરૂર રહે નહીં. તે ઉપરાંત ચટપટદાસ પણ તેને સમજાવીને દબાવી શકે. ચટપટદાસ તો પીગળેલોજ છે, અને પીગળશે પણ ખરે:. પરંતુ નવનીતરામ જરા પાકો પુરૂષ છે, માટે તેને સમજાવવાનું ચટપટદાસદ્વારા ઠીક થશે, એમ ધારીનેજ તેને પણ ત્યાંજ બોલાવ્યો છે."

"એ પણ ઠીક કર્યું." મુંગટલાલ બોલ્યો "અરે ! નવનીતરામ જેવા સત્તર નવનીતરામોને સમજાવવાની હું હિમ્મત રાખું છું. એ તમારે સમજાવવાની બાબતમાં તો કંઇ સંદેહ રાખવોજ નહીં. વળી રૂપીઆની બાબતમાં પણ દશ કે વીશ હજારની વાત તમે કરશોજ નહીં. તે તો હું પોતેજ વખત વિચારીને વાત કરીશ. તમે માત્ર તેમને મોંઘમમાંજ રંગ લગાડજો."

"વારૂ, તેમ કરીશ." કહીને મનહરલાલે કપડાં પહેર્યાં, અને તે તથા મુંગટલાલ-બંને સાથેજ ચટપટદાસને ઘેર ગયા. ત્યાં જઇને શું બોલવું, અને કેમ કરવું, તે પણ તેમણે માર્ગમાંજ નક્કી કીધું.

તેઓ ચટપટદાસને ઘેર ગયા. ચટપટદાસ પણ તેમનાં આવવાની વાટ જોઇનેજ બેઠો હતો. તરતજ ચટપટદાસે તે બંનેને આવકાર આપ્યો, અને જણાવ્યું "નવનીતરામ પણ હમણાં આવવાજ જોઇએ; કેમકે તેમને મેં સાત વાગે પુન: માણસ મોકલીને કહેવરાવ્યું પણ છે."

"એ સારૂં કર્યું." મનહરે જણાવ્યું "આ મારા મિત્ર મી૦ મુંગટલાલ છે. એઓ નવરંગીને પણ સારી રીતે ઓળખે છે, અને એમની મારફતે આપણું ધારેલું સર્વ કામ પાર પડશે."

"ત્યારે તો ઘણું સારૂં ! એમનો ઉપકાર પણ હું નહીંજ ભૂલું, અને એમને હું દરેક રીતે રાજી કરીશ."

"હવે તમને, નવનીતરામ આવતાં પહેલાં કેટલીક વાત કરવાની છે, માટે જરા આપણે ખાનગીમાં બેસીએ તો વધારે સારૂં; કેમકે મારે કંઇક કહેવાનું છે."

"ચાલો ત્રિજે માળે." કહીને ચટપટદાસ પોતાની સાથે મનહરલાલને લઇને ત્રિજા માળના દિવાનખાનામાં બેઠા, અને પછી ચટપટદાસે પૂછયું "બોલો, શો હુકમ છે ?"

"એમ છે કે, મારી સાથે આવેલા મારા મિત્ર મુંગટલાલને મેં સર્વ વાતે વાકેફ કીધાંથી, તેમણે નવરંગીની, તેમજ આપની પુત્રિની બાબતમાં તમામ વાતનો પત્તો મેળવ્યો છે, માટે—"

"શું ? એમણે પત્તો મેળવ્યો છે ?" સાનંદાચાર્યતામાં ચટપટદાસે પૂછયું "તેઓ બંને કયાં છે ? મુંબઇમાંજ છે કે કોઇ બીજે ગામ છે ? પહેલાં એ વાત જણાવો !"

"તે [illegible] પણ એણે કહ્યું નથી !" મનહરલાલે પણ કપટ રાખીને કહ્યું "એક વાર આપની સાથે જે બંદોબસ્ત કરવાનો છે, તે થઇ ગયાં પછીજ એ પોતાનું પેટ ખોલીને બોલશે."

"એ જે પ્રમાણે કહે તે પ્રમાણેનો બંદોબસ્ત કરવાને હું તયાર છું. એનું કહેવું શું છે ?".

"તે પણ એણે મને જણાવ્યું નથી, જેથી હું કહી શકતો નથી, પરંતુ આપને મારે એટલુંજ કહેવાનું છે કે, જો નવનીતરામને પણ આપ સમજાવો, અને તે પણ જો મુંગટલાલને રાજી કરવાને હામ બીડે, તોજ બધું કામ પાર પડે ! માટે નવનીતરામ વળી વાંકા થાય નહીં, તેટલો બંદોબસ્ત આપે કરવાનો છે."

"તે બંદોબસ્ત મારે માથે આવ્યો ! બોલો, બીજું કંઇ તમારે કહેવું છે કે ?"

" તો નવનીતરામ આવે કે આપ તેને બાજૂપર લઇ જઇ સમજાવી રાખજો, અને કહી રાખજો કે, મુંગટલાલની જે માંગણી હોય, અને તે જે કંઇ યોગ્યપણે કહે તેનો સ્વીકાર તે કરે ! "

" તે તો તેઓ કરશેજ; કેમકે તેને પણ પોતાના પુત્રની પુરેપૂરી ગરજ છે; પરંતુ પત્તો મળ્યો એ ચોક્કસ છે કે કેમ ? "

" એમાં તો શકજ નથી. એ બાબતમાં તો તમામ રીતની ખાત્રિ મળી ચૂકી છે."

" તો પછી તમારા મિત્ર જેમ કહે તેમ કરવાને જરા પણ અડચણ આવશેજ નહીં, અને તેને માટે હું પોતે વચનથી બંધાઉં છું. મારો તો તમને વિશ્વાસ છેની ? "

" મને તો સત્તર આની વિશ્વાસ છે, પણ મારા ગરીબ મિત્રને વિશ્વાસ બેસવો જોઇયેની ? તેને વિશ્વાસ બેસે, તેવી રીતે આપે તેની સાથે વાતચીત કરીને આપનું કાર્ય કાઢવાનું છે."

" તેમજ હું કરીશ; માટે જોઇએ તો નવનીતરામનાં આવતાં પહેલાંજ હું તેમની સાથે વાત કરૂં ? "

" નાજી. તેમ કરવું નથી. પ્રથમ નવનીતરામની સાથે આપ ચોક્કસ કરીને તે પછીજ એની સાથે વાત કરવાનું રાખીશું, કે જેથી કરીને પાછળથી વળી નવનીતરામ પણ આઘોપાછો થઇ શકેજ નહીં."

" ત્યારે તો એમજ કરોની કે, નવનીતરામ આવે એટલે ભલે તમારા મુંગટલાલ અમો બંનેના સમક્ષ જે કહેવું હોય તે કહે. તેમ કરતાં જો નવનીતરામ કંઇ વાંધો કહાડશે તો હું તેને પછી સમજાવીશ."

" એમ કરશો તો પણ કંઇ વાંધો નથી–એમાં પણ ઠીકજ થશે." કહીને મનહરલાલ ઉઠયો, અને તે તથા ચટપટદાસ પુનઃ મુંગટલાલની પાસે જઇ બેઠા.

થોડી વારમાંજ નવનીતરામ આવ્યા, અને તેને આદરમાનથી ગાદીપર બેસાડયાં પછી ચટપટદાસે દિવાનખાનાનાં બારણાં બંધ કીધાં. બાદ વાત-વિચારનો પ્રારંભ થતાંજ પ્રથમ ચટપટદાસે કહ્યું " આપના પુત્રના તથા મારી પુત્રિની શોધ કરવાની આ મારા જમાઇ મનહરલાલને મેં ભલામણ કરી હતી, અને તેમનીજ

ભલામણથી આ મી૦ મુંગટલાલે બધી બાતમી મેળવી છે, માટે હવે એઓ જે કહે તે આપ સાંભળી લો, અને પછી જેમ યોગ્ય કરવું ઘટે તેમ કરો."

નવનીતરામ એકદમ ચકિત થઇ મુંગટલાલ તરફ જોઇને બોલ્યો "મારો છોકરો ક્યાં છે? મહેરબાની કરીને મને જણાવો તો હું તમારો જીંદગી સુધી ઉપકાર માનીશ. સાહેબ!"

"જણાવવાની જરૂર નથી, અને મ્હોઢાંનો ઉપકાર માનવાની પણ જરૂર નથી." મુંગટલાલે ચોખ્ખીચટ વાત કરતાં જણાવ્યું "એ તો એમ છે કે 'દામ કરે કામ, અને બીબી કરે સલામ!' માટે મ્હોં માંગ્યા દામ ખર્ચવાની જો ખુશી હોય તોજ કામ કરવાને હું પણ હિમ્મત કરૂં, અને નહીં તો તમે જાણો, ને તમારૂં કામ જાણો!"

"દામનું નામ પાડો, અને પછી મારી પાસે જવાબ માંગો સાહેબ!" નવનીતરામે પણ જરાક તોરમાં જવાબ આપ્યો "આપની મહેનતનાં પ્રમાણમાં દામ ભલે માંગો! દામ ખર્ચવાને હું ક્યાં કાચો છું? છોકરાના કરતાં મારે કંઇ પૈસા વધારે નથી ભાઇ!"

"પૈસા ખર્ચવાને તો વાધોજ નથી મી૦ મુંગટલાલભાઇ!" ચટપટદાસ પણ બોલી ઉઠયો. "આ નવનીતરામ શેઠને પણ એટલો એકજ પુત્ર છે, અને મને પણ માત્ર એકજ પુત્રિ છે, અને ઈશ્વર કૃપાથી તથા તમો જેવા ભાઇઓની મહેરબાનીથી અમો બંને સુખી છીએ, માટે પૈસા ખર્ચવાને કોણ ના પાડે છે? કેટલા પૈસા ખર્ચ થશે, અને શું લાગશે, તેમજ કયે પ્રકારે ખર્ચ કરવાનો છે, તે સર્વ ખુલાસો કરો કે તેનો નિકાલ આવે. આપ જ્યાં સુધી ખર્ચની રકમ જણાવો નહીં, ત્યાં સુધી અમને કેમ સમજાય?"

"એ તમારૂં કહેવું સત્તર આનાનું છે, અને તે બાબતમાં હું તમને વિગતે સમજ પાડું છું. કહીને મુંગટલાલે પોતાનું ભાષણ ચલાવતાં જણાવ્યું કે "પ્રથમ તો તમને એજ કહેવાનું કે, જે કામ મારે કરવાનું છે, તે તમો બંનેને માટે, તેમજ આ મારા મિત્ર મનહરલાલને માટે કરવાનું છે! અને કામ પણ અતિ કઠણ કરવાનું છે! કેમકે નવલ તથા નવરંગી જ્યાં છે ત્યાં જઇને તેમને મળવાની સાથેજ નવલને ત્યાંથી કહાડવી, તેમજ નવરંગીને પણ સમજાવીને અત્રે

લાવવો, એ અત્યંત વિકટજ છે! તે સ્થળપર જવામાંજ મહા સંકટ છે, અને તે સંકટ સહન કરતાં કદાચ મારો જીવ પણ જાય! જાન સટોસટનું તે કામ છે, અને વળી મહા મુશ્કેલીઓ પસાર કરવાની છે! જો કે મારી જગાપર બીજો કોઇ હોય તો ત્યાં જવાની હિમ્મત પણ કરી શકે નહીં! તેમ છતાં હિમ્મતની સાથેજ વળી મારે હિમ્મતનો ઉપયોગ પણ કરવો પડશે! હિમ્મત તો માત્ર ત્યાં જવાની, અને હિકમત એ કે, ત્યાં જઈને ધાર્યું કરવાની! સમજો કે હિમ્મત હારી જાઉં, તો ત્યાં જઇને કદાચ જાન ગુમાવી બેશું, અને જો હિકમત ભૂલી જાઉં તો વળી ત્યાં જવાની મહેનત પણ વ્યર્થજ જાય! આ સર્વનું તોલ તમોએ કરવાનું છે, અને તેની સાથે મારી જીંદગીનાં જોખમનું તોલ પણ કરવાનું છે. મારી જીંદગીની કિમ્મત કેટલી ગણાય, તે તો તમો શેઠીઆઓને શીખવવું પડે તેમ નથી, માટે તે કિંમત ગણીને તે પ્રમાણેનાં દામ તમારે આપવા જોઇએ. આટલું તમો સાહેબોને મોઘમમાં જણાવું છું તમારા જેવા ગુણવાન જ્ઞાતાઓને તો કંઇ વિશેષ જણાવવાની જરૂર નથી, અને આના કરતાં અધિક વિવેચન કરવાની પણ જરૂર નથી. જે કહેવાનું હતું તે મેં તમોને ટુંકમાં કહી દીધું છે, માટે હવે આપને જે વિચાર કરવો હોય તે કરીને જવાબ દેજો."

"પણ ચોક્કસ રકમનું નામ પાડો તો વધારે સારૂં." નવનીતરામે કહ્યું "તમને યોગ્ય લાગે તે જણાવો ભાઇ!"

"હા, એ પણ ખરૂં છે. ચટપટદાસે પણ ટેકો આપતાં કહ્યું "અમૂક રકમનું નામ પાડો તોજ ઠીક."

"તેને માટે એમ છે કે, જો હું મારે મ્હોંઢેથી રકમનું નામ પાડીશ, મ્હોંઢેથી બોલીશ તેજ લઇશ! માટે તમો સાહેબોજ વિચારીને ખુશીથી કહેશો તો સારૂં!"

આથી નવનીતરામ તથા ચટપટદાસ એક બીજાની સામું ટગર ટગર જોવા લાગ્યા, અને પછી ચટપટદાસ, નવનીતરામનો હાથ પકડીને એક ખૂણે લઇ જઇ બંનેએ મસલહત કરીને મનહરલાલને બોલાવી તેની મારફતે મુંગટલાલના મનની વાત જાણવા માંગી, જે પરથી વળી મનહરલાલે પણ મુંગટલાલની પાસે આવીને ગૂસપૂસ

કરીને તેણે પુનઃ તે બંને પાસે જઇને મુંગટલાલની માંગણી જાહેર કરી. બાદ તેઓ ત્રણે વચ્ચે કેટલીક વાતચીત ચાલ્યા પછી તેઓ ત્રણે પુનઃ મુંગટલાલની પાસે આવ્યા, અને પરસ્પર વિચાર ચલાવતાં આખરે એવું ઠર્યું કે–" નવરંગીને મુંબઇમાં લાવી મુંગટલાલ હાઝર કરે તો તે બદલ નવનીતરામે મુંગટલાલને રૂપીઆ એકવીસ હજાર આપવા, અને નવલને પણ તેજ પ્રમાણે મુંબઇમાં લાવી રજૂ કરે તો ચટપટદાસે તે બદલ રૂપીઆ પંદર હજાર આપવા. આ રૂપીઆ તે બંનેએ એક શ્રૉફને ત્યાં હમણાંથીજ અનામત મૂકવા." આ મતલબનો ઠરાવ એક સાદા કાગળપર લખવામાં આવ્યો, અને તેની એકેકી નકલ નવનીતરામે, ચટપટદાસે તેમજ મુંગટલાલે પોતપોતાની પાસે રાખી તેમજ તેજ વખતે બંને જણાઓએ બેંકના ચેક લખીને એક શ્રીમાન શ્રૉફને ત્યાં મૂકયા પણ ખરા. આ પ્રમાણે ચોક્કસ ઠરાવ થયા પછી, ટૂંક વખતમાં મુંગટલાલે તે કાર્ય પાર પાડવાનું વચન આપતાં તેની મુદૃત પણ ઠરાવવામાં આવી. એટલે છ માસ સુધીમાં જો મુંગટલાલ તે કાર્ય કરી શકે નહીં તો તે મુદૃત પછી તે બંનેના ચેક તે શ્રૉફ તે બંનેને પાછા સોંપે, અને પછી મુંગટલાલનો કોઇ પણ પ્રકારનો હર–દાવો ચાલી શકે નહીં. આટલું ચોક્કસ કરીને તેઓ સર્વ છૂટાં પડયા.

મનહરલાલ તથા મુંગટલાલ બીજે દિવસે પ્રભાતમાં પાછાં મળતાંજ મનહરલાલે પૂછયું " કેમ ત્યારે ભાઈ, હવે તે બાબતમાં તમે શું કરવા ધાર્યું છે તે જણાવશો કે ? "

" તેનાજ વિચારમાં હું છું. " મુંગટલાલે જણાવ્યું " હજી મેં ચોક્કસ કીધું નથી કે કયો રસ્તો લેવો ? પણ હવે સાંજ સુધીમાં કે કાલ પ્રભાત સુધીમાં બરાબર નક્કી વિચારપર આવીશ, અને તે પછી હું તમને આવતી કાલે પ્રભાતમાં મળીને જણાવીશ. " કહીને મુંગટલાલે રસ્તો લીધો.

ઉજ્જડપૂરમાં હવે શું ચાલે છે ? ઇશ્વરલાલે પોતાના ઇષ્ટ મિત્ર નવરંગીને ચેતવણીનો પત્ર મોકલ્યાથી નવરંગી જાગૃત બન્યો, અને તેણે ચપળાને મળીને તે પત્રની વાત પ્રગટ કરતાં નલ્લી પ્રત્યે કહ્યું કે " કદાચ મુંબઇથી નવલને પકડવાને ધાડું આવે તો તે બાબતમાં તમારી શું સલાહ છે ? " બદમાશ ચપળાના મગજમાં તો પાપજ

ભરાયલું હતું, અને તેણીએ પ્રથમથીજ નવરંગી તથા નવલની ગાંઠ સાંધવા નહીં દેવાનો નિશ્ચય પોતાના મનમાં કરી રાખ્યો હતો ! આથી તેણીએ આ તક પોતાના મનગમતી માની લીધી, અને તેણીએ પણ પોતાનું ચરિત્ર ચલાવવાનું નક્કી કરી કપટ કથન ચલાવવા માંડયું. તેણી બોલી " તમારે જરા પણ ગભરાવું નહીં. નવલને તો હું ગમે ત્યાં સંતાડી રાખીશ, અગર એવી જગાપર ભગાડીશ કે તેણીનો પત્તોજ કોઇને લાગશે નહીં ! "

" એવી કઇ જગા છે ? અને તેણી એકલી કેવી રીતે જઇ શકશે કે રહી શકશે ? તેણી તો મૂંઝાઇ મરશે ! "

" તેણી જરા પણ મૂંઝાશે નહીં તેવોજ બંદોબસ્ત હું કરીશ. તમારાં કરતાં મને તેણીની વધારે કાળજી છે ! "

" તે હું કબૂલ કરૂં છું, પરંતુ આપ કેવા પ્રકારનો બંદોબસ્ત કરવા માંગો છો ? તેજ માત્ર જાણવા ઈચ્છું છું. "

" પ્રધાનજી ! આપને મારાપર વિશ્વાસ છે કે નહીં, તે મને કૃપા કરી ખુલ્લું જણાવો ? "

" આપનાપર સોએ સો ટકા મને વિશ્વાસ છે. જો તેમ નહીં હોય તો આપની સાથે એને હું રાખુંજ નહીં. " નવરંગીએ સમજાવીને ખુલાસો કીધો " એ તો એમ છે કે, નવલની સાથે માયા હોવાથી જાણવાને જીવ તલપે છે. "

" તો હું જણાવવાને પણ વાંધો જોતી નથી. " ચપળાએ શાંતપણે વિચાર કરીને કહ્યું " અહીંથી ત્રણ ગાઉપર આપણા રાજાજી સાહેબનું જંગલીપૂર નામનું ગામ છે, ત્યાં રાજાજી સાહેબે એક સુંદર બંગલો પણ બનાવ્યો છે, અને તે બંગલામાં આપણા સીપાઇઓનો ચોકી પોહરો પણ રહે છે. તે બંગલામાં નવલને હાલ રાખીશું, તેમજ મારી ભરોસાની બે દાસિઓને પણ તેણીની સાથેજ મોકલીશ, અને વળી બે સીપાઇઓ પણ ખાસ ત્યાં જશે, જેથી નવલની સંભાળ બરાબર થશે, અને ત્યાં કોઇની ધાસ્તિ પણ નહી રહે. તેની સાથે હું કે તમે ત્યાં ધારીશું તો દરરોજ નવલની મુલાકાતે જઇ શકીશું; કેમકે દરબારી સ્ટીમ લૅાન્ચ છે, તેમાં બેસીને માત્ર અરધા કલાકમાં નદી

માર્ગે ત્યાં જઇ શકાશે. નવલને પણ તેજ લૉન્ચમાં બેસાડીને રવાના કરીશું. હવે કંઈ વાંધો છે કે ?"

"એ ગોઠવણ તો ઘણી સારી થશે." નવરંગીએ સંતોષ પામતાં જણાવ્યું "મુંબઇથી કોઇ તપાસ કરવા આવશે, તો પણ તેઓ અહીંજ શોધખોળ કરી ચાલ્યા જશે, પરંતુ તે ગામડાં સુધી કંઇ તેઓ નહીં જાય."

"અને કદાચ ત્યાં જાય, તો પણ કોઇને ત્યાં દાદ લાગવાની નથી. હું ઘણોજ મજબૂત બંદોબસ્ત કરીશ. તેમજ તે ગામના પટેલને પણ આપ કહેવરાવી રાખશો તો વળી વધારે નિર્ભય થવાશે."

"તે કહેવરાવીશ, અને મને લાગે છે કે, આજે ને આજેજ નવલને રવાના કરીએ તો સારૂં; કેમકે કદાચ રાતનાજ મુંબઇથી કોઈ આવી ચઢે તો પછી આપણને ગભરાવું પડે!"

"ત્યારે તો હમણાંજ તૈયારી કરી દઇએ." કહીને ચપળાએ પોતાની બે વિશ્વાસુ દાસિઓને તથા બે સિપાઇઓને તૈયાર કીધા, અને નવલને પણ તૈયાર કરી. બાદ નવરંગીએ તથા ચપળાએ, નવલને ઘણી ઘણી રીતે હિમ્મત તથા ધીરજ આપી, અને પછી ચપળાએ જાણી જોઇને નવરંગીને જરા દૂર કરવાની મતલબથી જણાવ્યું "જંગલીપૂરના બંગલામાં રાજા સાહેબની પોતાની પરવાનગી વિના કોઇને પણ પગ મૂકવા નહીં દેશે, માટે તમે પોતે રાજાજીને મળીને તેમની મહોર છાપનો પત્ર લઇને પાછા તુર્ત આવો."

"બહુ સારૂં." કહીને નવરંગી ઝપાટાબંધ રાજા પાસે પહોંચ્યો, અને તે પત્ર લખાવી લીધો.

દરમ્યાન ચપળાએ બંને દાસિઓને તથા બંને સીપાઇઓને છેક પાછલા રૂમમાં લઇ જઇ સમજાવ્યું કે "જોજો! નવલને તે બંગલામાં પહોંચાડવાની નથી, પણ ત્યાં પહોંચતાં પહેલાંજ એને અધવચ જતાંજ નદીમાં નાંખી દેજો, અને પછી પાછાં ફરીને પ્રધાનજી પાસે રડવા કકલવાનો ખૂબ ઢોંગ કરીને એટલીજ ખબર આપજો કે 'નવલ તો અમારી નજર ચૂકાવીને નદીમાં પડી ગઇ!' આટલું ખૂબ શોક સંતાપ જેવો દેખાવ કરીને પ્રધાનજીને ઉંધુંચત્તું સમજાવી દઇ પતાવી દેજો!"

"વારૂંજી." ચારે જણુાંઓએ તેમ કરવાનું કબૂલ્યું.

થોડીવારમાંજ નવરંગીલાલ પેલો પત્ર લઈને આવ્યો, અને તે પત્ર એક સીપાઈના હાથમાં આપતાં કહ્યું "બંગલાના રખેવાળને આ પત્ર આપજો, એટલે તે તુર્ત બંગલો ખોલી આપશે."

બાદ ગાડીઓમાં ગોઠવાઈ સર્વ નિકળ્યાં, અને નદી કિનારે જઇ સ્ટીમ લૉન્ચમાં તેમને બેસાડી નવરંગીએ તથા ચપળાએ નવલને જતાં જતાં જણાવ્યું, "જોજો! સાચવીને જજો! ગભરાશો નહીં! હુશિયારી રાખજો!" વગેરે વિવેકનાં વચનો સંભળાવ્યાં, અને પછી લૉન્ચ ચાલવા માંડી. લૉન્ચ જ્યારે ખૂબ દૂર ગઇ, અને દેખાતી બંધ પડી, ત્યારેજ ચપળા અને નવરંગી કિનારેથી પાછા વળ્યાં.

તેઓની લૅાન્ચ લગભગ અરધે રસ્તે ગઇ કે તરતજ નવલની સાથેનાં ચારે જણાઓએ નવલને અકસ્માત હડસેલો મારી નદીમાં ગબડાવી દીધી! તેવીજ નવલ પાણીમાં તણાતી આગળ ગઇ; કેમકે પાણીનો ધસારો તે તરફનોજ હતો. લૅાન્ચ ચલાવનારાઓ તો એમજ સમજ્યા કે "નવલ અકસ્માત પડી ગઇ!" પાંચેક મિનિટ લૅાન્ચને થોભાવી અને પછી પેલા ચારેના કહેવાથી લૅાન્ચ પાછી ફેરવી, અને તેઓ ચારે પુન: ઉજ્જડપૂર તરફ વળ્યાં કિનારે ઉતરતાંજ બંને દાસિઓ તો ચપળાની પાસે ગઇ, અને ચપળાને, નવલને પાણીમાં નાંખી દીધાંની વધામની (!) કહી સંભાળાવી, જે સાંભળીને ચપળાના જીવને ખરેખરી ઠંડક વળી, અને તેણી મનમાં મલકાતી બોલી "હવેજ નવરંગીલાલ મારી ઇચ્છા પાર પાડવાને આનાકાની નહીં કરે, અને હવેજ તે મારા પ્યારમાં લપટાશે! તેનું સિદ્ધપણું ભૂલાવું, ત્યારેજ હું પણ ખરી! આમ તેણી આનંદ પામવા લાગી!



# પ્રકરણ ૩૦ મું.

## આશાની અટારી.

દોહરો.

પ્રયાસ તો ચાલુ થયો,
જરના ડહલા માટ;
નવરંગી ને નવલનાં,
સંશોધનને સાટ.

પેલા બંને સીપાઇઓ તો કિનારેથી ઉતરી તાબડતોબ નવરંગીની પાસે પહોંચ્યા, અને રડી કકળીને તેઓએ, નવલ પાણીમાં પડી તણાઇ જવાના મહા શોકજનક સમાચાર જાહેર કીધાં, જે શ્રવણ કરતાંજ નવરંગીના હોંસકોસ ઉડી ગયા, અને તે એકદમ જમીનપર ઢગી પડી મુર્ચ્છાંગત પામ્યો! આસપાસનાં માણસોએ તેને થોડીવારમાં બેઠો કરી શાંત કીધો, અને તેવોજ તે એકદમ જુસ્સામાં ઉઠી માથે ફેંટો વિંટાળી નદી તરફ ગયો, અને તેજ સ્ટીમ લૉન્ચપર બેસી, જે તરફ નવલ પડી હતી, તે તરફ તેણે સ્ટીમ લૉન્ચને હંકારાવી, તેમજ લૉન્ચના માણસોને પણ તેણે નવલના પડવાના સંબંધમાં કેટલીક પૂછપરછ કરી, પરંતુ તે બિચારાઓ તે બાબતમાં અજ્ઞાત હોવાથી તેઓએ પોતાની અજ્ઞાનતાજ જણાવી. તેમ છતાં સ્ટીમ લૉન્ચની ગતિ નવરંગીએ ચાલુજ રખાવી.

નવલ તો પાણીમાંજ તણાઇ, અને માત્ર પાંચેક મિનિટમાંજ નદીમાં એક જંગિ સાગવાની લાકડાંની પાટ હાથ લાગવાથી તે ઉપર તેણી ચઢી બેઠી! એટલામાં પાણીની તાણ શાંત પડવાથી તે લાકડું જરા સ્થીર પડ્યું, અને કિનારા તરફ ઘસડાયાંથી નવલે વિચાર કીધો કે "જો કિનારે લાકડું પહોંચે તો કિનારે ઉતરી પડું, અને પછી પગ રસ્તે ધરતી માતા જ્યાં દોરવી લઇ જાય, ત્યાં જાઉં!" આમ વિચાર કરે છે, એટલામાંજ પેલી સ્ટીમ લૉન્ચ ધસી આવી, અને તેમાંથી નવરંગીની નજર પેલા લાકડા પર ગોઠવાયલી પોતાની નવલપર પડતાંજ તે ઉત્સાહમાં આવી ગયો, અને લૉન્ચને તેણીના તરફ લેવડાવી.

"કોણ? મારા વ્હાલા પ્રાણનાથ?" નવલ અકસ્માત આનંદમાં ઉભરાઇને લલકારી ઉઠી!

"હા, ગભરાતી નહીં. હવે જરાએ બ્હીવાનું નથી!" નવરંગીએ પણ તેણીને હિંમતભરેલો ઉત્તર આપ્યો. લૉન્ચ છેક નજદીક જતાંજ બે ખલાસીઓએ નવલને લૉન્ચમાં લઈ લીધી, અને નવલ ને નવરંગી એકદમ ભેટી પડયાં ? નવરંગીએ પોતાનો દુપ્પટો નવલને પહેરવાને આપ્યો, અને ભીનાં કપડાં બદલાવ્યાં. પછી નવલે, પોતાને ધક્કો મારવાની વાત કહી દીધી, તેમજ નવરંગીલાલ જ્યારે રાજા પાસે પત્ર લેવા ગયો હતો, ત્યારે ચપળાએ બંને દાસીઓને તથા બંને સિપાઇઓને પાછલા રૂમમાં લઇ જઇ કંઇ ગૂસપૂસ કર્યાની વાત પણ કહી દીધી, જે સાંભળીને નવરંગીને વહેમ ગયો કે "જરૂર ચપળાએજ તરકટ કર્યું હશે વળી ચપળા અવારનવાર નવરંગી પ્રત્યે જે ચાળાચસ્કા ચલાવતી હતી, તેનું પણ સ્મર્ણ નવરંગીને આ સમયે થઇ આવતાં તેના વહેમને વિશેષ ટેકો મળી ગયો, અને છેવટે તેણે એટલોજ નિશ્ચય કર્યો કે "હવે ઉજ્જડપૂરમાં પુનઃ પગ મૂકવો, એ તો મૂર્ખનુંજ કામ છે!" આમ સ્વતઃ મનમાં ઠરાવ કરી તેણે કોઇ પણ ગામ નઝદીકમાં હોય, ત્યાં લૉન્ચ લઇ જવાને લૉન્ચના કપ્તાનને ફરમાવ્યું. તે પ્રમાણે સામે કિનારા પરજ સુજાપૂર નામે એક ગામ હતું ત્યાં લૉન્ચ લીધી, કિનારો આવતાંજ નવરંગી, અને નવલ ઉતર્યાં, અને પછી લૉન્ચવાળાને નવરંગીએ જણાવ્યું "હવે તમે તમારે જવું હોય તો સુખેથી જાઓ. અમે અહીંથી મુંબઇ જવાના છીએ; માટે હવે લૉન્ચની અમને કંઇ જરૂર નથી." આટલું જણાવી તેઓ બંને ગામમાં જવા લાગ્યાં, અને લૉન્ચવાળો લૉન્ચને પુનઃ ઉજ્જડપૂર તરફ લઇ ગયો. ત્યાં જઇ લૉન્ચવાળાએ આ બધી વિગત રાજાને જણાવી, જે સાંભળી રાજા ચકિત થયો, અને આખરે તેણે એટલોજ વિચાર કીધો કે "નવરંગીલાલે માત્ર પ્રેમઘેલા બનીને આવો અવળો માર્ગ લીધો હશે!" આમ વિચારી રાજાએ પુનઃ જૂનું પ્રધાનમંડળ સ્થાપન કર્યું બદમાશ ચપળાનાં મનની ઉમેદ પણ મનમાંજ રહી ગઇ, અને તેણી પણ પોતાના અઘોર કર્મ માટે પુષ્કળ પશ્ચાતાપ કરવા લાગી. તેણીની મનઃકામના પણ ગેપ થઇ ગઇ!

નવરંગી તથા નવલ મુસાફર તરીકે સુજાપૂરમાં પ્રવેશ્યાં અને ત્યાં એક ન્હાની ધર્મશાળા, જે માત્ર સાદા મકાનરૂપે હતી, તેમાં જઇને

તેમણે વિશ્રામ લીધો. ખાવા–પીવાનું તો ક્યાંથી હાજર હોય? તેમાં વળી સાયંકાળ થયાંથી ભૂખ્યાં તરસ્યાંજ ત્યાં પડી રહ્યા!

રાજાએ ચપળાની પાસે ગયાં પછી ચપળાને, નવરંગીલાલને લગતી બિના દર્શાવતાંજ ચપળા પોતાની સ્વાભાવિક કપટકળામાં બોલી "હજૂર! જે થયું તે ઠીકજ થયું! કેમકે નવલને મેં મારી પાસે રાખેલી હોવાથી મને તેણીનો અનુભવ આવ્યો છે કે, તેણી બડી છટેલી છે, અને નવરંગીલાલ માત્ર તેણીને કહાડી લાવીનેજ અહીં ભરાયો હતો, જેથી કરીને આપણી પ્રજામાં પણ સારૂં કહેવાતું નહોતું! વળી નવરંગીલાલને માટે, તેમજ નવલને માટે મુંબઇથી તેઓને પકડવાને પણ ધાડ આવનાર છે, એવું પણ નવરંગીએ મને જણાવ્યું હતું, અને તેથીજ તેઓ બંનેએ મળી સમજીને આ નગર છોડયું છે, એમ પણ મને ભાષે છે; માટે બંને આપ નામદારના પવિત્ર રાજ્યમાંથી ગયાં તો જાણે પાપજ ગયાં છે, એમ માનવાનું છે. એવાં કૂકર્મીઓ નહી હોય તોજ સારૂં!"

"બરાબર છે! એવા પાપીઓ આપણા નગરમાં નહીંજ જોઇએ!" રાજાએ પણ ચપળાની હાએ હા ભણતાં જણાવ્યું "મને તો એ બંનેના પાપની ખબરજ નહોતી! જો મારે કાને તેમના પાપની ગંધ સરખી પણ આવી હોત, અગર તેં મને જરા ઇશારો સરખો પણ કીધો હોત તો તેજ વખતે હું તેમને કેદ પણ કરી લેત!"

"મને પણ એમનાં પાપની ખબર છેક પાછળથીજ પડી હજૂર, અને તેથીજ આપને કહેવાનો પ્રસંગ મને મુદ્દલ મળ્યોજ નહીં!" ચપળાએ ચાલાકિથી જણાવ્યું "ચાલો! જવા દો એ પંચાત! એ તો પીડાજ ગઇ એમ સમજી લો!"

"હું એમજ માનું છું વ્હાલી!" કહીને રાજાએ પણ તે વાત મનમાંથી વિસારી દીધી, અને પોતે ચપળાની સાથે મદિરા પાનની મોજમઝાહમાં પડયો! રાજાને અષ્ટમપષ્ટમ સમજાવી દેવામાં ચપળા ફાવી તો ખરી!

મુંબઇમાં મુંગટલાલની બાબતમાં નવનીતરામ તથા ચટપટદાસે ખાનગીપણે મનહરલાલની મુલાકાત લીધી, અને કેટલીક પૂછપરછના ઉત્તરમાં મનહરલાલે ખુલાસો કરતાં જણાવ્યું કે "તમે ગભરાઓ છો

કેમ ? તેની મને સમજ પડતી નથી ! મુંગટલાલને તમે લુચ્ચા તરીકે ઓળખતા હશો તો ભલે ! પણ ખરૂં કહેતાં તે તેવો નથી. અરે ! કદાચ ધારો કે, તે લુચ્ચો પણ હોય, તો પણ તેમાં તમારૂં શું બગડનાર છે ? જ્યારે તમારા છોકરા, અને છોકરીને તમારી આગળ રજૂ કરશે, ત્યારેજ તમારે તો ઠરાવેલા રૂપીઆ આપવાના છેની ? અને તેઓને જો તે રજૂ નહીં કરી શકે તો તમને તો રાતી પાઇ પણ ખોવાની નથી, જ્યારે મુંગટલાલની મહેનત વ્યર્થ જવાની. સાથે તે હાલ જે પણ ગાંઠનો ખર્ચ કરશે, તે પણ પાણીમાં જશે ! ગાંઠના ગોપીચંદ કરીને આવો પ્રયાસ કોણ કરનાર છે ? કદાચ તમને એકવીશ અને પંદર હઝારની રકમ ભારી લાગતી હશે, અને તેને માટે કદાચ તમારો જીવ ચચણતો હશે ! પરંતુ તેમ જો તમોને થતું હોય, તો તે બાબતમાં મારે માત્ર અફસોસ બતાવ્યા શિવાય વધારે બોલવું નકામુંજ છે ! તમારા જેવા લખપતિઓ પોતાના વ્હાલાં બચ્ચાંઓ કરતાં પણ જો એટલા રૂપીઆ વધારે ગણો તો તે મ્હોટી વિસ્મયતાનીજ વાત વદાય ! અરે ! પોતાનાં બચ્ચાંઓને ખાતર તો કરજ કરીને પણ બચ્ચાંઓનું ભલું ચાહનારા આ દુનીઆમાં ઘણા જ્ઞાતાઓ છે ! તેવો વખત જો તમને આવે તો મને લાગે છે કે, તમે તો જરૂર ઝેર ખાવાનીજ ખટપટ કરો ! મારા સાહેબો ! બચ્ચાં નહીંજ હોય તો તમારા પૈસાને શું તમે ચાવશો કે મરતી વખતે સાથે લઇ જશો ? તમારી અવળી સમજને માટે પણ મને તો તાજુબિની સાથે હસવુંજ આવે છે! તમો બંને મારા વડિલો જેવા છો જેથી હું તમો મુરબ્બિજીઓને વિશેષ વદવાને પાત્ર નથી, તો પણ મારે તમને એટલું તો લાચારીથી કહેવુંજ પડે છે કે, તમે પુત્ર-પુત્રિ કરતાં પણ પૈસાને અધિક પ્રિય માનનારા છો, અને તેજ તમારા જીવને વલોપાત કરાવવાનું કારણ મને તો સમજાય છે ! પણ એવો સંતાપ કરવાનું છોડી દો, અને ઘેર જઇ એકાંત વૃત્તિ રાખી ઈશ્વરનું સ્મર્ણ કરી શ્રી હરિ પાસે એટલીજ યાચના કરો કે 'ભગવત કરે, અને અમારાં એકનાં એક બચ્ચાંઓનાં મ્હોં જોવાને અમો નસીબદાર નિવડીએ, તેમજ ખુશીની સાથે મુંગટલાલને ઠરાવેલી રકમ આપવાને રૂડો સમય આવે!' આટલીજ પ્રભુપ્રાર્થના કરો, કે જેથી તમારાં મ્હોં પણ ઉજળાં થાય, અને તમારાં નાક પણ અણીશુદ્ધ રહે ! સમજ્યા કે ? "

"મને તો પૈસાની જરાએ દરકાર નથી, પણ દીકરી મળી કે બશ!" ચટપટદાસે જણાવ્યું.

"અને મને પણ છોકરો મળે તો એવા એકવીસ હઝારની દરકાર હું કરૂં તેમ નથી." નવનીતરામ પણ મૂંછે તાલ દઇને બોલ્યો "પણ હવે તમારા મુંગટલાલભાઇ જેમ બને તેમ તાકીદે તજવીજ કરે તો વધારે સારૂં!"

"તેની કાળજી તેને છે, અને આવતી કાલથી તેજ તજવીજમાં તે રોકાનાર છે. તમે જરા પણ ચિંતા નહીં રાખો!" મનહરલાલે જણાવ્યું "મુંગટલાલ પોતાનાથી બનતું કરવાને ચૂકવાનો નથી, અને તેને મ્હોટી રકમનો લાભ મળશે, તેથી તે તો જેમ બને તેમ તાકીદેજ તજવીજ કરશે, માટે તમો જરા જીવને ધીરજ રાખો!"

"ઠીક!" કહીને નવનીતરામ તથા ચટપટદાસ ત્યાંથી શાંતતા સહિત પોતપોતાને મકાને પરહર્યા.

બીજે દિવસે વચન પ્રમાણે મુંગટલાલ પ્રભાતમાં આઠ વાગતાંને સુમારે આવ્યો, અને મનહરલાલ પ્રત્યે તે બોલ્યો "મારો વિચાર આજે અને આજેજ ઉજ્જડપૂર ઉપડી જવાનો છે."

"ઘણી સારી વાત છે." મનહરલાલે જરાક વિચાર કરીને પૂછયું "ત્યાં તો તમે તદ્દન અજાણ્યા જેવા જશો, માટે ઇશ્વરલાલની પાસે ભલામણપત્ર લખાવી લો તો વધારે સારૂંની?"

"નારે ના!" મુંગટલાલે થડકીને કહ્યું "હું ત્યાં જવાનો છું, એવી વાત તમે તેને તો શું, પણ કોઇને જણાવશોજ નહીં! મારા ઘરમાં પણ હું કહેવાનો નથી તો, કે હું ઉજ્જડપૂર જાઉં છું! વળી મારા ગયા પછી પણ તમને જો કોઇ પણ પૂછે તો તમે ખરો પત્તો આપશોજ નહીં. એ તો ગુપ્ત પ્રયાસ કરવાનો છે જો."

"સમજયો. હું કોઇને પણ નહીંજ કહું. વારૂં, પણ તમે ત્યાં રાતની ટ્રેનમાંજ જશોની?"

"હા. વળી ડ્રેસ બદલીને જઇશ, અને હું મુંબઇનો છું; એમ કોઇ ઓળખી શકે નહીં, તેવા રૂપમાં ત્યાં જવાનો છું; કેમકે ત્યાં અકસ્માત નવરંગીની નજરે પડું, તો પણ તે મને ઓળખી શકે નહીં, તેમ મ્હારે કરવું છે. વળી તે દેશી રાજ્ય છે, માટે ત્યાં જૂદોજ ઢોંગ કરવો પડશે!"

" તે તો તમને જેમ યોગ્ય દિસે તેમ કરજો ભાઇ ! આપણને તો કોઇ પણ પ્રકારે કામ સિદ્ધ કરવાનું છે ! ઇશ્વર તમને યશ આપે કે બશ આનંદ ! નવરંગી જેવા કાગડાની ચાંચમાં નવલ જેવું રમણિક રત્ન ગૂંથાઇ જાય નહીં, એજ આપણો તો મુખ્ય હેતુ છે ! "

" તે હેતુ ઇશ્વર કરશે તો પારજ પડશે, અને તમને તથા મને યશજ મળશે, એમ મને તો સત્તર આના સમજાય છે. પછી તો જેવી ઇશ્વરેચ્છા ! " થોડીક મિનિટ રહીને મુંગટલાલે જણાવ્યું " પણ વળી આપણે એક ભૂલ કરી ! ખર્ચને માટે પાંચસો રૂપીઆ પણ તે લોકો પાસે કઢાવ્યા હોત તો સારૂં થાત ! કેમકે ત્યાં ગયા પછી કદાચ સો-બસો કે પાંચસો પણ ખર્ચવા પડે ! "

" અરે ! હવે એ વાતજ છોડો ! જો કામ થયું તો પછી પાંચસોને બદલે હઝાર કઢાવતાં વાર નહીં લાગે ! માટે એકવાર કામ કરી આવોની કે બશ સર્વનાં મ્હોં હસ્તાં થાય ! "

" ઠીક છે તો હું જાઉં છું, અને રાતના જરૂર તે તરફ જવાને ઉપડીશ. હવે તો મારાથી મળાશે નહીં; કેમકે હજી મારે ઘણું કામ છે. " કહીને મુંગટલાલ ગયો.

મનહરલાલનાં પિતા મફતલાલ, અને માતા ગંગાબાઇ હવે મનહરનાં વિવાહ તથા લગ્ન કરવાને માટે તલપી રહ્યાં, અને તે બાબતમાં તેઓએ તેને ઉતાવળ કરવા માંડી. તેઓ ત્રણે નિરાંતે બેઠાં હતાં, તે તકે ગંગાબાઇએ વાત કહાડી " ભાઇ મનહર, મારો તો વિચાર એવો છે કે, હવે ચટપટદાસની છોકરી માટે ખોટી નહીં થતાં પેલા ચંપકલાલની દીકરી સાથે તારૂં વેશવાળ નક્કી કરૂં; તે છોકરી પણ રૂપાળી છે, ભણેલી છે, અને વળી તેર વર્ષની મ્હોટી છે, માટે જો એને જવા દઇશું તો પછી આપણી ન્યાતમાં બીજી કોઇ પણ મ્હોટી કન્યા નથી, અને જે છે તે બધીએ આઠ-આઠ, અને નવ-નવ વર્ષની ન્હાનીજ છે, બોલ ભાઇ, તારો શો વિચાર છે ? "

" હજી થોડા દહાડા થોભી જાઓ માતાજી ! બહુ ઉતાવળા થવાની કંઇ જરૂર નથી. "

" તે તો હું સમજી ગઇ છું કે, હજી પણ ચટપટદાસની છોકરીને માટેજ તું થોભવાનું કહે છે, પરંતુ તેનો હજી પત્તો પણ ક્યાં

છે ? ભાઇ ! કદાચ પત્તો લાગે, તો પણ એવી રખડેલી, તેમજ એકવાર બદનામ થયલી કન્યા મારે લેવી પણ નથી–એ કન્યા લેવામાં આપણી આબરૂ પણ નહીં ! "

" માતાજી ! તમે આબરૂની વાત કરો છો, એ તો કંઇ હું માનું નહીં; કેમકે એ કન્યા સાથે મારો વિવાહ કીધો છે, તો એજ કન્યા લેવામાં આબરૂ છે, અને એ કન્યા જો જવા દઇએ તોજ આપણી આબરૂ જાય માટે એજ કન્યા આ તમારો પુત્ર પરણશે, એ પણ ચોક્કસ છે. "

" પણ એ કન્યા છેજ ક્યાં ? તેનો તો કશો પત્તોએ નથી ! પછી એ કન્યા ક્યાંથી મેળવી શકાશે ? "

" મળશે. હમણાં નહીં તો ગમે ત્યારે પણ મળશેજ. જવાની છે ક્યાં ? ગમે ત્યાંથી શોધી કહાડીશ ! "

" તે તો કોઇ સાથે ન્હાશી ગઇ છે, અને ભ્રષ્ટ પણ થઇ ગઇ હશે ! તો શું એવી ભ્રષ્ટ કન્યાનો પણ તું ગમે ત્યારે સ્વીકાર કરશે કે ? તેમ કરવું તને સારૂં લાગશે ? "

" સારૂં કેવું ને નઠારૂં કેવું વળી ? " મનહરે ચીઢવાઇને જણાવ્યું " તમો લોકોના વિચારજ બધા વાંકા છે ! તમે જૂના વિચારના માણસો તદ્દન જક્કીપણું વાપરો છો, અને એવી તમારી વાતને હું કદી પણ ટેકો આપનાર નથી ! એજ કન્યાને પરણીશ, એ મારો ચોક્કસ ઠરાવ છે. "

" એ તારો ઠરાવ નહીં કામ આવે ! તને શું છે ? મારે તો લોકમાં મ્હોં બતાવવાનું છે, અને તું તો ઇંગ્રેજી ભણીને સુધારાવાળો થઇ ગયો છે, પણ તને ખબર પડે છે કે, સુધારાઓજ સત્યાનાશ વાળે છેની ? પેલી નવલ ભાગી ગઇ છે, તે પણ સુધારાનીજ મ્હોકાંણ છે તો ! સુધારો–સુધારો–સુધારો ! કરીનેજ આપણી હિંદુ કોમોમાં સડો પેઠો છે, અને આજકાલનાં યૂવાનો વહી જવા લાગ્યાં છે ! "

" જૂઓ માતુશ્રી ! હું તમારી મર્યાદા રાખીને જણાવું છું કે, તમારે વધારે ઓછું બોલવું નહીં, અને ગમે તેવો લવારો કરવો નહીં ! સમજ્યા વિના ટકટક કરો છો તે નકામી છે ! "

મફતલાલ, જે અત્યાર સુધી રંગ જોયા કરતો હતો, તેણે હવે ધાર્યું કે " મા–દીકરો હવે ચરભડી પડશે ! " આથી તે બોલી ઉઠ્યો " તમો બંને નાહક શબ્દની તકરાર કરો છો તેમાં શું વળ્યું ? જે

વાતમાં વાંધો પડયો, તે વાત પડતી મૂકવામાંજ સાર છે. હમણાં એ વાત વિસામે નાંખો, અને વળી આગળ ઉપર થઇ રહેશે." કહીને તેણે સ્વપુત્રને જણાવ્યું "જા બેટા, તું તારૂં કામ કર."

મનહરલાલ ઉઠીને પોતાને કામે વળગ્યો, પરંતુ ગંગાબાઇ તો ત્યાંથી ખસીજ નહીં, અને તેણીએ પોતાના પતિને જણાવ્યું "તમે પણ છોકરાને જરા સમજાવતા નથી તો! તેને શીખામણના બે બોલો કહેવા તો હતા? તમે તેને નહીં કહેશો તો બીજો કોણ કહેશે?"

"જો વ્હાલી! કહેવાની રીતે કહેવાય; કેમકે તે મ્હોટો બાંધ સમાન થયો છે, માટે જો તેને તરછોડી તતડાવીને વાત કરીએ તો તે આપણી આમાંન્યા રાખે છે તે પણ નહીં રાખે, માટે વળી પ્રસંગોપાત તેને શાંતપણે સમજાવીને વાત કરીશ. વખત વિચારીને વાત વદાય. સામસામાં સિંગડાં બાંધવાથી તો ઓર વાતનું વતેસર થઈ જાય, અને પછી આપણનેજ પસ્તાવું પડે!"

"ઠીક! જ્યારે તમારી મરજીમાં આવે ત્યારે કહેજો, પણ એવી વંઠેલી કન્યા તો નહીંજ લેવાય!"

"થઇ રહેશે. હમણાં તો તારૂં બૉઇલર તપી ગયું છે, માટે તું પણ તારૂં કામ કર. પછી શાંત મગજ થશે, ત્યારે આપણે સમજી વિચારીને વાત કરીશું."

"સારૂં-સારૂં!" ગંગાબાઇ પણ ગુસ્સામાં ઉઠી ગઇ, અને પોતાને કામે વળગી.

મફતલાલ મનમાંજ વિચાર કરવા લાગ્યો કે "વાત વાંધામાં પડી છે! છોકરાનો મત વિચિત્ર થયો છે! માટે હમણાં એ વાતજ ઉચ્ચારવી નહીં, તેમાં શોભા છે! આગળ જતાં પ્રસંગોપાત સૌ થઇ રહેશે!" આમ વિચાર કરીને તે પણ પોતાને કામે લાગ્યો, અને એ પ્રમાણે હાલ તરત તો એ વાત થંડી પડી ગઇ.

મુંગટલાલ ઠરાવ પ્રમાણે રાત્રિની ટ્રેનમાં બેસીને ઉજજડપૂર જવાને નિકળી પડયો. તેણે એક ભોગળભટ જોષિનો વેશ ધારણ કીધો, અને માથે અમદાવાદી પાઘડી, ખભે ઝોળી, કપાળે બ્રામણિયા આચકા એક હાથમાં રૂદ્રાક્ષની માળા, અને ગળામાં પણ તેવીજ માળા, તેમજ પાઘડીમાં લાંબા ટીપણાંનો વીંટો. આ પ્રમાણે વેશ કરીને મુંગટલાલભાઇ પોતાનું ધાર્યું કરવાને નિકળી પડયા.

# પ્રકરણ ૩૧ મું.

## ઉજ્જડપૂરમાં ઉથલપાથલ.

દોહરો.

મુંગટલાલ ભટજી બની, ઉજ્જડપૂર મુકામ;
ખટપટ સટપટ કંઇ કરે, ધાર્યું કરવા કામ.

ઉજ્જડપૂરમાં જબરી ઉથલપાથલ થઇ રહી છે! જૂના પ્રધાન બન્ડાજીએ પુનઃ પ્રધાન પદપર બિરાજતાંજ પ્રથમ તો નાયકણી ચપળાનો પીછો લીધો, અને રાજાને તેના ફંદમાંથી છોડવવાનો ઘાટ ઘડયો; કેમકે ચપળાની ખટપટથીજ નવરંગીનો પગ રાજ્યમાં પેઠો હતો. તેણીનીજ શીખવણુથી રાજાએ ચાલીને પ્રધાન બન્ડાજીને ઘેર બેસાડયો હતો, એ બન્ડાજી સારી પેઠે જાણતો હોવાથીજ તેણીનો પગ રાજ્યમાંથી કહાડવાની કોશિષ બન્ડાજીએ કરવા માંડી. તે માટે પ્રથમ તો તેણે મુંબઇથી એક બડી ખૂબસૂરત, તરૂણી અને રંગિલી રસિલી વેશિયાને બોલાવી, કે જેણીનું નામ પણ ખાસું મઝાહનું કુન્દનકુંવર કરીને હતું. તેણીને એક ખાસ માણુસ મારફતે મુંબઇથી બોલાવીને પ્રધાનજીએ પોતાનાજ બગિચામાં રાખી, અને તે પછી પ્રધાને રાજાની ખાસ મુલાકાત લેવાનો, તેમજ રાજાને પોતાના ધારણા પ્રમાણે કુન્દનકુંવરના પ્યારમાં લપટાવવાનો પ્રયોગ ચલાવ્યો. અકસ્માત રાજા તથા પ્રધાનજીની ખાનગી મુલાકાત થઇ. જે પ્રસંગ બરાબર બંધબેસ્તો જોઇનેજ બન્ડાજીએ જણાવ્યું "ખુદાવિંદ! એક અતિ રમણિક, યૂવતિ, ઇંદ્રની અપ્સરા જેવી, તેમજ પૂતળી સમાન પરી રૂપ રંભા આપણા નગરમાં આવી છે, અને તેણી નૃત્યકળા, તેમજ સંગીતમાં શ્રેષ્ઠ હોવાનો દાવો કરે છે, માટે જો કૃપા કરીને તે બિચારીની ઇચ્છા આપ કૃપાળુ પૂર્ણ કરો, તો તેણીની છેક મુંબઇથી આવેલીની આશા પણ તૃપ્ત થાય, અને આપ જેવા માનવંત મહારાજાની નામના છેક મુંબઇ સુધી વાહવાહ પામે!"

"તેણી કયાં ઉતરી છે?" રાજાએ હર્ષભેર પૂછયું "તેણીને આપણે મળીશું?"

"મારા બગિચામાંજ તેણીને મુકામ આપેલો છે; કેમકે તેણી કંઇ રખડતી, રઝળતી કે ભૂખડીબારસ જેવી નથી, પણ ઘણી પૈસાવાળી દીસે છે. મારા બગિચામાં પણ તેણીની મુલાકાત થઇ શકશે; અને તેમ નહીં તો આજે મહેલમાં તેણીની બેઠક ઠરાવશો તો તેમાં પણ હરકત નથી."

"તેમ કરવામાં કેટલાક વાંધા છે, માટે આપણેજ તમારા બગિચામાં જવું સારૂં છે." રાજાએ આતૂરતાપૂર્વક જણાવ્યું "ચાલો, હમણાં ને હમણાંજ જઇશું ?"

"અત્યારે તો તેણી કદાચ ખાવા-પીવાની ખટપટમાં પડી હશે, અને અત્યારે ગાન-તાનની ખૂબિ ઠીક નહીં લાગે, માટે રાતના આઠ-નવ વાગતાંને સુમારેજ રાખીએ તો વધારે સારૂં."

"તેમ કરીશું." રાજાએ અધિક આતૂરતાપૂર્વક જણાવ્યું "પણ તમે રાતના કંઇ ચૂકતાં નહીં જો ! હું આઠ વાગતામાં જમી ખાઇને તૈયાર થઇ રહીશ, અને તે વખતે તમે પણ આવી પહોંચજો. વળી ત્યાંજ રંગ પાણી પણ લઇશું, માટે ઉંચી બ્રાન્ડીની બાટલીઓ વગેરેનો બંદોબસ્ત પણ તમે કરી રાખજો."

"તે તો હું સર્વ યોગ્ય રીતની ગોઠવણ કરીશ." કહીને પ્રધાનજી તરતજ ઉઠયા, અને પોતાના બે કારકુનોને પોતાના બગિચામાં સર્વ ગોઠવણ કરવાનું ફરમાવી પોતે તરતજ કુન્દનકુંવરની પાસે ગયો, અને તેણીને, રાજા સંગે થયલી વાત કહી સંભળાવી. તે પછી પ્રધાને તેણીને સૂચના કરી કે "રાતના રાજાજીને લઇને હું આવીશ, અને તે વખતેજ તારૂં પાણી બતાવી તારો તેજી હુન્નર અજમાવવાનો છે ! તારે માટે રાજા સાહેબને મેં સમજાવીને સીસામાં ઉતારવા આટલી બધી ખટપટ ઉઠાવી છે, અને હવે તેને લપટાવવા એ તારૂં કામ છે. રાજા ઘણાજ ભોળા, અને ભલા છે. ચપળાએ ચતૂરાઇથી તેને વશ કીધા છે, અને હું પણ જો ચાલાકી ચલાવશે, તો તારો બેડો પાર થશે, અને ન્યાહાલ થઇ જશે ! મેં તો તારા ભલાને માટે રસ્તો બતાવ્યો છે, અને હવે તે રસ્તે રંગ રાખવો તથા તે રસ્તાનો લાભ લેવો, એ તારૂં કામ છે. જોજે ! તું મુંબઇ જેવા શહેરની સુંદરી છે, માટે હવે તારૂં મુંબઇનું પાણી બરાબર અજમાવજે, અને કામ પાર

પાડજે ! પુરૂષનું પાણી કરવું, સ્ત્રીનું કામ છે, અને સ્ત્રી ચરિત્ર ચલાવવામાં તો મુંબઇની નાયકણીઓ નમુનાદાર ગણાય છે ! ”

“ હરકત નહીં સાહેબ ! ” કુન્દનકુંવરે જણાવ્યું “ મારી પાસે એક વાર આવેલો પુરૂષ કદી પણ લપટાયા વિના રહેતો નથી, અને તેવીજ રીતે તમારા રાજાજી પણ એક વાર મારી પાસે આવે, તો પછી તેમની મકદૂર નથી કે, તેઓ મારી મોહજાળમાં ફસાયા વગર રહે ! અરે ! રાજા સાહેબને તો હું લટ્ટુ બનાવી દઇશ, અને તેમાં વળી તમારી મદદ છે, એટલે વાંધોજ નથી ! ”

“ મારી મદદ તો સોએ સો ટકા છે તે માટે તારે જરાએ બ્હીવાનું નથી.” પ્રધાને પોતાના મનની વાત જણાવી “ મારી મતલબ એજ છે કે, એક વાર રાજાજીનું મન તારી સાથે મળે, અને પછી ચપળાને તે નામદાર ભૂલી જઇ તેણીને રૂખસદ આપે, એટલે બશ ! તે રાંડ મારી વિરૂદ્ધ ચાલતી હોવાથીજ તેણીનો પગ આ રાજ્યમાંથી કહાડવો છે. આ મારા મનની ઉમેદ તને કહી દીધી ? ”

“ આપની ઉમેદ ઇશ્વર કરશે તો પારજ પડશે.”

“ તો બશ,” કહીને પ્રધાનજી ત્યાંથી ઉઠયા, અને પોતાને મકાને ગયા, અને ચપળાની એક દાસિ, જેણીનું નામ વાયડી હતું, તેણીને બોલાવી મંગાવીને બન્ડાજીએ તેણીને જણાવ્યું “ વાયડી ! તારૂં એક કામ પડયું છે ! તું મારી ભરોસાની છે, માટેજ તને મારા મનની ખાનગી વાત જણાવું છું કે, તારી શેઠાણી ચપળાનો ઘાટ હવે ઘડવો જોઇએ, અને હવે તેણીનો પગ આ શાહેરમાંથી કહાડવો જોઇએ. પેલા નવરંગીનો પગ પેસાડનાર એજ કમજાત હતી અને તેથીજ મારે ઘેર બેસવું પણ પડયું હતું ! પણ હવે જ્યારે હું પુનઃ પ્રધાનપદપર આવ્યો છું, ત્યારે તો મારે તે વેરનો બદલો લેવોજ જોઇએ ! વળી એવી ખટપકી વેશિયાનું પરિબળ ચાલુ રહે તો કોઇ વાર વધારે વિપરિત પરિણામ આવેજ ! ”

“ પ્રધાનજી ! ” વાયડી હાથ જોડીને બોલી “ આપનો હુકમ હોય તો એ રાંડને ઝેર ખવાડી પૂરીજ કરી નાંખું ? ”

"ના. તેવું અઘોર કર્મ કરવું નથી; પણ તને એટલુંજ સૂચવવાનું કે, એની બાબતમાં તું કાંઇ કાળું-ધોળું જાણતી હોય તો મને જણાવજે, એટલે તે બાબતમાં રાજાજીના કાન ભંભેરાય."

"ઓહો ! તેમાં તે શું મ્હોટી વાત ! તે તો ઘણુંએ છે !"

"વારૂં ઠીક છે. તું મને કાલે પ્રભાતમાં પુનઃ મળજે, અને આ વાત હાલ તરત ગુપ્તજ રાખજે."

"સારૂં." કહીને વાયડી ગઇ.

કુન્દનકુંવરે પોતાનો ઠાઠ શણગાર્યો, અને ખૂબ ભપકો કરીને તમામ તૈયારી કરી રાખી. પ્રધાનના હુકમ પ્રમાણે કારકુનોએ પણ તડામાર તૈયારી કરી લીધી, અને સાયંકાળ થતાંજ લાઇટ વિગેરેથી બંગલાને દેદિપ્યમાન બનાવી દીધો. બન્ડાજી પોતાને મકાનેથી સાયંકાળ પછી નિકળીને આઠ વાગતાંને સુમારે રાજા પાસે ગયો, અને રાજાજી તથા પ્રધાનજી તરતજ કુન્દનકુંવરને ત્યાં ગયા. ઉપર ચઢતાંજ કુન્દનકુંવરે અતિ હાવભાવથી રાજાજીને આવકાર આપ્યો. એક મખમલની ગાદીપર રાજાજીએ બેઠક લીધી, ડાબા હાથપર શેત્રંજીપર પ્રધાનજી બેઠા તથા સામે કુન્દનકુંવર બડી છટામાં બેઠી. કુન્દનકુંવરે પાન બનાવવા માંડયાં. પાન બનાવતી જાય, અને રાજાની સામું જોઇને નેત્ર નચાવતી જાય ! રાજા તો તેણીનાં નખરા નિહાળીને દંગ બની ગયો, અને તેણીની સામું એકી નજરે જોયાંજ કરતો રહ્યો ! કુન્દનકુંવરે ઉભી થઇને વિનયપૂર્વક પાનબીડાં રાજાજીને આપ્યાં, અને પ્રધાનજીને પણ એક બીડું આપ્યું. બાદ પ્રધાનજી કંઇક નિમિત્ત કહાડીને નીચે રવાના થયા, અને તરતજ નાયકણીએ દિવાનખાનાંનાં દ્વાર બંધ કરી દીધાં, તેમજ બ્રાન્ડીની બે બાટલીઓ લાવીને રજૂ કરી.

"આપ નામવરને ખાતર આ રંક દાસિએ આ ગંગાજળ-અમૃત હાઝર રાખ્યું છે." કુન્દનકુંવરે વિનયપૂર્વક જણાવ્યું "કૃપા કરી તાબેદારની વિનંતિ સ્વીકારી આ પ્રસાદનું પાન કરશો તો અનહદ ઉપકાર થશે."

"એમાં ઉપકાર શાનો ? પરંતુ પ્રથમ મારે હાથે હું તને એક ગ્લાસ આપું, અને તે પછી તું મને આપ, એટલે તેં મને ખુશી કરેલો કહેવાય, અને મેં તને ખુશી કરેલી કહેવાય."

"આપનું કહેવું સત્ય છે નામવર, પણ હું એ વસ્તુ માત્ર એક શિવાય અન્યની સાથે કદી લેતીજ નથી, માટે હું લાચાર છું! આપ લેશો તે મેં લીધાં બરાબર હું માની લઇશ મહેરબાન!"

"જે એકની સાથે તું લે છે તે કોણ છે? તે આ નગરનો છે કે?"

"નાજી. આ નગરમાં તો મારે સર્વ ભાઇ બાપ બરાબર છે ખુદાવિંદ!"

"તે એક જેમ છે, તેમજ મને પણ તું તેવાજ એક તરીકે માનવાને તૈયાર છે કે નહીં?" રાજા એકદમ કામાન્ધપણામાં ઉશ્કેરાઇને બોલ્યો "હું હવે તને ખુલ્લું કહું છું કે, તુ મને પ્યારનો પ્રસાદ લેવા દેવાને રાજી છે કે કેમ!"

"સાહેબ!" કુન્દનકુંવર શરમાઇ જઇ વિચારમાં પડી ગઇ હોય તેવો ઢોંગ કરતાં બોલી "નામવર રાજાજી! હું તો અત્રે નૃત્યકળા તથા સંગીતથી આપને આનંદ આપવાનેજ આવી છું. મેં સાંભળ્યું હતું કે, આપ સાહેબ નૃત્ય તથા સંગીતના શોખીન ને કદરદાન છો, માટેજ આપનાં દર્શનનો લાભ લેવાને મને ઉત્સાહ થયો, અને તેજ હેતુ પાર પાડવાને હું આપની સેવામાં હાઝર થઇ છું હુઝૂર!"

"ત્યારે શું તું એમ સમજે છે કે, પ્યારની મને કંઇ કદરજ નથી? હું શું પ્યારનું પાત્ર નથી?"

"એમ તો મારાથી કેમ કહેવાય?" કુન્દનકુંવરે હવે મમરા મૂકવા માંડયા "આપ નામવાર પણ પ્યારના ખજાના સમાન છો, એમ આપની વાણીપરથીજ સમજી શકી છું, પરંતુ પ્યારનો કૉન્ટ્રૅકટ ઘડી ભરનો થાય છે. એકજ દિવસનો થાય છે, એક માસનો થાય છે, એક વર્ષનો થાય છે, અને જીંદગી ભરનો પણ થાય છે, માટે તેમાં કયો કૉન્ટ્રૅકટ કરવાને આપની ઇચ્છા છે, તેજ હું પણ જાણવા ઇચ્છું છું."

"હું કુત્રા-બિલાડા જેવો ટૂંક પ્યારનો સોદો કરનારો પુરૂષ નથી, પણ જીંદગી સુધીના પ્યારનોજ સોદો તારી સાથે કરવા ઇચ્છું છું, માટે તારે તે કબૂલ છે કે નહીં?"

"આપની ઇચ્છાને હું આધિન છું, હું તો આપની તાબેદાર દાસિ છું, પરંતુ મારી એક પ્રાર્થના છે, તે પણ આપ નામવર લક્ષ

પૂર્વક સાંભળો !" કુન્દનકુંવરે હવે પાકો પાચો કરવાની કળા કરતાં જણાવ્યું "આપ નામવર જ્યારે જીંદગી સુધીનોજ સોદો કરવા ઇચ્છો છો તો તેને માટે હું પણ આપનો અનહદ ઉપકાર માનું છું, પરંતુ તે સોદા પ્રમાણે આપે જીંદગી સુધીનું મારાં ઉદર પોષણનું સાધન પણ કરી આપવું જોઇએની ?"

"હા, તે તારી માંગણી સત્ય છે, અને તે હમણાં ને હમણાં કરી આપું છું" કહીને રાજાએ પોતે ઉઠીને દિવાનખાનાનું બારણું ખોલી પ્રધાનને પુન: ઉપર બોલાવી કહ્યું "પ્રધાનજી ! આ કુન્દનકુંવરને આપણું ભૂતપૂર નામનું ગામ તેણીના વંશપરંપરા બક્ષિસ આપ્યું છે, એવો લેખ હમણાં ને હમણાં કરી આપો."

"વારૂંજી." કહીને પ્રધાને ત્યાંજ એક કાગળ લઇ તેવો બક્ષિસ પત્ર લખ્યો, જે ઉપર રાજાજીએ સહી કરી, અને રાજાએ પોતાને હાથેજ તે પત્ર કુન્દનકુંવરને આપી દીધો.

"મ્હોટી મહેરબાની ! અત્યંત ઉપકાર !" તેણીએ તે પત્ર લેતાં જણાવ્યું "હવે આ દાસિ આપના પ્યારની પણ ગુલામડી બની છે, અને જીંદગી સુધી આપનીજ બંધાયલી થઇ છે હજૂર !"

"ઠીક ત્યારે પ્રધાનજી !" રાજાએ પ્રધાનને જણાવ્યું "આ બંગલામાંજ અત્યારે હું નિવાસ કરીશ, માટે તમે મને પ્રભાતમાં મળજો. અંધારામાં આવશો તો વધારે સારૂં; કેમકે સૂર્યોદય પ્રથમ હું અહીંથી નિકળીશ."

"સારૂં નામવર !" કહી પ્રધાનજી ત્યાંથી વિદાયે થયા, અને માર્ગમાં વિચાર કરવા લાગ્યા કે "ચાલો ! એક કામ તો ધાર્યા પ્રમાણેજ થયું ! કુન્દનકુંવરે રાજાજીને લટ્ટુ બનાવ્યા, એમાં તો શકજ નથી ! હવે ચપળાનો ખોડો કહાડવાનુંજ કામજ રહ્યું. અને તેને માટે પ્રભાતમાંજ કંઇ પણ યુક્તિ કરવી પડશે !" આમ વિચારતાં પ્રધાનજી ઘેર ગયા.

રાજા અને કુન્દનકુંવર વચ્ચે પ્રેમગાંઠ બંધાઇ, અને કુન્દનકુંવરે પણ પોતાના ધંધાની કરામતથી રાજાને ઉલ્લુ બનાવવામાં કસર રાખીજ નહીં. પ્રભાત થતાં પહેલાં પ્રધાનજી ત્યાં આવ્યા, અને તેવાજ રાજાજીએ દિવાનખાનાનું બારણું ખોલીને પ્રધાનજીને અંદર બોલાવી ફરમાવ્યું "આ કુન્દનકુંવરને માટે મારો ગુલાબવાડીનો

બંગલો આજે ને આજે સાફસૂફ કરાવો, અને આજે ને આજેજ ત્યાં એણીનો નિવાસ કરાવી, ત્યાં ગાડી, ઘોડા, વિગેરેનો સર્વ ઉત્તમ બંદોબસ્ત કરાવજો."

"સારૂં સાહેબ!"

તરતજ રાજા અને પ્રધાનજી ત્યાંથી નિકળ્યા, અને રસ્તામાં રાજાએ પ્રધાન પ્રત્યે પૂછ્યું "હવે પેલી ચપળાને માટે શું કરવું? તેણી હવે આપણા નગરમાં નહીં જોઇએ! મારા મનથી તેણી તદ્દન ઉતરી ગઇ છે!"

"હજૂર! જ્યારે આપનાં મનથી તેણી ઉતરી ગઇ છે, ત્યારે તો હવે હું પણ આપ સાહેબને અરજ કરૂં છું કે, એવી લુચ્ચી હરામખોર, નીચ, અને ખટપટી વેશિયાને આપના પવિત્ર રાજમાં રાખવી પણ નહીં જોઇએ. પેલા નવરંગીલાલને માટે એણેજ ગમે તેમ ખટપટ કરીને આપને આડે રસ્તે દોરવ્યા, એમ પણ પ્રસંગોપાત હું આપને જણાવું છું, જેને ખાતર માફી પણ ચાહું છું."

"તે હું કબૂલ કરૂં છું, અને એટલે સુધી શક છે કે, ચપળા, નવરંગી સાથે પ્યારમાં પણ કદાચ લપટાઇ હશે! કેમકે જ્યારથી તે ગયો છે, ત્યારથી તેણી પણ ઉદાસ જેવી સૂનમૂન બની ગઇ છે!"

"ત્યારે તો એને એક દિવસ પણ રાખવી જોઇતી નથી!" બન્ડાજીએ તક જોઇને ભઠ્ઠી સળગાવી "આપ ઘણા સમજદાર છો, જેથી આપને વિશેષ કહેવાને તો હું પાત્ર નથી, પરંતુ એટલીજ અરજ ગુજારૂં છું કે, જો આપ મને હુકમ કરો તો અત્યારે ને અત્યારેજ તેણીને કહાડી મૂકવાનો બંદોસ્ત કરૂં."

"તેમ કરતાં તેણી કંઇ તોફાન જગાવી મને ફજેત કરે યા મારી આબરૂને કલંક લગાડે તો?"

"તેને માટે આપે જરા પણ ચિંતા કરવી નહીં. હું તેણીને કપડાં ભેરજ કહાડવાનો બંદોબસ્ત કરીશ."

"તો ભલે કરો!" રાજા પણ એકદમ ઉશ્કેરાઇને બોલ્યો "બસ! તે પાપને એકદમ હાથે પગે કહાડો!"

"આજે ને આજે કહાડીશ."

# પ્રકરણ ૩૨ મું.

## ખટપટનો ખાટલો.

દોહરો.

રજવાડી ખટપટ ખરી,
રાજ્ય રંગનાં ઢંગ;
રાજા કેવા થાય છે,
વચન કરે ઝટ ભંગ!

એટલામાં રાજમહેલ આવતાંજ ગાડીમાંથી ઉતરી રાજા મહેલમાં ગયો, અને પ્રધાનજી મહેલ નીચેની પોતાની કચેરીમાં બેઠા થોડો વખત પોતાના મગજમાં બધી ગોઠવણ કરીને તેણે તરતજ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ જબરજસ્તખાંને બોલાવી ફરમાવ્યું "મી૰ જબરજસ્તખાં, તમે હમણાં ને હમણાં પેલી ચપળાને ત્યાં જાઓ, અને તેણીને માત્ર વસ્ત્રભેર આપણા રાજ્યની હદ બહાર મૂકી આવો. વળી તેણી પુનઃ આપણા નગરમાં પ્રવેશ કરી શકે નહીં, તેને માટે પણ સખત બંદોબસ્ત રાખજો. જેમ બને તેમ તાકીદે એ કામ કરજો. તેણીને ઘરમાંથી કહાડયાં પછી તે મકાનને દરબારી તાળું મારજો, અને ઘરનાં રક્ષણને માટે ત્યાં સીપાઇની ચોકી પહેરાનો બંદોબસ્ત રાખજો."

"રાજાજી સાહેબની માનીતિ પર આવી સત્તા મારાથી કેમ ચલાવાય? એ તો મહા વિચારની વાત છે સાહેબ!"

"તે માટે તમારે બ્હીવું નહીં. રાજાજી સાહેબનાં ફરમાનથીજ હું તમને જણાવું છું. સમજ્યા?"

"તો હરકત નહીં. અબઘડી આપના હુકમનો અમલ બજાવું છું. મને જરાએ વાર નહીં લાગે સાહેબ!" કહીને જબરજસ્તખાં પાંચ સીપાઇઓ સહ ચપળાને મકાને પહોંચ્યો, અને જતાંની સાથેજ તેણે ચપળાને રોફમાંજ ધધડાવીને જણાવ્યું "ચાલો, અંગપરની તમામ સોનાં, રૂપાં, વિગેરેની જણસો ઉતારી નાંખો, અને માત્ર વસ્ત્રભેર હમણાં ને હમણાં આ નગર છોડીને આ રાજ્યની હદ બહાર એકદમ નિકળી જાઓ!"

"હું!" ચપળાએ ચમકીને પૂછ્યું "કંઇ કારણ? તમને મારે ત્યાં કોણે મોકલ્યા છે? તમે કોણ થાઓ છો?"

"ચૂપ! વધારે બોલવાની જરૂર નથી!" જબરજસ્તખાં આંખો ફેરવીને બોલ્યો "મારા હુકમ પ્રમાણે એકદમ તૈયાર થા—નહીં તો મારે જબરજસ્તિથી તને હાથ પકડીને બહાર કહાડવી પડશે!"

"પણ સાહેબ!" ચપળા હવે ગગળી ગઇ "મહેરબાની કરીને મને જણાવો તો ખરા કે આપને આમ કરવાનો હુકમ કોણે આપ્યો છે?"

"તે તું પૂછનાર કોણ? મારા હુકમ પ્રમાણે ઝટપટ કરવું પડશે, અને જો વધારે ટણપચ કરશે તો આબરૂથી બે આબરૂ કરીને તારાં ભૂંડાં હાલ કરીશ! કમજાત! બદમાશ!"

"પણ હું હાથ જોડીને આપને અરજ કરૂં છું કે, મને એક વાર રાજાજીને મળવા તો દો સાહેબ!"

"બીજું કંઇ પણ હું સાંભળવાનો નથી! વિલંબ કરશે તો તાબડતોબ તારા બૂરાં હાલ કરીશ!"

નિરૂપાયે ચપળાએ તમામ જણસોનો ઢગલો કીધો, અને પછી સીપાઇઓએ તેણીને ધક્કો મારીને નીચે ઉતારી. બાદ જબરજસ્તખાંના હુકમ પ્રમાણે સીપાઇઓ તેણીને રાજ્યની હદ બહાર મૂકવા ગયા, અને તે બાબતની ખબર જબરજસ્તખાંએ પ્રધાનને આપી, તેમજ પ્રધાને રાજાજીને પણ તે બાતમી પહોંચાડી, જે સાંભળીને રાજાને પણ સંતોષ થયો, અને રાજા હવે કુન્દનકુંવરના પ્યારમાંજ પૂરેપૂરો લપટાઇ ગયો! પ્રધાનજી તથા તેની ટોળીના સર્વ કામદારો ઘણા ખુશી થયા, અને બન્ડાજીનું બળ રાજ્યમાં ભરપૂર ચાલું થયું.

મુંગટલાલની સ્વારી ભોગળભટને વેશે ઉજ્જડપૂરમાં પધારી. તેણે પ્રથમ તો ટેહેલીઆ ભટની માફક ગામમાં ટેહેલની શરૂઆત કરી, અને ભિક્ષૂપરૂપે નગરચર્ચા નિહાળી. નવરંગીની બાબતમાં ગુપ્તપણે પૂછપરછ કરતાં તેને સર્વ બાતમી મળી ગઇ, અને તે ઉપરથી તે બાપડો નિરાશ થઇ વીલે વદને પુનઃ મુંબઇ ગયો. ત્યાં તેણે મનહરલાલને, તેમજ ચટપટદાસને નિરાશાની ખબર આપતાંજ તેઓ પણ આશા ભંગ થયા, અને પેલા શ્રૉફને ત્યાં મૂકેલી અનામત રૂપીઆની રકમ પુનઃ જેણે તેણે ઉપાડી લીધી. મુંગટલાલની મહેનત વ્યર્થ ગઇ. પોતાના પૈસાનું પાણી ખર્ચમાં થયું તે મફતમાં!

ઉજ્જડપૂર છોડીને નવરંગી તથા નવલ ગયાં, તે વાત મુંબઇમાં તેના મિત્ર ઇશ્વરલાલને કંઇ માલમ નહોતી, તેમજ ઘણા દિવસથી નવરંગીનો પત્ર પણ નહીં હોવાથી ઇશ્વરલાલ ચિંતા કરવા લાગ્યો, અને એટલામાંજ દરિયા કિનારાપર ફરતાં મુંગટલાલ મળ્યો. મુંગટલાલે પોતેજ ઇશ્વરલાલને જણાવ્યું "તમારા મિત્ર નવરંગીલાલ, તેમજ નવલ ઉજ્જડપૂરમાં તો કંઇ નથી! હું પોતે ત્યાં ગયો હતો, પણ મને એવી બાતમી મળી કે તેઓ ત્યાંથી નિકળી ગયાં છે! આથી કરીને મારો ફેરો ફોકટ ગયો, અને જે હિમ્મતથી તેમને મળવાને હું ગયો હતો, તે પણ ફળી નહીં! નાહક અથડાઇને પાછો આવ્યો! તમે પણ વાત કરીને ઉડાવ્યો!"

"પણ તેઓ ત્યાં ગયલાં, એટલી વાત તો ખરીજ કેની? ત્યાંથી તેઓ ક્યાં ગયાં, તે તો મને પોતાને પણ કંઇ ખબર ન હોતી, તો પછી તમને હું શું કહી શકું? મેં જેટલું કહ્યું હતું, તેટલું તો ખરૂંજ હતું."

"ખરૂં હતું, છતાં મને તો તે ખોટુંજ ઠર્યું! મારો ફેરો ફોકટ ગયો, અને જવા આવવાનો ખર્ચ પણ માથે પડયો!"

"તેમાં મારો શું દોષ ભાઇ? મેં કંઇ જાણી જોઇને તો તમને ફસાવ્યા નથીની?"

"ચાલો! નસીબની વાત!" કહીને મુંગટલાલ છૂટો પડયો.

નવલ પાણીમાં તણાઇ ગઇ, અને નવરંગી તેની પાછળ, ખબર મળતાં શોધવાને કે ગમે તે કારણે ગયો હતો, એ બાતમી પણ ઉજ્જડપૂરમાંજ મુંગટલાલને મળી હતી, પરંતુ તેણે મુંબઇમાં એ વાત કોઇને પણ દર્શાવી નહોતી; કેમકે તેણે વિચાર કીધો કે "એ વાત પ્રગટ કરવાથી બંનેનાં ઘરમાં રડારોળ થશે, તેમજ વળી ઉડતી વાત સાંભળી છે, માટે કદાચ ખોટી પણ હોય!" આમ ધારીને તે વાત તેણે કોઇને પણ નહીં કહેતાં તદ્દન ગુપ્તજ રાખી હતી. તે બાબતમાં હવે મુંગટલાલે વિચાર કીધો કે "એ વાત અચોક્કસ છતાં મારા મિત્ર મનહરલાલને તો જણાવવીજ જોઇએ, કે જેથી તે બિચારો નવલને પરણવાની આશામાં લટકયા કરે નહીં." એમ મનસૂબો કરીને તે તરતજ મનહરલાલને મળ્યો, અને તેને જણાવ્યું "તમને મેં એક વાત, ઉજ્જડપૂરથી આવ્યા પછી કહી નથી, પરંતુ મને ભય છે કે, તે સાંભ-

ળીને તમે કદાચ નારાજ થઇ જશો ! જો કે તે વાત, પાકા પાયાની તો નથીજ, પણ માત્ર તે નગરમાં એક અફવા તરીકે ફેલાઇ રહી છે, અને મેં પણ માત્ર ઉડતીજ વાત સાંભળી છે, જેથી હજી પણ તમને કહેવી કે નહીં કહેવી તેને માટે મન ઘચૂપચૂ થાય છે !"

"એવી વળી કંઇ વાત છે ? જણાવોની ભાઈ ! હું તો વિચારમાં પડી ગયો છું, માટે જણાવી દો !"

"પણ તે વાત ખરી હોય, કે માત્ર ગપ હોય, તેને માટે મને મ્હોટો શક છેની ભાઇ !"

"ગમે તેવી હોય, પણ સત્વર જણાવો. ઢીલ ના કરો ! કેમકે મારા પેટમાં તો ફાળ પડી છે !"

"વાત એમ છે કે, નવલ ત્યાંની નદીમાં તણાઇ ગઈ, અને તેણીની શોધને માટે નવરંગી પણ સ્ટીમ લૅાન્ચમાં બેસીને પાછળ ગયો ! બાદ શું થયું, તેની કંઇ ખબર મળી નહીં !"

"અરે ! હાય-હાય !" મનહર વિસ્મયતાના વમળવામાં પડીને બોલ્યો "એ શું ખરી વાતજ વદો છો કે કંઇ સ્વપ્નું છે ?"

"સ્વપ્નું તો નથી, તેમજ ત્યાં એ વાત મેં ઘણાં જણાંઓને મ્હોંઢેથી સાંભળી છે, એ તો ખરૂંજ છે."

"મારાં સમ ખાવ જોઇએ ?"

"તમારાં સમ, અને મારા જીવનાં સમ ! હું કંઇ ગપ મારતો નથી, અને ગપ મારવાનું મને કંઇ કારણ પણ નથી. મેં જે સાંભળ્યું છે, તેજ તમને કહું છું. આ વાત ખાત્રિભરેલી નહીં હોવાથી હું તમને કહેવાનોજ નહોતો, પરંતુ તમારાથી એ વાત છૂપાવવી, એ પણ મને યોગ્ય લાગ્યું નહીં, માટેજ તમને કહી છે. તેમ છતાં એ વાત તમે મનમાંજ રાખજો, કેમકે કોઇને કાને જાય, અને વળી નવરંગી તથા નવલનાં માત-પિતાને ખબર પડે તો તેઓ રડારોળ કરી મૂકે ! માટે એ વાતનાં ખરાંપણાંને માટે જ્યાં સુધી ખાત્રિ મળે નહીં, ત્યાં સુધી મ્હોં બહાર ક્હાડવીજ નહીં."

"તે તો હું કોઇને નહીં કહું, પરંતુ તમે એવી અફસોસની વાત કરી છે કે, જેથી મારાં હાંસકોસ પણ ઉડી ગયાં છે, અને હવે મારે શું કરવું તેના વિચારમાં હું પડી ગયો છું ! આ વળી આશા પર નિરાશાનું નીર ફરી વળવા જેવી વાત સાંભળી !"

"એકદમ નિરાશ પણ થવું નહીં, તેમજ ઘણી આશા પણ રાખવી નહીં! એ વાતનો હવે પીછોજ છોડવો, એજ સારી વાત છે; કેમકે હવે મને એમાં કશો માલ સમજાતો નથી! હવે વાત હાથથી ગઇ!"

"હાથથી ગઇ તો છેજ, તોપણ જોઇશ વળી! જે થાય તે ખરૂં! જેવી શ્રી હરિની ઇચ્છા! હરિ કરે તે ખરી!"

"તે તો છેજ ભાઈ! જેવી લહેણા-દેણી! ભગવતના હાથમાં સર્વ છે! માણસનું ધાર્યું કંઇ થતુંજ નથી! હું તો તમને એટલીજ સલાહ આપું છું કે, તમે હવે એ જંજાળમાં ઉતરશો નહીં, અને બીજે કંઇ કન્યાની તજવીજ કરવી સારી છે."

"જોઉં છું. ઇશ્વર જેવી બુદ્ધિ આપે તે ખરી!" મનહરલાલ નિરાશ થઇને બોલ્યો "નવલને માટે કેટલી ખટપટ કરી, અને કેટલાં ફાંફાં માર્યાં, પરંતુ હાલ તરત તો સર્વ રદ ગયાં છે! હવે પછી જે થાય તે ખરૂં!"

"ઇશ્વર જે કરશે તે સારૂંજ કરશે, એમ માનવું." કહીને મુંગટલાલ ગયો.

મનહરલાલ હવે એકલો વિચાર કરવા લાગ્યો કે "હવે શું કરવું? મેં તો નિશ્ચય કીધો છે કે, પરણીશ તો નવલનેજ પરણીશ, અને નવલની બાબતમાં તો સ્નાનસૂતકના સમાચાર સાંભળું છું! નવલને ખાતર તો વારંવાર માતા-પિતાની સાથે તકરાર થયાં કરે છે, અને તેણીને ખાતર તો હું તેમને પણ ઉલટસૂલટ થાપો આપી ઉડાવું છું, પણ હવે તો મારા હાથ હેઠા પડયા જેવું થશે, અને મારો મત પણ મમરા ખાવા જશે, એવું દિસે છે! મુંગટલાલ કંઇ ખોટું કહે, એ પણ સંભવતું નથી, પરંતુ તે જે વાત લાવ્યો છે. તે ઉડતી ગપસપ છે, અને તેથી મને તો વળી એવો પણ શક જાય છે કે, મુંગટલાલ ત્યાં ગયાંની ખબર કદાચ નવરંગીને થઇ હોય, અથવા નવરંગીએ તેને જોયો હોય, અને તેથી નવરંગીએજ તેને અધર ઉડાવી ત્યાંથી વિદાયે કરવાને ખાતર એવી ગપ ઉરાડી હોય! નવલ ને નવરંગી ત્યાં ગયાંને વધારે દહાડા તો થયા પણ નથી, અને એટલામાં નવલ નદીમાં તણાઇ પણ ગઇ, અને તેણી તણાયાં પછી તેણીની શોધ

કરવાને તેણીની પાછળ સ્ટીમ લૉન્ચમાં બેશીને નવરંગી પણ ગયો. એ બધી વાત મને તો જોડી કહાડેલી–બનાવટી લાગે છે ! વળી બીજો શક એવો પણ આવે છે કે, મુંગટલાલ પોતે પૈસાનો ઘણો લોભીઓ છે, અને નવરંગી તે નગરનો કાર્યભારી હોવાથી પૈસે પૂરો હોઇ તેણે કદાચ મુંગટલાલને લાંચ આપીને સમજાવી કહાડયો હોય, એ પણ બનવાજોગ છે ! જોઇએ તેમ હોય, તો પણ એ વાતમાં કંઇ પણ ભેદ હોવો જોઇએ, એમજ મને તો ભાસે છે ! માટે હવે તો હું જાતે તે નગરમાં જઇને તપાસ કરૂં તો બધીએ વાતની ખાત્રિ થાય !" આમ વિચાર કરીને તેણે તેજ રાતના મુંગટલાલની પુન: મુલાકાત લીધી, અને ઉજ્જડપૂર જવાને લગતી ખબર તે નહીં ચેતે તેવા રૂપમાં પૂછી લીધી. બાદ તે પોતાને મકાને આવ્યો, અને રાતના પણ તેજ વિચારમાં સુસ્ત પડી રહ્યો, આખી રાત્રિ તેજ બાબતનું ચિત્વન કરતાં છેવટે ટૂંક સમયમાં ઉજ્જડપૂર તરફ ઉપડી જવાનેજ નિશ્ચય કીધો, અને એવા વિચારનાં વાદળાંઓની ઉથલપાથલ કરતાં પ્રભાત પ્રકાશી.

ઉજ્જડપૂર જઇને આવતાં કદાચ ચાર દિવસ થાય કે વધારે પણ થાય, માટે ઘરમાં વડિલોને શું બ્હાનું બતાવવું, તેનો વિચાર હવે મનહરલાલ કરવા લાગ્યો, અને આખરે મનમાં ને મનમાંજ નિશ્ચય કરીને તેણે પોતાનાં વડિલોને આનંદમાં બેઠેલાં જોઇને ધીમે રહીને જણાવ્યું "પિતાજી ! મારે આવતી કાલે રાતની ટ્રેનમાં જરા સુરત એક કેસમાં જવાનું છે."

"કેટલાક દિવસનું કામ છે ?"

"ચાર દિવસ લાગે કે કદાચ આઠ દિવસ પણ લાગે; કેસ ચાલે તે ઉપર આધાર."

"ત્યારે તો તને સારી રકમ મળશે ! રોજની ફી ઠરાવી છે કે ઉધ્ધડ કેસ લીધો છે ભાઇ ?"

"દરરોજના એક સો રૂપીઆ ઠરાવ્યા છે." મનહરલાલે ગપ ઠોકી "પણ જો કદાચ આઠ દિવસ કરતાં વધારે દહાડા થાય તો પ્રથમનાં આઠ દિવસ પછી જેટલા દિવસ થાય તે દર દિવસનાં રૂપીઆ પચાસ મળે."

"એ પણ કંઈ ખોટું નથી; પણ અગાઉથી કંઇ પૈસા લીધા છે કે નહીં ?"

"અગાઉથી પૈસા તો લીધા નથી; અને અગાઉથી મંગાય તેમ પણ નથી; કેમકે તે માણસ ઘણો ધનવાન, અને પ્રતિષ્ઠિત છે. તેના પૈસાનો જરાએ વાંધો નથી પિતાજી!"

"પૈસાની બાબતમાં તો શરમ રાખવીજ નહીં. તમારા લોકોએ શરમ રાખેલી પાલવેજ નહીં. તેમાં પણ પૈસાવાળા કરતાં ગરીબ સારાં કે તેજ રોકડા પૈસા પણ આપી દે. પૈસાવાળાનાં તેજમાં અંજાવુંજ નહીં."

"તે આપનું કહેવું ખરૂં છે, તો પણ હવે આ ધણીના પૈસાનો જરા પણ વાંધો નથી."

"ઠીક છે. ઇશ્વર કરશે તો એમ કરતાં તું જાહેરમાં આવતો જશે, એટલે તને વધારે ને વધારે ફાયદો થશે."

"ખરૂં છે પિતાજી ! આપના આશિર્વાદથી ધીમે ધીમે ફાયદોજ થશે." કહીને મનહરલાલ ઉઠીને પોતાના સૂવાના રૂમમાં ગયો, અને બીજે દિવસે પોતાની સાથે જરૂરની ચીજો લઇને રાતની ટ્રેનમાં દમ્મણ તરફ રવાના થયો, અને ત્યાંથી તરતજ એક ભાડાંની ગાડી કરીને ઉજ્જડપૂર ગયો.

---

## પ્રકરણ ૩૩ મું.

### ચારે દિશાએ ચાર !

**દોહરો.**

એ પાછળ ત્રિને ગયો.
મનહર રવડયો સંગ;
ત્રિપુટી બટકે ભિન્ન થઇ,
ચપળાનો શતરંગ !

સુજ્ઞપૂર ઉત્તર દિશામાં છે. તે ગામ એક ન્હાના કસ્બા જેવું છે. ગામની વસ્તી સુમારે દશ હજારની છે. વસ્તીમાં સર્વ કોમો છે. પણ ખાસ કરીને વેપારી વણિકોનો વિશેષ ભાગ છે. ગામ ન્હાનું છતાં રમણિક છે, અને જે ધર્મશાળામાં નવરંગી તથા નવલે વિશ્રામ લીધો છે, તે ધર્મશાળા પણ નવીજ બાંધેલી હોવાથી તે સુંદર દિસે છે. રાત્રિનો સમય છે. નવરંગી તથા નવલ પાસે ઓઢવા—પાથરવાનું

કશું નથી. ઠંડી જો કે વિશેષ નથી, તો પણ શીતળ વાયુના સપાટાની ઠંડી લાગે છે, અને તેથી તેઓ બંને ઠુંઠવાય છે! તેજ ધર્મશાળામાં સૂર્યપૂરનો વેણીલાલ નામનો એક વેપારી પણ છે, તેમજ બીજાં છ-સાત જણાંનો પણ મુકામ છે. તેઓ સર્વ તો ઘોરવા લાગ્યાં પણ પેલો વેપારી, નવરંગી તથા નવલની સન્મૂખ જોઇજ રહ્યો, અને તેમને ઠુંઠવાતાં જોઇ વેપારીને દયાની લાગણી થઇ આવી. તેણે નવરંગીને કહ્યું "ભાઇ! તમે ટાઢમાં ઠુંઠવાઓ છો, માટે આ શેત્રંજી લો-ઓઢો!" આમ જણાવી તેણે તરતજ પોતાના બિસ્તરાની શેત્રંજી નવરંગીના દિલપર નાંખી, અને નવરંગીએ ઉપકાર સહિત લઇને નવલને ઓરાઢી. તેણે પોતે તો અંગે કોટ વગેરે રાખેલાં હોવાથી તેને ઘણી ઠંડી લાગતી ન હોતી, અને ઠંડી થોડી ઘણી લાગવા છતાં નવલને ઠંડીમાંથી બચાવવાને તેની લાગણી વિશેષ હતી.

"તમે કોણ છો : અને કયાં જવાનાં છો?" તે વેપારીએ પૂછયું "વળી તમે જ્ઞાતે કેવાં છો?"

નવરંગીએ ખરો ખુલાસો આપવાનું યોગ્ય વિચાર્યું નહીં; કેમકે તેને ધાસ્તિ લાગી કે "રખેને આ કોઇ જાસુસ હોય, અથવા સફેત શાહુકાર હોય, કે ધોળો ધૂતારો હોય! માટે એને ખરો પત્તો આપવોજ નહીં." આમ નિર્માણ કરી તેણે ઉત્તર આપ્યો કે "અમે ગુજરાતનાં રહેવાસિ છીએ, મુંબઇ જવાને આવ્યા છીએ, અને જ્ઞાતે વાણિયા છીએ. મુંબઇમાં નોકરી-ચાકરી મેળવવા માટે જવું છે." નવરંગીએ પોતાની વાત વિસરાવી દેવાના ઇરાદાથી પૂછયું "અને આપ સાહિબ કોણ છો, અને કયાંથી આવ્યા છો? અત્રે કંઇ કામસરજ આવ્યા હશો?"

"હું સુરતનો છું, જ્ઞાતે વણિક છું, રૂનો વેપાર કરૂં છું અને રૂના ભાવ વધી પડયાંથી રૂમાં મને મ્હોટું નુકસાન આવ્યું છે, જેથી આ બાજૂએ નિકળી આવ્યો છું. આવા એક ખૂણામાં રહેવાથી માંગનારાઓ મારાપર હુમલો કરે નહીં, એવી ધારણાથીજ અહીં થોડાંક માસ કે વર્ષ કહાડવાં પડશે! શું કરૂં ભાઇ? હું ઘણો સુખી હતો, ગાડી ઘોડે ફરતો હતો, બાગ-બગિચા-બંગલામાં રહેતો હતો, અને બૈરાં છોકરાઓની પણ લિલાલ્હેર હતી, પરંતુ પડતી આવી, ત્યારે ચોગર-

દમથીજ આવી ! પ્રથમ બાયડી મરી ગઇ ! તે પછી છોકરો ગયો, અને છેલ્લી એક છોકરી હતી તે પણ ગઇ ! એટલે કુટુંબની આફત આવવાની સાથેજ પૈસે પણ ખેદાનમેદાન થઇ ગયો, અને અત્યારે દરેક પ્રકારે દુઃખી-દુઃખી થઇ ગયો છું ! ઘર છોડી આખરે આ જંગલ જેવા ગામડામાં નિવાસ કરવાનો કપરો કાળ આવ્યો છે ! હવે પછી પણ શું શું દુઃખ પડવાનું છે, તે તો ભગવતને ખબર ! પરંતુ ટૂંકમાં એટલુંજ કે, એકવાર જે હું લખપતિમાં ખપતો હતો, તે અત્યારે ભીખારીમાં ખપવાનો છું, અને એટલામાં જો હાથ-પગ અટકયા, કે કંઇ માંદગી આવી તો કોઇ ચાકરી કરનારૂં પણ નથી ! મારી પાસે જોકે વિશેષ પૂંજી તો રહીજ નથી, તોપણ આશરે ત્રણસેં રૂપીઆ રોકડા છે, અને પંદરસો રૂપીઆનાં સોનાનાં દાગીના છે. એટલી પૂંજીપર મારે મારી આખી જીંદગી ગુજારવાની છે, જે ભગવત કરે તે ખરી ! ”

“ તમારી પાસે તો એટલીએ પૂંજી છે, અને મારી પાસે તો કાંઇએ નથી ! તેમ છતાં ઇશ્વરે દાંત આપ્યાં છે તો ચવેણું પણ તે આપશેજ, એવું એકીન રાખીને અત્રે આવ્યાં છીએ, અને હવે વળી ઉદરપોષણને માટે મુંબઇ જવાની તજવીજ કરીશું. આ ગામમાં પણ જો કંઇ ગુજરાન જેટલું સાધન મળશે તો કાલે પ્રભાત થતાંજ તજવીજ કરીશ.”

વેપારી વેણીલાલના મગજમાં નવરંગીની વાતો સાંભળીને જેમ દયાની લાગણી થઇ આવી, તેમજ તેણે વળી વિચાર કીધો કે “ આ માણસ જો મારી સાથેજ રહે તો વધારે સારૂં. એ બાયડીવાળો છે, વળી વાણિયો પણ છે, જેથી એની સ્ત્રી રસોઇ કરશે તો મને પણ ખાવા પીવાની સૂગમતા થશે, અને વળી જો એમ કરતાં એની સાથે જીવ મળી જશે, તેમજ એ જો સારો માણસ લાગશે, તો આગળ જતાં કંઇ ધંધો રોજગાર પણ ભાગમાં શરૂ કરીએ.” આમ વિચાર કરીને વેણીલાલે જણાવ્યું “ જ્યારે એમજ છે તો આપણે બધાંએ સાથે રહીએ તો કેમ ? મારી વય પણ અત્યારે સત્તાવન વર્ષની થઇ છે, અને તમે હજી યુવાન છો, તેમજ આ તમારી સ્ત્રી પણ નાદાન છે, માટે તમો બંનેને હું મારા બચ્ચાં સમાન સમજીશ. તમારી સંભાળ હું રાખીશ, અને મારી સંભાળ તમે રાખજો. પૈસા ટકાને

માટે તમારે કંઇ મૂંઝાવું નહીં. મારી પાસે જે કંઇ છે, તેમાંથી હાલ ખર્ચ કરીશું, અને પછી ધીમેથી ધ્યાન પહોંચાડીને કોઇ ધંધો હાથ ધરીશું. પછી તો જેવાં તમારા અને મારાં નસીબ! પણ હું ધારૂં છું કે, આ મારી સૂચના તમને પસંદ તો આવશેજ ?"

નવરંગી વિચારમાં પડી ગયો, અને આમતેમ ધ્યાન પહોંચાડીને તેણે જવાબ આપ્યો. "બીજો તો કશો વાંધો નથી, પણ આપ હજી મને ઓળખતાં નથી, અને હું પણ આપને ઓળખતો નથી! આપણે સાથે રહ્યા પછી એક બીજાને હળે, બનતી રાસ આવે. અને આપણાં એક જીવ થાય, એ બધી વાતપર આધાર રાખે છેની ?"

વેણીલાલ હવે બેઠો થયો, અને સમજૂતી આપતાં બોલ્યો "આપણે હળાવવું, મળાવવું, સંપીને રહેવું, અને એકબીજાના સ્વભાવ સાચવીને ચાલવા, એ આપણું કામ છે, તેમજ આપણો વખત વિચારીને નભાવી લેવું, એ પણ સમજૂ માણસનું કામ છે. આપણે હળીમળીને રહીશું, અને આબરૂની રીતે આપણું સર્વ એકઠું નભ્યું જાય, તેવીજ રીતે વર્ત્તિશું. મારો પોતાનો મિજાજ ઉગ્ર નથી, પણ ઠંડો છે, અને તેની સાથે કરેલા ગૂણને જાણનારો માણસ હું છું. મારૂં તો ધારવું એવું છે કે, આપણે સાથે રહેવાથી સુખી થઇશું, અને આપણે અરસપરસ આધારરૂપ થઇ શકીશું. તેમ છતાં પણ જો તમને બીજો કોઇ મ્હોટો વાંધો હોય તો તે બેલાશક જણાવો!"

"બીજો કશો વાંધો નથી, પરંતુ બેઠાં ખાધાથી કેટલાક દિવસ નભી શકે? તેમજ તમારૂં અમારે મફતનું ખાવું, એ પણ અમને સારૂં નહીંજ લાગે. અમે કોઇનું પણ હરામનું ખાવા માંગતાં નથી. વળી હું તમને મોઘમમાં જણાવું છું કે, જેમ તમે ખાનદાન છો, તેમજ હું પણ ખાનદાનનો પુત્ર છું, અને હું કોણ છું, તેમજ મારૂં કુટુંબ કોણ છે, તે સર્વ પ્રસંગોપાત હું આપને જણાવીશ. હાલ તરત તો હું એટલુંજ કહું છું કે, મારા જેવાએ કોઇનું પણ ફોકટનું ખાવું, એ મને શોભેજ નહીં, તેમજ મારી આ સ્ત્રી પણ ઉત્તમ કૂળની છે, અને તેણી પણ મફતિયું ખાવાને પસંદ કરે નહીં."

"તે વિચાર તમારે લાવવો નહીં. તેમ છતાં તમને ઉપકાર ચઢવા જેવું મનાય તો તેનો વિચાર આગળ જતાં આપણે જે પણ ધંધો

કરીશું, તે પ્રસંગે કરીશું." વેણીલાલે સમજાવીને કહ્યું "તમે મારૂં મફતનું ખાશો, એમ હું તો માનવાનો નથી; કેમકે તમારી સ્ત્રી રસોઇ કરશે, અને તમે મારી સાથે કોઇ પણ ધંધામાં જોડાશો, એટલે બધાએ અદલોબદલો વળી રહેશે. ટૂંકમાં એજ કે, જ્યાં એક જીવથી કુટુંબી તરીકે રહેવાનું છે, ત્યાં વળી ઉપકાર કે અપકારનો પ્રશ્નજ નથી; માટે તેવો વિચાર નહીં કરતાં પ્રભાત થતાંજ ગામમાં કોઇ મકાન જોઈ આવો, અને ત્યાં આપણે રહીશું. પછી આસ્તે રહીને બધા રસ્તા થશે. એક વાર ઠરીઠામ પડયા પછી બધુંએ સારૂંજ થશે. ઇશ્વરપર આધાર રાખો!"

નવરંગીનું મન પણ પીગળ્યું, અને તેણે પણ જણાવ્યું "તો ભલે! આપની મરજીને માન આપું છું. કાલે પ્રભાતમાંજ મકાનની ગોઠવણ કરવા ગામમાં જઇશ, પરંતુ આપને મારી એટલીજ પ્રાર્થના છે કે, અમો બંને આપ મુરબ્બિની છાંયા નીચે રહીશું, અને અમો બંનેના પિતા આપજ છો, એમ માનીશું."

"તે માટે તમારે લેશ પણ ચિંતા કરવી નહીં. જેમ તમે માનશો, તેવીજ રીતે તમો બંને મારાંજ બચ્ચાં છો, એમ હું પણ માનીશ, અને મારૂં જે પણ છે તે તમારૂંજ છે, એ પણ સમજી રાખજો!"

"ઠીક. હવે જરા ઉંઘીએ તો સારૂં. પ્રભાત થતાંજ ગામમાં હું જઇશ."

નવરંગી પણ હવે સૂતો, પરંતુ તેને વિચારના વમળમાં નિદ્રા આવી નહીં! વારંવાર તે નવલનીજ કાળજી રાખતો રહ્યો, અને વેણીલાલને પણ હાય અફસોસ કરવામાં ઉંઘ આવી નહીં, જેથી તે પણ જાગતોજ પડી રહ્યો.

પ્રભાત થતાંજ નવરંગીએ ઉઠીને મ્હોં ધોયું. નવલને ઉઠાડી, અને તેણીને રાતની સર્વ વાત કહીને વેણીલાલને તેણીની સોંપણ કરીને નવરંગી ગામમાં ઘરની શોધને માટે ગયો. ગામમાં ખબર કઢાડતાં એક અચ્છું મકાન મળી આવ્યું, અને તે માત્ર બાર આનાના માસિક ભાડાંથી નક્કી કરીને નવરંગી પુનઃ ધર્મશાળામાં આવ્યો, વેણીલાલને ઘરની વાત કહી, અને પછી તેઓ ત્રણે સર્વ ગાંસડાં–પોટલાં

પરસ્પર ઉંચકીને તે મકાનમાં ગયાં. નવરંગીનો તો કંઇ સરસામાન હતો નહીં, પરંતુ વેણીલાલનો સામાન વિશેષ હતો, જે સર્વ નવરંગીએ તથા નવલે ઉંચકી લીધો, અને સુખવાસી જીવડાંઓ બિચારાં મજૂર બન્યાં! વખતનેજ માન!!!

થોડા દિવસમાંજ નવરંગીલાલે, વેણીલાલની સલાહથી ઘાંસનો ધંધો ઉભો કીધો, અને તે ગામની આસપાસનાંજ ગામોમાંથી ઘાંસ મેળવીને મુંબઇ વિગેરે તરફ મોકલવા માંડયું. આને માટે માત્ર વેણીલાલે મુંબઇની મુલાકાત લીધી, અને મુંબઇ શિવાય અન્ય સ્થળોમાં નવરંગી જતો આવતો તે રીતે નવરંગીને અઠવાડિયામાં એક–બે વાર બહાર ગામોમાં ફરવાને જવું પડતું, અને તેની ગેરહાઝરી દરમ્યાન વેણીલાલ તથા નવલ ઘરમાં એકલાંજ રહેતાં હતાં. વેણીલાલે વચન ઉચ્ચારેલું હતું કે "નવલ તો મારી દીકરી બરાબર છે." તે વચનપર નવરંગી તથા નવલ વિશ્વાસુ રહ્યાં, અને નવરંગી જેમ નિડરપણે બહારગામ જતો આવતો, તેમજ નવલ પણ નિર્ભયતાથી વેણીલાલ સંગે ઘરમાં રહેતી હતી; પરંતુ વેણીલાલની વૃત્તિ ભ્રષ્ટ હતી! "સાહઠી, અને બુદ્ધિ ન્હાઠી!" એ કહેવત પ્રમાણે વેણીલાલની બુદ્ધિ બગડી, અને નવલની તરફ કૂદ્દષ્ટી રાખવા લાગ્યો, પણ નિર્મળ નવલને તે વિષેની કંઇ ગમ પડી નહીં! કેમકે સંસાર શું? નીતિભ્રષ્ટતા શું? અને સ્ત્રી પુરૂષનો સંબંધ શું? એ સર્વથી તે હજી અજ્ઞાન હતી–કહો કે નવરંગીએ લગ્ન કરતાં સુધી તેણીને શુદ્ધ રાખવાનોજ નિશ્ચય કીધો હતો, તેમજ તે નિશ્ચયને તેણી પણ માન આપતીજ હતી. વેણીલાલ પણ નવલની પવિત્રતા માટે ચકિત થતો હતો, તેમ છતાં તેણીને નીતિભ્રષ્ટ કરવાની તે પાપી નિષ્ટા રાખતો હતો! તે નિષ્ટા પાર પાડવાને માટે તેણે એક તદબીર કરી કે, નવરંગીને ઘાંસના બંદોબસ્તને માટે છેક સો ગાઉ દુર મોકલ્યો, કે જ્યાંથી પાછાં આવવાને આશરે આઠ–દસ દિવસનો વખત લાગવાનો હતો.

હવે વેણીલાલને તક મળી, અને સાયંકાળ પછી રાત્રિના ભોજન કરી નવલ એક ઓરડામાં સુતી હતી, તેણીને બોલાવીને વેણીલાલે પ્રારંભમાંજ પુછયું "નવલ, મારો વિચાર છે કે, હવે નવરંગી સાથે

શાસ્ત્રવિધિએ આ ગામમાંજ તારાં લગ્ન કરી નાંખવાં, કે જેથી હવે તું તારૂં યૌવન સુખરૂપ માની શકે."

" મારા અઢાર વર્ષ પૂર્ણ થતાં સુધી લગ્ન કરવાનાં નથી કાકા !" નવલે સ્પષ્ટ જણાવ્યું " હવે આઠેક માસ પછી મને અઢાર પૂરાં થશે અને તે વખતે આપને હાથેજ લગ્ન કરીશું."

" હજી આઠ માસની વાર છે ? " વેણીલાલે નિઃશ્વાસ નાંખતાં જણાવ્યું " એટલા બધા મહિના તારા જેવી નવ જોબનમાં ઝઝુમતી યુવતિથી પતિનાં સુખ વિના શી રીતે કહાડી શકાય ? માટે મારો વિચાર તો એ કે, હવે તારાં લગ્ન જલદી કરી દેવાં, અને તને સંસારસુખ જેમ બને તેમ જલદી મળે તેમ કરવું."

" કાકા ! એ વિશે તમારા ભાઇ આવે ત્યારે તેમની સાથે વાત કરજો-હું કંઇ સમજું નહીં. " કહીને તેણી ઉઠવા જતી હતી, પરંતુ વેણીલાલે તેણીને આગ્રહપૂર્વક પુનઃ બેસાડી. જેપરથી તેણી બોલી " કાકા ! મને તો હવે ઉંઘ આવે છે, માટે જવા દો હું તો આપની છોકરી તરીકે છું, માટે મારી સાથે આપે એવી વાત કરવી શોભે પણ નહીં ! "

" તો ભલે તું સૂઇ જા. " કહીને વેણીલાલે તેણીને સૂવા મોકલી દીધી; કેમકે તેણે ધાર્યું કે " આ છોકરીની વાતો જોતાં એ કંઇ સીધી રીતે સમજે તેમ નથી ! માટે હવે કંઇ જૂદોજ પ્રપંચ કરવો પડશે ! " આમ વિચારી તે પણ સૂતો, અને બીજે દિવસે પણ તેણે નવલની સાથે માત્ર મધુર શબ્દોમાં વાત કરવા શિવાય પોતાના મનનો મેલ મુદ્દલ જણાવ્યો નહીં ! બાદ ત્રિજે દિવસે વેણીલાલે બહાર ભટકી આવીને પોતાનો પ્રપંચ પાથરતાં નવલે સફાઇથી જણાવ્યું " પોલીસના ફોજદારે મને ગેટપર બોલાવીને ફરમાવ્યું કે હમણાં ને હમણાં આ ગામ છોડી ચાલ્યા જાઓ-નહીં તો તમને તુરંગમાં મોકલીશું ! માટે આપણે જલદીથી આ ગામ છોડીને ચાલ્યા જવું જોઇએ. "

" એવી સત્તા ચલાવવાનું પોલીસને શું કારણ ? આપણે કંઇ ચોર, લુચ્ચા કે ગુન્હેગાર છીયે કે ? " નવલે હિમ્મતથી કહ્યું " તમે કહો તો હું પોતે ફોજદાર પાસે જઇને કાયદા પ્રમાણે જુવાબ માગું ! "

" એવી નાહાની કરવી કામની નહીં. સત્તા આગળ શ્યાણપ ચાલે નહીં, માટે પોલીસની સામું થવાથી પોલીસ ગમે તે પ્રકારે પણ આપણને હેરાનજ કરે ! બેહેતર છે કે અહીંથી નિકળી જવું. "

" અહીંથી ક્યાં જઇશું ? તમારા ભાઇ આવશે પછી તેમને લઇને જઇશુંની? નહીં તો તેઓ વળી અહીં આવીને ફાંફાં મારશે, અને આપણને શોધવાને ગભરાટમાં પડી જશેની ? "

" તેને માટે મેં એવોજ વિચાર રાખ્યો છે કે, તે જ્યાં છે ત્યાંજ આપણે પણ જઇને તેને મળીશું. "

" ત્યારે તો ઘણું સારૂં ! ચાલો ઉપડવાની તૈયારી કરીએ. વિલંબ કરવાનું પણ શું કામ છે ? " તરતજ બધો સામાન બાંધી નાંખ્યો, અને એક ભાડાનું ગાડું કરીને તેઓ બંને તે ગામથી આશરે ત્રિશ ગાઉ દૂર ચંડાળપૂર જવાને નિકળ્યાં. જ્યાં તેઓ ત્રિજે દિવસે પ્રભાતમાં પહોંચ્યાં, અને ત્યાં પણ એક ભાડાનાં મકાનમાંજ તેઓએ નિવાસ કીધો, પરંતુ ત્યાં નવરંગી નહીં જણાયાથી નવલે, વેણીલાલ પ્રત્યે પૂછયું "તમારા ભાઇ અહીં કેમ જણાતા નથી ? તમારા કહેવા પ્રમાણે તેઓ તો કંઇ અત્રે દેખાતા નથી ! "

" તે આ ગામમાંજ કોઇ ઠેકાણે હશે. ગામ નાનું છે, એટલે હમણાં હું ગામમાં ફરીને તેની શોધ કરૂં છું. " કહીને વેણીલાલ ગામમાં તેની શોધ કરવાનો ઢોંગ કરીને નિકળ્યો, અને લગભગ ચાર કલાકે આમતેમ ફરીને પુનઃ નવલ પાસે તે આવ્યો. તેણે એકદમ ઉદાસિપણાંનો ઢોંગ કરતાં, ચહેરો એકદમ શોકરૂપ-રડવા જેવો કરીને જણાવ્યું " હાય-હાય ! ઓ ! નવલ ! આપણાં નસીબ ફુટી ગયાં ! હવે તો તું, અને હું-બંને રખડી રહ્યાં ! "

" હેં ! શું થયું ? " નવલ પણ એકદમ ગભરાતાં બોલી " મને જણાવો તો ખરા કે શું બન્યું ? "

" નવરંગીને મુંબઇની પોલીસ વૉરંટથી પકડી ગઇ ! "

" હાય નસીબ ! " કહેતાંજ નવલ મૂર્છાગત થઇ જમીનપર ગબડી પડી ! મહા મહેનતે તેણી શુદ્ધિમાં આવતાંજ બોલી " કાકા ! ત્યારે તો આપણે પણ ચલો મુંબઇ જઇએ ! "

" તેને માટે વિચાર કરીશું. હમણાં તું જરા ધીરજ ધર ! શાંતતાથી આપણે પાકો વિચાર કરીશું. " કહીને વેણીલાલે તેણીને શાંત કરી, અને રાત્રિ થતાં સુધી વિશેષ પંચાત કરીજ નહીં.

---

# પ્રકરણ ૩૪ મું.

—:o:—

## "ધાનત તેવી બરકત."

**દોહરો.**

વેણીલાલ રવડી મૂવો, કુદ્રષ્ટીનું ફળ;
નવલની નીતિ ભલી, પતિવ્રત્ત અચળ.

રાત્રિના નવ વાગતાં પછી વેણીલાલે ઘણાજ ભાવથી નવલને પોતાની પાસે બેસાડી, અને પછી ઘણીજ લાયકીથી પોતાની મનોવૃત્તિ પ્રમાણે વાત ચલાવી કે "જો નવલ! તારી તથા નવરંગીની તમામ વાત મારી જાણમાં છે, અને નવરંગીએજ મને તે સર્વ કહ્યું પણ હતું. તેને જેમ વૉરંટથી પકડી ગયા છે, તેવીજ રીતે તને પણ વૉરંટથી પકડવાની પૂરી ધાસ્તિ છે, માટે મુંબઈ આપણે જવું, એ તો કંઇ અક્કલનું કામ કહેવાય નહીં!"

"ત્યારે તો અહીં રહેવામાં પણ ધાસ્તિજ રહી! કેમકે જેમ તેમને વૉરંટથી પકડયા તેવીજ રીતે મને પણ અહીંથી વૉરંટ લાવી પકડવાને પોલીસ ચૂકે ખરી કે?" નવલે મુદ્દાસર જણાવ્યું "એટલે અહીં રહેવું અથવા મુંબઇ જવું, એ તો સરખુંજ જોખમ ભરેલું છે! હજી મુંબઇ જવું સારૂં; કેમકે ત્યાં મારી પીઠ થાબડનારા પણ મળશે, અને અહીં મારૂં કોણ છે? અહીં તો આપણા હાથ–પગ બધી વાતે નિરાધાર જેવાજ છે!"

"પણ હાથે કરીને વાઘના મ્હોંમાં જવું? મુંબઇની પોલીસની પાસે જાણી જોઇને હાજર થઇ પકડાવું? તું પણ કેવી અક્કલ વગરની વાત કરે છે! તું તો નાદાન છે! તારી સાથે હું પણ નાદાની કરૂં કે?" વેણીલાલે તદબીરનો તોડ કહાડતાં જણાવ્યું "હજી અહીં બીન જોખમે રહેવાના રસ્તા આપણે કરી શકીશું."

"તે શી રીતે? કયા રસ્તા કરી શકશો?"

"અહીં આપણે બંને નામ બદલીને રહીશું. મારૂં નામ વેણીલાલને બદલે નટવરલાલ ચલાવીશ, અને તારૂં નામ નવલને બદલે માણેક રાખીશું. એટલે પછી વૉરંટ આવશે તોયે ઉડાવી દેવાશે."

"પણ એવું કયાં સુધી ચાલી શકશે? પછી મારા માની લીધેલા પ્રાણનાથને કેવી રીતે ને કયારે મળાશે?"

"તે પણ આઠ મહિના પછી તારાં અઢાર વર્ષ પૂરાં થતાં થઇ રહેશે, અને તે વખતે આપણે બેધડક મુંબઇ જઇને તારા નવરંગીને પણ મળી શકીશું." વેણીલાલે ઉડાવવાની વાત કહી "માત્ર આઠ મહિના કહાડવાના છે."

"ત્યારે તેમ કરો! જેમ તમારી સલાહ હું તો તમારે આશરે છું, અને તમે મારા પિતા તુલ્ય છો, માટે તમારે જોઇએ તો તારો કે તમારે જોઇએ તો મારો! મારૂં માથું તમારે ખોળે મૂકું છું!"

"તે માટે તારે કંઇ ચિંતા કરવી નહીં! તારૂં રક્ષણ હું કરીશ, અને તને મારા જીવ માફક જાળવીશ."

"મારે પણ એટલુંજ જોઇએ છે."

વેણીલાલે આટલેથીજ વાત અટકાવી, અને પોતાના મનનો મેલ પ્રગટ કરવાનો હવે મૂલતવી રાખ્યો. બે–ચાર દિવસ તો શાંતપણામાંજ પસાર કીધા, અને પછી વેણીલાલે ખુલ્લી રીતે નવલ સાથે વાત કરવાનો વિચાર રાખ્યો. તેવા ઇરાદાથી તેણે છેક પાંચમે દિવસે બપોરના ભોજન વિગેરેથી પરવારીને નવલને પોતાની પાસે બેસાડી, અને તેણીને કહ્યું "જો નવલ! તું આ પ્રમાણે કુંવારી જીંદગીમાં રહી તારી કામ વાસનાનો નાશ કરે છે, એ જોઇ મને તો તારે માટે દયા આવે છે, માટે એ બધી જંજાળ જો છોડી દે, અને મારૂં કહ્યું માની તારી જીંદગીનાં ભલાને માટે, તેમજ મારી વૃદ્ધાવસ્થાને વિરામ આપવાને માટે જો તું મારી સાથે લગ્ન કરે તો વધારે સારૂં!"

આ શબ્દો સંભળતાંજ નવલના પેટમાં અગ્નિ ઝાળા પ્રગટી રહી! તેણીની આંખો લાલચોળ બની ગઇ! અને તેણી વિક્રાળ વિશ્વરૂપ ધારણ કરતાં બોલી "અરે! ડોકરા! ઓ જડભરત જડસા! તારૂં નખ્ખોદ જાય તારૂં પાપિયા! તું કોણ? તું મારો બાપ! તું મારો કાકો! મારો વડિલ! અને હું તારી દીકરી! તારી દીકરી! તરફજ તું આવી કૂદૃષ્ટિ કરે છે! ધિક્કાર છે તને! શરમ છે તારા જેવા ડોસાને! નિર્લજ! નીચ! કામી કુતરા! કુકર્મિ કીડા! તને તે મારે શું કહેવું? ઓળખે છે આ પવિત્ર યૂવતિને? તારૂં ગળુંજ દાબી નાંખીશ! આવી બૂરી નિષ્ઠા પાર પાડવાના હેતુથીજ તું મને પેલે ગામથી અહીં લઇ આવ્યો છે, એ હવે મને સમજાયું! પણ હું તારાં પાપમાં ફસાઉં

તેવી નથી ! તને તો જીવતોજ ઝબ્બે કરીશ ! ખાસડે ખાસડે મારીશ ! અને તને ઠાર કરીશ !" કહીને નવલે પાસે પડેલું વેણીલાલનું ખાસડું જમણે હાથે ઉપાડીને ડાબે હાથે વેણીલાલનું ગળું દાબી જણાવ્યું "બોલી જા ! ફરીને એવી શરમ ભરેલી વાણી ઉચ્ચારવી છે કે ? બોલ, નહીં તો આ તારાજ ખાસડાંથી તારી પૂંજા કરીશ !"

ગળું દબાવાથી વેણીલાલ માત્ર "ઓ–ઓ" કરવા લાગ્યો ! તેનાથી વિશેષ તો બોલી શકાયું નહીં, પણ બંને હાથ જોડી દીધા ! તેથી નવલે માત્ર એક ખાસડાનો સપાટો તેના જડબામાં મારીને તેને છોડી દીધો, જે પછી વેણીલાલે તેણીની પાસે હાથ જોડીને માફ માંગી, પગે પડયો, અને તે એટલો તો ગભરાઇ ગયો કે, તેને આંખે અંગે પરસેવો છૂટી ગયો ! તેણે ખરેખરજ રડી દીધું, અને તે ઠંડોગાર બની ગયો ! છેવટે તે કરગરીને બોલ્યો "મારી ભૂલ થઈ! મેં જખ મારી ! મેં નર્ક ખાધું ! મને માફ કર ! આજ પછી કદી પણ તારૂં નામ નહીં દઉં ! તું મારી બરાબર બેટી, અને હું તારો બાપ ! બશ ! હવે કંઇ તેવું બોલું તો મારી જીભ કાપી નાંખજે !"

"હવે પછી તારી સાથે રહેવાની પણ કયાં છું ! જા, નિકળ ! તારૂં કાળું કર ! અબઘડી પહેરેલાં કપડાં ભેર ઘર છોડી જા નહીં તો હમણાં ને હમણાં પોલીસને ખબર આપી તારા હાથમાં બેડી ખખડાવીશ."

"ઓ મારી દીકરી ! એવું નહીં કરતી ! હું તને પગે પડું છું !" વેણીલાલ માથું નમાવીને તેણીને પગે પડયો, અને બોલ્યો "તને હું આજીજી કરીને કહું છું કે, હવે પછી તારી તરફ હું કદી પણ ખરાબ નજર નહીંજ કરૂં મારી બેટી ! તું તો મારી દીકરી છે !"

"હવે તારો ભરોસો નહીં, અને હવે કંઇ પણ વાત હું સાંભળવા માંગતી પણ નથી, માટે છાનોમાનો વધારે કટકટ નહીં કરતાં તું તારી મેળે નીચી મૂંડી કરીને અહીંથી ચાલ્યો જા ! બશ નિકળ ! મારી આંખો આગળ જો હવે જરા પણ દેખાયો તો તને મારીજ નાંખીશ ! ઉઠ ! નિકળ ચંડાળ, જા !"

"પણ આ બધો મારો સામાન વગેરે છે તે તો મને કહાડી લેવા દેશોની ? તે મારા છે, એ તો ખરૂં કેની ?"

"તે પણ તને નહીં મળે! તે મને પણ રાખવો નથી-મારે તો તે હરામ બરાબર છે, પણ તારા ગુન્હાની શિક્ષા બદલ તારો તમામ સામાન કોઇ પણ દુઃખીને દાન કરીશ, પણ તને તો તે નહીંજ આપું!

"હાય-હાય! ત્યારે તો હું રવડીજ મરીશ, અને તદ્દનજ નિરાધારજ થઇ જઇશ! મારૂં સર્વસ્વ જશે!"

"તારા કર્મ પ્રમાણે તારી એવીજ અવદશા થવી જોઇએ, અને તારાં પાપે તું મરશેજ! ચાલ, નિકળ હવે!"

"અરે, ભગવાન! મૂઓ ઠાર! વેણીલાલ પણ ક્રોધનો માર્યો, ત્યાંથી નિકળી ગયો, અને તેજ ગામની નદીના રેલામાં પડી તણાતો ગયો! પછી તે કયાં ગયો: તેનું શું થયું? અને કયારે મૂઓ? તે તો પરમેશ્વરને ખબર! ટૂંકમાં વૃદ્ધ વેણીલાલની દુર્દશા થઇ તેની મતિ પ્રમાણે ગતિ થઇ ગઇ!

આ ચંડાળપૂરમાં હવે નવલ તેજ મકાનમાં એકલી રહી, અને તેણીની કાન્તિ જોઇને કોઇ તેણીનાપર મોહી પડે નહીં, તેને માટે તેણી તદન ફાટેલે તૂટેલે કપડે કદરૂપા આકારમાંજ રહેવા લાગી, તેમજ નવરંગીને માટે તેણી રાત દિવસ રાહ જોતી રહી, પરંતુ તે કયાંથી આવે? ધનવાનની દીકરી દુઃખ દરિયામાં દહાડા કહાડવા લાગી!

થોડાજ દિવસમાં કામકાજથી પરવારીને નવરંગી સુજ્ઞપૂર આવી પહોંચ્યો અને પોતાના રહેવાના મકાનમાં જઇને જૂવે છે તો ત્યાં નવલ વેણીલાલ મળે નહીં! આથી તેણે એવું ધાર્યું કે "તેઓ કદાચ ઘર બદલીને બીજા ઘરમાં રહેવા ગયા હશે." આમ ધારીને તેણે આખા ગામમાં તજવીજ કરી, પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં! આખરે આસપાસથી બાતમી એટલીજ મળી કે "તેઓ તો બીજે કોઇ ગામ ગયા છે!" આ ખબર સાંભળતાંજ તે થડકી ગયો, અને તેનાં મનમાં તરેહવાર કલ્પનાઓ થવા માંડી! ગમે તેવા વિચારો તેને ઉત્પન્ન થયા, અને ઘણાંક પ્રકારનાં ફાંફાં મારીને નવરંગી પણ તે ગામથી નિકળીને નવલની શોધ માટે રખડપટ્ટીપર ચઢયો! ગમે તેવા વિકટ જંગલોમાં પણ તે સૂનમૂન થઇ ભટકવા મંડી પડયો! એટલે દક્ષિણે ચંડાળપૂરમાં નવલ હતી, તેને બદલે નવરંગીએ તો ઉત્તર તરફનો માર્ગ લીધો! કેમકે તેને કાંઇ ખબર નહોતી કે નવલ કયાં

છે ! તે તો માત્ર બ્હાવરો બની નવલની શોધ કરવાના વિચારથી ઇશ્વરે તેને જ્યાં માર્ગ આપ્યો, ત્યાંજ ચાલ્યો ! એટલે નવલ દક્ષિણમાં અને નવરંગી ઉત્તરમાં !!!

પેલી નાયકણી ચપળાને ઉજ્જડપૂરનાં રાજ્યની હદ પાર મૂકયા પછી તેણી વળી નિરાધાર સ્થિતિમાં છેક પશ્ચિમ તરફ નિકળી ગઇ, અને કડકપૂર નામના એક ગામમાં તેણીએ નિવાસ કીધો !

હવે મનહરલાલનું શું થયું ? તે મુંબઇથી ઉત્સાહભેર ઉજ્જડપૂર તો પહોંચ્યો, પરંતુ ત્યાં તેને મુંગટલાલે કહ્યા પ્રમાણેનીજ બાતમી નવરંગી તથા નવલની બાબતમાં મળી ! તેણે ચોગરદમ ખબર કહાડવામાં લગભગ ચારેક દિવસ ગુમાવ્યા પછી, જે સ્ટીમ લૅાન્ચમાં નવરંગી ગયો હતો, તેના ખલાસીઓ તરફથી બાતમી મળી કે " નવરંગી તથા નવલ સુજ્ઞપૂર તરફ છે." મનહરલાલ પણ સુજ્ઞપૂર તરફ એક બોટમાં બેસીને ગયો, અને ત્યાં ખબર કહાડતાં ત્યાંથી તેને એવી ખબર મળી કે " તેઓ અત્રે આવી રહ્યાં હતાં ખરાં, પરંતુ તેઓ તો અહીંથી બીજે કશે ગયાં છે." આ સાંભળતાંજ મનહરલાલ તદ્દનજ નિરાશ થઇ ગયો, અને હદ વિનાની નિરાશાને લીધે તેનાં મગજ ઉપર કંઈક દિવાનાપણાંની અસર થઇ ગઇ ! તેવી અસરમાં તેનાં મગજમાં એવોજ પવન ભરાઇ ગયો. "ગમે તેમ કરીને નવલનો પત્તો મેળવવો, અને લગ્ન કરવાં તો તેણીજ સાથે કરવાં !" આવો વિચાર મગજમાં ઠસાવીને મનહરલાલ વળી સુજ્ઞપૂરથી નિકળીને છેક પૂર્વ દિશા તરફની મજલે ગયો, અને તે દિશામાં ઘણે લાંબે જતાં મંગળપૂર નામના એક ગામડામાં તેણે થાકીને મુકામ કીધો !

આ પ્રમાણે ઉત્તરે નવરંગી, દક્ષિણે નવલ પશ્ચિમે ચપળા, અને પૂર્વમાં મનહરલાલ ! એમ ચારે દિશાનાં ચકુપર ચારે જણાં ચઢયાં ! એટલે પછી એક બીજાનો પત્તો લાગેજ શાનો !

ચંડાળપૂરમાં નવલે, વેણીલાલનાં વિદાયે થયાં પછી ઘરનાં સામાનમાં જે પણ વેણીલાલનો હતો તેની બાબતમાં વિચાર કીધો કે " એ નીચ માણસની એક પણ વસ્તુ મારે વાપરવી નહીં, કે તેમાંનું કશુંએ મારી પાસે રાખવું નહીં કેમકે એવા પાપી માણસની કંઈ પણ ચીજનો સ્પર્શ કરવો, એ પણ સારા અંગને પાપનો પાસ લગાડવા

જેવું થાય ! માટે કોઇને પણ બોલાવી એનું તમામ–જે હોય તે આપી દેવુજ સારૂં છે. બ્રાહ્મણને આપવામાં પણ પૂન્ય લાગે, પરંતુ એવા પવિત્ર–દાનને પાત્ર બ્રાહ્મણને વળી આ અજાણ્યા ગામમાં હું કયાં શોધવા જાઉં? માટે તેનાં કરતાં તો કોઇ બિચારો આંધળો, લૂલો પાંગળો કે અપંગ મળી આવે તો સારૂં, કે તેવાઓને આપ્યાથી મને પણ કંઇક આશિર્વાદ મળે.” આમ વિચારીને તેણી ઓટલાપર ઉભી રહી, અને એટલામાંજ એક અંધ ટોળી, જેમાં માત્ર એક દેખતો હોવા શિવાય સાત જણાં આંધળાં હતાં, તેઓને બોલાવીને ઉભાં રાખ્યાં, અને વેણીલાલનો સર્વ સામાન તથા જે રોકડા રૂપીઆ વગેરે હતું તે તેમને આપી દીધું, જેથી તે બિચારાં અપંગો આશિર્વાદ આપતાં વિદાય થયાં.

નવલ પાસે હવે નહીં જેવોજ સામાન રહ્યા પૈસા પણ નવરંગાએ એક દિવસે તેણીને, પોતાને વેણીલાલની સાથેની ભાગીદારીના નફા રમાં મળ્યા હતા, તેજ રહ્યા. ! તે રકમ સુમારે સવાસો રૂપીઆની હતી, અને તેટલી પોતાને આઠ મહિના પૂરતી ધારી તેણીએ વિચાર કીધો કે “આઠેક માસમાં મને અઢાર વર્ષ પૂરાં થશે, એટલે પછી મને મુંબઇ જવાને કંઇ વાંધો નહીં આવે. પછી તો મુંબઇમાં હું સ્વતંત્રપણે રહી શકીશ, અને મારાં માત–પિતા પણ મારાપર પોતાની સત્તા ચલાવી શકશે નહીં. તેટલી મુદત સુધી સવાસો રૂપીઆની રકમ મારા એકલાના ખર્ચને માટે પૂરતી થશે. એટલામાં મારા પ્રાણનાથ અત્રે આવી ચડશે તો પછી વાંધોજ નથી. પછી તો તેમને લઇનેજ આઠ મહિના બાદ મુંબઇ જઇ શકાશે. તેમ છતાં જો આઠ માસ દરમ્યાનમાં તેઓ અત્રે આવી નહીં શકશે તો હું એકલી મુંબઇ જઇને તેમની શોધ કરીશ, અને દરેકે દરેક ન્યૂસપેપરમાં તેમનો પત્તો મેળવવાને માટે ખાસ જાહેર ખબર છપાવીશ, જેથી કોઇ પણ રીતે તેઓ આવીને મને મળશે. આ સિવાય હવે બીજો રસ્તો લેવો સલામત નથી ! કદાચ હું તેમને શોધવાને આસપાસનાં ગામોમાં જાઉં, અગર જંગલમાં ભટકું, પરંતુ તેમ એકલી ફરતાં વળી કોઇ લુચ્ચા–લફંગા મળીને મારૂં શીયળવૃત્ત ભંગ કરે, અને મને ગમે તેમ કરીને ફસાવે તો આ પવિત્ર કાયા અપવિત્ર થવાની સાથે મારી કાયાને કલંક લાગે, અને

મારાં વચનને પણ બટ્ટોજ લાગે ! માટે બહેતર એજ છે કે, આજ મકાનમાં આબરૂ ભેર નિવાસ કરી જ્યાં ત્યાંથી આઠ માસ પસાર કરી નાંખવા. એટલું સારૂં છે કે, આ મકાનની આસપાસ સર્વ આબરૂદાર તેમજ બચ્ચરવાલ કુટુંબો વસે છે, જેથી અહીં રહેવુંજ સલામતિ ભરેલું પણ છે. આઠ માસ દરમ્યાન એકાંતવાસ ઇશ્વરે આપ્યાથી નિરાંતે ભગવત સ્મર્ણ પણ કરીશ, અને પરમાત્મામાં ચિત્ત ચોંટાડેલું રાખવાથી ઇશ્વરની એકાંતિક ભક્તિ પણ ઠીક થશે ! કહેવત છે કે, 'દુઃખે રામ, અને સુખે સોની !' તે પ્રમાણે દુઃખનો સમય ઇશ્વરે કદાચ ભક્તિને માટેજ મને આપ્યો હશે ! 'ધર્મે જય, અને પાપે ક્ષય' એ કહેવતનું પણ આવે સમયે સઘળું ભાન થાય છે ! અરે ! ભગવાન ! તારો આશ્રય છે બાપ !" આ પ્રમાણે વિચાર કરતી, અને પોતાની મનોવૃત્તિને સન્માર્ગમાં સંભાળી રાખી નવલ તેજ મકાનમાં નિવૃત્તિ પકડી નિવાસી.

---

## પ્રકરણ ૩૫ મું.

### મુંબઈમાં ગડબડાટ—ઉજ્જડપુરમાં ઉત્પાત !

દોહરો.

મુંબઈમાં હોહા થઈ, રડારોળ રમખાણ;
મનહરલાલ ગયો ગયો, ચાલ્યું એ ઘમસાણ !

નવરંગી ગયો, નવલ ગઈ, અને મનહરલાલ પણ ગયો ! આથી મુંબઈમાં ગડબડાટ થઈ રહ્યો ! મુંબઈમાં વણિકોમાં જબરી હોહા મચી રહી ! મનહર "એક મ્હોટા કેસમાં ગયો છે !" આવી વાત પ્રથમ તો તેના પિતા મફતલાલે તથા તેની માતા ગંગાબાઇએ જ્યાં-ત્યાં કહેવા માંડી, અને "આજે આવશે ! કાલે આવશે ! કેસમાંથી નિકાલ થશે, એટલે આવશે !" એ પ્રકારે મનહરનાં માતા-પિતા પણ આશાભેર પોતાના પુત્રની રાહ જોતાં રહ્યાં, પરંતુ લગભગ એક પખવાડિયું થયાં છતાં મનહર આવ્યો નહીં, જે પરથી મફતલાલે ચિંતાતૂર બની સુરતમાં પોતાના એક સગાપર પત્ર લખી ત્યાંની ફોજદારી કોર્ટમાં મન-

હરની ખબર કહાડવા લખી જણાવ્યું; પરંતુ તે સગા તરફથી ત્રિજે દિવસે ચોક્કસ ખબર આવી કે "અહીં તમારા મનહરલાલ આવ્યાજ નથી, એ ચોક્કસ છે." આ ચમકાવનારી ખબર જાણતાંજ મફતલાલ ગભરાયો! તેણે પોતાની સ્ત્રી ગંગાબાઇને આ રડવા સમાચાર જણાવતાંજ તેણી પણ રડવા કકલવા મંડી પડી! વાત વા રૂપે આખી ન્યાતમાં, તેમજ અન્ય વણિકોમાં પ્રસરી ગઇ, અને એઠંદરે મુંબઈની તમામ વણિક કોમોમાં ચર્ચા ચાલી રહી! નવરંગીની પાછળ નવલ ગઇ છે, એ વિષે તો સર્વ વણિકોમાં વાત ચર્ચાતીજ હતી, પણ હવે તો વળી મનહરલાલને માટે પણ તેવીજ ચર્ચા ચાલી કે "મનહર પણ નવલની પાછળ દિવાનો બનીને કશે ગૂમ થઇ ગયો છે!" આની સાથે લોકોમાં તરેહવાર વાતોના ગપગોળા ગબડવા માંડયા, જે સાંભળીને મફતલાલ તથા ગંગાબાઇના જીવ ઉથલપાથલ થઇ ગયા, અને તેઓ અનહદ વિમાસણમાં આવી પડયાં! મફતલાલે પણ પોતાના પુત્રનો પત્તો મેળવી આપનારને માટે રૂ. ૫૦૧ નું ઇનામ છપાવ્યું, અને એ શિવાય તેનાથી બની શકતી દરેક કોશિષ કરી, પરંતુ મનહરલાલભાઇ એવા તો ખૂંણામાં જઇ પડેલા, કે તેનો પત્તો લાગેજ શાનો! આમ કરતાં લગભગ ત્રણ માસ પસાર થઇ ગયા! પણ મનહરની કશી બાતમી લાગી નહીં, તે ઉપરથી મફતલાલે વિચાર કીધો કે "હવે તો એ બાબત ન્યાતમાં મૂકવી જોઇએ, અને તેની સાથેજ નવલના પિતા સાથે પણ વિચાર કરવો જોઇએ. પ્રથમ ચટપટદાસનો વિચાર લેવોજ સારો છે." આમ ધારીને મફતલાલ તરતજ ચટપટદાસને ત્યાં પહોંચ્યો.

ચટપટદાસ પણ મફતલાલને મળવા ચાહતો હતો, જેથી મફતલાલને જોતાંજ તે ખુશી થયો, અને બોલ્યો "આવો મફતલાલ શેઠ! હમણાંજ મારા મનમાં મેં તમને યાદ કીધા હતા, અને જો તમે આવ્યા નહીં હોત તો હું પોતે રાતના તમારે ત્યાં આવનાર હતો." કહીને ચટપટદાસે ધીરે રહીને જણાવ્યું "સાંભળ્યુંની? આપણાં બચ્ચાંઓ ગયાં, અને લોકોને તો ગમે તેમ લવારો કરવાનો લાગ મળ્યો છે! લોકો મનમાં આવે તેમ બોલે છે! તેઓને બોલવાની કંઇ શરમ પણ લાગે છે? આપણાં દુ:ખપર ડહામ દે છે! તેમાં પણ પેલા જૂના

વિચારના જડભરત જેવા જમડાઓ તો જાણી જોઇને ઇરફેલબાજી કરી સુધારાની હાંસી કરે છે! પણ શું કરવું! છોકરાંઓએ તદ્દનજ નાદાની વાપરી છે, જેથી હમણાં આપણાં મ્હોં સીવાઇ ગયાં છે, અને આપણી બોલવાની બારીઓ બંધ થઇ ગઇ છે! જો તેઓનો પત્તો લાગે તો તે બકબકાટ કરનારાઓનાં કાળાં મ્હોં કરી નાંખું!"

"જૂઓ શેઠજી!" મફતલાલ હવે પલાંઠી વાળીને બેઠો, અને પોતાના મત સાથે ચટપટદાસને મેળવી લેવાની ચતુરાઇ ચલાવતાં તેણે જણાવ્યું "છોકરાંઓનો પત્તો મેળવવાને તો આપણે ઘણાંએ ફાંફાં માર્યાં, પણ તે સર્વ ફોગટ ગયાં! કહો ના કહો, પણ નવલ અને નવરંગી કોઇ પણ ઠેકાણે સાથેજ રહ્યાં છે એમ મુંગટલાલની વાતો ઉપરથી મને ભાસે છે. વળી મુંગટલાલનીજ વાતપરથી મને એમ પણ જણાય છે કે, કદાચ મારા મનહરને પણ તેમનો કંઇ પત્તો હાથ લાગ્યો હોય, અને તે પરથીજ તે પણ તેમની પાછળ ગયો હોય! એમ ત્રણે જણાં ગમે ત્યાં પણ અથડામણુમાંજ પડેલાં હોવાં જોઇએ! માટે મારા મત પ્રમાણે હવે આપણે એક તદબીર કરવાની છે."

"તે શું? તમારી કોઇ પણ તદબીરની સાથે જોડાવાને હું તૈયાર છું શેઠજી! તમો ને હું કંઇ જૂદા નથી!"

"પરંતુ પ્રથમ મારે આપનો વિચાર જાણવો છે કે, જો કદાચ નવલનો પત્તો લાગે, અને મારો મનહર પણ મળી આવે, તો મારા પુત્ર સાથેજ આપની પુત્રિનાં લગ્ન કરવાં, એટલું વચન આપ આપો છો કે?"

"એ વચન તો જ્યારથી વિવાહ સાંધ્યા છે, ત્યારથીજ આપી ચૂક્યો છું, અને હવે નવું વચન આપવાથી શું કંઇ વિશેષ છે કે? તેમ છતાં પુનઃ પુનઃ વચન આપું છું કે, આખરે એજ વર-કન્યા કલવો ખાશે!"

"તો બશ! હવે આપણે સાથે મળીને એકમત થઇને કામ કરીશું." મફતલાલે પોતાનો હેતુ કહી સંભળાવ્યો "આપણે ન્યાતના શેઠને મળીને ન્યાત મેળવીએ. ન્યાતમાં તમારાં તથા મારાં સગાવ્હાલાંઓ એક સંપમાં રહીશું, અને પ્રથમ તો એટલોજ ઠરાવ કરાવવો છે કે "ભાગેલ ખપતી કન્યા લેવા દેવામાં ન્યાતને કોઇ પણ પ્રકા-

રનો વાંધો નથી." આ પ્રમાણે ઠરાવ કરાવવામાં આપણે ફાવીશું, અને કદાચ કેટલાકો આવા ઠરાવની વિરૂદ્ધ થશે, તો પણ ન્યાતમાં આપણો જથ્થો મ્હોટો હોવાથી, વધુ મતે ઠરાવ કરવામાં આવશે તેએ આપણે ફાવીશું. આજે તો જોડ જ થાવાથી જીતિને માટે આપણને કોઇ પણ રીતે નિરાશા નહીંજ મળે."

"તે તો બની શકશે, પરંતુ એવો ઠરાવ થતાંજ તે આપણી વિરૂધ્ધ જશે, અને આપણું ધાર્યું બાજુપર રહી જશે! કેમકે એવો ઠરાવ થવાંજ મારો છોકરો પોતાની મરજી પ્રમાણે નવરંગી સાથે લગ્ન કરશે, જેને માટે મારાથી કરો વાંધો પણ નહીંજ લેવાય! માટે એ તો કરવાનુંજ નથી!"

"તમે સમજ્યા નહીં. મારી મતલબ એવો ઠરાવ કરાવવામાં જૂદીજ રીતની છે." મફતલાલે સમજૂતી આપતાં જણાવ્યું "એવો ઠરાવ થતાંજ, અને તે તમામ વર્ત્તમાન પત્રોમાં પ્રગટ થતાંજ નવલ તથા નવરંગી જ્યાં હશે, ત્યાં તેઓનાં વાંચવામાં પણ તે આવશે, જેથી તેઓ ખુશાલીમાં આવી જઈ તરતજ પોતાનું ધાર્યું પાર પાડવાના ઇરાદાથી મુંબઇ આવશે, અને મુંબઇમાં તેઓ આવ્યાં કે, પછી તો આપણીજ મરજી પ્રમાણે કરીશું–એટલે તમારા પુત્ર સાથે મારી પુત્રિ પરણાવી દેવાશે! આ તો માત્ર તેઓ મુંબઇ નિકળી આવે તેને માટેજ આવો ઠરાવ ન્યાતમાં પાસ કરાવવાનો પ્રપંચ છે. હવે તમે સમજયાની?"

"સમજ્યો." ચટપટદાસે શંકા બતાવી "પણ ધારો કે કદાચ નવરંગી મારી પુત્રિ સાથે લગ્ન કરીજ ચૂક્યો હશે તો?"

"તો તે કાયદા પ્રમાણે રદ થશે; કેમકે હજી તમારી પુત્રિની વય પૂરાં અઢાર વર્ષની કંઇ થઇ નથી."

"પરંતુ ધારો કે તેઓ અત્રે આવશે, અને તે પ્રસંગે તમારા ચિરંજીવી અત્રે નહીંજ આવ્યા હોય તો?"

"ન્યાતે ઠરાવ કીધાની ખબર તે પણ છાપાઓમાં વાંચશે, એટલે એકદમ તે પણ જ્યાં હશે ત્યાંથી દોડીજ આવશે!" મફતલાલ બોલ્યો "તમે જૂઓ તો ખરા! તે ત્રણેને અહીં ખેંચી લાવવાની આ પણ

કરામતની કૂંચી છે ! આવો પ્રપંચ કીધા વિના આપણાં છોકરાંઓનાં મ્હોં આપણે જોવા પામવાનાં નથી !"

"ત્યારે તો મારી મરજી છે કે, નવરંગીના પિતા નવનીતરામને પણ અત્રે બોલાવી મંગાવીએ, અને તેને સમજાવીને તેની ન્યાતમાં પણ તે એવોજ ઠરાવ કરાવે તેવી સલાહ તેને આપીએ."

"ઘણી સારી વાત છે તેમ કરવામાં શો વાંધો છે? પણ આપણા પ્રપંચની વાત તેને કરવીજ નહીં, તેમજ નવરંગી સાથે નવલનાં લગ્ન કરવાં નથી, એમ પણ તેને જણાવવું નહીં. તેને તો માત્ર મિઠાશથી સમજાવી દેવો."

"તે તમારૂં કહેવું યોગ્ય છે." કહીને ચટપટદાસે તરતજ નવનીતરામને બોલાવવાને માણસ મોકલ્યો. થોડી વારમાંજ નવનીતરામ આવી પોહોંચ્યો. હવે ત્રિપુટી મળી, અને પ્રથમ મકુતલાલે તમામ વાત, જે કહેવાની હતી તે કહેતાં તેની ન્યાત પાસે પણ તેવો ઠરાવ કરાવવાની સલાહ તેને આપી, જે પછી છેવટે મકુતલાલે જણાવ્યું કે "આવો ઠરાવ જગેજગ જાહેર થતાંજ, અને જાહેર પત્રોમાં તે વિષે ચર્ચા ચાલતાંજ તમારા નવરંગીલાલનાં વાંચવામાં પણ મોડે વેહેલે આવશેજ, અને તે પછી પોતાનું ધાર્યું થયલું ધારી, અને પોતાની ઇચ્છાનુંસાર નવલ સંગે લગ્ન કરવાની ઉમેદથી તે તાબડતોબ મુંબઇ આવી લાગશે ! આ પણ એક યુક્તિ છે"

"યુક્તિ સારી તો છે, પરંતુ તે આવ્યા પછી, અને ન્યાતનો ઠરાવ પોતાની મરજી માફક થયલો હોવાથી, તે પોતાની મરજી પ્રમાણેજ નવલ સાથે લગ્ન કરશે તો તેમાં તમો કોઇ વાંધો તો નહીં લોની ?"

"નારે ના. પછી વાંધો શાનો ?" મકુતલાલે કપટ રાખી કહ્યું "ભલે નવલ સાથે તેનાં લગ્ન થાય. અને મારા છોકરાને માટે કયાં કન્યાનો ટોટો છે ? હું વળી છોકરાને બીજી કન્યા સાથે પરણાવીશ. જ્યાં ત્યાંથી આપણાં ત્રણેનાં છોકરાંઓ ઘેર આવે, અને આપણાં ત્રણેનાં મ્હોં હસતાં થાય તો બસ !"

"ખરી વાત છે. હવે હઠ કરવામાં સાર પણ નથી." ચટપટદાસે પણ ટાપસી પૂરતાં કપટમાં કહ્યું "ભલે મારી દીકરી તમારા

દીકરા સાથે પરણે. હવે હું વાંધો નહીં લઉં. કોઇ પણ રીતે આપણાં વહાલાં બાળકોનાં મ્હોં જોવાનો રૂડો સમય આવે કે થયું! હવે તો તેઓનો વિયોગ ખમાતો નથી શેઠજી!"

"તો ઠીક છે. કાલે ને કાલે અમારી ન્યાતમાં એ પંચાત કહાડું છું." કહીને નવનીતરામ ગયો.

"કેમ? નવનીતરામને પણ ઠીક સમજાવ્યુંની?" મફતલાલે, ચટપટદાસને કહ્યું "એવું કપટ રાખ્યા વિના નવનીતરામ પણ સીધો ઉતરે તેવો કાચો નથી તો!"

"તેથીજ મેં પણ તમારી વાતને ટેકો આપી દીધો!" ચટપટ-દાસ બોલ્યો "આપણાં પેટની તમામ વાત તેનાથી ગુપ્ત રાખી એજ અક્કલનું કામ કર્યું છે! હવે તો જે થયું તે ઠીકજ થયું."

"ત્યારે હવે આપણી ન્યાત મેળવવાનું ક્યારે રાખીશું? આવતી કાલેજ ઠરાવીશું કે?"

"આવતી કાલે નવનીતરામની ન્યાત મળે, અને તેની ન્યાતમાં જો તે ઠરાવ થાય તો પછી આપણી ન્યાતમાં આપણે પણ વધારે જોરથી તેની ન્યાતનો દાખલો આપીને બોલી શકીએ, એમ હું તો ધારૂં છું."

"એ પણ ઠીક છે." મફતલાલે કહ્યું "વળી ન્યાતમાં આપણા પક્ષવાળાઓને પણ બે દિવસમાં સમજાવી શકીશું, અને આપણો પક્ષ વધારવાની તજવીજ પણ આપણાંથી તેટલામાં થઇ શકશે." કહીને મફતલાલ ગયો.

બીજે દિવસે નવનીતરામની ન્યાત મળી, અને નવનીતરામે, પોતાના પુત્રની બાબતમાં કેટલાક દયાળુ શબ્દો વાપરીને ન્યાતની પાસે "રોટી વહેવાર હોય તેની સાથે બેટી વહેવાર" કરવાનો ઠરાવ ઠરાવી લીધો.

તે પછી બીજે દિવસે ચટપટદાસ તથા મફતલાલને વિશેષ જોર આવ્યું, અને તેઓએ પોતાની ન્યાતનું સાજનું પણ મેળવ્યું. તેમાં તે બંને જણાંઓએ ખૂબ જોર ચલાવી ગમે તેટલા વિરોધિઓનાં મનમાં પણ લાગણીની અસર પેદા કરી; અને આખરે તેમની ન્યાતમાં પણ પોતાનાં ધાર્યા પ્રમાણેનોજ ઠરાવ પસાર કરાવ્યો, જે પછી [illegible] મોડી રાતના "શ્રી ગોવરધનનાથકી જય!!!" બોલાવીને ન્યાતિલાઓ

ઉઠયા. મફતલાલ તથા ચટપટદાસ ખૂબ આનંદમાં આવી ગયા, અને તેઓએ બીજેજ દિવસે મુંબઈનાં રોજીંદા પત્રોના અધિપતિઓને મિઠાશથી માખણ લગાડીને તેઓનાં પત્રોમાં તે ઠરાવનાં બાંકાં ફુંકાવ્યાં, જે ઉપરથી ગામેગામ તે બાબત હોહા થઇ રહી, અને ઠેકઠેકાણે તેવાજ ઠરાવો કરવાને સુધારા પક્ષના વણિકો લાંબા-પોહોળા તડાકા ચલાવવા મંડી પડયા ! અન્ય કોમના સુધારકો પણ તે ઠરાવની સ્તુતિ ગાવા લાગ્યા, અને કેટલીક જાહેર સભાઓમાં પણ કેટલાક સુધારક વક્તાઓ જુસ્સાભેર ભાષણોની ગર્જના કરતાં નવનીતરામની, તેમજ ચટપટદાસની ન્યાતવાળાઓને ધન્યવાદ આપવા લાગ્યા ! સુધારકોના સપાટાની તો હદજ રહી નહીં !

પણ આ સુધારાના ઠરાવે જૂના વિચારની સ્ત્રીઓમાં-તેમાં ખાસ કરીને નવનીતરામના ઘરમાં, ચટપટદાસના ઘરમાં, અને મફતલાલના ઘરમાં, તેઓની સ્ત્રીઓએ કજીયા શરૂ કીધા ! ચટપટદાસની સ્ત્રી ગુણવંતી ઘરમાં છેડો વાળીને રડવા લાગી ! નવનીતરામની સ્ત્રી ભાનૂમતિ ભવાઇ ભજવા મંડી ! અને મફતલાલની સ્ત્રી ગંગાબાઇએ ગડગડાટ ગજાવ્યો ! તેણીઓને વળી દેવદર્શનમાં એકઠી થતી તેણીઓની બ્હેનપણીઓ ટૂંપી ખાવા લાગી કે "હાય-હાય ! બળ્યું ! આવો તે મૂઓ સુધારો ! તમારા ભાયડાઓ આવા વંઠેલા કે, પારકી ન્યાતની કન્યા લેવા-દેવાનો ઠરાવ કીધો ! કોળી, કાછિયા, કણબી, ઘેડ, ભંગિ, મોચી, અને બીજી નીચ કોમોમાં પણ એવું તો થતું નથી ! તેનાં કરતાંએ આપણે વાણિયાઓ ભ્રષ્ટ થઇ ગયા ! બળ્યોરે એવો સુધારો !" આવા શબ્દબાણ સાંભળીને ગુણવંતી, ભાનૂમતિ અને ગંગાબાઇના કાનમાં જાણે તોપોના ગોળા પડયા હોય, તેવી રીતનો ગડબડાટ થઇ ગયો, અને તેથીજ તેણીઓ પોતપોતાના પતિ સાથે પોતપોતાનાં ઘરમાં કંકાશ લઇ બેઠી ! ત્રણેનાં ઘરમાં લડાઇ ટંટા જાગ્યા ! મહા મુશિબતે શાંત પડયાં ! છતાં તેણેની બાયડીઓનો બબડાટ તો ડગલે અને પગલે ચાલુજ રહ્યો !

# પ્રકરણુ ૩૬ મું.

## વળી જૂનો રંગ.

દોહરો.

રાજ્યરંગ બદલતાં,
લાગે નહીં કંઇ વાર;
ઘડી ઘડીમાં ચક્રનો,
થઇ ગયો ફેરફાર !

ઉજ્જડપૂરના રાજાએ પોતાની માનિતી મોહિની ચપળાને કહાડી મુકવાની સાથેજ તે નવી રાખેલી કુન્દનકુંવરની સાથે પૂર્ણ પ્યારમાં લપટાયો, અને તેણીની મોહજાળમાં રાજા ખૂબ ફસાયો, તેમજ કુન્દનકુંવરની પૂરેપૂરી સત્તા રાજયમાં પણ ચાલવા લાગી. પ્રધાન બન્ડાજીની ભલામણુની તેણી હોવાથી બન્ડાજી ઘણોજ ખુશી થઇ ગયો હતો, અને તેને પણ સંતોષ વળ્યો હતો કે "હવે તો આપણોજ અમલ રાજયમાં છે, અને આપણા કોઇ પણ વિરોધિનો પક્ષ રાજયમાં નથી, માટે હવે તો કંઇ વાંધોજ આવવાનો નથી !" આમ વિચાર રાખીને બન્ડાજી તો છેકજ છાકી ગયો, અને તેણે પોતાની ખૂબ જુહાકી રાજયમાં ચલાવવા માંડી ! પરંતુ તે કેટલો વખત ? અત્યાચારનો પણ અંત આવ્યા વિના રહેતો નથી ! તેવીજ રીતે બન્ડાજીની પુનઃ પડતી આવી ! એટલે એવું બન્યું કે, રાજાએ તમામ અમલદારો વિગેરેને ફરમાવ્યું કે "જેમ મારી રાણીને મારા સર્વ નોકરો સલામતિ ભરે છે, તેજ પ્રકારે મારી માનિતી કુન્દનકુંવરને પણ સર્વએ સલામતિ ભરવી !" આ હુકમ સાંભળીને બન્ડાજીનો મિજાજ ફરી ગયો, અને તેણે તો રાજાના હુકમને માન આપ્યુંજ નહીં ! આથી કુન્દનકુંવરને ઘણું ખરાબ લાગ્યું, અને તેણીએ રાજાના કાન ભંભેર્યા, જે પરથી રાજાએ એકદમ ઉશ્કેરાઇને બન્ડાજીને પોતાના પાસે બોલાવીને તેને પૂછ્યું કે "પ્રધાનજી ! તમે મારા નોકર ખરા કે નહીં ? આ સ્વાલનો ઉત્તર પ્રથમ મને આપશો કે ?"

"હાજી." પ્રધાને હાથ જોડીને મસ્તક નમાવી ઉત્તર આપ્યો કે "આપનો નોકર એક વાર નહીં, પણ સાત વાર !"

"ત્યારે તમે મારા કોઇ પણ હુકમને માન આપવાને બંધાયલા ખરા કે નહીં ?"

" પૂરેપૂરો બંધાયલો છું સાહેબ! આપ નામદારનો હુકમ તો શીર સાટે માનવાને આ તાબેદાર હાઝર છે હજૂર !"

" આ તમે ક્યાંથી બોલો છો? અંતઃકર્ણમાંથી બોલો છો, કે માત્ર મ્હોંઢાની મિઠાશ વાપરો છો ?" રાજાએ જરાક ચહેરાનો ચમકારો બતાવતાં જણાવ્યું " તમારા ચાવવાનાં દાંત જૂદાં અને બતાવવાનાં દાંત જૂદાં જણાય છે ! તમારી વિદ્યા આજ સુધી મને માલમ ન હોતી, પણ હવેજ તે મને સમજાઇ છે ! અરે ! મનના મેલા પ્રધાનજી ! આ તમે કોને સમજાવો છો ? તમે મારા માનિતા, વિશ્વાસુ, અને વફાદાર કાર્યભારી થઇને મારાજ હુકમનો ભંગ કરો છો, એ જોઇ મને અફસોસ છૂટે છે ! આ વખતે જો તમારી જગાપર બીજો નવીન કાર્યભારી હોત તો હું હમણાં ને હમણાંજ તેને નોકરીપરથી દૂર કરતે; પરંતુ તમારે માટે મારે શું કરવું, તેનો મને વિચાર થાય છે !"

બન્ડાજી થડકી ગયો ! તે સમજી તો ગયોજ હતો કે " કુન્દનકુંવરને સલામતિ નહીં ભરવાનું આ પરિણામ છે !" તેમ છતાં તે પોતાના ટેકમાં મજબૂત રહ્યો, અને નોકરીની પણ તેણે દરકાર નહીં રાખવાનો પાકો ઠરાવ રાખીનેજ રાજા સાથે વાત કરવાનું તેણે ચાલુ રાખતાં પૂછયું " હજૂર ! આપ ભલે ગુસ્સે થાઓ, અને મારાપર ઠપકાનો વરસાદ વરસાવો, પણ મેં શું અપરાધ કીધો, તે પ્રગટ કરો, અને તેને માટે મારો જે પણ ખુલાસો હોય, તે આપની સેવામાં હું નિવેદન કરૂં, પછી આપને યોગ્ય ભાસે તે ન્યાય કરો, અને જો હું આપના ન્યાયમાં ગુન્હેગાર ઠરૂં તો ભલે આપ માનવંત ન્યાયની રીતે મને જે પણ સજા કરવી હોય તે કરો !"

" તમે હિમ્મતથી કહી શકો છો કે, તમે ગુન્હામાં નથી આવ્યા, અને તમે મારા હુકમનો અનાદાર નથીજ કીધો ?"

" પણ ખુદાવિંદ ! આપ કૃપા કરી મને ફરમાવો કે, મેં આપના ક્યા ફરમાનનો અનાદર કીધો છે ?"

" તમે મારી માનિતી કુન્દનકુંવરને સલામતિ આપવાને કદી પણ ગયા છો ખરા કે ?"

" નાજી."

"તેણીને મારા એકેએક નિમકહલાલ નોકરે સલામતિ ભરવી, એવો મારો હુકમ છે તે તમે નથી જાણતા?"

"તે તો જાણું છું સાહેબ!"

"તેમ છતાં તમે તેણીને સલામતિ ભરતા નથી, એનું નામ મારા હુકમનો અનાદર નહીં તો બીજું શું? બોલો! હવે તો તમે ગુન્હેગાર ખરા કે નહીં? તમારે મ્હોંઢેજ ઇનસાફ!"

હવે બન્ડાજીના મગજમાં તમરી આવી ગઇ, અને હવે તેણે તડ ને ફડ જવાબ દેવાનુંજ ધાર્યું! તેણે જણાવ્યું "નામદાર રાજાજી સાહેબ! સલામતિ આપના રાણી સાહેબને ભરાય, પણ આપની કોઇ પણ રાખેલી વેશિયાને સલામતિ ભરવી, એ મારાથી નહીંજ બને!"

"હું! આ તમે શું બોલો છો!" રાજા ડોળા ફાડીને બોલ્યો "મારી માનિતીને તમે વેશિયાની ઉપમા આપો છો! તેણીને માટે તમે આવી કુત્સિત વાણી વદો છો! તેણી મારી રાણી કરતાં પણ વિશેષ છે, અને તેમ છતાં તમે તેણીને વેશિયા તરીકે માનો છો! આ તમારા શબ્દો મને પગથી માથા સુધી અગ્નિ ઉપજાવે છે! પ્રધાનજી! આવા નીચ શબ્દોચ્ચાર તમારા મ્હોંમાં શોભતાં નથી! જરા વિચાર કરીને બોલો તો ઠીક!"

"સાહેબ! વિચારીનેજ બોલ્યો છું તેણીને અત્યારે આપે માનિતી બનાવી ખરી, પરંતુ આખરે તે વેશિયાજ છે! એક ઘેડીને ગમે તો લાખો કે કરોડોનાં વસ્ત્રાલંકાર સજાવી હાથીપર બેસાડો, પરંતુ તેણી ઘેડી તે ઘેડીજ ગણાશે! કુન્દનકુંવર વેશિયા છતાં આપે તેણીને રાણીજેવી માની લીધી છે તો ભલે! તે તો આપની જેવી મોજ! પણ પ્રજા તો તેણીને વેશિયા તરીકેજ માને છે, અને માન્યાંજ કરશે! એવી વેશિયાને જેઓ સલામતિ આપે તેઓ ભલે આપે, પરંતુ મારા જેવાથી તો એ વાત નહીંજ મનાય!"

"નહીંજ મનાય?" રાજાએ જુસ્સામાં જણાવ્યું "ફરીથી વિચાર કરીને બોલો પ્રધાનજી!"

"મેં પૂરો વિચાર કીધો છે સાહેબ!" બન્ડાજી પણ ઉશ્કેરાઇને બોલ્યો "એવી વાત નહીંજ મનાય, નહીંજ મનાય અને નહીંજ મનાય મહેરબાન!"

"તમારાથી એવી વાત નહીં મનાય તો મારાથી પણ તમને નહીં રખાય, અને તમારૂં મ્હોં નહીં જોવાય!"

"તો ભલે! જેવી આપ નામદારની મહેરબાની!"

"તમને ફરમાવું છું કે ચોવીસ કલાકમાં મારા રાજ્યની હદ છોડી તમારે તમારૂં જે પણ હોય તે લઇને ચાલ્યા જવું! જો ચોવીસ કલાક બાદ તમે અહીં રહેશો તો પસ્તાશો, અને જોયાં જેવું થશે! સમજ્યા?"

"વારૂં જી!" કહેતાંજ બન્ડાજી ગરમ આગ બની ત્યાંથી રવાના થયો, અને એકદમ પોતાને મકાને જઇ પોતાનાં કિમતી સર સામાન તથા પોતાનાં બચ્ચાં-છોકરાઓ સહિત તે મુંબઇ જવા નિકળી પડયો!

રાજા તરતજ કુન્દનકુંવર પાસે ગયો, અને તેણી પ્રત્યે બોલ્યો "પ્રધાનને પાણીચું પકડાવ્યું, અને આપણા રાજ્યની હદ બહાર હાંકી કહાડયો! એક મ્હોટામાં મ્હોટું પાપ તો પતિ ગયું!"

"એકદમ આટલી બધી હદ સુધી કરવાનું શું કારણ? જરા તરા ઠપકો આપીને વાત માંડી વાળવી હતી હજૂર!" કુન્દનકુંવરે કંઇક શોકાતૂર વદને જણાવ્યું "આપે તો છેકજ સખ્તાઇ બતાવી!"

"સખ્તાઇ નહીં બતાવું તો શું કરૂં? તું મારી વ્હાલી, પ્યારી, અને મારી રાણી કરતાં પણ તું મને અધિક છે! તેમ છતાં તને સલા-મતિ ભરવામાં તેને નામોશી લાગે છે, તો તેવો ગર્વિષ્ટ કાર્યભારી એક મિનિટ પણ મારા રાજયમાં નહીંજ રાખું! તારૂં અપમાન, એજ મારૂં અપમાન!"

"પણ આપે તેને જરા સમજાવીને વાત કરવાની હતી, અને તેના મગજમાં ઠસે, તેવા શાંત શબ્દોમાં શીખામણ આપવાની હતી નામવર! આ તો છેકજ હાથથી વાત ગઇ!"

"મારાથી બની શક્યું તેટલું મેં તેને સમજાવ્યો, પણ તે અભિમાનનું પૂતળું તને તો વેશિયા માને છે, અને વેશિયાને સલામતિ ભરતાં તેને શરમ લાગે છે! તો એવાની મને શી ગરજ છે?"

"હજી પણ તે મને વેશિયાજ માને છે?" કુન્દનકુંવર પણ ઉશ્કેરાઇને બોલી "અરે! મુંબઇમાં તો ભલભલાઓ પણ વેશિયાને પગે પડે છે, અને વેશિયાની ગુલામગિરી કરે છે!"

" તેની તે મૂરખાને ક્યાં ખબર છે ? તે તો છેકજ છાકી ગયો છે ! એ તો મેંજ એને નભાવી રાખ્યો હતો ! તેનામાં કાર્યભારીને લાયક કયા ગૂણો છે ? તે તો તદ્દનજ નાલાયક છે ! એ હજારનો પગાર આપતાં શું મને પ્રધાન મળવાનો નથી કે ? અરે ! મુંબઇનોજ એક ભણેલો નવરંગીલાલ નાગનો માણુસ મને એવો તો લાયક મળ્યો હતો, પણ તે પેલી રાંડ કમજાત ચપળાના પાપમાં તે બાપડો ગયો ! "

" તેને પાછો બોલાવો તો આવે કે નહીં ? "

" તે તો આવે, પરંતુ તેનો કશો પત્તોજ લાગતો નથી કે તે ક્યાં છે ? તેમ છતાં વળી જોઇશ, ને તેની ખોળ કરાવીશ. તે પુરૂષ જો હાથ લાગશે તો પછી એમજ માનીશ કે, બન્ડાજી એક પથ્થર ગયો, અને નવરંગીલાલ હીરો હાથ લાગ્યો ! ઘણોજ કૂષળ પુરૂષ છે વ્હાલી ! "

" ત્યારે તો તેવા પુરૂષનો પત્તો ગમે તેમ કરીને મેળવો હજૂર ! આપ ખટપટ કરશો તો તે મળશેજ."

" મારાથી બનતી ખટપટ કરીશજ." કહીને રાજા ત્યાંથી ઉઠીને પોતાના મહેલમાં ગયો.

કુન્દનકુંવર મનમાં પસ્તાવા લાગી કે " મેં પણ રાજાજીને, બન્ડાજીની બાબતમાં વિરૂધ્ધ રંગ લગાડયો નહીં હોત તો ઘણું સારૂં થાત; કેમકે તે ગમે તેટલો પણ મારો શુભેચ્છક હતો, અને તેનાંજ પ્રતાપે આ રાજ્યમાં આવી ઉત્તમ સ્થીતિએ હું પહોંચી છું. મારૂં ભલું કરનારનુંજ મેં બૂરૂં કીધું છે ! અરે ! ભગવાન ! મને પણ કેવી અવળી મતિ થઇ, કે બન્ડાજીનો પગ મેં કઢાવ્યો ! હવે વળી નવરંગીલાલનો કદાચ પત્તો મળ્યો, અને તે જો દિવાનપદ પર આવ્યો તો પ્રભુ જાણે કે, તે વળી કેવા મિજાજનો માણુસ હશે ! તે વળી આવીને મારૂં રાયતું વાટે નહીં તો સારૂં ! જે ઇશ્વર કરશે તે ખરી ! " આ પ્રમાણે તેણી પણ હવે પરિતાપમાં પડી !

રાજાએ મેહેલમાં જતાં ઘોડેસ્વારોને, તેમજ બીજા સર્વ કામદારોને ફરમાવ્યું કે હવે ગમે તેમ કરીને પણ આગલા પ્રધાન નવરંગીલાલનો પત્તો મેળવો, અને તેને જ્યાંથી પણ શોધી કહાડીને અત્રે લઇ આવો. તેને જે કોઇ મારી સન્મૂખ લાવી આપશે તેને હું પાંચ હજાર રૂપીઆ ઇનામ આપવા ઉપરાંત બીજી રીતે પણ તેને હું

મન માનતો બદલો આપીશ; માટે એકદમ તે મારા અમૂલ્ય હીરાને લાવો, એટલે તેનેજ પુનઃ પ્રધાનપદપર ગોઠવી દઉં."

" આ હુકમને માન આપીને તમામ નોકરો પોતપોતાની કોશિશો કરવા લાગ્યા, અને જેને જ્યાં ઓળખાણ હતી, ત્યાં કાગળ પત્રો લખવા મંડયા, અને એ રીતે નવરંગીલાલની શોધ માટે જબરી ધમાલ મચી રહી !

નવરંગીલાલ કયાં હતો ? તે તો નવલની શોધમાં ગમે ત્યાં ઉત્તર દિશા તરફ ભટકતો હતો, અને આખરે નિરાશ થવાથી તેમજ પાસે ગુજરાનનું સાધન રહેલું નહીં હોવાથી, જે દિશાએ તે ગયો હતો તેજ દિશાએ તે પાછો વળતાં ઉજ્જડપૂર તાબાના મોહનપૂર નામના ગામમાં દરબારી થાણા ખાતામાં એક સાધારણ કારકુનની જગાપર તે રહ્યો હતો ! ત્યાં તેણે પોતાનું નામ બદલીને સેવકલાલ રાખ્યું હતું, અને ત્યાંના થાણદાર તેને સેવકલાલ કહીનેજ બોલાવતાં હતા. તે થાણદાર ઉપર ઉજ્જડપૂરના એક કારકુને પત્ર લખી નવરંગીની બાબતમાં એક પત્ર દ્વારા પૂછાવ્યું હતું કે " નવરંગીલાલ, જે આપણા રાજ્યમાં અગાઉ પ્રધાનજી હતા, તેની જો કંઇ બાતમી મળે તો જણાવજો." આ પત્રનો ઉત્તર લખવાને થાણદારે નવરંગીલાલને ફરમાવ્યાથી, નવરંગી તે ભેદ જાણી ગયો, અને તેણે હાલ તરત થાણદારને પણ પોતાનો ભેદ નહીં જણાવતાં એટલુંજ કહ્યું કે " આ પત્રમાં માંગેલી બાતમી મને માલમ છે, અને નવરંગીલાલનો પત્તો હું જાણું છું, માટે આ પત્ર લખનારને અત્રેજ બોલાવો." આ ઉપરથી તે થાણદારે પણ તેવો જવાબ લખાવ્યો, અને તે ઉપરથી તે કારકુન ઘોડેસવાર થઇને તાબડ-તોબ તે ગામમાં આવી પહોંચ્યો. ત્યાં તેની મુલાકાત નવરંગી સાથે થતાંજ તેણે નવરંગીને ઝટ ઓળખી કહાડયો, અને સર્વ વાતનો ખુલાસો પણ થયો, જે જાણીને થાણદાર પણ વિસ્મયતા પામ્યો, અને તેણે નવરંગીને નમન કરીને જણાવ્યું " માફ કરજો કે, આપે આપનું નામ મારાથી છૂપાવેલું હોવાથી, હું આપની સાથે મારા નોકર તરીકે વર્ત્યો છું ! પણ હવે તો આપ પુનઃ પ્રધાનપદે પધારો છો, માટે આપનો તાબેદાર હું છું ! મારાપર મહેરબાની રાખજો, અને બોલ્યું ચાલ્યું માફ કરજો. જો આપે આવતાંની સાથેજ આપનું ખરૂં નામ

મને દર્શાવ્યું હોત તો આપને નોકર તરીકે નહીં રાખતાં મારા માનવંત મિજબાન તરીકેજ રાખતે, અને આપની તેહેનાતમાંજ હું હાઝર રહેત! આ તો બધી ભૂલભૂલામણીમાં આપે મને રાખ્યો, અને તેથીજ મેં આપને પ્રસંગોપાત કડવું પણ કહ્યું હશે, તેમજ આપની અવજ્ઞા પણ થઇ હશે, તો તે બદલ આપ સાહેબ પાસે હું માફી માંગું છું મહેરબાન !"

"માફી માંગવાનું કશું કારણ નથી. હું પોતેજ મારી મતલબને ખાતર ગુપ્તપણે રહ્યો, તેમાં તમારો શો અપરાધ? તમે મને જે આશ્રય આપ્યો છે, તેને માટે હું તમારો ગુણ માનું છું."

બાદ પેલા કારકુને સમજાવ્યાથી નવરંગીલાલ તેની સાથે તરતજ ઉજ્જડપૂર ગયો. તે પ્રધાનપદને માટે તો ઉત્સૂક નહતો, પણ નવલની શોધ મેળવવાનેજ ઉત્સુક હતો, અને ઉજ્જડપૂર ગયાં પછી પોતે સત્તાની રૂએ કોઇ પણ પ્રકારે નવલનો પત્તો મેળવવાને નસીબદાર નિવડશે, એવી હવે તેને આશા આવી, અને તેવીજ આશામાં તે ત્યાં ગયો પણ ખરો.

ઉજ્જડપૂરમાં જતાંજ પેલા કારકુને છાતી કહાડીને, નવરંગીને, રાજાની પાસે રજૂ કીધો. રાજા નવરંગીને જોતાંજ તેને એકદમ બાઝી પડયો, અને પરસ્પર સુખશાતાના સમાચાર પૂછયાં પછી રાજાએ પોતાની ઇચ્છા જાહેર કરી. નવરંગીલાલને કુલ્લ સત્તા સહિત પુનઃ પ્રધાનપદ સોંપ્યું, તેમજ પેલા કારકુનને, ઠરાવેલું પાંચ હઝાર રૂપીઆનું ઇનામ પણ આપી તેને એક પાયરી ચઢાવીને રાજી કીધો, અને આખા નગરમાં નવરંગીનાં આવવાની વાત થતાંજ પ્રજામાં પણ અત્યાનંદ પ્રસરી રહ્યો.

કુન્દનકુંવરની સલામતિ ભરવાનુ ફરમાન રાજાએ નવરંગીને કર્યુંજ નહીં; કેમકે રાજા હવે સમજી ગયો કે "નવરંગી જેવો વિદ્વાન પુરૂષ એવી આજ્ઞા સ્વીકારશે નહીં." આમ અગમ બુદ્ધિ વાપરીને રાજાએ તે વાતની કંઇ પણ ચોળાચોળ કરીજ નહીં, તેમજ કુન્દનકુંવરે પણ સમજી વિચારીને તે વાતનું સ્મર્ણ કર્યું નહીં, પરંતુ ઓર નવરંગીની સાથે મળી સમજીને ચાલવાને તેણીએ વિચાર રાખ્યો; કેમકે તેણીને પણ લાગ્યું કે "જો નવરંગીની વિરૂધ્ધ હું રહીશ તો

નવરંગીલાલ રાજાજીનો માનિતો હોવાથી વચમાં વળી મારો પગ નિકળી જશે !” આમ વિચારીને તેણી પણ નવરંગીની બાબતમાં રાજાને ઓર સારૂંજ કહેતી રહી !

હવે નવરંગીને નવલની તપાસ કરવા માટે અનેક સાધનો હાથ લાગ્યાં, અને તેથી તેણે તેને માટે ખાસ માણસો ચોગરદમ ફરતાં રાખ્યાં, તેમજ જે જે ઉપાયો દિસ્યા તે સર્વ યોજવામાં જરા પણ કચાસ કરી નહીં. પ્રધાનપદ મળવા છતાં, અને સર્વ સુખનાં સાધનો સંપ્રાપ્ત થવા છતાં, નવલ વિના નવરંગી પોતાને સદા દુઃખીજ સમજતો હતો !

---

## પ્રકરણ ૩૭ મું.

---

### નવરંગી ખુલ્લો થયો !

દોહરો.

મુંબઈમાં જાહેર થયું, નવરંગીને માટ;
બન્ડાજી દ્વારા થયો, અર્ચાનો ચળકાટ !

બન્ડાજી મુંબઇ ગયા પછી પોતાના પૈસાનાં પ્રતાપે મુંબઇમાં મશહૂર થઇ ગયો. અગર જો તેને ઈંગ્રેજીનું તો મુદ્દલ જ્ઞાન નહોતું, તો પણ રાજ્ય ખટપટમાં પૂરો પ્રવીણ, અનુભવી ને મહામુત્સદ્દિ મનુષ્ય હોવાથી ધીમે ધીમે તેણે ધંધો રોજગાર ધમકાવવા માંડયો, અને તેમાં તેણે લાખો રૂપીઆ મેળવ્યાથી તે ત્યાંના શેઠ સાહુકારોની ટોળીમાં બેસવા ઉઠવા લાગ્યો, અને તેથી તેને મુંબઇમાં નામાંકિત નર તરીકે ઓળખાવા માંડયું, તેમજ જાહેર સભાઓમાં પણ તેણે હાઝરી આપ્યા કર્યાથી જાહેર વર્તમાન પત્રોમાં પણ તેનું નામ છપાતું થયું. આસ્તે આસ્તે તે મુંબઇમાં સારે સારે ઘેર ભેળાયો, અને તેનો સહવાસ વધવાથી તે એક પ્રસંગે ચટપટદાસ, નવનીતરામ, અને મફતલાલનાં પરિચયમાં પણ આવ્યો, અને તે ત્રણેની સાથે બન્ડાજીને સારી દોસ્તી બંધાઇ. એમ કરતાં તેઓ એક દિવસે વાતોના તડાકા ચલાવતાં નવરંગીની કંઇક વાતો નિકળી ! તે સાંભળતાંજ બન્ડાજી વિસ્મય પામીને બોલી ઉઠયો કે

" નવરંગીલાલને હું ઘણી સારી રીતે ઓળખું છું, અને મારી જગા-પર ઉજ્જડપૂરના રાજાના પ્રધાન તરીકે તેઓજ છે! તેઓ શું તમારા ચિરંજીવી થાય છે નવનીતરામભાઇ ?"

"હાજી. તે મારો પુત્ર છે, પરંતુ તે ત્યાં દીવાનની જગાપર હતો, એ વાતો મેં સાંભળી હતી, અને તે પછી તે ત્યાંથી નિકળી ગયો છે, એવી ખબર મળી છે, માટે તે કયાં ગયો છે, તે તમને માલમ છે ખરૂં ?"

"તે દીવાનગીરી છોડી ગયા હતા, એ વાત ખરી, પરંતુ તે પછી મારે ને રાજાજીને કચવાટ થતાં મેં નોકરી છોડયા પછી પુનઃ નવરંગી-લાલ દીવાન થયા છે, એવી વાત મને ત્યાંથી મારા મિત્ર તરફથી મળી છે."

"હેં ! એ શું ચોક્કસ ખબર છે? હજી તે ત્યાંજ છે? જો તેમ હોય તો મહેરબાની કરીને પાકી ખબર મંગાવોની કે હું તેની પાસે જાઉં, અને તેને સમજાવીને લઇ આવું. એટલું કરશો શેઠ ?"

"એમાં શું કરવાનું છે? હમણાં ને હમણાં તમારાં દેખતાંજ કાગળ લખી મોકલું છું." કહીને બન્ડાજીએ તરતજ એક પત્ર લખીને ઉજ્જડપૂર પોતાના એક મિત્રપર મોકલી આપ્યો, અને પછી બોલ્યો "આ પત્રનો ઉત્તર પ્રમન દિવસે, અગર ચોથે દિવસે તો અવશ્ય આવશેજ. મને આટલા દિવસ કંઇ માલમ નહોતું કે તે તમારાજ પુત્ર થાય છે. હું તો તેમની સાથે ઘણાજ સહવાસમાં હતો, અને તેમની ખટપટમાંજ મારે નોકરી છોડીને મુંબઇ આવવું પડયું છે! તો પણ તેઓ જ્યારે તમારાજ ચિરંજીવી છે તો હવે મને તેમની સાથે દ્વેષભાવ રાખવો મુનસબ ગણાય નહીં. હવે તો તેમની સાથે હું સ્નેહ ભાવ રાખીશ, અને તેમને માટે મને અભિમાન પણ રહેશે; પણ તેની સાથે તો નવલ કરીને એક છોકરી પણ હતી. તે બિચારીને ત્યાંના રાજાની એક રાખેલીએ દગલબાજીથી નદીમાં નંખાવી દીધી હતી, અને તે સાંભળીને નવરંગીલાલ તેણીની શોધમાં નિકળી ગયા હતા. એ બાબતમાં મને એવી પણ ખબર હતી કે, તેણીનો પત્તો તેને મળ્યો હતો; પરંતુ તે પછી તેમનું શું થયું તે મને ખબર નથી, તો પણ

નવરંગીલાલને રાજાએ પુનઃ પ્રધાનપદે નિમ્યા છે, એવી બાતમી પાકેજ પાયે મળી છે ”

“ તે નવલ મારી દીકરી થાય છે.” ખટપટદાસ બોલી ઉઠયો “ પણ તેણી કયાં છે તે કંઇ આપ જાણો છો ? ”

“ ના સાહેબ ! તે તો મને કશી ખબર નથી ! ” બન્ડાજીએ વિચાર કરીને જણાવ્યું “ પણ મને લાગે છે કે, જો નવરંગીલાલને આપ મળો તો બધો પત્તો મળશે ! માટે તેને મળવાની પ્રથમ જરૂર છે. ”

“ તમારા પત્રનો ઉત્તર ઉજજડપૂરથી આવે તો હું તરત ત્યાં જાઉં, અને પછી બધુંએ ઠીકજ થાય. ” નવનીતરામ બોલ્યો “ તે ત્યાં છે, એજ વાત ચોક્કસ થવી જોઇએ. ”

“ હા ભાઇ ! ” ચટપટદાસે પણ કહ્યું “ એટલી ખબર મળે તો પછી હું પણ નવનીતરામભાઇની સાથે ત્યાં જાઉં. ”

“ અને મારા મનહરલાલની કંઇ તમને ખબર છે ? ” નકતલાલે હવે પોતાના પુત્રને માટે પૂછપરછ ચલાવી “ તે પણ તેજ બાજુપર ગયો હોય, એવો મને સંશય છે ! ”

“ તેની બાબતમાં તો મને કશી ખબર મળી નથી. ” બન્ડાજીએ વિસ્મયતા પામી પૂછ્યું “ આ બધો ઘોંટાળો શું છે, તેની મને ખબર પડતી નથી ! તેઓ ત્રણે એક બીજાની પાછળ જવાનો શો સબબ ! ”

“ એ ગાથી ખટપટનો ઇતિહાસ ઘણો લાંબો છે ! તેમ છતાં તે હું આપને ટૂંકમાં દર્શાવું છું. ” કહીને હવે ચટપટદાસે તે તમામ બાબત પહેલેથીજ કહેવા માંડી, અને પછી છેવટે જણાવ્યું “ આવો બધો ઘોંટાળો થઇ ગયો છે, અને તેથી અમે ત્રણે જણા વિમાસણમાં પડયા છીએ ! અમે ત્રણેના સંતાપની સીમા રહી નથી ! ન્યાતજાતમાં વગોણાં થાય છે, અને અમારી બાયડીઓ તો રાત ને દહાડો અન્ન પાણી પણ સુખે ખાતી નથી ! ”

“ તમે ગભરાઓ નહીં. નવરંગીલાલને મળવાથી બધોએ ખુલાસો તમને મળી શકશે, અને નવરંગીલાલ ઉજજડપૂરના કાર્યભારીની જગાપર છે, એ વાત પણ ચોક્કસ છે. તેમ છતાં મારા પત્રનો જુવાબ આવેથી વધારે ચોક્કસ થશે. તે પછી તમો સર્વ ત્યાં જજો. ત્યાં તમને

ઉતરવા વગેરેની તમામ ગોઠવણ હું કરી આપીશ. મારાથી ત્યાં આવી શકાય તેમ નથી--નહીં તો હું પોતે તમારી સાથે ત્યાં આવતે; પરંતુ તમારે જરા પણ ચિંતા કરવી નહીં. હું સર્વ બંદોબસ્ત અહીં બેઠાં કરી આપીશ."

"અમે ત્રણે ત્યાં જઇશું." મફતલાલે જણાવ્યું "કોઇ પણ પ્રકારે બાતમી મળે તો બશ!"

"ઇશ્વરને યાદ કરો! તે સારૂંજ કરશે. હવે મારા કાગળનો જુવાબ આવતાંજ હું તમને મળીશ."

"અરે! પ્રમન દિવસે અમે ત્રણે તમારે ત્યાંજ આવીશું. પ્રભાતમાં આઠ વાગતાંમાં તો ટપાલ આવે છે, અને અમે તેટલા અરસામાં તમારી તરફ જરૂર આવીશું."

"તમે આવશો તો તમારૂં ઘર છે. એ બ્હાને મારૂં મકાન પાવન થશે." કહીને બન્ડાજી ત્યાંથી વિદાયે થયો.

ચટપટદાસ, નવનીતરામ, અને મફતલાલ પણ કેટલીક ગૂસપૂસ કરીને છૂટાં પડયાં, અને હાલ તરત બન્ડાજીએ કહેલી વાત તદ્દન ખાનગીજ રાખવાનો તેમણે ઠરાવ રાખ્યો.

નવરંગીએ પ્રધાનપદપર આવ્યા પછી નવલને માટે શોધખોળ ચલાવવા માંડી, અને ચારે દિશાએ ખાસ ચાર માણસો દોડાવ્યા. વળી જે ચપળાએ નવરંગીનો પ્રવેશ રાજ્યમાં કરાવી નવરંગીને ખાસ આધાર આપ્યો હતો તેણીને માટે પણ નવરંગીને ઘણી લાગણી રહેવાથી તેણીનો પત્તો મેળવવાની ખટપટ પણ નવરંગીએ ચલાવી, અને તેણીનો તો પત્તો મળ્યો કે "ચપળાનો નિવાસ પશ્ચિમ દિશામાં આવેલા કડકપૂર ગામમાં છે." આ ગામ ઉજ્જડપૂરથી સુમારે પોણોસો ગાઉ પર હોવાથી, અને ત્યાં રેલવે પણ નહીં હોવાથી, નવરંગી ઘોડાના ટાંગામાં બેસીને ને તરફ જવા નિકળ્યો. રાજાને તો તેણે ત્યાં જવાનું, જણાવ્યુંજ નહીં, પરંતુ પોતાના કંઇ ખાનગી કામ માટે તે તરફ જવાનું નિમિત્ત ઠર્યું હતું. વળી કદાચ ચપળાને મદદ કરવી પડે તેને માટે નવરંગીએ પોતાની સાથે એક સો સોનામહોર પણ રાખી હતી, અને માર્ગમાં પોતાનાં સંરક્ષણને માટે પોતાનો એક વિશ્વાસુ ઘોડેસ્વાર પણ સાથે રાખ્યો હતો. ત્રિજે દિવસે તેઓ તે

ગામમાં પહોંચ્યા, અને ત્યાંની જાહેર ધર્મશાળામાં તેમણે મુકામ કીધો. બાદ નવરંગી એકલોજ હાથમાં એક લાકડી લઇને સાદા ડ્રેસમાં ગામમાં નિકળી તેણે ચપળાના મકાનનો પત્તો મેળવ્યો, અને તેણીનું બારણું ખરે બપોરે ઠોકયું.

"કોણ?" ચપળા ભોજન કરીને જરા આડી પડી હતી, તેણીએ ચમકીને પૂછયું "એ કોણ બારણું ઠોકે છે?"

"એ તો હું છું-હું તમારો આભારી નવરંગી! બારણું ઉઘાડો! હું તમને મળવા માટે ખાસ આવ્યો છું."

ચપળાએ વિસ્મયતા પામી તરતજ બારણું ખોલ્યું, અને નવરંગીને જોતાંજ તેણી બોલી "ઓહો! તમે કયાંથી આવ્યા! તમે કયાં હતા? અને અહીં અકસ્માત કેવી રીતે આવ્યા?"

નવરંગી શેત્રંજીપર બેઠો, અને ચપળા પણ નીચે બેઠી. બાદ નવરંગીએ પોતાની બાબતમાં બનેલી તમામ વાતનો ખુલાસો કરતાં કહ્યું "તમારી બાબતમાં પણ રાજાજીએ પેલા બન્ડાજીની ખટપટને વશ થઇ તમને પણ રાજ્યની હદ બહાર કીધા છે, એ જાણી હું દિલગીર થયો છું. તમારે માટે મને બાતમી મળતાંજ હું અત્રે તમને મળવા માટે રાજાજીની ચોરીથી આવ્યો છું. અને તમારી આવી કંગાલ સ્થિતિ જોઇને મને તો દયા આવે છે! તમારી પાસે કશો સરસામાન પણ જણાતો નથી! તમારો નિર્વાહ કેવી રીતે ચાલે છે?"

"નિર્વાહની વાત શું કહું? એ તો જયાં ત્યાંથી પરમેશ્વર નભાવે છે! રાજાજીના સીપાઇઓ મને રાજ્યની હદ બહાર મૂકી ગયાં પછી મારી ઓટીમાં સોનાનું એક નક્કર માંડળિયું મંત્રેલું હતું, તે વેચીને તેના રૂપીઆ આવ્યા તે લઇને ઝાડી-જંગલ વેઠી ગમે તેવાં સંકટો માર્ગમાં પસાર કરીને હું અત્રે આવીને રહી છું, અને અત્રે તો કોઇ શ્રીમંત વસ્તી નથી કે મારો ધંધો પણ ચાલે; પરંતુ એક પટેલનો યૂવાન છોકરો અવારનવાર આવીને મને મદદ આપે છે, અને તેમાંથી મારૂં ગુજરાન ચલાવું છું. બીજો શો ઉપાય?"

નવરંગીલાલ, તેણીનાં બોલવા પરથી સમજી ગયો કે "કોઇ આધાર મળેલો હોવો જોઇએ." પરંતુ તે વિષે તેણે કંઇ વિશેષ પંચાત નહીં કરતાં જણાવ્યું "તમારી આવી દુર્દશા જોઇને મને

અત્યંત ખેદ થાય છે, અને તમને હવે પુનઃ સુખી કરવાનો મારો ધર્મ વિચારીનેજ હું અત્રે આવ્યો છું. તમને મારી એટલીજ સલાહ છે કે, તમે કોઇ પણ ખોટી સંગતમાં પડશો નહીં, અને નીતિ રીતિમાં રહેજો. તમને ખર્ચવાને માટે આ એક સો સોનામહોર હાલ તમારી પાસે રાખો." કહીને પોતાની સાથે રાખેલી સોના મહોરની પોટલી તેણીની પાસે તેણે મૂકતાં જણાવ્યું "તમારા નિર્વાહને માટે ઘણાં દાહડા પહોંચશે, અને એટલામાં તો હું ગમે તેમ ખટપટ કરીને પણ રાજાજીને તમારી બાબતમાં સમજાવીશ, અને તમારાં પગલાં પુનઃ ઉજ્જડપૂરમાં થાય, તેને માટે મારૂં બનતું કરવાને ચૂકીશ નહી."

"તેમ જો થાય તો તમારો મારાપર અત્યંત ઉપકાર થશે, અને તમે મને જીવતદાન આપ્યું એમજ માનીશ !"

"એવું બોલવાની જરૂર નથી. તમારેજ પ્રતાપે હું ઉજ્જડપૂરમાં આવી પદવી પામ્યો છું, માટે તમને આવે સમયે મારે બની શકતી મદદ કરવાની મારી ફરજ બજાવીજ જોઇએ."

"પણ તમારી નવલની બાબતમાં તો મેં એક અનહદ ભયંકર અપરાધ કીધો છે !" કહેતાંજ ચપળાની આંખોમાં આંસુ આવતાં તેણી બોલી "તે બાબતમાં હું તમારી માફી માંગું છું !"

"તે બધું મેં જાણ્યું છે, પરંતુ તે વાતનું મારા મનમાં વેર રાખું, એવો હું માણસ નથી. તે તો અમારાં નસીબમાં જેમ હતું તેમ બન્યું ! તે બનાવ બન્યાં પછી તો નવલનો પત્તો મેં નદીનાં પાણીમાં એક પાટિયા સાથે તેણી વળગી રહી હતી, ત્યાંથી મેળવ્યો પણ હતો, અને તે પછી વળી અમે એકની સાથે રહ્યા હતાં. તે બાદ તે આદમીએ પણ કંઇ લુચ્ચાઇ કરીને અમારો વિયોગ કરાવ્યો છે, અને હજી સુધી તેણીનો પત્તો લાગતોજ નથી ! હું તો અકસ્માત પુનઃ પ્રધાનપદપર આવ્યો છું, અને જૂના પ્રધાને મુંબઇની એક વેશિયા કુન્દનકુંવરના પ્યારમાં રાજાને લપટાવ્યાથી તમને રાજાએ કહાડી મૂક્યા છે ! તે પછી તેજ વેશિયાની ખટપટથી બન્ડાજી પણ ઉજ્જડપૂર છોડી ગયા છે. આ પ્રમાણે બધી ખટપટ થઇ ગઇ છે ! હવે રાજાજીને તમારે ખાતર મારે જે કહેવું છે તે કહીશ, અને તમારાં પગલાં પુનઃ ઉજ્જડપૂરમાં કરીશ, ત્યારેજ મારા જીવને પણ જંપ વળશે ! તેવો

વખત લાવવાને થોડો વિલંબ તો લાગશેજ, તેમ છતાં ઇશ્વર કરશે તો તેવો સમય આવશે એવી મને આશા છે, માટે ત્યાં સુધી તમે ધૈર્ય રાખી નીતિમાંજ રહેજો, એવી મારી તમને ખાસ ભલામણ છે."

"તે તમારી ભલામણ હું સ્વીકારૂં છું, પરંતુ જો રાજાજી તમારૂં નહીંજ માને તો?"

"તો હું તમારૂં ગુજરાન ચલાવીશ, પણ ઇશ્વર કરશે તો રાજાજીને હું બરાબર રસ્તામાં લાવીશજ."

"ઠીક છે. તમારા પ્રયાસમાં પરમેશ્વર તમને સાહ્ય કરશે; પણ તમે મુકામ કયાં રાખ્યો છે વારૂ?"

"મુકામ તો ધર્મશાળામાં છે, અને મારી સાથે એક ઘોડેસ્વાર પણ લાવ્યો છું, જે પણ ત્યાંજ છે."

"ત્યારે મારે ત્યાંજ મુકામ કરોની? હું આપને માટે બ્રાહ્મણિયા રસોઇ કરાવીશ, અને બધી સગવડ થશે."

"રાજાજીની ચોરીછૂપીથી હું અત્રે આવ્યો છું, અને તમને મળવાને આવ્યો છું, એવી વાત તમને પણ મારે જણાવવી નથી. હવે તમને મળ્યો એટલે મારો ફેરો સફળ થયો, અને આજે રાતનાજ પાછો અહીંથી ઉપડી જઇશ."

"એમ ઉતાવળ ના કરો. આવ્યા છે. તો બે રાત તો રહો, અને આપને માટે તરસતી આપની અ. અપળાને પણ કંઇ સુખ આપતા જાઓ તો આપની મ્હોટી કૃપા! હું તો ઉજ્જડપૂરમાંજ આપની તરફ મોહ માયા ધરાવતી હતી."

"માફ કરો! પુનઃ એવી વાત મને કહેશોજ નહીં! તમને હું મારાં માનવંત માતા સમાન માનું છું, અને મારી નવલ શિવાય સર્વ અન્ય સ્ત્રીઓ મને મા-બ્હેન બરાબરજ છે, માટે એવી નિષ્ટા રાખશોજ નહીં. એવી નિષ્ઠાનુંજ તમને આવી દુર્દશાનું ફળ મળ્યું છે, એમ તમારે માનીને કંઇક ધડો લેવો જોઇએ, અને રાજાજી શિવાય અન્ય પુરૂષોને તમારે પણ ભાઇ-બાપ, બરાબર માનવા જોઇએ. તેમ માનીને સૂનીતિ સંભાળી રહેશો, તોજ ઇશ્વર તમારૂં શ્રેય કરશે. આ મારી સલાહ કદાચ તમને બૂરી લાગતી હશે પણ આ સલાહ તમારા હિતની છે, એમ સમજજો. તમારે સ્થળે બીજી કોઇ

હોત તો હું આવી ખટપટમાં ઉતરત પણ નહીં, પરંતુ તમારો મારા પર મ્હોટો ઉપકાર હોવાથી હું આટલી પંચાતીમાં પડયો છું, અને કોઇ પણ પ્રકારે તમને પુનઃ ઉજ્જડપૂરમાં લઇ જઇ રાજાજીની સાથે તમારો સ્નેહ સંબંધ પુનઃ પ્રથમના જેવો સાંધવાની કોશિષમાં છું. પરમાત્માની ઇચ્છા હશે તો મારી કોશિષ પારજ પડશે."

ચપળા ચૂપ થઈ ગઇ! તેણીએ નીચું ઘાલ્યું! તેણી બોલી "ત્યારે તમે આજેજ પાછા જશો?"

"હા. અહીંથી જઇને ભોજન કરીશ, અને સાયંકાળ લગભગ નિકળી પડીશ, કે પ્રમન દિવસે ઉજ્જડપૂરમાં દાખલ પણ થઇ જવાય! ત્યાં પણ મારે બીજાં કેટલાંક જરૂરનાં કામ છે."

"વારૂં ત્યારે તમે ત્યાં જઇને ત્યાં જે બને તે પત્રદ્વારા જણાવવાની તો તસ્દી લેશોની?"

"પત્ર લખવો, એ પણ ઘણું જોખમ ભરેલું છે! તેમ છતાં ત્યાં ગયા પછી સૌ થઇ રહેશે." કહીને નવરંગી ઉઠી ગયો.

---

# પ્રકરણ ૩૮ મું.

## ચપળા પુનઃ રાજ્યમાં.

દોહરો.

નવરંગી ગૂણવાન છે,
ચપળાનો ગૂણ જાણ;
ચપળાના ઉપકારનો,
બદલો વાળ્યો મહાન.

તેજ સાંજે નવરંગી ત્યાંથી નિકળીને ઉજ્જડપૂર ત્રિજે દિવસે પહોંચ્યો, અને ત્યાં જતાંજ તેણે પોતાની ધારણા પાર પાડવાનાં પ્રયત્નો કરવા માંડયા. તેણે પ્રથમ તો રાજાની મુલાકાત લેતાં યુકિતપૂર્વક પૂછયું "હજૂર! ચપળાનો કંઇ પત્તો? તેણી કયાં છે! આપને કંઇ બાતમી મળી છે ખરી નામવર?"

"કોને ખબર કે કયાં છે? ગમે તે ગામમાં રહીજ હશે કે પછી મરી પણ ગઇ હોય તો પ્રભુ જાણે!"

"મારા વિચાર પ્રમાણે તો આપે રાજયમાંથી તેણીને કહાડવી જોઇતી નહોતી સાહેબ!" નવરંગીએ સમજૂતી સાથે જણાવ્યું "આપે તેણીને એકવાર રાણી કરતાં પણ વિશેષ માનેલી, અને તેણીને

બહાર હાંકી કહાડી ત્યાંથી તેણી ગમે ત્યાં જઈ ગમે તેવે ખરાબ રસ્તે ચઢી જાય તો તેમાં આપના નામને સારૂં કહેવાય ખરૂં કે ? આપને કદાચ તેણીનાપર અપ્રીતિ થઇ હતી, તો તેણીને અત્રેજ આપની દેખરેખ નીચે રાખવી હતી, અને પછી આપ તેણીની પાસે નહીં જાત, તો પણ આપની હદમાં રહેવાથી આપના નામને નામોશી લગાડવા જેવું અત્રે તેણી આડું અવળું કરી તો નહીંજ શકત.”

“તે તમારૂં કહેવું યોગ્ય છે પ્રધાનજી ! પરંતુ એક મ્યાનમાં જેમ બે તલવાર સમાય નહીં, તેવીજ રીતે ચપળા અત્રે જો રહેત તો મારી નવી ને માનિતી કુન્દનકુંવરને જોઇને તેણી ઈર્ષા રાખી કદાચ કંઇ કાવત્રું પણ કરત તો ?”

“એ આપનો ‘તો’ તદ્દન માલ વગરનો છે સાહેબ ! માફ કરજો કે મારે આપ માનવંતના મૂખમાંથી નિકળેલા શબ્દને માટે આમ બોલવું પડે છે ! પણ આપ નામવરના જેવા શૂરવીરના મૂખમાંથી એવો ‘તો’ ઉચ્ચારવાની જરૂરજ નહોતી ! આપને વળી ‘તો’ જેવો નિર્માલ્ય શબ્દ કહાડવાનું કારણજ શું ? આપની સત્તા આગળ ચપળાની ચાલાકી શું કરી શકત ? એ તો આપની ધાસ્તિ ખોટી છે હજૂર ! ખરૂં કહેવાની જો મને સત્તા ફરમાવો તો જે ખરૂં છે તે અત્યારે આપની સમક્ષ પ્રકટ કરવાની હું હિમ્મત કરૂં ?”

“ખરૂં શું છે ? તમે બેધડક જે હોય તે દર્શાવો. તમે મારા પોતીકા છો, માટે તમે જે પણ કહેશો તે હું ખુશીથી સાંભળીશ, અને તે બદલ મને કંઇ ખરાબ પણ નહીં લાગે, માટે જે હોય તે બોલો !”

“પણ ખરાંની સાથેજ મારે કેટલુંક કડવું કે કટાક્ષ કથન પણ કરવું પડશેની ?”

“કડવું પણ ભલે કહેજો; કેમકે તમે મારા સુભેચ્છક છો, અને મારા રાજ્યનાં અર્ધ અંગ છો !”

“ત્યારે તો હવે સાંભળો હજૂર !” નવરંગીએ મુદ્દાસર કહ્યું “ચપળાને કઢાવવાની, અને કુન્દનકુંવરને રાખવાનો આપને સલાહ આપનાર અથવા આપને ઉશ્કેરનાર કોણ હતું ?”

“મને સલાહ આપનાર અથવા મને ઉશ્કેરનાર કોઇજ નહીં, પણ માત્ર મારૂં મન કુન્દનકુંવરપર તેણીને જોતાંજ તત્કાળ મોહી

પડયું, અને તે પરથી હું તેણીને મારા પ્રેમનો ખજાનો માની બેઠો! અને ખરેખર કહું છું કે, તેણી ખરા પ્રેમનો ખૂબિદાર ખજાનો છે પ્રધાનજી!"

"તે હશે!" નવરંગીએ તેણીની પ્રશંસા સાંભળવાને કંઇ દરકાર કરીજ નહીં, અને તે બોલ્યો "વારૂં ત્યારે હવે જે હું જાણી શકયો છું તે સ્પષ્ટપણે પૂછું છું, કે કુન્દનકુંવરને આ નગરમાં લાવનાર, અને આપની સન્મૂખ તેણીને રજૂ કરનાર કોણ? પેલા આપના જૂના પ્રધાન બન્ડાજીજ કેની?"

"હા. તે તો ખરૂં!"

"તે બન્ડાજીની મતલબ આપની એવી ખાનગી ખટપટ ઉઠાવવાની શી હશે વારૂં?"

"મને રાજી રાખી માત્ર મારી મહેરબાની મેળવવાની. એ સિવાય બીજી શી હોય?"

"એજ મુદ્દાની બાબત છે સાહેબ! આપ તો મારા માનવંત વડિલ અન્નદાતા, અને માલિક છો, જેથી આપની સાથે તે બાબતમાં હું કંઇ વાદવિવાદ કરવા ચાહતો નથી, તોપણ સરળપણે આપની સમક્ષ ખુલાસો કરવાનો મારો ધર્મ સમજી આપને વિનયસહ દર્શાવું છું કે, બન્ડાજીએ કુન્દનકુંવરને અત્રે મુંબઇથી ખાસ બોલાવીને પોતાના બંગલામાં રાખી, અને તે પછી તેણીને મળવાનો રંગ તેણેજ આપને લગાડયો, જેથી આપ પણ તેણીની પ્રેમજાળમાં લપટાઇ ગયા! બાદ કુન્દનકુંવરનો પગ અત્રેજ કાયમ રાખવાના હેતુથી એજ બન્ડાજીએ ચપળાને આપ નામદારના રાજ્યમાંથી દૂર કરાવવાનો રસ્તો પણ બતાવ્યો! આટલું થયાં પછી કુન્દનકુંવરને સલામતિ ભરવાના આપના ફરમાનનું ઉલંઘન કરવાને લીધે બન્ડાજીને આપની નોકરી છોડવી પડી. હવે આપ કૃપા કરી દીર્ઘદૃષ્ટિથી વિચાર કરો કે, જે બન્ડાજીએ કુન્દનકુંવરનું આટલું બધું ભલું કીધું, તેજ બન્ડાજીની પણ એ કુન્દનકુંવર થઇ ખરી કે? એટલે ઉપકારનો બદલો તેણે અપકારમાંજ આપ્યો કે બીજું કંઇ?"

"પણ એમાં કુન્દનકુંવરનો કશૂર નથીજ; કશૂર માત્ર બન્ડાજીનોજ ગણાય?"

"તે ખરૂં છે સાહેબ, પરંતુ કુન્દનકુંવરે બન્ડાજી વિરૂદ્ધ આપને કાન ભર્યા એ તો ખરૂંજ કેની? અને એમ કરવાનો તેણીનો ધર્મ હતો કે? એ શું તેણીની લાયકી ગણાય ખરી કે? એ તો તેણીનું નગૂણાંપણુંજ ગણાય! તેમ છતાં એ વિષે હું કંઇ વિશેષ બોલવા માંગતો નથી; કેમકે એ બાબત સાથે આપણી વાતને કંઇ સંબંધ નથી, પરંતુ જે મુદ્દાની વાત છે તે એજ છે કે, કુન્દનકુંવર પણ બન્ડાજીની બોલાવેલી છે, એ તો ચોક્કસજ છે, માટે બન્ડાજીના જે જે લાગતાવળગતાઓ હતા તેઓ જેમ નોકરીમાંથી દૂર થયા, તેવીજ રીતે કુન્દનકુંવરને પણ દૂર કરવી જોઇએની?"

"બન્ડાજીને કઢાવનાર જ્યારે કુન્દનકુંવર છે, ત્યારે તેણી બન્ડાજીના પક્ષની હવે કેમ ગણાય?"

"તેનો ખુલાસો આપ માંગો છો, તે તદ્દન યોગ્ય છે સાહેબ! નવરંગી વિચાર કરીને ઝટ બોલ્યો "સાહેબ! એમાં તેણીએ કંઇ સ્ત્રી ચરિત્ર વાપર્યું નહીં હોય, એ કેમ કહેવાય?

"જો સ્ત્રી ચરિત્ર તેણીએ વાપર્યું હોય, તો પછી તમે પ્રથમ કહી ગયા કે 'ઉપકારનો બદલો તેણીને અપકારમાંજ આપ્યો' એવું નાહિંમત પણ તેણીના પર કેમ મૂકાય? આ તો તમે તમારી વાણીમાંજ એક બીજીથી ઉલટી વાત કરો છો પ્રધાનજી! તમારાં બોલવાના મુદ્દા એકમેકથી અલગ થઇ જાય છે!"

"હવે આપનું ધારવું બરાબર છે સાહેબ!" નવરંગીએ પણ કાયદા શાસ્ત્ર ચલાવ્યું "બે મુદ્દા બરાબર આપે કહાડયા છે, અને તેમાંથીજ ન્યાય નિકળી પણ આવે છે! બંને મુદ્દા કુન્દનકુંવરની વિરૂદ્ધ જાય છે, અને બંને મુદ્દાથી કુન્દનકુંવર નાલાયક નારી સાબિત થાય છે! અગર જો આપની તેણી સાંપ્રત એક માનીતી મોહિની છે, તો પણ ન્યાયની રીતે, તેમજ આપને ભલાને ખાતર મારે કહેવું પડે છે કે, તેણી આપની હજૂરમાં રાખવા લાયક નથી!"

"પણ તેનું કારણ તો તમે મને સમજાવો કે? તેણીની નાલાયકી સિદ્ધ કરશોની?"

"હાજી! આપના બતાવેલા બંને મુદ્દા તેણીની નાલાયકી સાબિત કરે છે!" નવરંગીએ હવે બડી છટાથી તડ ને ફડ કહી દીધું

"જો તેણીએ બન્ડાજીના ઉપકારનો બદલો અપકારમાં આપ્યો છે, એવો મુદ્દો માનીએ તો તેણીના જેવી નગૂણીને આપની પાસે રાખવી જોઇતી નથી, અને જો તેણીએ સ્ત્રી ચરિત્ર ચલાવ્યું છે, એવો મુદ્દો માનીએ તો એવી પ્રપંચી, કૂકર્મિ અને ઠગારીને રાખવી, એ પણ મુનાસબ નથી ! અર્થાત બંને પ્રકાર તેણીની નાલાયકીજ બતાવે છે, એ હવે આપ નામદાર પોતેજ કબુલ કરશો મહેરબાન !"

રાજા સ્તબ્ધ બની ગયો ! તેના મગજમાં નવરંગીની વાત ઠસી ! તેણે ખુરસીની પીઠપર માથું નાંખીને વિચાર સાગરમાં જાણે તે ડુબી ગયો હોય, તે પ્રમાણે કપાળે હાથ ફેરવવા માંડયો ! આખરે નિઃશ્વાસ નાંખીને તે બોલ્યો "પ્રધાનજી ! તમારી વાત હવે તો મારા મગજમાં બરાબર ઉતરી ! તમારૂં કહેવું સત્ય છે. બન્ડાજીએ મને ફસાવ્યો, તેમાં તો શકજ નથી. પરંતુ હવે ઉપાય શો ? ચપળાને કહાડી, અને હવે કુન્દનકુંવરને પણ કહાડું, એટલે મારૂં મન તો મૂંઝાઇ જશે, અને મારો આનંદ અંધકાર પામશે !

"તેને માટે મને પણ દિલગીરી ઉપજે છે સાહેબ ! તો પણ ખરૂં કહેવાની સાથે કડવું મનાવવાની પરવાનગી પણ આપ નામવરે મને બખશી છે તેથી મારે કહેવું જોઇએ કે, એવી પરનારીમાં આનંદ માનવા કરતાં આપણી રાણીજીમાંજ આનંદ માનવો, એજ ખરો આનંદ છે ! તેમ છતાં આપને વળગેલું વ્યસન એકદમ દૂર થઇ શકતું નહીંજ હોય તો ભલે ચપળાને પુનઃ બોલાવો, અને તેણીને જેમ રાણી સમજીને રાખી હતી. તેવા રૂપમાંજ રાખો, તેમજ તેણીને પણ આપને શોભે તેવી રીતિનીતિમાં પ્રથમની માફકજ મરિયાદામાં રહેવા દો. તેણી આપની સંગે ઘણી યોગ્ય રીતે રહેતી હતી, અને તે શિવાય તેણીએ આપની સેવામાં ઘણાંક વર્ષો પણ કહાડયાં છે, માટે તેણીનેજ સાચવી રાખવી, એજ વધારે યોગ્ય છે. વળી તેણી આપના કોઇ પણ પ્રકારના અપરાધમાં પણ આવી નથી, તો પછી તેણીને આપે કહાડવી પણ જોઇતી નહોતી. તેમ છતાં માત્ર બન્ડાજીની ખટપટને ખાતર તેણીને કહાડી છે, અને તેણીને કઢાવનાર બન્ડાજીને પણ જ્યારે કહાડયો છે, તો હવે તેણીને પાછી બોલાવી લેવાથી, બન્ડાજીને જેમ તેની કરણીનો બદલો મળ્યો છે, તેવીજ રીતે ચપળાને થયલા અન્યા-

યને પણ સુધારવાને ખાતર તેણીને પુનઃ અસલ સ્થાને બોલાવી ન્યાય આપવો જોઇએ, એજ મારી પ્રાર્થના છે."

"પણ તેણી છે ક્યાં? તેણીનો પત્તો ક્યાં? તેણીને ક્યાંથી પાછી બોલાવવી?

"તેને માટે આપ જો ફરમાવતા હો તો તજવીજ કરાવું? તપાસ કરતાં પત્તો મળશેજ."

"ત્યારે તો જેમ બને તેમ તાકીદે તેણીની તપાસ કરાવો, અને જ્યાં હોય, ત્યાંથી તેણીને તાબડતોબ બોલાવી મંગાવો. તેણી આવશે, ત્યાં સુધી મને હવે ચેન વળનાર નથી; કેમકે હવે કુન્દનકુંવરનું હું મ્હોં નહીંજ જોઉં. આજે ને આજે તેણીને આ નગર છોડાવી દઇશ, માટે ચપળાની તાકીદે તપાસ કરાવો!"

"વારૂંજી. આપના હુકમ પ્રમાણે ચોગરદમ માણસોને મોકલીને તેણીની શોધ ગમે તેમ કરીને પણ કરાવીશ, અને ઇશ્વર કરીને જો તેણી હયાત હશે તો અહીં તેણીને હાઝર કરતાં વાંધો નહીંજ આવે." કહીને નવરંગી ગયો.

રાજાએ હવે પોતેજ પોલીસ સુપરીન્ટેન્ડન્ટને બોલાવી મંગાવી. કુન્દનકુંવરને પણ ચપળાની માફકજ એકદમ રાજ્યની હદ બહાર કહાડવાને ફરમાવ્યું, અને પોલીસ સુપરીન્ટેન્ડન્ટે રાજાનાં ફરમાન પ્રમાણે તાબડતોબ તેણીને મુકામે જઇ અમલ બજાવ્યો, જેપરથી તેણી ત્યાંથી માત્ર પહેરેલાં વસ્ત્ર સહિત મુંબઇ તરફ રવાના થઇ ગઇ. અર્થાત આખરે તેણીની પણ દુર્દશાજ થઇ.

નવરંગી પોતે, રાજાનો હુકમ લઇને કડકપૂર, કે જ્યાં ચપળા હતી, અને જ્યાં નવરંગી અગાઉ તેણીને મળી આવ્યો હતો, તે ગામમાં પુરતા ગાડી ઘોડાના અસબાબ સાથે ગયો, અને રાજા સંગે થયલી તમામ વાતચીત નવરંગીએ તેણીને સમજાવી. તે ઉપરથી તેણીએ નવરંગીનો ઘણોજ ઉપકાર માન્યો, અને તેણી નવરંગીની સંગે તે ગામમાંથી ઉજ્જડપૂર તરફ આવવાને એકદમ ઉપડી.

કુન્દનકુંવર મુંબઇ ગયાં પછી બન્ડાજીની શોધ કહાડીને તેને મળી, અને પોતાની થયલી દુર્દશાની વિગત તેણીએ બન્ડાજીને કહેતાંજ બન્ડાજીએ તેણીનાં દુઃખપર ડહામ દેતાં રોકડું જણાવ્યું કે "જે

થયું તે યોગ્યજ થયું છે. કમજાત! જે રાજ્યમાં મેં તારો પગ ઘલાવી તારૂં ભલું કીધું, તેજ રાજ્યમાંથી તેં મારો પગ કઢાવી મારૂં બૂરૂં કરવાનું કૃત્ય કર્યું, તેનો બદલો ઇશ્વરે તને યોગ્યજ આપ્યો છે! 'કર ને જો!' એ તો ઇશ્વરી નિયમજ છે, માટે હવે મને તું તારૂં મ્હોં બતાવવાને બદલે તારો જે પાપી ધંધો છે, તેજ ધંધાને તું વશ થા, અને તારાં ભાગ્યમાં જે નર્કવાસ હોય તે તું ભોગવ! હું તારો ચહેરો જોવાને કે તારી સાથે કંઇ પણ ભાષણ કરવા માંગતો નથી, માટે મારી પાસેથી એકદમ નિકળ! જા! તારૂં કાળું કર! અહીં વધારે વાર થોભશે તો મારા ભૈયા પાસે ધક્કો મરાવીને કઢાવીશ!"

"પણ હું ભૂખી છું, માટે મને કાંઇ પણ ખાવાનું આપો!" કુન્દનકુંવર રડીને બોલી "ત્યાં જઇને મને એજ કાયદો થયો કે, મારૂં જે ત્યાં હું મારી સાથે લઇ ગઇ હતી તે પણ ગયું, અને આ માત્ર એક પહેરેલા વસ્ત્રભેર મને ત્યાંથી નિકળવું પડ્યું! આવી બૂરી દશા મારી તો થઇ છે શેઠજી!"

"એમ થવુંજ જોઇએ! ઇશ્વરે તારી કરણીની બરાબર શિક્ષા તને કરી છે! ભગવાનને ત્યાં ન્યાય છે! માટે હવે તું અહીંથી ચાલી જા! બસ! એકદમ નિકળ–નહીં તો લાત ખાશે!"

કુંદનકુંવર તદ્દનજ ગભરાઇ ગઇ, અને તેણી બન્ડાજીને પગે પડીને માફ માંગવા મંડી, પરંતુ બન્ડાજીને તેણીના પર જરા પણ દયા નહીં આવવાથી તેણી આખરે રડતી કકલતી ત્યાંથી ચાલી ગઇ, અને ગીરગામમાં પોતાની એક ઓળખીતી વેશિયાને ઘેર જઇ તેણી સાથે બૂરો ધંધો કરવા લાગી!!!

નવરંગી ઉજ્જડપૂરમાંજ છે, એવી બાતમી કુન્દનકુંવર દ્વારા મળવાની સાથે, તે બાતમી મેળવવાને બન્ડાજીએ ઉજ્જડપૂર ખાતે પોતાના એક સ્નેહી પર પત્ર લખ્યો હતો, તે પત્રનો ઉત્તર પણ તેવીજ બાતમી આપનારો મળ્યો. એટલામાંજ નવનીતરામ, ચટપટદાસ, અને મફતલાલ પણ બન્ડાજીને ત્યાં આવી પહોંચ્યા. બન્ડાજીએ તે પત્ર તેઓને વંચાવવા ઉપરાંત કુન્દનકુંવરે કહેલી વાત પણ તેમને દર્શાવી, જે ઉપરથી તે ત્રણેની ખાત્રિ થઇ કે "નવરંગી ઉજ્જડપૂરમાંજ છે!" આમ ખાત્રિ થયાં પછી તેઓ ત્રણે ત્યાં જવાને તૈયાર

થયા, અને તેમણે બન્ડાજી પાસેથી એક ભલામણ પત્ર પણ ઉજ્જડપૂરના એક સાહુકાર પરનો લખાવી લીધો, તેમજ ઉજ્જડપૂર જવાને લગતી સર્વ હકિકત પણ પૂછી લીધી. તે પછી તેઓ ત્યાંથી નિકળીને રસ્તામાં વિચાર કરીને પોતપોતાને મકાને ગયા, પરંતુ આજે ને આજેજ રાત્રે ઉજ્જડપૂર જવાનો તેમણે ઠરાવ કીધેલો હોવાથી તેઓએ પોતપોતાને મકાને જઇને કપડાં વિગેરેની ટ્રંકો તૈયાર કરી, પરંતુ ઘરમાં બૈરાંઓને તેમણે કોઇએ કયાં જવાનું છે, તેને લગતી બાતમી બતાવીજ નહીં. રાતના ઠરાવ પ્રમાણે તેઓ ત્રણે ચાંટરોડ સ્ટેશનપર મળ્યા, અને ત્યાંથી ટ્રેનમાં બેસીને દમ્મણ તરફ રવાનાં થયા. બીજે દિવસે તેઓ ઠેઠ ઉજ્જડપૂર પહોંચી પણ ગયા.

---

## પ્રકરણ ૩૯ મું.

### આનંદ રંગ-રંગમાં ભંગ !

દોહરો.

ચપળા ઉજ્જડપૂરમાં,
પુનઃ રાયની પાસ;
મુંબઇવાસી ત્રણ મળ્યાં,
થયો પૂર્ણ પ્રકાશ !

કડકપૂરથી ત્રિજે દિવસે નવરંગી તથા ચપળા ઉજ્જડપૂર આવી પહોંચ્યાં. ચપળાના અસલ નિવાસ સ્થળમાંજ નવરંગી તેણીને લઇ ગયો; કેમકે તે નિવાસ હજી સુધી ખાલીજ હતો. ત્યાં ચપળા તથા નવરંગી બેઠાં પછી નવરંગીએ તત્કાળ રાજાજીને કહેણ મોકલ્યું કે "ચપળા આવી છે, માટે કૃપા કરી પધારો !" આ કહેણ એક સ્વાર સાથે મોકલતાંજ, અને રાજાને તે કહેણ મળતાંજ તે પણ ઘોડેસ્વાર થઇને તાબડતોબ આવી લાગ્યો. ઉપરના દિવાનખાનામાં રાજાનો પ્રવેશ થતાંજ નવરંગી તથા ચપળા ઉભાં થઈ ગયાં, અને ચપળા એકદમ હાથ જોડીને રાજા સનમૂખ ઉભી રહેતાંજ રાજાએ પણ મરિયાદા મૂકી ચપળાને એકદમ ચુંબન કરીને કોટી કરી. તેણીને પોતાની સાથે ગાદીપર બેસાડી, પરંતુ તેણીનો દરિદ્ર વેશ જોઇને રાજાનું અંતઃકરણ ભરાઇ આવી તે રડી પડયો ! ચપળા પણ તે જોઈ રડી પડી, અને નવરંગીએ તેઓ બંનેને દિલાસો દઇ શાંત કીધાં. બાદ નવરંગીએ નમૃતાપૂર્વક જણાવ્યું "નામદાર

હજૂર ! હવે આપની મોહિનીને સંભાળો ! હું તો આપની આજ્ઞાનું સાર આપના માનેલા રત્નને છેક છઠ્ઠે ખૂણેથી શોધી લાવ્યો છું ! મારે હવે ખરી વાત જાહેર કરવી જોઇએ કે, આપની સાથે વાત થતાં પહેલાંજ મને એમની ભાળ મળવાથી, આપનાથી ગુપ્તપણે હું એમની પાસે ગયો હતો, અને તે પછીજ મેં આપની પાસે એમના સંબંધમાં કેટલીક પ્રાર્થના પણ કરી હતી. મારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને આપે એમને બોલાવી લાવવાની આજ્ઞા કરવાથી હું એમને લઇ આવ્યો છું."

"પ્રધાનજી ! એ બાબતમાં હું તમારી પ્રસંશા તમારે મ્હોંઢે વધારે કરતો નથી, તોપણ એટલુંજ કહું છું કે, તમે એને લાવીને મારાપર મ્હોટો ઉપકાર કીધો છે, અને તેનો બદલો પ્રસંગોપાત મારા તરફથી તમને મનમાનતો મળશેજ."

"નામદાર હજૂર ! આપની મારાપર મહેરબાની છે, એજ મને મ્હોટો બદલો છે. વળી હું આપની આવી ખાનગી ખટપટમાં કદી પણ પડત નહીં, અને પડવાની મારી ઇચ્છા પણ નથી, પરંતુ આ ચપળાબાઈનાં પ્રતાપેજ આ રાજ્યમાં મારો પગ થયો છે, અને એમનો મારાપર મ્હોટો ઉપકાર જીવતાં સુધી કાયમ રહેશે. તે ઉપકારનો કંઇ પણ અંશ મારા મનમાં નિવાસતો હોવાથીજ મેં આપની આ ખાનગી ખટપટમાં માથું માર્યું છે, તેને માટે મને માફ કરશો. મારો સ્વભાવ સત્ય કહેવાનો હોવાથી આપને આ સત્ય વાત કહી છે. હવે હું રજા લઇશ ?"

"ભલે ! સુખેથી પધારો, અને આજે મારાથી દરબારમાં અવાશે નહીં, માટે બધું કામકાજ સંભાળી લેજો, તેમજ જે જે હજૂર કચેરીના મુકરદમાઓ તમને નિકાલ કરવા જેવા ભાસે તે બેલાશક કરી નાંખજો."

"વારૂંજી." કહીને નવરંગી તરતજ ઉઠીને ઉભો થયો.

એટલામાં ચપળા બોલી ઉઠી કે પ્રધાનજી ! અવારનવાર આવતા રહેજો, અને તમારી આભારી બ્હેનની ખબર રાખતા રહેજો ભાઇ ! તમે મને બ્હેન તરીકે માની છે તો તમે ભાઇ તરીકે મારી ખબર રાખ્યા કરજો !"

"આપણ બંનેની ખબર રાખનાર આ નામદાર હજૂર બિરાજે છે, તેમને ઇશ્વર હયાત રાખો ! હું હવે એટલુંજ ઇચ્છું છું કે, તમો

અને નામદાર મહારાજા જીવતાં સુધી સ્નેહ સંબંધમાં અખંડિતપણે સંધાયલાં રહો, અને તમો બંનેની વચમાં મારા જેવા દાસને આવવાની જરૂર નહીંજ પડે, તેવા રૂપમાં તમારો સંપ સદા શોભેલો રહો !"

"પ્રધાનજી !" રાજા બોલી ઉઠયો ઇશ્વર કરશે તો હવે અમારામાં કદી પણ કચરો નહીંજ પડે !"

"હું પણ એટલુંજ ઇચ્છું છું સાહેબ !" કહીને નવરંગી ત્યાંથી વિદાય થયો, અને પ્રથમ પોતાલે મકાને જઇને સ્નાન તથા ભોજન કરી, થોડો સમય આરામ લઇ પછી દરબારી કચેરીમાં જઇ કામકાજે વળગ્યો.

રાજાએ ચપળાને સ્નેહયુકત સૂચવ્યું "બ્હાલી ! હવે આ કંગાલ લૂગડું કહાડી નાંખ, સ્નાન કર, ભોજન કર, અને પછી સુંદર વસ્ત્રાભૂષણ સજી આ તારા પ્રાણનાથને પ્રસન્ન કર !"

"પ્રાણનાથ મારા મનથી તો છોજ, પણ જેને મેં પ્રાણનાથ માન્યા છે, અને મારા મૃત્યુ સુધી માનીશજ, તે પ્રાણનાથ આ રંક દાસિને અર્ધાંગના તરીકે કયાં માને છે ?" કહેતાં ચપળા રડી પડી, અને આ પ્રસંગ પોતાને સાનુકૂળ સમજી તેણી પોતાના મનના ઉભરા કહાડવાની સાથેજ રાજાને સાલમાં લપેટીને જોડાં મારવા જેવા શબ્દો પ્રહાર કરતાં બોલી "વર્ષો સુધી મારી જીંદગી આપની સાથે મેં પસાર કરી, મારૂં આખું અંગ આપની સેવામાં અહોનિશ અર્પણ રાખેલું, મારી તેજસ્વિ યુવાવસ્થાની ખૂબિ માત્ર આપનાપર ખુરબાન કરેલી, અને મનેજ આપે દગો દીધો ! માત્ર પહેરેલાં વસ્ત્રભેર આપે મને, એક કુતરીને જેમ હાંકી કહાડો, તેમ હાંકી કહાડી, એક કુટી બદામ પણ મારી પાસે રાખી નહીં, અને મારી દુર્દશા કરી ! આપને મારાં બૂરાં હાલહવાલ કરતાં જરા પણ દયા નહીં આવી ! મને એક કાંકરાની માફક ફેંકી દીધી ! નવી વેશિયા મળી એટલે જૂનીને નાંખી દેવી, એ શું આપની લાયકી ? એ શું આપનો ખરો પ્રેમ ? એ તો માત્ર મતલબીપણાંનો રંગ ! આવું કૂકર્મ એક નીચમાં નીચ માણસ પણ કદી કરે નહીં ! કદાચ નવીના પ્યારમાં પડયા હતે, તો પણ આપે મને પાળવી જોઇતી હતી, અને મને વિશેષ કંઇજ નહીં તો પણ મારા ખર્ચ પૂરતું મને આપ્યા કરવું હતું. તેમ કરવાનો આપનો ધર્મ

હતો, અને મને જીંદગી સુધી આબરૂભેર રાખવાનું આપનું કામ હતું ! તે આપ સર્વ ભૂલીજ ગયા ! હવે મારે આપનો ભરોસો કેમ રાખવો, અને કેટલો રાખવો ?"

રાજા ગળગળી પડયો, અને તે આંખમાં આંસુ આણી બોલ્યો "વ્હાલી ! મારી ભૂલ થઇ ! પેલા નિમકહરામ માજી પ્રધાન બન્ડાજીની સલાહથી હું આડો દોરવાયો, અને તેનીજ શિખામણથી હું મૂર્ખ બન્યો ! હવેથી એવું કદી નહીંજ બને, તેને માટે હું તને ખાત્રિ આપું છું, માટે આ વખતે તો હવે ગઇ ગુજરી વિસારી દે, અને મારી સાથે મિઠાશથી વાત કરી મારા આનંદમાં વૃદ્ધિ કર ! થયલી ભૂલને માટે હું તારી પાસે માફ માગું છું !"

"એમ માફ માંગો તેમાં કંઇ મને સંતોષ વળે નહીં !" ચપળા દાંત પીસીને બોલી "માફ મંગાવી, એ તો સહેલી સટ છે. અને એવી માફ માંગી મતલબ કહાડવાની કળા તમને ઠીક આવડે છે ! એવી તમારી માફીને તો હું પત કરવાની નથી, અને મારી પાસે એવા ચાળા ચલાવતા પણ નહીં ! મારી તમને એટલીજ અરજ છે કે મેં આટલાં વર્ષ તમારી સાથે તમારી એક અર્ધાંગના સમાન કહાડયાં છે, અને તમારા શિવાય અન્ય પુરૂષનું મેં મ્હોં જોયું નથી, અને હવે પછી જોવા ચાહતી પણ નથી, માટે તમારી સાથેનાં આટલાં બધાં વર્ષોના સંબંધમાં બદલમાં હું એટલુંજ માંગું છું કે, આ નગર [illegible] નદીના કિનારાપર મારા નામનો એક ઓવારો બંધાવી આપો, અને તે ઓવારાપર એક ન્હાનું સરખું દહેરૂં બાંધી આપો. તે દહેરામાં મારા દેવને હું પધરાવીશ, તે દેવની હું અહોનિશ સેવા પૂજા કરીશ, અને તેમાંજ ભગવાં વસ્ત્રો પહેરી સાધુંડી-વેરાગણને વેશે પડી રહીને મારી જીંદગી ગુજારીશ. અત્યારે મને લગભગ પાંત્રિશેક વર્ષ તો થયાં છે, અને હવે ગયલી યુવાવસ્થા કંઇ પાછી પ્રાપ્ત થનાર નથી, તેમજ તમારા જેવા મતલબી માણસ સાથે માયા રાખવામાં મઝાહ પણ નથી, માટે હવે એકાંતવાસ કરી, આ સંસારનો ત્યાગ કરવામાંજ શ્રેય સમજું છું ! બશ ! એજ આ જીવનાં ભલાંને માટે ઉત્તમ માર્ગ છે, માટે એટલી સગવડ કૃપા કરીને મને કરી આપો તો આપે મને સર્વસ્વ આપેલું માની લઇશ !"

રાજા નિઃશ્વાસ નાંખી બોલ્યો "અરેરે! આ તું શું બોલે છે! તું વેરાગણ થવાને લાયક છે કે મારી માનિતી અર્ધાંગનાને સ્થાને નિવાસવાને લાયક છે? ખરૂં છે કે, મારાં અવિચારી આચરણને લીધે તું નિરાશ બનીને આમ બોલે છે, પરંતુ હવે ગઇ ગુજરી યાદ કરીને નાહક તું મને બાળે છે, અને તારા પોતાના જીવને પણ સંતાપમાં નાંખે છે! જે થઇ તે હવે કઇ નહીં થઇ થવાની નથી, માટે વ્હાલી! હવે બશ કર! તારાં શબ્દબાંણ મારા જીવને ધગધગતા ડહામ જેવા બાળે છે! હવે ઘણી થઇ!" રાજા વધારે જોરમાં રડી પડયો! તે અતિ પસ્તાવો કરતાં બોલ્યો "તારો કટાક્ષ સાંભળીને મારૂં હૃદય ફુટી જાય છે! તારી આ દુર્દશા જોઇને મારૂં અંતઃકર્ણ કંપે છે! પણ લાચાર છું, અને મને હવે પૂરો પસ્તાવો થાય છે કે, મેં પણ દુષ્ટ બન્ડાજીની શીખવણીનો ઉપયોગ કરી તને દગો દીધો! હવે નવરંગીલાલનો મારે ઉપકાર માનવો જોઇએ કે તેણેજ તારો મેલાપ મને કરાવી આપ્યો, અને તેણેજ આપાણી સ્નેહ સાંકળ બાંધવાને માટે તન મનથી ખટપટ કરી! તે ખરેખરો ગૂણવાન ગ્રહસ્થ નો ખરોજ!"

"પુરૂષે તો પોતાની લાયકી બતાવી, પરંતુ તમે તેનો ઉપકાર માત્ર મતલબ પુરતોજ માનશો! કેમકે તમે પાકા મતલબી છો, અને તમે કયાં કદર કરનારા છો!" ચપળા વિશેષ આવેશમાં આવી જઇને ડોળા ઘુરકાવતી બોલી "હવે બધીએ વ્યર્થ કથા કરવા કરતાં મારી માંગણી મુજબ મારો બંદોબસ્ત કરી આપો છો કે કેમ? મારે હવે આ જગતમાં બીજી કશી પણ મમતા નથી, પણ માત્ર મારા જીવનું કલ્યાણ કરવાને માટે મેં કહ્યું તેમ એક દહેરૂં બધાવી આપો! આ મારી માંગણી પ્રમાણે કરી શકતા હો તો હા કહો, અને નહીં તો મને હવે જવા દો! હું મારે ગમે તે તીર્થમાં જઇ ભિક્ષા માંગી મારૂં ફોડી લઇશ!"

"અરે! રામ રામ! વળી પાછી તેની તેજ વાત! તું મારી આટલી બધી આજીજી પણ સાંભળતી નથી! તને મારી કંઇ પણ દયા આવતી નથી! આમ છેકજ નિર્દય શું થાય છે વ્હાલી? મને ના ટવળાવ! હું ભોળો છું! ભાન વગરનો છું! મૂર્ખ છું! પારકાંની

અક્કલે ચાલનારો છું! વિશ્વાસુ છું! તેનોજ મને પસ્તાવો થાય છે! આટલો મારો અપરાધ માફ કર! પુનઃ કદી પણ તને દગો નહીં દઉં! હવે મારો વિશ્વાસ રાખ!"

"એમ કંઇ વિશ્વાસ નહીં આવે! તમારાં બોલવાપર ભરોસો હવે તો ન રખાય! મારે તો તમારી હવે કોઇ પણ રીતની મજબૂત જામીનગિરી જોઇએ! માટે ચોક્કસ જામિનગિરી આપો!"

"જામીનગિરી બીજી તો કઇ આપું?" રાજા કંઇક વિચાર કરીને બોલ્યો "બીજી જામીનગિરી તો મને કંઇ દીસતી નથી, પણ મારા વ્હાલામાં વ્હાલા, અને એકના એક કુંવર જયરાજનાં કસમ ખાઇને જણાવું છું કે, હવે પછી તને કદી પણ દગો નહીં દઉં, અને તારી ને મારી જીંદગી સુધી આપણો સ્નેહસંબંધ સાચવી રાખીશ! બોલ, આથી વિશેષ જામીનગિરી શું બાકી રહી?"

ચપળા એકદમ શાંત પડી ગઇ, અને તેણી બોલી "હવે મારે બોલવાપણું રહ્યુંજ નથી! તમામ તકરારનો અંત આવી ગયો! હવે આ દાસિ આપને તાબે છે!" કહીને તેણીએ અંદરના રૂમમાં જઇ સ્નાન વિગેરે કરી થોડુંક ભોજન પણ કરી લીધું, અને રાજાની પાસે તેણીનાં વસ્ત્રાલંકારની પેટીઓની કૂંચીઓ હતી, તે રાજાએ તેણીને તરત સ્વાધિન કરવાથી તેણીએ વસ્ત્રાલંકાર સજી આનંદ સહ રાજાને કોટી કરી તેને પ્રસન્ન કીધો. તેઓનો પ્રેમપંથ પ્રથમના જેવોજ પુનઃ ચાલુ થયો, અને તે બદલ નવરંગીલાલને, રાજાએ વાર્ષિક પાંચ હઝારની આવકનું સૂરપૂર નામનું એક ગામ વંશપરંપરા બક્ષિસ આપ્યું, જેથી નવરંગીલાલને પણ અત્યંત સંતોષ થયો.

ચપળાએ પણ ચતુરાઇ ચલાવીને ગડગડપૂરનું ગામ રાજા પાસે બક્ષિસ લખાવી લીધું, અને તે પછી તે ગામનું નામ બદલીને ચપળાપૂર રાખ્યું. તે ગામમાંજ હવે ચપળાએ પોતાનો નિવાસ રાખ્યો, અને રાજા પણ પોતાનું રાજપાટ પોતાના એકનાએક કુંવર જયરાજને સોંપીને ચપળાપૂરમાંજ ચપળાની સંગે નિવાસ્યો! આથી રાજાની રાણી કનકાવતીને અનહદ આક્રંદ થયું, પરંતુ કુંવરે પોતાની માતાને સર્વ પ્રકારે શાંતિ આપવાથી, તેણીએ જ્યાં ત્યાંથી મન વાળ્યું. જયરાજ, અને નવરંગીની જોડી રાજ્ય પ્રકરણમાં સારી ફાવી, તેમજ

રાજા તથા પ્રધાન સારા સંપથી રાજ્ય ચલાવી પ્રજાને સર્વ પ્રકારે સુખી કરવાની સાથેજ રાજ્યની આબાદીમાં પણ વધારો કરવા લાગ્યા. કુંવર તથા પ્રધાન અઠવાડિયામાં માત્ર એક વાર ચપળાપૂર ગામે રાજાની મુલાકાતે જતાં, પરંતુ રાજાએ તો ઉજ્જડપૂરમાં આવવાનું પણ મૂકી દીધું ! તે તો માત્ર ચપળામાંજ ગુલતાન થઇ ગયો ! આવો રંગ જોઇને નવરંગીલાલને પસ્તાવો થયો, પરંતુ તે હવે લાચાર હતો. ચપળાને વશ રાજા આટલો બધો થઇ જશે, એ તેની ધારણામાં પણ નહોતું, તેમજ ચપળાનાં પ્રતાપે પોતાનો પગ આ રાજ્યમાં થયલો હોવાથી, તેજ ઉપકાર બદલ નવરંગીએ ચપળાને પુનઃ રાજાના સંબંધમાં લાવી મૂકી હતી, અને તેજ ઉપકારનું કારણ લક્ષમાં રાખીને નવરંગી હવે ચપળાનો છેડો રાજા સાથેનો છોડવવાને પણ ખટપટ કરી શકે તેમ નહીં હોવાથીજ નવરંગીને વિશેષ પસ્તાવો થતો હતો. આટલું છતાં પણ જયરાજ સંગે નવરંગી સારી રીતે ઐકયતા સાચવી શકયો હતો; કેમકે હવે નવરંગી પણ રજવાડી ખટપટોનો ખાં થઇ ગયો હતો, અને એક કાર્યભારી તરીકેની તમામ કૂષળતા તથા કુનેહમાં તે પૂરો પ્રવીણ બન્યો હતો ! આથી તેણે હવે ખાનગી ખટપટમાં મુદલ માથું મારવાનુંજ મૂકી દઇ, માત્ર પોતાનો કાર્યભાર [illegible] ન્યાયપણે ચલાવવાનુંજ મનપર રાખ્યું, અને તેમાંજ તેણે જય[illegible] પ્રજાની પ્રસંશા પ્રાપ્ત કરી.

## પ્રકરણ ૪૦ મું.

### સંતોષાનંદ.

દોહરો.

ત્રિપુટી તિવ્ર વડિલની,<br>
આવી ઉજ્જડપૂર;<br>
નવરંગીને નિરખતાં,<br>
વાધ્યો આનંદ ઉર.

ચટપટદાસ, નવનીતરામ, અને મફતલાલની ત્રિપુટી ઉત્સાહભેર ઉજ્જડપૂરમાં આવી. તેઓને માટે મુંબઇથી બન્ડાજીને એક ભલામણ પત્ર જે ગ્રહસ્થપર લખી આપ્યો હતો, તે ગ્રહસ્થને ત્યાં તેઓએ ઉતારો લીધો તો ખરો, પરંતુ તેઓ શા કારણ માટે આવ્યા છે, તેમજ નવરંગીલાલ, નવનીતરામનો પુત્ર થાય છે, એ વાત તેઓએ તદ્દન ગુપ્તજ રાખી.

સાયંકાળે તેઓ ઉજ્જડપૂર પહોંચ્યાં પછી તે ગ્રહસ્થને ત્યાં ભોજન કરી સૂઇ રહ્યા, અને પ્રભાત થતાંજ દાંતણ કરી, સ્નાન તથા ભોજનથી પરવારીને તે ગ્રહસ્થની સાથે કેટલીક પૂછપરછ કરી બાતમી મેળવી કે "દરબારગઢમાંજ પ્રધાનજીની કચેરી છે, અને તેઓ ત્યાં બપોરના બાર વાગતાંથી સાંજના પાંચ વાગતાં સુધી બિરાજે છે. પ્રધાનજીનું નામ નવરંગીલાલભાઇ છે, અને તેઓ પણ મુંબઇનાંજ છે. તેઓ ઘણાજ લાયક ગ્રહસ્થ છે, મિલનસાર છે, ન્યાયી છે, બાહોશ છે, અને રાજા સાહેબ તેમને જેમ ચાહે છે, તેવીજ રીતે પ્રજા પણ તેમની સ્તુતિ કરે છે: કેમકે તેમનો કાર્યભાર ઘણોજ નિઃસ્પક્ષપાતી તથા પ્રિયકર છે. તેઓમાં વળી મ્હોટી ખૂબિ એ છે કે, ન્હાનાં કે મ્હોટાં, સર્વની સાથે નમૃત્તાથી વાતો કરે છે, અને તેમની વાણીમાં મિઠાશનો તો ખજાનો ભરેલો છે! આ રાજ્યમાં તેમના અમલમાં ઘણા સારા સુધારા થયા છે, અને ન્યાય ખાતાંને તો તેમણે આરસી જેવું બનાવ્યું છે! અંધેરનું નામ પણ તેમના અમલમાં દેખાતું નથી! માટેજ તેમના પર રાજા સાહેબ, તેમજ પ્રજા ફિદા ફિદા છે તો!"

આવી સ્તુતિ પોતાના પુત્રની શ્રવણ કરવાથી નવનીતરામને ઘણો હર્ષ ઉપજ્યો, અને આ પ્રમાણે બાતમી મેળવીને તેઓ ત્રણે ત્યાંથી બપોરનાં એક વાગતાંને સુમારે દરબારગઢ તરફ સંચર્યા. દરબારગઢ ત્યાંથી થોડોક દૂર હતો, તમજ ત્યાં જવાને માટે ભાડાંની ગાડીઓ પણ તે નગરમાં મળતી નહોતી, અને વળી સાથે છત્રિઓ પણ રાખેલી નહીં હોવાથી, તેમાં વળી મુંબઇના સુંવાળા શેઠિયા! એટલે તાપ–તડકામાં તેમની હાલહવાલીનાં વનેખાં શું પૂછવા? બિચારા ફેંફેં થતાં ત્યાંથી દરબારગઢમાં પહોંચ્યા તો ખરા!

નવરંગીલાલ એક અગત્યનો કેસ ચલાવતો હતો. તે ઉંચા માચડાપર ટેબલ ખુરસી પર બેઠો હતો, અને તેની સામે વકીલો બેઠા હતા તથા વકીલોની પાછળ કેટલીક ખાલી ખુરસીઓ હતી, જે ઉપર તેઓ ત્રણે જણને બેઠા. આ વખતે નવરંગીલાલ લખતો હોવાથી તેની નજર કાગળપર નીચી હતી, અને તે પોતાના વડિલની ત્રિપુટીને તત્કાળ જોઇ શક્યો નહીં, પરંતુ લખી રહ્યા પછી તેણે ઉંચે, ને સામે જોતાંજ તેની દ્દષ્ટી તેઓ ત્રણેપર પડતાંજ તે ચકિત થઇ ગયો!

થોડીક મિનિટ સુધી તો તેણે તેઓની સન્મુખ એકી નજરે જોયાંજ કીધું, પરંતુ પછી સીપાઇને બોલાવીને ધીમેથી કહ્યું કે "વકીલોની પાછળ જે ત્રણે બહારગામના માણસો છે, તેઓને આદરમાન સાથે મારા ખાનગી રૂમમાં લઇ જઇ બેસાડ."

સીપાઇ તરતજ તેઓની પાસે ગયો, અને તેમને કોર્ટની પાછળના નવરંગીના ખાનગી રૂમમાં લઇ જઇ ખુરસીઓપર બેસાડ્યા. તેઓ સમજી તો ગયાજ કે "નવરંગીએ આપણને ઓળખ્યા, અને તેથીજ આ પ્રમાણે આપણો સત્કાર થયો છે." આ શિવાય નવનીતરામ તો પોતાના પુત્રનો આવો ઠાઠ જોઇને મનમાં અત્યંત હર્ષ પામ્યો, અને તેનો આનંદ ઉભરાઇ જવાથી તે બોલી ઉઠયો "ભાઇઓ! મને તો મારા દીકરાનો દમામ જોઇને મારી છાતી એક વ્હેંત ઉંચી આવી છે! જાણે મુંબઇની હાઇ કોર્ટના જજ સાહેબજ હોય, તેમ બધો ઠાઠ દેખાય છે! વાહરે વાહ! દીકરો હીરો ઉઠયો! એને જોતાંજ મારૂં તમામ દુઃખ દૂર થઇ ગયું! પરમેશ્વરે પુત્ર વિયોગ ઘણે દિવસે પાછો સાંધી આપ્યો તો આપ્યો, પણ વળી આકાશમાં જેમ ચંદ્ર પ્રકાશે, તેવીજ રીતે ચંદ્ર સમાન મારો પુત્ર પ્રકાશેલો મેં જોયો તેથી અત્યારે મારૂં તો શેર લોહી ચઢયું છે! મારૂં તમામ દુઃખ હું જાણે ભૂલીજ ગયો છું, અને દુઃખને બદલ હર્ષની હેલી મને ભાસે છે! પુત્ર તો એવાજ હોજો! આપણાથી આવી ઉત્તમ પદ્વિ પામેલો પુત્ર કોને વ્હાલો નહીં લાગે?"

"તમારા પુત્રને જોઇને તમને આનંદ થાય, એ સ્વભાવિક છે, અને મને પણ નવરંગીલાલને જોઇને ઘણોજ આનંદ ઉપજે છે." ચટપટદાસે વિશ્વાસ નાખતાં દર્શાવ્યું "પણ મારી નવલ કયાં છે? તેણી મને મળે, અને હું તેણીને નિહાળું, ત્યારેજ મને પણ તમારા જેટલોજ હર્ષ ઉભરાશે!"

"તેવીજ મારી દશા છે!" મફતલાલ પણ બોલી ઉઠયો "નવરંગીલાલની માફકજ નવલ તથા મારા મનહરના ચ્હેરા જયારે હું જોઇશ, ત્યારેજ મને પણ ચેન વળશે!"

"સૌ સારૂં થશે! એકનો પત્તો મળ્યો તો હવે બીજાં બેનો પણ મળશે, ને મળશેજ." નવનીતરામે તેઓને શાંતિ આપતાં

જણાવ્યું "ધીરજ રાખો શેઠિયાઓ, ધીરજ રાખો ! નવરંગી અહીં આવે, તેની સાથે વાતચીત કરીએ, અને તેનો સાર સમજીએ, પછી બધુંએ ઠીકજ થશે. તમે ઉતાવળ કરીને તેને કંઇ આડું અવળું પૂછશોજ નહીં. હું પોતેજ આસ્તે આસ્તે કળેવળે તેની સાથે વાત કરીશ, અને મિઠાશથી બધીએ પૂછપરછ કરીશ. પ્રથમ તો તે રાજી થાય તેવી વાત કરવી પડશે, અને તે પછી યુક્તિથી હુંજ તેને સમજાવીશ. આવે મ્હોટે ઓધ્ધે તે છે, એટલે કંઇ તેની સાથે દમામથી તો વાત થવાનીજ નથી."

"બરાબર છે." ચટપટદાસે જણાવ્યું "નવનીતરામ શેઠની વાત સત્તર આનાની છે !"

"હું પણ તે કબૂલ કરૂં છું." મફતલાલે કહ્યું "એમજ થવું જોઇએ, અને એવીજ રીતે વાતચીત ચલાવતાં નવલ, અને મનહરની બાતમી પણ નવરંગીલાલથીજ મેળવી શકાશે."

આ પ્રમાણે તેઓ ત્રણે વાતચીત ચલાવવા લાગ્યા, અને પેલી તરફ નવરંગીએ પોતાનું કામકાજ આટોપવા માંડયું. એક સાક્ષીની જુબાની ચાલતી હતી, તે પૂરી કરીને તે કેસ મુલતવી રાખીને તે તરતજ [illegible] પોતાના ખાનગી રૂમમાં ગયો, અને જતાંની સાથેજ પ્રથમ પોતાના પિતાશ્રીને પગે પડયો. પિતા-પુત્રે કોટી કરી, અને તે પછી નવરંગી, ચટપટદાસને તથા મફતલાલને પણ નીચો વળીને નમ્યો, અને હાથ જોડીને નમસ્કાર કીધાં. બાદ તે એક ખુરસીપર બેઠો, અને તેમનાં અકસ્માત આવવાનું કારણ વિગેરે પૂછીને તેણે પોતાના પિતાને જણાવ્યું "આપ મારો પત્તો જાણીને પધાર્યાં તો મને જો આગાળથી લખ્યું હોત તો સ્ટેશન પર ગાડી-ઘોડાનો બંદોબસ્ત કરતેની ? વારૂં, હવે આપનાં ગાંસડાં પોટલાં કયાં છે ? બહાર મૂક્યાં છે કે બીજે કોઇ ઠેકાણે રાખ્યાં છે ?"

નવનીતરામે પોતાના ઉતારાનો પત્તો આપતાંજ નવરંગીએ સીપાઇને બોલાવીને તેને ત્યાંથી તમામ પોટલાં પોતાને મકાને લાવવાને ફરમાવ્યું, અને તરતજ બે ઘોડાની દરબારી ગાડી મંગાવીને તેમાં તેઓને બેસાડયા, તેમજ પોતે પણ તેમાંજ બેઠો, અને તેઓ સર્વ નવરંગીને મુકામે ગયા. ત્યાં ગયાં પછી નવરંગીએ સર્વની

ખાધાંપીધાંની તાબડતોબ વ્યવસ્થા કરી, અને દરમ્યાન તેઓ સંગે તેણે બીજી પરચુરણ વાતો ચલાવવી શરૂ રાખી. તેમાં તેણે પોતે ઘર છોડીને નિકળ્યાં પછી હાલ સુધીની પોતાની તથા નવલને લગતી તમામ બનેલી બિના પણ પ્રકટ કરતાં જણાવ્યું કે "નવલ જ્યાં છે, ત્યાં સલામત તો છેજ, પણ તેણી કયાં છે, તે બાબતનો હજી સુધી કશો પત્તો મળ્યો નથી ! જો કે મેં ચારે બાજૂએ તેણીને માટે માણસો તો મોકલ્યાં છે, અને ઇશ્વર કરશે તો હવે ટૂંક સમયમાંજ તેણીની બાતમી મળશે, એમ હું ધારૂં છું. પછી તો જેવી ઇશ્વરની મરજી ! પરંતુ મારી ખાત્રિ છે કે, આઠ દિવસે, મહિને, બે મહિને કે બાર મહિને પણ તેણીનો પત્તો લાગશે, ને જરૂર લાગશેજ."

"લાગે કે નહીં પણ લાગે !" ચટપટદાસ ઉદાસિતપણે બોલ્યો "ઇશ્વર કરે તે ખરી !"

"ઇશ્વર સારૂંજ કરશે. તમે દિલગીર થશો નહીં. અમારા પવિત્ર પ્રેમની સહાયતામાં શ્રી હરિ છેજ !" નવરંગીએ જુસ્સાથી જણાવ્યું "નવલને માટે મેં, અને મારે માટે નવલે જાન જવા સુધીના સાહસિક પ્રવાસ કીધા છે, માટે ઇશ્વર તે પ્રવાસ તથા પ્રયાસનું ફળ અવશ્ય અમને આપશેજ."

"અને મારા મનહરલાલની કંઇ ખબર ?" મફતલાલે હવે પૂછ્યું "તે તમને મળ્યો હતો કે ભાઇ ?"

"નાજી. તેની તો મને કંઇ ખબર નથી, તેમજ તે મને તો કંઇ મળ્યા પણ નથી સાહેબ !"

"ઠીક ! જેવાં મારાં નસીબ !" મફતલાલ આંખમાં પાણી લાવી બોલ્યો "તમો બંનેએ મુંબઇ છોડયાં પછી થોડા દિવસો બાદ તે પણ મુંબઇ છોડી ગયો છે, અને તેનો પણ કંઇ પત્તો નથી !"

"તેનો પત્તો પણ મળશે. ઇશ્વરપર વિશ્વાસ રાખી તેનુંજ સ્મર્ણ કરો કે તે સર્વનું સારૂં કરે !"

એટલામાં ભોજન તૈયાર થયાંથી નવરંગીએ તેઓ ત્રણેને ભોજનાર્થ ઉઠાડયા, અને નવરંગી પણ તેમની સાથેજ ભોજન કરવાને બેઠો. ભોજન કર્યાં પછી પાનસોપારી લઇ નવનીતરામે હવે શાંતિથી મુદ્દાની વાતનો પ્રારંભ કરતાં જણાવ્યું "ભાઇ નવરંગી ! આજે તારી

આહોઝલાલી જોઇને મારો સર્વ સંતાપ શાંત થયો છે, અને તું આવી ઉત્તમ પદ્વિએ માત્ર સ્વપરાક્રમથીજ પહોચ્યો છે, તે જોઇને મારા મનને હમણાં જે આનંદ ઉભરાયો છે, તેનું વર્ણન કરવાને મારી પાસે શબ્દોનો ભંડાર પણ નથી! તારી માતા પણ તારી આવી અનૂપમ સ્થીતિ જોઇને બેશક સાનંદાશ્ચર્યતા પામશે. તું જ્યારથી મુંબઇથી નિકળ્યો છે, ત્યારથી મારી, તેમજ તારી માતાની આંખોમાંથી એકે દિવસ આંસુ વહ્યાં વિના રહ્યાં નથી! પરંતુ તે અનહદ આક્રંદ કર્યાં પછી અત્યારે તને જોતાંજ મારી આંતરડી ઠરે છે! હવે તને વિશેષ કહી શકતો નથી, પરંતુ મારી આજ્ઞા માનીને તું એક વાર મુંબઇ આવી, તારી માતાને મળી, અને તેણીને શાંતિ પમાડી જા, કે જેથી તે બિચારી ટળવળતી, અને વલોપાત કરતી મટે!"

"હું ત્યાં આવું, તેનાં કરતાં મારા માતુશ્રીનેજ અત્રે બોલાવું તો તેઓ મારો આ વૈભવ જોઇને વિશેષ રાજી થશે!" નવરંગીએ ખરા ભાવથી જણાવ્યું "અહીં આવવાને તેમને કોઇ પણ વાતની હરકત નથી, અને અહીં તેમની દરેક સગવડ સારી રીતે થઇ શકશે, માટે તેમને અહીંજ બોલાવીએ પિતાજી!"

"પણ તેણી એકલી અત્રે કોની સાથે આવશે? માટે તુંજ મારી સાથે ચાલ, અને બે દિવસ તારા માતુશ્રી પાસે રહીને ત્રિજે દિવસે અત્રે પાછો આવજે. ત્યાં અમે તને વધારે રોકીશું પણ નહીં, તેમજ તને અત્રે પાછો આવવાને અટકાવીશું પણ નહીં. તું આવા મ્હોટા હોદ્દાપર ચડયો છે, તો તને અમે શા માટે અટકાવીએ? અમે તો ઓર આશિર્વાદ આપી ખુશીની સાથે અત્રે પુનઃ રવાના કરીશું બેટા!"

"મારી ઇચ્છા તો એવીજ છે કે, મારા માતુશ્રીને અત્રેજ બોલાવવા, અને તેમને આ મારૂં સુખ બતાવી સંતોષ આપવો. તમે કહો છો તેમ તેઓ એકલા અત્રે આવી નહીં શકે, તો તેને માટે હું અત્રેથી એક મારા વિશ્વાસુ માણસને મુંબઇ મોકલું, અને તેની સાથે તેઓ પધારે. તેને માટે આપ તેમજ હું પત્ર દ્વારા તેમને દર્શાવીએ, જેથી તેઓ આવતાં અચકાશે પણ નહીં. આજ યોગ્ય રસ્તો છે પિતાજી!"

"પણ તું જો માત્ર એજ રાત્રિ આવી જાય તો શું વાંધો છે?" નવનીતરામે સમજાવીને જણાવ્યું "હવે ન્યાતવાળાઓની પણ કંઇજ હરકત નથી; કેમકે આપણી ન્યાતે, તેમજ આ ચટપટદાસની ન્યાતે ખુલ્લા ઠરાવો કીધા છે કે 'રોટી વહેવાર, ત્યાં બેટી વહેવાર કરવો.' એટલે તારી ઇચ્છાનુંસાર તું નવલ સાથે લગ્ન કરશે તો હવે કંઇ ન્યાતવાળાનો વાંધો નહીંજ નિકળે વળી હું કે તારી માતા અથવા આ ચટપટદાસ શેઠ કે તેમના પત્નિ પણ વાંધો નહીંજ લઇશું; કેમકે હવે અમે સમજ્યા છીએ કે તું તથા નવલ માત્ર લગ્ન કરવાના નિમિત્તથી અમો સર્વનો ત્યાગ કરી બહાર પડયાં છો, અને લગ્નને ખાતરજ તમોએ આટલાં બધાં સંકટો પણ સહ્યાં છે, તો હવે અમારે તમને તેમ કરતાં અટકાવવા લાજમ નથી, તેમજ તમને અટકાવવાથી હવે કંઇ લાભ પણ નથી, અને વળી અમારાં અટકાવેલાં તમે અટકવાની આશા પણ અમને નથી! તો પછી અમે શું એટલાં બધાં મૂર્ખ છીએ કે, હજી પણ અમે તમારી શુભ ઇચ્છામાં હરકત કરીશું? એવો શક હવે તારે મુદ્દલ રાખવોજ નહીં દીકરા! માટે મારી આજ્ઞા માનીને મારી સાથેજ તું માત્ર બે દિવસને માટે ચાલ!"

"પિતાજી! આપની આજ્ઞા માનવાને હું બંધાયલો છું, અને આપને આટલો બધો આગ્રહ કરવાનો પ્રસંગ પણ આપત નહીં, પરંતુ કૃપા કરીને મારી એક પ્રાર્થના છે તે પણ આપ શ્રવણ કરશો?" નવરંગીએ હવે ખુલ્લી રીતે પોતાના મનનો વાંધો પ્રકટ કીધો કે "મે એવો નિશ્ચય કીધો છે કે, જયાં સુધી નવલનો પત્તો મને લાગે નહીં, અને જયાં સુધી તેણીની મુલાકાત મને થાય નહીં, ત્યાં સુધી તો હું મુંબઇની ભૂમિપર કદી પણ પગ મૂકનાર નથી, નથી, ને નથી! આવો મારો નિશ્ચય છે, માટે હાલ તરત તો મારાથી મુંબઇ નહીંજ આવી શકાય, અને તેને માટેજ હું આપને વિનંતિ કરૂં છું કે, એક પત્ર મારા માતુશ્રીપર હું લખું, અને એક પત્ર આપ પણ લખો, જે લઇને અત્રેથી મારો માણસ મુંબઇ જશે, અને માતુશ્રીને અત્રે લઇ આવશે."

"ત્યારે તો એમજ કરોની કે હું અને મફતલાલ શેઠ પણ પાછા મુંબઇ જઇએ, અને તમે હાલ તરત તો અત્રેજ રહો" ચટપટદાસે જણાવ્યું "નવલ આવે ત્યારેજ તમો સર્વ સાથે મુંબઇ આવજો, અને

નવલનો પત્તો મળે કે મને તારથી ખબર આપજો, એટલે હું પણ અત્રે પાછો આવીશ."

"અને મારા મનહરનો પત્તો મળે તો મને ખબર આપશો, એટલે હું પણ પાછો આવીશ." મફતલાલ બોલી ઉઠયો "મને પણ અહીં રહેવાનું કંઇ ખાસ કારણ નથી."

મફતલાલના પુત્ર મનહરલાલ સાથે નવલનાં વિવાહ (સગપણ) થયાં છે, એ વાત નવરંગીએ નવલ દ્વારા જાણેલી હોવાથી નવરંગીએ પણ મફતલાલને અત્રે રહેવાને આગ્રહ કર્યોજ નહીં, અને માત્ર ઉપરથીજ તેણે મિઠાશમાં જણાવ્યું "તમારે કોઇ પણ વાતની ચિંતા કરવી નહીં શેઠજી! હું તમો બંનેને જરૂર ખબર આપીશ."

આખરે મફતલાલ તથા ચટપટદાસ મુંબઇ પાછા જવાને નિકળ્યા. નવરંગીએ તેમની સાથેજ પોતાના એક ખાત્રદાર માણસને પણ રવાના કર્યો તથા નવરંગીએ, તેમજ નવનીતરામે પત્રો પણ લખી આપ્યા, વળી નવનીતરામે તે બંનેને ભલામણ કરી કે "તમે મારે ઘેર જઇને તેણીને સમજાવીને જરૂર મોકલી આપજો" આમ બંદોબસ્ત કરી નવરંગીએ દમ્મણ સ્ટેશનપર તેઓને પહોંચાડવાને બે ઘોડાની ગાડી તથ. બે સ્વારો આપ્યા, તેમજ મુંબઈથી પોતાની માતા આવતાં સુધી તેજ ગાડી તથા સ્વારને સ્ટેશનપર થોભવાને ફરમાવ્યું, કે જેથી તેજ ગાડીમાં તેણી પણ આવે. આવો બંદોબસ્ત કીધાં પછી નવનીતરામે મફતલાલને તથા ચટપટદાસને કાનમાં ફુંક મારી કે "નવલ આવતાં સુધી હું અત્રેજ થોભીશ, અને તેણી આવતાંજ હું નવરંગીને તથા નવલને લઇને મુંબઇ આવીશ. તેટલામાં મનહરલાલને પણ પત્તો મળી તો જશેજ, જેથી મુંબઇમાં તમારી સત્તા ચલાવીને તમે તમારૂં ધાર્યું કરી શકશો. હમણાં વધારે ચકચાર કરવાનું કામજ નથી. મુંબઇમાં આવ્યા પછી તો મારા છોકરાને હું પણ મારીજ ન્યાતની એક અતિ ખૂબસૂરત કન્યા છે, તેણીની સાથેજ લગ્ન કરવાની ખટપટ કરીશ. હમણાં તો તમે શાંતિ રાખી પધારો!" આ પ્રમાણે નવનીતરામે તેઓ બંનેને ધીરજ આપવાથી તેમને પણ સારૂં લાગ્યું, અને તેઓ મુંબઇ તરફ રવાના થયા.

# પ્રકરણ ૪૧ મું.

## મળ્યાં—મળ્યાં !

દોહરો.
માતુશ્રી આવી મળ્યાં,
દીઠો પુત્ર પ્રકાશ:
નવરંગીને નિર્ખતાં,
માતાનો હુલ્લાસ.

મુંબઇમાં જતાંજ નવરંગીના માણસને લઇને ચટપટદાસ તથા મફતલાલ, નવનીતરામને મકાને ગયા, અને ત્યાં નવનીતરામની પત્નિ ભાનુમતિને ઉજ્જડપૂરમાં નવરંગીને લગતી તમામ વાત કહી સંભળાવી, તેમજ પેલા માણસ સાથે તેણીને ઉજ્જડપૂર ઉપડી જવાની ભલામણ પણ કરી, જે પછી તેઓ બંને ત્યાંથી ઉઠીને પોતપોતાને મકાને ગયા. તેજ રાત્રિના ગાડીમાં ભાનુમતિ પણ તે આવેલા માણસની સાથે પોતાના પુત્રને મળવા ઉજ્જડપૂર તરફ જવાને ઉપડી ગઇ, અને બીજે દિવસે પાછલા પહોરે ઉજ્જડપૂરમાં પહોંચતાંજ નવરંગીને મળી-ભેટી. માતા તથા પુત્ર પરસ્પર ખૂબ આનંદથી ભેટયાં, અને ભાનુમતિ, પોતાના પુત્રનો ઠાઠ જોઇને ઘણીજ ચકિત થઇ ગઇ-તેણી હરખાઇ ગઇ ! ભોજન કર્યા પછી નવરંગી, નવનીતરામ, અને ભાનુમતિ આનંદમાં વાતો કરતાં બેઠાં. નવનીતરામે પ્રથમથીજ ભાનુમતિને કહી રાખ્યું હતું કે “ છોકરાની ઇચ્છા વિરૂદ્ધ તારે વિશેષ બોલવું નહીં. ” આ સૂચના પ્રમાણે ભાનુમતિએ પણ સ્વપુત્રને દુરાગ્રહથી નહીં સમજાવતાં રીતસર કહેવા માંડયું, અને મુંબઇ જવાનો આગ્રહ પણ રીતસરજ કીધો, પરંતુ નવરંગીએ તે બાબતમાં પોતાના પિતાને જે ઉત્તર આપ્યો હતો, તેવોજ ઉત્તર આપીને વાત માંડી વાળી. ભાનુમતિએ પણ તે સમયે વિશેષ ચર્ચા ચલાવી નહીં.

બીજે દિવસે પોતાના દરરોજના નિયમાનુસાર નવરંગી પોતાની કચેરીમાં ગયા પછી નવનીતરામ તથા ભાનુમતિ એકાંતમાં વિચાર કરતાં બેઠાં. ભાનુમતિએ પ્રથમ પૂછયું “ ત્યારે હવે શો વિચાર કીધો છે કે છોકરો તો જે તેણે ધાર્યું છે, તેજ મમત પકડી બેઠો છે ! મને તો નથી લાગતું કે તે પોતાની હઠ છોડે ! ”

"મને પણ એમજ લાગે છે ! તે નવલ શિવાય બીજી કન્યાને નહીં પરણે !" નવનીતરામે વિચાર કરતાં જણાવ્યું "બધીએ બાબતની મુશ્કેલી છે ! પેલી તરફ ચટપટદાસ પોતાની પુત્રિને મફતલાલના પુત્ર મનહર સાથે આપવાને બંધાયા છે, અને આણી તરફ આપણો છોકરો પોતાનો મમત મૂકે એમ નથી ! માટે હવે શું રસ્તો લેવો, તે મને કાંઇ સમજાતું નથી ! તેમ છતાં મેં મફતલાલને તથા ચટપટદાસને તો દિલાસો આપ્યો છે કે નવલનો પત્તો લાગે તો નવરંગી તથા નવલને લઇને હું મુંબઇ આવીશ. એટલે તમે તમારી સત્તા ચલાવજો. આવી રીતે મેં તેઓને સમજાવ્યું તો છે, પરંતુ મને તો નથી લાગતું કે તેમાં કંઇ વળે ! નવરંગીએ માત્ર નવલને ખાતર, અને નવલે પણ માત્ર નવરંગીને ખાતર ઘરબાર છોડયાં, અને સંકટો વેઠયાં, તેમજ હજી નવલનો તો પત્તો પણ નથી ! પત્તો લાગશે તોયે તેઓ એકબીજાંને છોડે તેમ નથીજ! માટે મને તો હવે બરાબર સોએ સો ટકા ભાષે છે કે, એ બંનેજ કલવો ખાશે ! કદાચ ખાધો પણ હોય, અને લગ્ન થયાં પણ હોય તો પ્રભુ જાણે ! અરે ! કદાચ નવરંગીએ નવલને છૂપાવી પણ રાખી હોય, અને તે આપણને પણ ખોટું સમજાવતો હોય તો શું ખબર પડે ? તેમ વળી છોકરો સ્વપરાક્રમથી મ્હોટી પદ્વિ પામી મ્હોટો પગાર પણ મેળવે છે, એટલે એ હવે આપણા પૈસાની પણ શાની દરકાર રાખે ? હવે કંઇ એ આપણું માને તેમ નથી !"

"તે તો હું પણ સમજું છું કે, હવે એ નહીંજ માને ! અરે ! જ્યારે એ નિરાધારપણે ઘરમાંથી નિકળી ગયો, ત્યારે પણ આપણા પૈસાની દરકાર કરી નહીં, તો હવે આવી સારી સ્થીતિમાં આવ્યા પછી તો વળી શાનો કરે ?" ભાનુમતિ પોતાનો મત દર્શાવતાં બોલી "એ તો નવલની બાતમી મળે, અને તે પછી બંનેને સમજાવીને મુંબઈ લઇ ગયા બાદ જો નવલને તેણીનાં મા–બાપ કોઇ પણ રીતે સમજાવે, અગર આડીઅવળી રીતે છેતરપિંડીમાં નાંખી દઇ મનહર સાથેજ પરણાવવાનો પ્રપંચ કરી દે, તોજ આપણું પણ ધાર્યું થાય ! મુંબઇમાં તો આપણે પણ નવરંગીને ગમે તેમ આંટીઘૂંટીમાં નાખી નવલનો છેડો છોડવી નંખાવીશું !"

"હા, તો ! તારો દીકરો એવોજ ભોળો છે ખરોની કે, તે આંટી-કોંટીથી ઠગાઇ જશે !" નવનીતરામે જુસ્સામાંજ કહ્યું "અરે ! તને અને મને-બંનેને તે છેતરે તેવો હવે તો બન્યો છે ! રજવાડામાં રહ્યો છે, અને આખાં રાજ્યનો કાર્યભાર કરે છે, માટે તે કંઇ કાચોપોચો નથી ! એવા ગાંડા વિચારો કરવાના નથી !"

"ત્યારે શું નવલ સાથેજ લગ્ન કરવા દેશો ? તેમાં તમે વાંધો નહીંજ લો, એમજ કેની ?"

"વાંધો લીધાથી લાભ શું ? છોકરો કાંઇ આપણું માનવાનો નથી, તો પછી નકામું બોલીને માન ગુમાવવું કે ?"

"અને નવલ સાથેજ લગ્ન કરશે તેમાં તમારૂં માન ખાસું મઝા-હનું જળવાઇ જશે ખરૂં કે ?"

"કદાચ લગ્ન કરી પણ ચૂકયો હશે તો પછી કંઇ ઉપાય છે કે ? પછી શું રસ્તો રહ્યો ?"

"પછી એજ કે, એ છોકરો ભલે એની બાયડીને લઇને જૂદો રહે ! આપણા ઘરમાં એ નહીં જોઇએ."

"જૂદા જેવો તો છેજ. એ કયાં હવે આપણા ઘરમાં આવી રહે-વાનો છે ? એ તો બિચારો અહીંજ રહેશે. કદાચ, પ્રસંગોપાત બે-ચાર રાત મુંબઇ આવીને રહે તેજ. તે શિવાય મુંબઇમાં એ કંઇ જાથૂક નહીંજ નિવાસે."

"ના. તે બે-ચાર રાત પણ આપણાં ઘરમાં તો એને પેસવાજ નહીં દેવાય !" ભાનુમતિ ચીડવાઇને બોલી "એવા છોકરાનું તો હું મ્હોં પણ કદી નહીં જોઉં !"

"અરે ! વાહરે તારી અક્કલ ! તારૂં મગજ પણ સોડા વૉટરના સીસા જેવું આમ તેમ ગબડે છે તો ! ઘડીકમાં છોકરાને માટે જીવ તોડે છે, અને ઘડીકમાં આવું ઘેલું ગાંડું બકે છે ! એકના એક દીકરાનો ત્યાગ થાય કે વળી ? આપણો પૈસો શું આપણો છોકરો નહીં વાપરે તો બીજો કોઇ વાપરશે કે ? શું કોઇ અતરાપિને માટે મેં લાખો રૂપીઆ ભેગા કીધા છે ? તારા મગજમાં તો અંધારૂં આવ્યું છે ! તું મૂર્ખ છે, પણ હું કંઇ તારા જેવો મૂર્ખ નથી તો કે છોકરાનો ત્યાગ કરૂં !"

"ત્યારે એમ કરવું કે, છોકરાની સાથે આપણે સંબંધ રાખવો, અને તે ભલે આપણા ઘરમાં આવે કે રહે, પરંતુ નવલને તો આપણે ઉમરે નહીંજ ચઢાવવી. આ તો મારી સલાહ વાજબી છેની ?"

"એ પણ કેમ બને ? જ્યાં નવરંગી, ત્યાંજ નવલ ! માથા સાથે જડેલા કાન કંઇ છુટા પડે ખરા કે ?"

"સૌ પડે !" ભાનુમતિએ છણકો કરીને જણાવ્યું "બધીજ વાતે છોકરાનું ગાયું તો નહીં ગવાય ! તમે તો છોકરાનો રોપ જોઇને જાણે અંજાઇ ગયા છો ! પણ હું કંઇ અંજાવાની નથી ! મને છોકરાની ગરજ નથી ! તમને જો ઘણી ગરજ હોય તો તમો તેને પગે પડો ને જોઇએ તો તેના પગ ચાટો !"

"હવેજ આમ બોલાય છે તો ! છોકરાનો પત્તો લાગતો નહોતો, ત્યાં સુધી તો 'હાય-હાય !' કરતી હતી, અને હવે જ્યારે પરમેશ્વરે છોકરાનું મ્હોં બતાવ્યું, ત્યારે વળી પાછો પહેલાંનો ભવેડો ભજવવા બેઠી છે !"

"ભવેડો-બવેડો કહેશો નહીં ! તમારૂં તો મ્હોંઢુંજ ગંધાતું છે ! તમે પહેલાંથી સુધારામાં સડી ગયા છો, અને તેથીજ ન્યાતવાળાઓ પાસે પણ પર ન્યાતની કન્યા લેવા દેવાનો સુધારો કરાવ્યોની ! ન્યાતવાળા તમારા તેજમાં અંજાઇ ગયા, અને છોકરો જતો રહેવાથી તેમને આપણી દયા આવી, તેથી હવે તમારૂં ચઢી વાગ્યું છે ! પણ તમે તમારા મનમાં ફુલાતા નહીં જો ! અમે બાયડીઓ ભેગી થઇને તમારો કરેલો ઠરાવ ફેરવી નાંખીશું, અને જૂના રિવાજનેજ પકડીશું ! તે વખતે તમે અમને શું કરી શકવાના છો ? બોલો જોઇએ ?"

"ન્યાતના સાઝનામાં તમે બાયડીઓ પધારશો કે ?"

"અલબત ! અમે હિમ્મતથી સાઝનામાં આવીને પુરૂષોને નીચું જોવડાવીશું ! તમે તમારાં મનમાં શું સમજો છે ? બાયડીઓબિ ફ્ફરસે તો પુરૂષોને પણ પાણી ભરાવશે, અને આખરે બાયડીઓનુંજ ધાર્યું થશે ! અરે ! જો બાયડીઓનું ધાર્યું નહીંજ માનશો તો બાયડીઓ પણ તમારા મ્હોંમાં, રસોઇ કરીને શું પથરા ખવાડશે કે ? પછી તો બજારમાંથી મમરા લાવીને ખાવાનો વખત આવશે !"

" એ બધા તારા તડાકા ને ફડાકા જવા દે, અને રીતેભાતે વાત કર ! " નવનીતરામે મગજને ઠંડું પાડી જણાવ્યું " આપણને ઇશ્વરે એકનો એક દીકરો આપ્યો છે, અને ઘણે દહાડે તેનું મ્હોં જોવાનો સમય પણ ભગવતે આપ્યો છે, માટે ડહાપણથી કામ લેવાનો સ્વભાવ ગ્રહણ કરવો જોઇએ- તને ખબર તો છે કે, આજકાલના છોકરાઓ મગજના કડક હોઇ પોતાનુંજ ધાર્યું કરનારા હોય છે, માટે આપણે જો આપણી આમન્યામાં કહેવું હોય તો તેઓનું ગાયું ગાવાનોજ વિચાર રાખવો જોઇએ, અને તેમ કરી તેમને રાજી રાખવા જોઇએ. "

" તમે તમારે તેનું ગાયું ગાયા કરો ! મારાથી કંઇ એવું નહીં બને ! તમે જાણો, અને તમારો છોકરો જાણે. "

" પડ ખાડમાં ત્યારે ! " નવનીતરામ પણ હવે મગજ ફેરવીને બોલ્યો " હું તો મારી મેળે મુંબઇ ચાલ્યો જઈશ, અને મારી પાછળ તું જાણે, અને તારો છોકરો જાણે ! મા-દીકરો જોઇએ તેમ વિચાર કરજો. "

" મારે વળી શો વિચાર કરવો છે ? હું પણ તમારી સાથેજ મુંબઇ આવીશ, અને ન્યાતનો ઠરાવ ફેરવવાની ખટપટ કરીશ. આખી ન્યાતની બાયડીઓને ભેગી કરીને તમારા ઠરાવને ભૂશાવી નાંખીશ ! "

" વળી એજ વાત ! તું પણ તારો મમત નહીંજ છોડે, એમજ કે ? "

" હા. એમજ " ભાનુમતિ નસ્કોરાં ફુલાવતી બોલી " એવો તમારો સુધારો નહીં ચાલવા દઉં ! "

નવનીતરામ નરમઘેંસ થઇ ગયો, અને તેણે મનમાં વિચાર કીધો કે " વળી બાયડીઓ માથાં ફેરવશે તો કામ બગડશે, અને ન્યાત-વાળાઓ ઘણાખરા જૂના વિચારનાં હોવાથી તેણીઓનું ધાર્યુંજ થશે ! માટે હવે તાણવામાં મઝાહ નહીં આવે ! " આ વિગેરે વિચાર કરીને તે નમી પડયો, અને બોલ્યો " વારૂં ત્યારે તારો શો વિચાર છે ? "

" મારો વિચાર એજ છે કે, નવલ આવે કે નવરંગીને સમજા-વીને તેઓ બંનેને મુંબઇ લઇ જવાં, નવલને તેણીનાં મા-બાપને સોંપી દેવી, અને તેઓ તેણીનાં લગ્ન મનહરલાલ સાથે ગૂપચૂપ દાવપેચથી કરી નાંખે તેવી તેમને સલાહ આપવી. તેમનાં લગ્ન થતાં

સુધી નવરંગીને પણ આપણે થાપ આપીને અંધારામાં રાખીશું, અને તેમનાં લગ્ન થયાં પછી તો નવલનું કંઇ વળવાનું નથી, અને નવરંગી પણ કશું કરી શકનાર નથી! પછી તો આપણીજ ન્યાતની કોઇ સારી કન્યા સાથે નવરંગીનાં લગ્ન કરી શકાશે, અને નવલ પરણી ગયા પછી આપણો છોકરો પણ જખ મારીનેજ આપણીજ ન્યાતની કન્યા લેવાને કબૂલ કરશે! આજ ખરેખરો રસ્તો છે અને એમજ મારે કરવું પણ છે."

"ઠીક છે! જેમ તને સારૂં લાગે તેમ ખરૂં! મને તો ખાત્રિ છે કે, એ રસ્તો આડોજ ફંટાશે, અને એ રસ્તો કરવા જતાં વળો નવનું સાડાતેર વેતરાશે! પાછળથી તુંજ પસ્તાશે, એ પણ મારી ભવિષ્ય-વાણી યાદ રાખજે. તમો બૈરાંઓ વગર વિચાર્યું કરનારાં તેથી પાછળ પરિણામે પસ્તાવામાં પડો તેમાં નવાઇ નહીં!"

"તમે તો છોજ બ્હીકણ બિલાડા! તમે તમારે છાનામાના જોયા કરજો! તમારામાં કશું બૂતારૂંજ નથી!"

"ભલે!" કહી નવનીતરામ મનમાં બબડતો ફફડતો ત્યાંથી ઉઠીને એક સોફા-કોચપર એક પુસ્તક લઇને વાંચવા બેઠો, અને ભાનુમતિ પણ આરામ લેતી એક બીજા કોચપર લંબાઇ ગઇ.

વલ્લભશંકર, કે જે નવરંગીનો ખાસ ભરોસાનો માણસ હતો, અને જે ભાનુમતિને લેવાને મુંબઇ પણ ગયો હતો, તે આ બધી વાત ગુપચુપ સાંભળ્યા કરતો હતો, તેણે નવરંગીને આ વાત કહી દેવાનો નિશ્ચય કર્યો, અને પાછલા પહોરના હંમેશના નિયમ પ્રમાણે નવરંગીને માટે ચ્હા લઇને તે કચેરીમાં ગયો, અને પોતાના માલિક (નવરંગી) ને ચ્હા પાયા પછી, પોતે સાંભળેલી તમામ વાત નવરંગીને કહી દીધી. નવરંગી ચોંકયો, અને તેણે તેમના માણસને સૂચવ્યું કે "એજ પ્રમાણે તેઓ જે પણ વાત કરે તે તુ લક્ષ દઇને સાંભળજે, અને હું ઘેર આવું ત્યારે મને એકાંતમાં કહેજે. જોજે! બરાબર કાન સાવધ રાખજે!"

"વારૂંજી!" કહીને વલ્લભશંકર પુનઃ મકાને ગયો, અને તે બ્રાહ્મણે તો હવે નવરંગીની સૂચના મળ્યાથી નવનીતરામ તથા ભાનુ-મતિની વાતપર ખાસ ચોકી રાખવા માંડી!

---

# પ્રકરણુ ૪૨ મું.

## ભોળપણમાં ભમાયા !

દોહરો.
માત-પિતાને પ્રેમમાં,
સમજાવ્યાં આ: વાર;
ભોળાંઓ સમજી ગયાં,
સાર નહીં અસાર !

નવરંગીને કચેરીમાં આજે કામ નહીં હોવાથી તે પોતાની ચેમ્બરમાં એક ઇઝચેર પર આડો લંબાઇ વિચાર કરવા લાગ્યો કે " મારાં માતા-પિતાનાં મનમાં હજી પ્રપંચજ ભર્યાં છે, અને હજી તેઓ મારી નવલ પર બળતરાં રાખે છે, અને અમારી બાજી તોડી ફોડી નાંખવાનીજ ધુન હજી પણ તેમનાં મનમાં ભરાયલી છે, માટે હવે એ બાબતમાં તો તેમનો મારે જરા પણ વિશ્વાસ કરવાનોજ નથી ! માટે વધારે સારૂં તો એજ છે કે. તે બંનેને અહીં નાહીં રાખતાં ગમે તે કરામત કરી મુંબઇ મોકલી આપવાં ! કેમકે તેમની નજર આગળજ જો કદાચ નવલ અત્રે આવી પહોંચે તો તેઓ વળી નવું તોફાન પણ કરે, અને તેથી અહીં મારી આબરૂ જાય !" આમ વિચાર કરીને તે પાંચ વાગતાંને સુમારે ત્યાંથી પોતાને મકાને ગયો. વલ્લભશંકરે કહેલી વાત તેણે મનમાંજ રાખવાનો નિશ્ચય કર્યો હતો, અને તે ઉપરાંત ભાનુમતિએ જેમ પોતાને આંટીફાંટીથી અંધારામાં રાખવાનો તાલ રાખ્યો હતો, તેજ પ્રમાણે નવરંગીએ પણ પોતાની માતા પર જાળ પાથરવાનો નિશ્ચય રાખ્યો હતો, જેથી તેણે હવે ભાનુમતિને મિઠાશથી ઉપલેક શબ્દોમાં ખુશ રાખવાના વિચારથી પૂછ્યું " માતુશ્રી ! તમને અત્રે ઠીક લાગે છેની ? " આ સમયે નવનીતરામ બંગલાના બગિચામાં ફરતો હતો, અને તેથી ભાનુમતિએ પોતાના પુત્રની સાથે એકાંતમાં વાત કરવાનો પ્રસંગ સાનુંકૂળ ધાર્યો. તેણીએ પુત્રના પ્રશ્નનો ઉત્તર આપતાં જણાવ્યું " ઠીક તો લાગે છે, પરંતુ મુંબઇની તો બલિહારીજ છે બેટા ! મુંબઇની ખૂબિ ન્યારી તો ખરીજ કેની ? મુંબઇની તોલે હિંદુસ્થાનમાં કોઇ પણ શહેર નથી ! આ રજવાડું છે, એટલે કંઇક રમણિક લાગે છે ! બાકી ગામ કંઇ એવું સારૂં નથી. તેમ વળી અત્રે જવા આવવાનું પણ કંઇજ નહીં, એટલે

બેરાંએને તો અહીં ગમેજ નહીં ! મુંબઇમાં તો બેરાંઓને સાંજ સુધી ગમે; કેમકે દેવદર્શનમાંજ ઘણો વખત વહી જાય, અને તે બહાને સારાં કપડાં પહેરવાનું પણ મળે ! તે શિવાય જો ઘરની બારીએ બેસીએ, તો પણ માણસો, અને ગાડી–ઘોડાની વસ્તીને લીધે જીવને આનંદ લાગે."

"એ ખરૂં છે, પરંતુ મને તો અહીં ઠીક લાગે છે." નવરંગીએ વાત ફેરવતાં જણાવ્યું "તેમ છતાં મારો પણ વિચાર હવે તો એમજ થાય છે કે, મુંબઇમાંજ રહેવું, અને ત્યાં આપણી તેમજ પિતાજીની સેવા કરી આપ વડિલોનો આશિર્વાદ મેળવવો. હવે મુસાફરીથી મને કંટાળો આવ્યો છે, અને અમારૂં મન પણ હવે પ્રથમનાં કરતાં બદલાઇ ગયું છે ! ઘર છોડીને જો કે હાલ તરત તો હું સુખી છું, તોપણ નોકર તરીકે પરાધિનપણું તો ખરૂંજ ! તેના કરતાં મુંબઇમાં કોઇ ધંધો રોજગાર કરીશ, તોપણ મારાં નસીબમાં હશે તે મળશેજ ! વળી પૈસા પણ મેં સારી રીતે ભેગાં કીધાં છે, જેથી મને કંઇ વાંધો નથી !"

"અને અમારૂં છે તે પણ તારૂંજ છેની ભાઇ ! તારા પિતા પાસે લાખો રૂપીઆની પૂંજી છે, તેનો માલિક તુંજ છે કે બીજો કોઇ ?" ભાનુમતિ હરખાઇ ગઇ, અને જાણે નવરંગી ઠેકાણે આવી ગયો હોય, તેમ સમજીને તેણી બોલી "બધી ખટપટ છોડી દઇને તું તારે મુંબઇ આવીને રહે, કે અમને પણ સારૂં લાગે !"

"મારો પણ એવોજ વિચાર છે માતુશ્રી !" નવરંગીએ વળી કપટથી કહ્યું "વળી મુંબઇ આવીને આપણીજ ન્યાતની કોઇ યોગ્ય કન્યા સાથે હવે મારાં લગન કરવાં, એવું પણ મેં નક્કી ધાર્યું છે."

"હવે મારો વ્હાલો દીકરો કેવો ડાહ્યો !" ભાનુમતિ હદ ઉપરાંત હરખાઇને બોલી "આપણી ન્યાતમાં તો એક એકથી સરસ કન્યાઓ છે ! આવી મઝાની ભણેલી, અને વળી ખુબસૂરત પણ જોઇએ તેટલી છે." અરે નવલને પણ ટક્કર મારે તેવી કન્યાઓ જોઇએ તેટલી છે બેટા !"

"નવલનું નામ હવે જવા દે !" નવરંગીએ નવલ પ્રત્યે તિરસ્કારનું ડોળ દેખાડતાં જણાવ્યું "હવે મને નવલનું નામ પણ લેવું ગમતું નથી, માટે તેણીની વાતજ તમારે કરવી નહીં ! તેણીનાંજ

પાપમાં મારે આ પ્રમાણે પરદેશ વેઠવું પડયું છેની ! હવેજ મને મારી ભૂલ જણાય છે ! આટલા દિવસ નાહક હું હઠે ભરાયો, પણ હવે તો મને આપનીજ વાત વાજબી લાગે છે, માટે આપ જેમ કહેશો તેમજ કરીશ માતાજી !"

"જીવતો રહે મારા વ્હાલા ! પરમેશ્વર તારૂં સારૂંજ કરશે, અને મા-બાપના આશિર્વાદથી તું સુખીજ થશે !" ભાનુમતિએ સ્વપુત્રને છાતી સાથે દાબીને કહ્યું ભગવતે તારી મતિ સુધારી, અને હવે તને કેવું સારૂં જ્ઞાન આવ્યું ! તો બેટા ! હવે તારી નોકરીનું રાજીનામું આપીને પછી બધાં અહીંથી ઉપડી જઇએ તો સારૂં !"

"ઠીક છે. આવતી કાલે રાજાજીને હું અરજ કરીશ." કહીને નવરંગી ગાડીમાં બેસીને ફરવા ગયો.

નવનીતરામ બગિચામાંથી ફરીને આવતાંજ ભાનુમતિએ તેને આનંદાવેશમાં આવીને કહ્યું "જૂઓ ! તમે તો ગમે તેમ લવારો કરતાં હતા, પણ છોકરો તો હવે કેવો ડાહ્યા થઇ ગયો છે ! તદ્દનજ સમજદાર થયો છે, અને હમણાંજ મારી સાથે કેવી ડાહી ડાહી વાતો કરતો હતો !"

"તે વળી શું ? તારી વાત મને સમજાઇ નહીં ! તે શું કહેતો હતો ? તે હવે કંઇ સમજ્યો ખરો ?"

"અરે ! સમજ્યો તો સમજ્યો, પણ બરાબર સમજી ગયો ! તદ્દનજ બદલાઇ ગયો ! જાણે આગળનો નવરંગીજ નહીં હોય, એવી સમજદારીની વાતો કરી ! હવે બધું કબૂલ કરે છે, અને જેમ આપણે કહીશું તેમ કરવાને તે તૈયાર છે ! કેવો સીધો દોર થઇ ગયો છે !"

"તે બધું ખરૂં, પણ નવલની સાથે લગ્ન કરવાનો મમત મૂકે તેમ નથીની ! મુખ્ય વાંધો તેજ છેની !"

"તેણે મમતે મૂકયો, અને આગલી પાછલી બધીએ વાતનો પસ્તાવો કરવાની સાથે હવે આપણીજ ન્યાતની કન્યા પરણવાને કબૂલ થયો છે ! તે પણ વળી એમ કે, આપણે જે કન્યા પસંદ કરીએ તેજ તે કબૂલ રાખશે !"

"હું !" નવનીતરામ અતિશય આશ્ચર્ય પામી બોલ્યો "આ તું શું બોલે છે ! આ તો અજબ ગજબની વાત તું કહે છે ! કાલે તો

મારી સાથે વાત કરતાં નવલને માટેજ તેનો મમત કાયમ જણાતો હતો, અને આજે તારે મ્હોંદે એકદમ બદલાઇ ગયો ! આ સાંભળીને મને તો ભારે તાજુબી લાગે છે !"

"તમને તાજુબી ભલે લાગે, પણ તેણે અત્યારે મારે મ્હોંઢે બધું એ કબૂલ કર્યું છે. વળી આપણી સાથેજ, નોકરી છોડીને મુંબઇ પણ આવનાર છે, અને તેને માટે આવતી કાલે તે રાજાને પણ કહી દેનાર છે !"

"ત્યારે તો ઘણુંજ ઉત્તમ ! સુન્નાથી પીળું ! ભલે ભગવાન ! ઇશ્વર કરે, અને આપણી આંતરડી ઠરે ! જો એમ થાય તો પરમેશ્વરનો મ્હોટો ઉપકાર માનું, અને અહીંથી મુંબઈ જતાંની સાથેજ પાંચ હજાર રૂપીઆનો ધર્મ કરી દઉં, તેમજ ખુશાલીનો ન્યાત જમાડી મ્હોટી મિજબાની કરૂં !"

"અરે ! મેં તો તેને ખાતર કેટલીએ બાધા, અને માનતાઓ રાખી છે, અને તેની પાછળ મને વળી કેટલોએ ખર્ચ થશે ! જો છોકરો ઠેકાણે આવે તો મેં મહા યાત્રા કરવાની પણ બાધા રાખી છે !"

"ભલે ! પાંચને બદલે પચ્ચીસ હજાર ખર્ચાશે, તો પણ કંઇ હું પાછો હઠવાનો નથી ! આપણા દીકરાના કરતાં પૈસા શું વધારે છે ? ઇશ્વરે આપ્યું છે તો ખુશીથી ખરચીશું, અને યશ પણ મેળવીશું ! રાજાને કાલે કહે, અને રાજા પણ એની તાકીદે નોકરી છોડવાની માંગણી મંજૂર રાખે કે બશ !"

"કાલે તેનો ખુલાસો થઇ જશે, અને જે હશે તે સાંજ સુધીમાં જણાશે. હમણાં તમે કંઇ ચાહીને છોકરાને પૂછતાં નહીં. જો તે પોતેજ પોતાની મેળે તમને કહે તો ભલે, પરંતુ તમે એ વાત કહાડતાંજ નહીં."

"કેમ વારૂં ? હું જરા રીતસર પૂછીશ તો કંઇ વાંધો છે કે ?"

"વાંધો કશો નહીં, પણ તમે ચાહી ચલાવીને પૂછતાંજ નહીં; કેમકે વળી તમારૂં બોલવું તેને પસંદ પડે કે કયાં તો કંઇ વાંકું પડે તો વળી તેનો મિજાજ પાછો ચળી જાય !"

"ત્યારે તો હું નહીંજ બોલું. મારે ખાસ બોલવાની કંઇ ખાસ જરૂર થોડીજ છે ? હું તો તારી વાત સાંભળીને હરખાઇ ગયો છું,

અને ઇશ્વર જ્યાંથી ત્યાંથી વંઠેલી વાત ઠેકાણે લાવે એટલે જાણે જગ જીતિ્યાં! માત્ર એટલુંજ કે, મને તારી વાત સાંભળીને અનહદ નવાઇ લાગે છે!"

"નવાઇ તો ખરીજ! ઇશ્વરેજ છોકરાના મગજમાં સારી બુદ્ધિ બક્ષેલી મને તો લાગે છે!"

"ચાલો, સારૂં! ભગવત જે કરશે તે સારૂંજ કરશે." કહીને નવનીતરામ પણ ફરવા નિકળી પડયો.

આજની રાત્ર આનંદમાં પસાર થઇ! નવનીતરામ તથા ભાનુમતિ તો આનંદમાં આવ્યાંજ હતાં, અને નવરંગી પણ આનંદનું ડોળ ઉપરથી બતાવવા લાગ્યો, પ્રભાત થયાં પછી ચ્હા પીતાં ભાનુમતિએ યાદ દેવડાવતાં સ્વપુત્રને પૂછયું "આજેજ રાજાજીની પરવાનગી લેશોની ભાઇ?"

"હા. અહીંથી જતાંની સાથે જો રાજા સાહેબની મુલાકાતનો પ્રસંગ આવશે તો ઠીક છે, અને નહીં તો તેઓ સાહેબ હરરોજ ત્રણ વાગતાંને સુમારે કચેરીમાં આવે છે તે તકે હું તેમને અર્જ કરીશ." આમ કહી નવરંગીએ વળી ભાનુમતિની સમક્ષજ પોતાના પિતાને ઇશારો કરતાં જણાવ્યું "હવે તો તમો પણ રાજી થયાંની પિતાજી?"

"શું વારૂં? શાને માટે?" નવનીતરામે જાણીનેજ અજ્ઞાનતા બતાવી કઇ વાતને માટે તું પૂછે છે?"

"ગઇ કાલેજ મારા માતુશ્રીને મેં મારો વિચાર જણાવ્યો છે કે, હું નોકરી છોડીને તમો સાથે મુંબઇજ આવીશ, અને આપણી ન્યાતનીજ કોઇ કન્યા જે તમો પસંદ કરશો તેની સાથે હું લગ્ન કરીશ—નવલની હવે મને દરકારજ નથી! કેમકે હવે તેણીની પાછળ મારી જીંદગી બરબાદ કરવામાં કાંઇજ સાર નથી!"

"સાબાશ!" નવનીતરામે ફુલાઇને તેનો વાંસો ઠોકતાં અત્યાનંદમાં કહ્યું "હવે તને સવળી મતિ સમજાઇ, અને હવે અમને પણ અનહદ આનંદ ઉભરાયો. નોકરી છોડીને અમારી સાથેજ મુંબઇ ચાલ બેટા!"

"તેને માટેજ આજે રાજાજીને વિનંતિ કરનાર છું. તેમને કાને તો મારે વાત નાંખવીજ જોઇએની?"

"અલબત! તેમની પરવાનગી મેળવીને અને તેમનો આશિર્વાદ લઇનેજ અત્રેથી નિકળવું, તેમાંજ ખરી લાયકી ગણાય. જેનું લૂંણ ખાધું છે, તેને સંતોષ આપવાનો તારો ધર્મ છે."

આ પ્રમાણે નવરંગીએ પોતાના પિતાને પણ ભોળવ્યા પછી અગિયાર વાગે ભોજન કરીને તે કચેરીમાં ગયો, અને તેની પાછળ નવનીતરામ તથા ભાનુમતિ એકદમ રાજી ખુશી થઇ ગયાં! નવનીતરામને પણ હવે પૂરી ખાત્રિ થઇ કે "છોકરાની બુદ્ધિ હવે ઠેકાણે આવી ગઇ, અને હવે જરૂર નવલના પાપમાંથી તે છૂટયો!" આમ આનંદ પામી હવે પોતાની ન્યાતની કઇ કન્યા લેવી તેનો વિચાર તે ભાનુમતિ સંગે કરવા લાગ્યો, અને તેના સંબંધમાંજ આખો દિવસ બંનેની ગટપટ ચાલ્યા કરી! જો કે હજી તો 'ઘઉં ખેતમે, ઔર બેટા પેટમે!' એવી વાત છે, તેમ છતાં તે પતિ-પત્નિ અત્યારથીજ સારી માઠી કન્યાની બાબતમાં રકઝક કરવા લાગ્યાં, અને તેઓ વચ્ચે ખૂબ વાદવિવાદ ચાલ્યો! તેમ કરતાં તેઓ બંનેના વિચાર વળી એકમેકથી વિરૂદ્ધ પડયા! અને તેઓ પરસ્પર આથડી પડયા! એક બીજાનાં મ્હોં ચઢયાં, અને તેમાં આખરે નવનીતરામે કંટાળીને ગુસ્સામાં એટલું કહી દીધું કે "તારે જોઇએ તેની સાથે તારા દીકરાને પરણાવજે! હું તો એ પંચાતિમાં પડવાનોજ નથી! તું જાણે ને તારો દીકરો જાણે! બન્નેને જેમ પાલવે તેમ બેલાશક કરજો!" આમ ગુસ્સો બતાવી તે બહાર ફરવા નિકળી ગયો!

સાંજે સવા પાંચને સુમારે નવરંગી પોતાની કચેરીમાંથી ઉઠયો, અને પોતાને માટે આવેલી ગાડીને પાછી મોકલી હાથમાં ચાંદીની મૂઠ વાળી લાકડી લઈ હવા ખાતો પગે ચાલીનેજ પોતાને મકાને જવાને નિકળ્યો. તેણે માર્ગમાં સ્વતઃ વિચાર ચલાવ્યો કે "ઘેર જતાંજ માતા-પિતા, રાજાની રજા લેવાની બાબતમાં પૂછશે, અને તેમને મારે ગમે તેમ ખોટું સમજાવવું પડશે! કેમકે તેમને ગમે તેમ કરીને હવે અહીંથી તો રવાના કરી દેવાંજ જોઇએ. મારી નવલને ખાતર તેમ કર્યા વિના છૂટકોજ નથી! ખોટું નહીં બોલવું, એ મારો નિયમ છે, તેમજ માતા-પિતાની આજ્ઞા માનવી, એ પણ મારો ધર્મ છે, પરંતુ માત્ર નવલને માટેજ મારો નિયમ તથા ધર્મ વિસારી દેવા પડે છે! તેમ

છતાં હું તેમાં ગુન્હેગાર તો નથીજ; કેમકે નવલને આપેલું વચન પાળવું, એ પણ મારો ધર્મજ છે. નવલને માટે હું ઘરનો ત્યાગ કરીને પરદેશ નિકળ્યો, અને મારે માટે નવલ પણ મારી પાછળજ નિકળી! માટે તેણીએ પોતાનું વચન સાચવી રાખવાની સાથે પવિત્ર પ્રેમને સાચવવાની પણ સંભાળ લીધી છે, તો મારે પણ તેણીને દગો કેવી રીતે દેવો? અને પરસ્પર વચનથી બંધાયલાં છીએ, માટે વચનને તો કલંક નહીંજ લગાડું! ઇશ્વર જે કરશે તે ભોગવીશ!" આ પ્રમાણે મનમાંજ મનસૂબા કરતો તે મકાને ગયો.

ભાનુમતિ તથા નવનીતરામ તેની આવવાનીજ રાહ જોતાં બેઠાં હતાં. એટલામાં નવરંગી આવ્યો, અને કોટ તથા પાઘડી ખીંટીએ ભેરવી વડિલો પાસે બેઠો.

"કેમ બેટા, પછી રાજાને કહી દીધું કે? ભાનુમતિએજ વાત ઉચ્ચારી "કાંઇ ખુલાસો મળ્યો?"

"રાજાજીને વાત તો કહી, પરંતુ તેઓ ઘણાજ દિલગીર થયા, અને પ્રથમ તો રજા આપવાની સાફ નાજ કહી, પરંતુ ઘણી આજી-જીથી બધી વાત સમજાવતાં છેવટે એક મહિના પછી રજા આપવાની હા પાડી, માટે આમે ને આમે એક મહિના પછીજ મારાથી તો મુંબઇ આવી શકાશે."

"ત્યારે અમે પણ એક મહિનો અત્રેજ થોભી જઇએ કે કેમ?" ભાનુમતિએ પૂછ્યું "તારો શો વિચાર છે? તું જેમ સલાહ આપે તેમ કરીએ. તારી ઇચ્છા હોય તો તારા પિતાજી અહીં રહે, અને તમે બંને સાથે આવજો."

"તમારે કે પિતાજીએ અત્રે થોભવાની કંઇ જરૂર નથી; કેમકે તમો બંને ત્યાં જઇને આપણી ન્યાતમાં કન્યાને માટે તજવીજ કરો, અને એટલામાં, બનશે ત્યાં સુધી તો એક માસની અંદરજ હું પણ મુંબઇ આવી પહોંચીશ. તમે માત્ર કન્યા કઇ લેવી, તેનો વિચાર કરી રાખજો, કે જેથી મારા ત્યાં આવ્યા પછી તરતજ લગ્નની ગોઠવણ પણ કરી શકાય. સમજ્યાંની માતાજી?"

"અને વિવાહને માટે કેમ કરવું? તે પણ તારા આવ્યા પછીજ થશેની ભાઇ?"

"હાજ તો. વિવાહ તથા લગ્ન સાથે કરવામાં પણ શું વાંધો છે ?" નવરંગીએ ઠાવકું મ્હોં રાખીને જણાવ્યું "આપણી ન્યાતમાં એવું તો બનતુંજ આવ્યું છે, એટલે પછી આપણે પણ એમજ કરીશું તો શું ખોટું છે ?"

"ખોટું તો કંઇજ નહીં." ભાનુમતિએ પોતાના પતિ સનમૂખ જોઇને પૂછયું "કેમ પ્રાણનાથ ભાઇની વાતમાં તમને કંઇ વાંધો લાગે છે કે ? આપણે મુંબઇ જઈને કન્યાની તજવીજ કરી રાખીશું, અને એક મહિનાની અંદર તો ભાઇ પણ આવી પહોંચશે કે તરતજ વિવાહ કરી દઇશું. અને લગ્ન પણ તાકીદે થાય તેમ કરીશું. ભાઇની આ સલાહ મને તો યોગ્ય લાગે છે. હવે આપનો શો વિચાર છે ?"

"બરાબર છે." નવનીતરામે પણ હવે તે વાતને ટેકો આપ્યો "આજે ને આજેજ અહીંથી આપણે નિકળીએ. અને ત્યાં જતાંની સાથે બધી વ્યવસ્થા તાબડતોબ કરી નાંખીશું."

"ભલે. આજે જશો તો પણ હરકત નથી." નવરંગીએ કહ્યું "તમને અત્રે નકામાં વધારે રોકવા કરતાં વહેલાંજ તમે મુંબઇ જાઓ તો વધારે સારૂં, કે જેથી બધી ગોઠવણ વહેલીજ થઇ જાય."

આ પ્રમાણે ઠરાવ કરી તેજ રાતનાં તેઓ બંનેને દરબારી ગાડીમાં બેસાડી બે સ્વાર સાથે રેલ્વે સ્ટેશનપર રવાના કીધા, અને તેમનાં વિદાયે થતાંની સાથેજ નવરંગીએ પણ વિચાર કીધો કે "હવે તો જેમ બને તેમ જલદી નવલનો પત્તો લાગે તો સારૂં !" આમ વિચાર કરીને તેજ રાતના તેણે નવલની શોધને માટે એકદમ બાર માણસોને ખાસ કરીને આમ તેમ મોકલી આપ્યા, અને નવલને તાકીદે મેળવવાને તેણે અત્યંત કાળજીથી ઉપાયો લીધા.

---

# પ્રકરણ ૪૩ મું.

## આશાપર અંધકાર!!!

દોહરો.

માત-પિતા મુંબાઈમાં,
કન્યા લેવા માટ;
શોધ કરે છે શહરમાં,
ઉંધો નિકળ્યો ઘાટ!

નવનીતરામ તથા ભાનુમતિએ મુંબઇ જતાંજ "નવરંગી મુંબઇ આવનાર છે!" એવી હોહા કરી મૂકી, અને તેની સાથેજ ચટપટદાસને તથા મફતલાલને પણ એ વાત કહી. વળી નવનીતરામે તેઓ બંનેને બોલાવીને જણાવ્યું કે "હવે તમારે કોઇ પણ વાતે દિલગીર થવાનું નથી. નવલ તથા મનહરલાલનાં લગ્ન, તેમનો પત્તો મળતાંજ ખુશીથી કરજો; કેમકે મારો નવરંગી હવે નવલ સાથે લગ્ન કરવાની સાફ ના પાડે છે, અને અમારી ન્યાતનીજ કન્યા સાથે તેણે પરણવાની પોતાની ખુશી બતાવી છે, જેથી હવે તમારે ને મારે જે ધાસ્તિ હતી, તે પોતાની મેળેજ દૂર થઇ ગઇ છે, માટે તમે હવે કોઇ વાતે મૂંઝાશો નહીં. હું પણ મારા નવરંગીને માટે મારી ન્યાતમાં એક સારી કન્યાની શોધમાં છું. અને એક માસ પછી લગ્ન પણ કરી નાંખવાનો વિચાર છે; કેમકે એક માસ પછી મારો છોકરો નોકરી છોડીને અત્રેજ જાથુકને માટે રહેવા આવનાર છે. આમ પાકો ઠરાવ થઇ ગયો છે."

"વાહ! વાહ! એ તો ઘણીજ ખુશ ખબર તમે કહી શેઠજી!" ચટપટદાસે જણાવ્યું "હવે મારી નવલ તથા મનહરલાલની બાતમી મળી આવે તો તેમનાં લગ્નની ગોઠવણ પણ થાય!"

"તેજ મુખ્ય વાત છે તો!" મફતલાલે પણ જણાવ્યું "ને બંનેનાં પગલાં મુંબઈમાં થાય, એટલે પછી કોઇ વાતનો વાંધો નથી. જે મુખ્ય વાંધો હતો, અને જેને માટે આપણે સંતાપ કરતાં હતાં, ને તો જાણે પતિ ગયો, પણ હવે મારો મનહર, અને નવલ હાથ લાગે કે બશ બધુંએ દૂર થઇ જાય!"

"તે પણ થશે." નવનીતરામે જણાવ્યું "હવે સમજી લોની કે, ઇશ્વરે સાનુકૂળ સમય આપ્યો છે, અને ધીમે ધીમે તે કૃપાળુ કર્ત્તારે આપણી સામું જોવા માંડયું છે! શ્રી હરિ સર્વનું સારૂં કરશે."

આમ વાર્તા ચાલ્યા પછી મફતલાલ તથા ચટપટદાસ ત્યાંથી વિદાય થયા, અને તેમણે પોતાપોતાને ઘેર જઇ, ઉપલી વાતનો ખુલાસો કીધાથી તેઓને ઘેર સ્ત્રીવર્ગમાં પણ આનંદ પ્રસર્યો, તેમ છતાં હવે મનહર તથા નવલની ખોળ કહાડી તેમને મુંબઇ લાવવા તરફ તેઓ સર્વનું લક્ષ લાગ્યું, અને તેને માટેજ હવે મફતલાલે તથા ચટપટદાસે વળી નવેસરથી તજવીજ ચલાવવા માંડી.

નવનીતરામે તથા ભાનુમતિએ, નવરંગીને માટે સ્વજ્ઞાતિમાં કન્યાની તજવીજ કરવા માંડી, અને ગોરની મારફતે ચાર-પાંચ કન્યાઓની બાબતમાં વાતચીત કરી પણ રાખી. માત્ર નવરંગી આવે, અને તેમાંની તે જે પણ પસંદ કરે, તેની સાથે નક્કી કરવું, એટલુંજ બાકી રાખ્યું. ન્યાતમાં કન્યાનાં મા-બાપો તો નવરંગીની સાથે કન્યા આપવાને પડાપડી કરી રહ્યાં, અને પોતપોતાના ઓળખીતાંઓ દ્વારા હરેકે, નવનીતરામ તથા ભાનુમતિપર ભલામણો પણ કરવાની શરૂ કરી તેમ છતાં તેને માટે નવરંગીનાં આવ્યા શિવાય કંઇ વળે તેમ નહીં હોવાથી સર્વ કોઇ હવે તો માત્ર નવરંગીના આવવાનીજ રાહ જોવા લાગ્યાં ! આ પ્રમાણે આખી ન્યાતમાં બડી ધુમ મચી રહી !

પંદરેક દિવસ પસાર થયા પછી નવરંગીએ પોતાના પિતાને નીચે પ્રમાણેનો પત્ર લખી મોકલ્યો:-

"પરમપૂજ્ય શીરછત્ર પિતાજી શ્રીની ચરણરજ

સેવામાં-શ્રી મુંબઇ.

વિ. વિ. આપનાં અત્રેથી ગયા બાદ આપણી વચ્ચે પત્રવહેવાર તો પુષ્કળ ચાલ્યો. આપે કન્યા શોધી રાખી છે, અને મારાં આવવાપર આધાર રાખ્યો છે, તેમજ આપે કોઇ પણ કન્યાનું નક્કી કર્યું નથી, એ તો ઘણુંજ યોગ્ય કર્યું છે. હવે એ બાબતમાંઆપને મારે જે ખરૂં છે તે જણાવવું જોઇએ કે, મારી માનિતી નવલ શિવાય કોઇ પણ અન્ય કન્યા સાથે હું કદી પણ લગ્ન કરનારજ નથી, એ જે મારો પ્રથમથી ઠરાવ છે, તે કાયમજ સમજી રાખજો, અને તેમ સમજીને આપ કોઇ પણ બીજી કન્યા મેળવવાની ખટપટ કરશોજ નહીં. આપ અત્રે પધારેલા; ત્યારે માત્ર મારા માતુશ્રીને મિઠું મનાવવાને, તેમજ તેઓ વળી અત્રે મારૂં માથુ ખાઇ જાય નહીં, તેજ હેતુથી મેં તેમને ગમે

તેમ સમજાવ્યું હતું, પરંતુ મારો મૂળ નિશ્ચય છે. તે તો અદ્યાપિ પર્યંત કાયમજ સમજી રાખજો, અને તેમાં મારો જીવ જશે, તો પણ કંઈજ ફરક પડનાર નથી! આ બાબતમાં હવે મને કંઈ પણ વિશેષ લખવાની તસ્દી લેશોજ નહીં, અને તેમ છતાં જે પણ લખશો તે મિથ્યા માનીનેજ લખવું હોય તો ભલે લખજો! વળી હાલ તરત આપ અત્રે પણ આવવાની તસ્દી લેશોજ નહીં, સબબ આજે રાતનાજ હું અત્રેથી નોકરી છોડીને નવલની શોધને માટે જનાર છું, માટે આપ અથવા આપના તરફથી કોઇ પણ આવશો તો મારી મુલાકાત પણ થશે નહીં. હાલ તરત તો હું આપને પત્ર પણ લખી શકવાનો નથી. નવલનો પત્તો લાગ્યાં પછી, સાનુંકૂળ સમય મળતાંજ આપને લખી જણાવીશ. મારે માટે આપ કોઇ પણરીતે ચિંતા કરશો નહીંજી. ગમે ત્યારે પણ, જો ઇશ્વરની અમો પર કૃપા હશે તો હું તથા નવલ આપનાં પવિત્ર ચર્ણારવિંદમાં હાઝર થઇશુંજ. હાલ એજ વિનંતિ.

લી૦ આજ્ઞાંકિત નવરંગીનાં દંડવત્

સેવામાં સ્વીકારશોજી."

ઉપલો પત્ર નવનીતરામને પોસ્ટમાં મળ્યા પછી તે વાંચતાંજ તે તો સડક થઇ ગયો! તે બેશુદ્ધ બનીને જમીનપર ગબડી પડયો! ભાનુમતિ આ સંસ્કાર જોઈ ગભરાઇ! તેણીને તો વળી નવોજ વહેમ ઉત્પન્ન થયો! તેણીએ પોતાના પતિના હાથમાંથી પત્ર લઇ લીધો, અને પોતે તે વાંચવા માંડયો, તે વાંચતાંજ તેણીનાં પણ હોંસકોંસ ઉડી જવાથી તેણી પણ બેભાન થઇ ગઈ! આખરે ઘરનો ઘાટી દોડી આવ્યો, અને તેણે તેઓ બંનેની આંખોપર પાણીની છાલકો મારીને મહા મહેનતે તેમને શુદ્ધિમાં આણ્યાં! બાદ નવનીતરામે તે પત્ર પરિપૂર્ણ વાંચ્યો, અને અતિશય વિલાપ કરતાં તેણે સ્વપત્નિ પ્રત્યે જણાવ્યું "છોકરાએ ખરેખર આપણને ઠગ્યા! તને, અને મને-બંનેને થાપ આપીને ઉડાવ્યાં, અને ગમે તેમ સમજાવીને ત્યાંથી વિદાયે કરી દીધાં! જબરી કરામત કરી! હવે તો કંઇ તેને મળાશે પણ નહીં! કેમકે તેનાં લખવા પ્રમાણે તે તો ત્યાંથી નિકળી પણ ગયો હશે! માટે હવે ત્યાં જવામાં પણ સાર નહીં! છોકરાએ જબરો દગો દીધો, અને વળી આપણને બેવકુફ પણ બનાવ્યાં! ન્યાતજાતમાં હોહા થઇ ગઇ, કન્યા મેળવવાની ખટપટ કરી મફતલાલ

તથા ચટપટદાસને આશાવંત બનાવ્યા, અને 'નવરંગી આવે છે! આવે છે!' એવી બૂમ આખી ન્યાતમાં ગાજી રહી છે! એટલામાં તો આ કાગળ આવ્યો, અને આપણી આશાપર અંધકાર કરી નાંખ્યો! અરેરે! દીકરા, તે પણ ગજબ કીધો! આનાં કરતાં તો અમને તેં આશા આપી નહીં હોત, તો પણ સારૂં થાત! આ તો હર્ષઘેલા બનાવીને વળી દિલગિરીના દરિયામાં પણ ડૂબાવી દીધાં! મહા બૂરૂં બન્યું! ન્યાતજાતમાં હવે શું મ્હોં બતાવવું! રામ! રામ! આ વળી નવા સંતાપનું શૂળ ઉભું થયું! દીકરાએ તો જીવતાંજ મારી નાંખ્યા! હાય નસીબ! તું પણ બે ડગલાં આગળનું આગળજ છે! છોકરાને લેવા ગયાં, મળ્યાં, ખુશી થયાં, અને આખરે રડી રહ્યાં!" આમ બોલતાંજ નવનીતરામ પોક મૂકીને રડવા લાગ્યો!

ભાનુમતિ તો કયારની રડયાજ કરતી હતી, અને તેણી હવે બોલી ઉઠી "હવે તો લોકને મ્હોં નહીંજ બતાવાય! માટે ગમે તેમ કરીને હવે મુંબઇ છોડીને આપણે ગમે ત્યાં જવું તેમાંજ શોભા છે: અહીં રહીશું તો તમામ લોકો આપણને ટૂંપી ખાશે, અને તેથી તમને તથા મારે મરવા જેવુંજ થશે! માટે જોઇએ તો યાત્રાએ નિકળી જઇએ કે જોઇએ તો લાંબે જઇ કોઇ ગામડામાં રહીએ! પણ મુંબઈમાં તો હવે નહીંજ રહેવાય! બળ્યું ઘર, બળ્યો પૈસો, અને બળી જીંદગી!"

"મને પણ હવે તો મુંબઇમાં મરવા જેવુંજ લાગશે" નવનીતરામે પણ મહા શોક કરતાં કહ્યું "પણ મુંબઇ છોડીને કયાં જવું, અને કયાં રહેવું? મારી અક્કલમાં તો કંઇ આવતું નથી!"

"ગમે ત્યાં જઇને રહીશું, પણ મુંબઇમાં તો નથી રહેવું, નથી રહેવું, અને નથીજ રહેવું."

"પણ જવું કયાં? તું જે ગામ પસંદ કરે, ત્યાં આપણે જઇએ, અને રહીએ! માટે કહે, કયાં જઇશું?"

"મારી મરજી તો એવી છે કે, આપણે નાશકમાં જઇને રહીએ. ત્યાંજ આપણને શાંતિ મળશે, અને બધુએ વિસારીને ભગવત સ્મર્ણમાં દિવસ ગુજારીશું."

" નાશક તો મુંબઇની છેક નઝદીક છે, જેથી મુંબઇનાં લોકો ત્યાં વારંવાર ઘણાં આવે છે, માટે એ સ્થળમાં રહેવું, એ તો કંઇ મને યોગ્ય લાગતું નથી! તેનાં કરતાં તો ગુજરાતનાં કોઇ ગામડામાં જઇએ તો વધારે સારૂં ? "

" ગુજરાતમાં કયાં જઇશું ? કોઇ જાણીતા ગામમાં જઇએ તો સારૂં, કે જેથી મૂંઝાઇએ નહીં. "

" સુરતની પાસે કતારગામ છે, ત્યાં એકાદ બંગલો ભાડે રાખીને રહીશું તો ઠીક પડશે. "

" તેમ કરો ! ગમે તેમ કરીને પણ મુંબઇથી તો જેમ બને તેમ તાકીદે નિકળી જવું ! વળી નવરંગીના પત્ર સંબંધી વાત પણ હાલ કોઇને કહેવી નહીં, કેમકે વળી લોકો તો મ્હોંઢાં મ્હોંઢ મશ્કરી કરશે ! "

" તે વાત તો બોલાયજ નહીં. " નવનીતરામ જરા વિચાર કરીને બોલ્યો " તમામ જોખમ બેંકમાં સીલ કરીને મૂકી આવીશું, અને વાપરવા જેટલા રૂપીઆ સાથે રાખીશું. "

" જેમ તમને ઠીક લાગે તેમ કરો. " મારી અક્કલ તો અત્યારે આંધળી ભીંત જેવી થઇ ગઈ છે ! "

નવનીતરામે તરતજ સર્વ જોખમ બેંકમાં મૂકવાની વ્યવસ્થા કરી, અને સાથે લઇ જવા જેટલો સર્વ સરસામાન માણસ પાસે બંધાવ્યો, અને તેજ રાતના પોતાના ધણીને સાથે લઇને સુરત તરફ રવાનાં થઇ ગયાં, અને પ્રભાતમાં સુરતના સ્ટેશને ઉતરીને ત્યાંથીજ પરભાર્યાં કતારગામ ગયાં. ત્યાં તજવીજ કરીને એક બંગલો ભાડે રાખ્યો, અને તેમાં તેઓએ નિવાસ કીધો.

મુંબઇથી તેઓ અકસ્માત નિકળ્યાથી, અને ઘરપર તાળાં માર્યાથી પાડાપાડોસિઓને ભારે તાજુબી ઉપજી! વળી મકુતલાલ તથા ચટપટદાસ પણ તેમને ઘેર જતાં તાળાં જોઇને ચકિત થયા, અને તેઓ તરેહવાર વિચારમાં પડી ગયા ! એમ કરતાં આઠ–પંદર દિવસ વહી ગયા, તો પણ નવનીતરામને ઘેર તાળાંજ દેખાયાથી તેઓના મનમાં વિચિત્ર વ્હેમોનાં વાદળાં ઉભરાયાં, અને તે બંનેએ એકમત થઇ એમજ માની લીધું કે " નવનીતરામ તથા તેમના પત્નિ જરૂર નવરંગીની પાસેજ

ગયાં હશે !" આમ વિચારી તેમણે ઉજ્જડપૂર નવરંગીની ઉપર તાર મોકલી પૂછાવ્યું, પણ ત્યાંથી કંઇ પણ ખુલાસો નહીં આવવાથી, તેમજ તાર ઑફીસમાંથી એવો ખુલાસો મળ્યો કે "નવરંગીલાલ ત્યાં નથી." તેથી ચટપટદાસ તથા મકતલાલ વિસામણમાં પડી ગયા, અને તેઓના વહેમમાં વિશેષ વૃદ્ધિ થવાની સાથે તેઓ પણ દિગમૂઢ જેવા બની ગયા ! તેમને માટે વિચારનો માર્ગજ રહ્યો નહીં !

ન્યાતજાતમાં પણ હવે નવનીતરામને ઘેર તાળાંની વાત પ્રસરી રહેવાથી ન્યાતિલાઓ પણ તરેહવાર અટકળો બાંધવા લાગ્યાં, અને કેટલાક દુશ્મનોએ તો ગપગોળા ગબડાવ્યા કે "વેપારમાં ખોટ આવ્યાથી નવનીતરામ દેવાળું કહાડીને કોઇ પણ સ્થળે ભાગી જઇ ભરાઇ બેઠાં છે!" આમ નહીં માનવાજોગ વાતો પણ ચાલવા માંડી ! વળી જે લોકો, નવરંગીને પોતાની કન્યા આપવાને તલપી રહ્યા હતા, અને જેઓ નવરંગીનાં આવવાની રાહ જોતાં હતાં, તેઓ પણ નિરાશ થઇ ગયાં, અને પોતાની કન્યાઓને ન્યાતમાંના બીજા છોકરાઓ વેરે લગ્ન કરવામાં ગૂંથાયાં ! માત્ર ચટપટદાસ તથા મકતલાલ મહા ગૂંચવણ તથા ગમગિનીમાં આવી પડયા, અને તેઓ તો હજી પણ નવલ તથા મનહરને માટે જપ કરતાં બેઠાં ! ! !

નવરંગીએ હવે શું કર્યું ? નવલનો પત્તો નહીં લાગવાથી તેણે પણ પ્રધાનપદ છોડવાનો વિચાર કીધો. વૃદ્ધ રાજા તો રાજપાટ તજી ચપળાની સંગે ચેનમાં પડેલો હોવાથી તેને મળવાની કંઇ અગત્યતા નહોતી, પરંતુ કુંવર જયરાજ રાજ્યગાદીપર હોવાથી તેની પરવાનગી લેવાની જરૂર હતી. જયરાજ પણ નવલની બાબતમાં જાણીતો હોવાથી તેને કંઇ વિશેષ સમજાવવાની જરૂર નહોતી, તો પણ પ્રધાનપદ છોડવાનું ખરૂં કારણ જયરાજને જણાવ્યા વિના છુટકોજ નહોતો, અને તેથી નવરંગી નિશ્ચય કરીને જયરાજની પાસે ગયો.



# પ્રકરણ ૪૪ મું.

## મનહુર ને નવલ.

દોહરો.
નવરંગી નિકળ્યો હવે,
કરે નવલની ખોળ;
મનહર મંગળપૂરમાં,
કરતો ચોળાચોળ !

નવરંગીએ મહેલમાં જવાંની સાથેજ રાજ્યાધિકારીને વિનંતિ કરી "મહારાજાધિરાજ ! આપને એક ખાસ વિનંતિ કરવાને અત્યારે આવ્યો છું, માટે જો આપને અવકાશ હોય, અને આપ આજ્ઞા આપો તો નિવેદન કરૂં હજૂર ?"

"ઘણી ખુશીથી કહો. તમારે માટે અવકાશનો પ્રશ્નજ નથી પ્રધાનજી ! અર્ધ રાત્રિના પણ તમે મને ઉઠાડો તો તમને કોઇની મકદૂર નથી કે રોકી શકે ! તમે તો મારા મુરબ્બી જેવા છો ? બોલો શું કહેવું છે ?"

"મારો વિચાર નોકરી છોડવાનો છે, માટે કૃપા કરી મારૂં રાજીનામું મંજૂર રાખશો, એજ વિનંતિ છે."

"કારણ ?" જયરાજ વિસ્મયતા પામ્યો, અને તેણે પૂછ્યું "નોકરી છોડવાનું શું કારણ છે ? શું કોઇએ તમારૂં અપમાન કર્યું છે, અગર તમે મારા થકી કંઇ દુખાયા છો ? સબબ સમજાવશોની ?"

"અપમાન કે દુખાવાનો સબબ કશો નથી સાહેબ, પણ મારી નવલની શોધ માટે મારે જવું છે, અને તેણી શિવાય હવે મારૂં મગજ કામકાજ તરફ લાગતું નથી, તેમજ જીવને ચેન પણ પડતું નથી ! હવે તેણીને ગમે તેમ કરીને પણ હું શોધીશ, ત્યારેજ મારા જીવને ચેન વળશે ! માટે કૃપા કરીને મારી અરજ મંજૂર કરશો."

"પણ તમે જાતે રખડવા જાઓ તો તેનાં કરતાં ખાત્રિદાર માણસોને મોકલો તો વધારે સારૂંની ?"

"માણસોની મારફતે તો તપાસ કરાવીને થાકયો, પરંતુ કોઇ પણ માણસ તેણીની બાતમી લાવી શકયો નથી, માટે હવે તો મારે પોતાનેજ મારી ફરજ બજાવવી જોઇએ. 'આપ મૂઆ વિના સ્વર્ગે નહીં જવાય' એ પણ ખરૂં છે."

" તમે પોતે વિશેષ શું કરી શકશો, તેની મને સમજ પડતી નથી ! કોઇ બીજી રીતે તજવીજ કરો તો કેમ ?"

" બીજી ને ત્રિજી–બધીએ તજવીજ કરીને કંટાળી ગયો, અને હવે છેવટનો એજ નિશ્ચય કર્યો છે કે મારે જાતે જવું, અને આખી દુનીઆમાં ફરીને પણ નવલની શોધ મેળવવીજ !"

" એમ કરતાં તો તમારી જીંદગીએ પૂરી થઇ જશે, અને તેટલું છતાં પણ જો નવલ નહીં મળી તો ?"

" તો પછી મારી જીંદગીનો અંત પણ આવીજ રહેશે ! પછી તો મૃત્યુનો માર્ગ ક્યાં દૂર રહેશે ?"

" પ્રધાનજી ! આ તો દુરાગ્રહ કહેવાય ! જીવનો જોખમ વેઠવાનો આવો આગ્રહ શા માટે જોઇએ ?"

" મારી નવલ માટે ! પવિત્ર પ્રેમ માટે ! વચનની સિદ્ધિ માટે ! જીવનના સાર્થક માટે !"

" એમાં વળી જીવનનું સાર્થક શું છે?"

" વચનની સિદ્ધિ, એજ જીવનનુ સાર્થક છે ! પવિત્ર પ્રેમને અચળપણે સાચવવો. એ પણ જીવનનું સાર્થક છે ! અને તે સર્વ નવલમાં મેં માન્યું છે, તો તે પાર પાડવું, એજ મારા જીવનનું સાર્થક સમજું છું."

" તમારી સાથે વિવાદ કરવા જેટલો ભંડાર મારામાં નથી, પરંતુ ટૂંકમાં મારી તમને એટલીજ સલાહ છે કે, ઇશ્વર પર ભરોસો રાખી નિરાંતે અત્રેજ નિવાસો, અને જો ઇશ્વરેચ્છા હશે તો તમારી નવલ આપોઆપ અત્રે આવી તમને મળશે ! માટે તેમજ કરો પ્રધાનજી !"

" એવો ભરોસો ના રખાય સાહેબ ! આપણે પુરૂષ પ્રયત્ન કરીએ તોજ ઇશ્વર સહાય થાય; માટે મારે પ્રયાસ કરવો, અને તેમ કરવાની સાથેજ ઇશ્વરની સહાયતાની આશા રાખવી. હાથ-પગ જોડીને બેસી રહેવાથી ઇશ્વર કંઇ સહાય થાયજ નહીં, પણ ઓર ઇશ્વર કોપે !"

" એ વળી તમે વાદવિવાદ ચલાવ્યો ! તમને મારે શું કહેવું ! તમે જાણો, એ તો મને સારૂં લાગેજ નહીં !"

"પરંતુ મારાથી તો હવે નહીં રહેવાય! જવાનો તો ખરો! આજે ને આજે નિકળી પડીશ!"

"અને પુનઃ ક્યારે પધારશો?"

"નવલનો પત્તો મળતાંજ પુનઃ તેણીને સાથે લઇને અત્રે હાઝર થઇશ. તે શિવાય તો નહીંજ આવું!"

"એ તો મહા વિકટ વાત તમે કહી! તમને હવે મારે શું કહેવું? હમણાં તમારૂં મગજ વિચિત્રતા પામ્યું છે, માટે આજનો દિવસ જવા દો, અને કાલે તમે પુનઃ પધારજો, એટલે આપણે નિવૃત્તિથી વાત કરીશું, અને કયો રસ્તો લેવો, તેને માટે છેવટના નિર્ણયપર આવીશું. હાલ તો તમે પધારો!" કહીને જયરાજ ઉઠીને મહેલમાં ગયો.

નવરંગીએ તેની દરકાર કરી નહીં, અને પોતાને મકાને ગયો. બાદ રાત્રિ થતાંજ તદ્દન–ત્યાગ વૈરાગનો વેશ લઇ, ભગવાં વસ્ત્રો ધારણ કરી, સાથે એક પાઇ પણ નહીં લેતાં, પોતાનું સર્વસ્વ ઉજ્જડપૂરના પોતાના મકાનમાંજ રહેવા દઇ એક લાકડીનો સોટો હાથમાં રાખી એક-દમ ગામ બહાર નિકળી પડ્યો, અને, કોઇ પણ અમૂક સ્થળે જવાનો વિચાર નહીં રાખતાં, જે તરફ તેની મનશકિત દોરવી લઇ ગઇ. તે તરફ ને સપાટાબંધ–જુસ્સામાં ધસ્યો ધસ્યો ચાલ્યો.

રાજાને પણ તે બાબતની ખબર બીજે દિવસે થઇ. તે જાણતો હોવાથી તેણે વિશેષ ચકચાર નહીં ચલાવતાં નવરંગીના મકાનને તાળું દેવડાવી તેનાપર પોલીસની દેખરેખ રખાવી, કે જેથી તેમાંની કોઇ પણ વસ્તુ તફરકે થાય નહીં. વળી નવરંગીની જગાનું કેટલુંક કામ પોતાના હસ્તક રાખ્યું, અને કેટલુંક બીજા કામદારોને સોંપ્યું. આ પ્રમાણે હાલ તરત કામચલાઉ વ્યવસ્થા કરી દીધી.

પૂર્વ દિશામાં આવેલા મંગળપૂર નામના ગામમાં મનહરલાલની સ્વારી એક ન્હાના મકાનમાં હતી. તે ગામના એક મ્હોટા જમીનદારને ત્યાં તે નોકરીએ વળગ્યો હતો; કેમકે તે શિવાય નિર્વાહને માટે તેની પાસે અન્ય સાધન નહોતું. નોકરીમાં માસિક વીસ રૂપીઆનો પગાર મળતો હતો, અને તે જમીનદારની જમીનને લગતા દરદાવાઓ કોર્ટ કચેરીમાં ઘણા ચાલતાં હોવાથી તે તમામ કામ તે સંભાળતો હતો. પેટને માટે એટલું કર્યાં શિવાય ઉપાય નહોતો, તો પણ તેનું

ચિત્ત નવલનામાંજ લાગ્યું હતું, અને તેથી તેની પાસે પોતાનો ખર્ચ ચલાવતાં લગભગ ચારસો રૂપીઆ જમા થયા હતા. આ બધા રૂપીઆ માત્ર પગારમાંથીજ બચ્યા નહોતા, પરંતુ જાતે કાબેલ હોવાથી ગામનાં લોકો અરજીઓ લખવા વિગેરેનું કામ તેને આપતાં હોવાથી તેને બીજી કમાઇ પણ ઘણી સારી થતી હતી, અને તેને પ્રતાપેજ તે આ રકમ બચાવી શકયો હતો. આથી હવે તેને પોતાનો પ્રવાસ આગળ લંબાવવાની હિમ્મત આવી. અને નવલની શોધને માટે ખાસ તે ગામ છોડી તેણે દક્ષિણ દિશાનો માર્ગ લીધો, કે જે દિશામાં આવેલા મંગળપૂર નામના એક ન્હાના ગામડામાં નવલ નિવાસી હતી. મંગળપૂરથી પગ રસ્તેજ નિકળીને દક્ષિણ તરફ તે આગળ વધવા લાગ્યો, અને રસ્તામાં જે જે ગામડાંઓ આવતાં હતાં, ત્યાં તે રાત વાસો કરતો, અને તે ગામમાંથી ગમે તે લાવીને ખાઇ કરી પેટને પોષતો હતો. આ પ્રમાણે દરેક ગામમાં જતાંજ તે વળી નવલના સંબંધમાં પણ પૂછપરછ ચલાવ્યા કરતો, અને તેમ કરવું ચાલુ રાખતાં મનહર પણ આખરે સોળમે દિવસે મંગળપૂરમાં જઈ પહોંચ્યો ! નવલ અત્રે છે, એવી તો તેને ખબરજ નહોતી, પરંતુ સોળ દિવસની મુસાફરી કરીને તે કંટાળી ગયલો હોવાથી, તેમજ લાંબા પ્રવાસમાં ખાધાં-પીધાંની મુશ્કેલીમાં તેનું શરીર નિર્બળ થયલું હોવાથી આરામ લેવાના વિચારથી મંગળપૂરમાંજ એકાદ માસ કહાડવાના વિચારથી ત્યાં એક ન્હાનકડું મકાન ભાડે લઇને તેણે ત્યાં નિવાસ કીધો.

મંગળપૂર ન્હાનું છતાં રળિયામણું ગામડું હોવાથી મનહરલાલને અત્રે કાંઇક આનંદ લાગ્યો, અને અત્રે તપાસ કરતાં નવલને માટે કંઇક બાતમી મળી, પરંતુ તે માત્ર ઉપલેકજ હતી ! કેમકે નવલે અત્રે પોતાનું ખરૂં નામ પ્રગટ કરેલું નહીં હોવાથી, તે ગામનાં લોકોને માત્ર એટલીજ બાતમી લાગી હતી કે "મુંબઇની કોઇ સ્ત્રી આવીને અહીં રહી છે." આ શિવાય તેણીને માટે લોકો વિશેષ કંઇ જાણતાં નહોતાં; કેમકે તેણી જે મકાનમાં રહી હતી, તે મકાનની બહાર ઘણું કરીને તેણી નિકળતીજ નહોતી. તો પણ મનહરને જે જૂજ બાતમી મળી હતી, તે ઉપરથી તેણે નવલનું મકાન શોધી કહાડયું, અને પ્રથમ તો તેણીના મકાન પાસે ઉપરાચાપરી ફેરા આંટા ખાવા માંડયા, પરંતુ

ઘરનાં બારણાં ઉઘડેલાં જણાયાંજ નહીં ! આથી તેણે હિમ્મત કરીને ત મકાનના ઓટલાપર પગ મૂકયો અને બારણાંની ફાટમાંથી જોવા લાગ્યો, પણ કંઇ બરાબર જણાયું નહીં, જેથી તે વળી તેજ ઓટલાપર પલાંઠી વાળીને થોડી વાર સુધી બેઠો. મનહરે હવે વધારે હિમ્મત કરીને તે બારણાંની બહારની લટકતી સાંકળ ધીમે રહીને ઠોકી !

તરતજ અંદરથી નવલે ઘાંટો પાઢીને પૂછયું “ એ કોણ ? સાંકળ કોણ ઠોકે છે ?”

“ એ તો હું છું.”

“ હું એટલે કોણ ? તમારૂં નામ શું ? તમને મારૂં શું કામ છે?”

“ તમે બારણું તો ખોલો !” મનહરે પોતાનું નામ પ્રકટ કરવાનું માંડી વાળ્યું, અને તેણે મોઘમમાંજ જણાવ્યું “ હું તમને ખાસ મળવાને માટે આવ્યો છું, માટે બારણું ખોલોની !”

આ સાંભળીને નવલને શક ગયો કે “ કદાચ મારા નવરંગીલાલ તો નહીં હોય ?” આમ વિચારી તેણી જરા અચકાઇ, પરંતુ નવરંગીનું નામ નહીં દેતાં તેણીએ પ્રારંભમાંજ નવરંગીને “ ડીયર ” કહીને બોલાવવાનું રાખ્યું હતું, તેજ ખાસ નામનો ઉચ્ચાર કરીને પૂછયું “ કોણ ? તમે ડીયર છો કે ?”

“ હા. તમારો ડીયરજ છે.” મનહરે પણ “ ડીયર ” શબ્દ પોતાનેજ લાગુ પાડતાં જણાવ્યું “ હવે ઝટ બારણું ઉઘાડો વ્હાલી ! બારણું ખોલવું, તેમાં વળી આટલી બધી કટકટ શું કામ કરો છો ?”

આવા કઠોર શબ્દો સાંભળી તેણી વહેમાઇ ! વળી નવરંગી તેણીને “ લબ્બુ ” કરીને બોલાવવાને બદલે “ વ્હાલી ” શબ્દ શ્રવણ કરવાથી પણ તેણીને વિશેષ શક ગયો, અને તેથી તેણીએ વળી પાછું પૂછયું “ પણ તમે તમારૂં ખરૂં નામ જણાવોની તો ? નામ કહેતાં શા માટે અચકાવ છો ?”

“ તમે બારણું ખોલશો કે તરતજ મને ઓળખાશો; માટે વધારે પંચાત નહીં કરતાં છાનામાના બારણું ખોલો કે પછી વિશેષ ચકચાર કરવાની તમને, ને મને જરૂરજ રહે નહીં !”

“ પણ તમે મને ઓળખો છો કે હું કોણ છું ? અને તમને કોનું કામ છે ?”

આ પ્રશ્નોનો ઉત્તર આપતાં મનહર ખંચાયો ! કેમકે “ ખરૂં નામ આપવાથી તેણી કદાચ બારણું નહીંજ ખોલે ! ” એવું તેને લાગ્યું, અને તેથી તેણે ખરા રૂપમાં કહ્યું “ હું તમને મળવાને મુંબઇથી ખાસ આવ્યો છું, અને જેની સાથે તમારાં વિવાહ તમારા પિતાયે કર્યાં છે, તેજ હું છું. હવે તો તમે મને ઓળખ્યો કેની ? માટે મહેરબાની કરીને બારણું ખોલો ! ”

નવલ સમજી ગઇ ! તેણીએ વિશેષ ખાત્રિ કરવાને એક કપડું માથાપર નાંખી મ્હોં ઢાંકી લીધું, અને માત્ર એક આંખ ઉઘાડીને તે વતી બારણાંની ફાટમાંથી તપાસીને જોતાં મનહરને તેણી ઓળખી ગઇ ! તે ઉપરથી તેણી ગભરાઇ તો ખરી, પરંતુ હિમ્મતથી તેણીએ બારણું નહીંજ ખોલવાનો નિશ્ચય કરતાં જણાવ્યું કે “ બારણું નહીં ખોલાય- બારણું ખોલવાની કંઇ મને જરૂર નથી.”

“ તમને જરૂર નથી, પણ મને તો છેની ! માટે મારે ખાતર બારણું ખોલશો તો મહેરબાની થશે !”

“ એવી મહેરબાની બતાવવાને, હું દિલગીર છું કે. મારૂં મન ના પાડે છે, માટે માફ કરો ! બારણું નહીં ખોલાય ! ”

“ આટલી બધી આજીજી છતાં બારણું ખોલતાં નથી તો હવે મારે બીજો રસ્તો લેવો પડશે, અને તેનું પરિણામ સારૂં નહીંજ આવે ! સીધી આબરૂમાં બારણું ખોલો-નહીં તો જોયાં જેવું થશે, અને તમે પસ્તાશો ! ”

“ એવા તમારા દમામથી હું બ્હીતી નથી ! થાય તે કરી લો ! બારણું તો નહીંજ ખોલું ! ”

“ જોજો ! તમે બરાબર વિચાર કરજો ! ” મનહરે બડા રોપમાં ધમકી આપી “ ભલમનસાઇથી નહીં ખોલશો તો આખરે બૂરાશનો વખત આવશે, અને પોલીસને ફરિયાદ કરી પકડાવીશ જો ! ”

“ અરે જાવરે ! ” નવલ પણ માથું ફેરવીને બોલી “ પોલીસથી હું કંઇ બ્હીતી નથી ! શું મેં કંઇ ચોરી કરી છે કે પોલીસ મને પકડશે ? એવો જુલાબ મને નહીં લાગે ! તમારાથી થાય તે ભલે કરી લો!”

“ જોજે હાં ! પોલીસને બોલાવવાને જાઉં છું જો ! હજી પણ સમજ-નહીં તો ફજેતી થશે ! ”

" જે થશે તે ખમીશ, પણ હમણાં તો બારણું નહીંજ ખોલું ! તમારે જોઇએ તો પોલીસના બાપ પાસે જાઓ, પણ હું ગભરાવાની નથી ! એવી બ્હીકને તો હું હવે બંગલમાં ઘાલું છું ! "

" તારો એમજ વિચાર છે તો હવે તારા મગજનો ફાંકો પણ મારે ભૂલાવવો જોઇએ, અને જ્યારે પોલીસ પકડવા આવશે, ત્યારે આટલો મિજાજ નહીં રહે ! હજી પણ કહ્યું માન ! "

" જાઓ ! જાઓ ! નકામી પનરાજ નહીં મારો ! તમારાથી જે થાય તે ભલે કરી લો ! હું જરા પણ બ્હીતી નથી ! "

" ઠીક છે તો, હવે તને પણ બતાવું છું ! " કહીને મનહરલાલ રોપનાં, અને મિજાજમાં ઓટલાપરથી ધબ ધબ ઉતરી પડયો, અને સપાટાબંધ જરા આગળ ચાલીને લીમડાના એક ઝાડ નીચે જઇને ઉભો. તે ત્યાં મનને શાંત કરી વિચારવા લાગ્યો કે " હવે કયો રસ્તો લેવો ? આ છે તો નવલજ, એમાં શક નહીં ! જોઇએ તેમ કરીને પણ જો બારણું ખોલાવું તોજ એને મળીને સમજાવાય, અને એ વાત બોધની કહેવાય. વળી યુકિતથી મુંબઇ લઇ જવાની પણ તજવીજ થાય. મેં પણ ભૂલ કરી કે, મેં એની સાથે ગરમાગરમ વાત કરી ! જો મિઠાશથીજ કહ્યુ હોત તો કંઇ પણ વળત, માટે વળી પાછો ત્યાં જાઉં, અને હવે નર્મીનેજ વાત કરૂં તો ઠીક થાય ! એ કોશિષ પણ કરી તો જોવીજ ! તેમ કરતાં પણ જો તેણી નહીંજ માનશે તો પછી વળી બીજી કંઇ કરામત ચલાવીશ ! " કહીને મનહરે પુનઃ નવલનાં બારણાં આગળ જઇને પુનઃ સાંકળ ઠોકી કહ્યું " નવલ ! મારાપર મહેરબાની કરીને બારણું ખોલો ! મારે માત્ર તમારી સાથે સહુજજ વાત કરવી છે, અને વાત કરીને તરતજ મારે પાછું મુંબઇ જવું છે. કૃપા કરીને મારી આજીજી માન્ય કરો ! "

" કેમ ? તમે તો મને પોલીસ પાસે પકડાવવાના હતાની ? હવે કેમ આમ ગગળી ગયા છો ? જાવની ! પોલીસનેજ બોલાવી લાવોની, કે તે મને બેડી નાંખીને પકડી જાય ! હવે તો પોલીસ આવે તોજ બારણું ઉઘડે ! ".

"માફ કર ! ભૂલ થઇ ! ગુસ્સામાં મારાથી બોલી દેવાણું ! મારા-પર દયા કરીને બારણું ખોલો. માત્ર એક-બે વાત પૂછવી છે તે પૂછીને હું અહીંથી પાછો મુંબઇ જઇશ."

"જે પૂછવું હોય તે બહાર ઉભા રહીનેજ પૂછો, પણ બારણું તો કદી પણ નહીંજ ખોલું !"

"એટલો બધો મમત શું કરવા કરે છે ? હું નમી પડયો છું. છતાં પણ તમે મમત નથી મૂકતાં !"

"મારો મમત કારણસર છે, અને તે હું નહીંજ મૂકું ! જે પૂછવું હોય તે બહારથીજ બેલાશક પૂછો, અને મને યોગ્ય લાગશે તે પ્રમાણે તમારા પ્રશ્નનો ઉત્તર હું આપીશ."

"ત્યારે તમે બારણું નહીંજ ખોલો ?"

"ના-કદી નહીં ખોલું ! હવે બારણું ખોલવાનું બોલશો તો જવાબ પણ નહીં દઉં !"

"અરેરે ! તમે પણ માથાના મળ્યા ! જબરા જક્કી ! જેમ તમને શોભે તેમ કરો ! હું તો હવે થાકયો, અને આ ચાલ્યો !" કહીને મનહર હવે ધીરી ચાલે-જાણે તેના ટાંટિયા ઢીલા થઈ ગયા હોય તેવી ગતિમાં તે ઓટલો ઉતરીને સુનમૂન સ્થીતિમાં પુનઃ તે પેલા વૃક્ષ નીચે જઇને બેઠો, અને હાથ મૂકીને નિઃશ્વાસ નાંખી વિચારમાં પડી ગયો !!!

---

## પ્રકરણ ૪૫ મું.



### પોલીસના પોહરામાં !

દોહરો.

મનહર કંટાળી ગયો,<br>
થયો અતિ ઉદાસ;<br>
ગરમ બનીને સંચર્યો,<br>
ત્યાંની પોલીસ પાસ.

મનહર પેલા વૃક્ષ નીચે ઉભો થાય, અને વળી બેસી જાય ! તેનું ચિત્ત ચક્રરૂપે ફરવા લાગ્યું ! ઘડીકમાં તો તેણે ઉશ્કેરાઇને વિચાર કીધો કે "તેણીના મકાનનું બરાણું ભાંગીને અંદર પ્રવેશ કરવો !" પણ આવા વિચારની સાથેજ વળી તેને ભાન આવ્યું કે "તેમ કરવાથી નવલ વંઠીને મારા પર ઘર પ્રવેશનો, તેમજ

ઘર ફાડવાનો કે લુટ, અને ચોરીનો ચાર્જ ચઢાવી મને પોલીસમાં પકડાવશે તો પીડા પડશે ! માટે એ કામ તો કરવુંજ નહીં !" આમ જ્ઞાન પામી વળી તે પોતાના ઉશ્કેરાયલા મગજને શાંત કરતો, અને બીજા ઉપાયો યોજવાની ગૂંચવણમાં ગૂંથાતો વળી તે ઉઠયો, અને શાંતપણે નવલના ઓટલા:પર ચઢી વળી બારણું ઠોકવા લાગ્યો, અને નવલને બૂમ પાડી બોલાવતાં કહ્યું " જો નવલ ! બધી પંચાત જવા દો ! તમારે બારણું નથી ખોલવું તો ભલે ! જેમ તમારી મરજી ! પણ મારે તમારી સાથે કેટલીક વાતચીત કરવી છે, તો તે કેવી રીતે કરવી ? તેનો ખુલાસો તો કરવાની તસ્દી લેશોની ?"

" શું છે ? શું વાતચીત કરવી છે ?"

" ઘણી અગત્યની વાત કરવી છે, અને તે વાત ત્રિજાને કાને જાય નહીં, માટે તદ્દન ખાનગીપણે તમને કહેવાની છે, તેમજ તમારી પાસે મારે કેટલેક ખુલાસો લઇ અમૂક બાબતનું નિરાકરણ કરવાનું છે."

" બહારથી ઉભા ઉભા જે પણ પૂછવું હોય તે પૂછો, અને તેનો હું તમને ઉત્તર આપીશ. અહીં બીજો કોઇ સાંભળે તેમ નથી. તેમ છતાં જે પૂછો તે વિવેક, વિચાર મર્યાદા તથા નીતિ-રીતિથી પૂછજો. કંઇ પણ અઘટિત શબ્દ કહાડશો તો પછી તમને હું ઉત્તર પણ આપનાર નથી !"

" વારૂં ઠીક ! તેમ તો તેમ !" કહીને મનહરે પ્રથમમાંજ પૂછયું " પેલો નવરંગી કયાં છે તે તમે જાણો છો ?"

" તેનું તમારે શું કામ છે ?" નવલ ગુસ્સામાં બોલી ઉઠી " તે શિવાય બીજું જે કાંઇ પૂછયું હોય તે પૂછો !"

" વારૂં ત્યારે તમારા વિવાહ તમારાં માતા-પિતાએ મારી સાથે કર્યાં છે, એ તો તમે જાણો છોની ?"

" એવી-એવી કૂથલી કરવાના પ્રશ્નનો હું ઉત્તર નહીં આપું ! રીતે ભાતે પૂછવું હોય તો પૂછો, અને નહીં તો રસ્તો માપી જાઓ !"

" ત્યારે તો હવે સીધોજ સવાલ પૂછું છું કે, તમે મારી સાથે લગ્ન કરવા રાજી છો કે કેમ ?"

" નહીં. મુદ્દલ નહીં. તમે તો મારાં ભાઇ જેવા છો !"

મનહરે તરતજ આ સાંભળીને બે દાંત વચ્ચે જીભ દબાવી, અને તેના મનમાં તે છેકજ નિરાશ થઇ ગયો, તોપણ તેણે વળી પૂછ્યું "ત્યારે તમે કોની સાથે લગ્ન કરવાનો વિચાર રાખ્યો છે ?"

"તે પૂછવાની તમને શી મતલબ ? તમે મને પૂછનાર કોણ ? એ શિવાય બીજું કંઇ પૂછવું છે ?"

"તમે નવરંગી સાથે પરણ્યા છો, અથવા પરણવાના છો, એ શું ખરી વાત છે કે ?"

"હવે બશ કરો ! તમને કહ્યાં કહાવ્યાંનું પણ ભાન નથી ! તમે અમળાવી અમળાવીને એકના એકજ મુદ્દાપર વાત ચર્ચો છો ! માટે હવે તમે છાનામાના રસ્તો લો ! તમને હું કંઇ પણ ઉત્તર આપનાર જ નથી !" કહીને નવલ ઝપાટાબંધ બારણાં આગળથી ચાલી ગઈ, અને બીજા રૂમમાં જઇને બેઠી !

મનહરે બારણાંની ફાટમાંથી તેણીને પસાર થતી જોઈ; અને તેથી તેણે પણ હવે નવલની સાથે વાત લંબાવવાની આશા છોડી. તે અનહદ ગ્લાનિ પામીને પુનઃ પેલા વૃક્ષની નીચે જઇને બેઠો, અને ઝાડ સાથે અઢેલીને સૂનમૂનપણે વિચાર કરવા લાગ્યો કે "નવલ સીધો જવાબ આપતી નથી, અને નવરંગીની બાબતમાં પણ તેણી ખુલાસો કરતી નથી, પરંતુ તેણીનાં બોલવાનો ગુહ્યાર્થ જણાઇ આવે છે કે, તેણી મારી સાથે તો લગ્ન નહીંજ કરે ! માટે હવે તેણીને બીજે આડે રસ્તે ઠેકાણે લાવવી પડશે ? તેને ખાતર શું ઉપાય યોજવો ? અહીં હું અજાણ્યો પડ્યો, અને પોલીસમાં પણ અહીં મને ઓળખાણ કે લાગવગ નથી. મુંબઇમાં હોય તો ગમે તે પ્રકારે દાબદબાણ ચલાવીને પણ એને ઠેકાણે લાવી શકાય, પણ અહીં શું કરવું ?" એમ વિચાર કરીને આખરે તે જુસ્સામાં ઉઠયો, અને પોતાનાં મનમાં રચના રચ્યા પ્રમાણે તે તાબડતોબ તે ગામના પોલીસ ફોજદાર પાસે ગયો. પોલીસ ફોજદારનું નામ મીં૦ ચટપટલાલ કરીને હતું. તે પોતાના મકાનમાં પહેલે માળે ખુરસીપર બેઠેલો હતો. ઓટલાપર એક સીપાઇ હતો. તેની પાસે મનહરલાલે ફોજદારને વરદી મોકલાવ્યા પછી મનહરને ફોજદારે બોલાવવાથી તે ઉપર ગયો. મનહરે જવાંની સાથેજ "ગુડ મૉર્નિંગ સર !" કહેતાંજ ફોજદારે

તેને મ્હોટો માણસ ધારી પોતાની સામેની ખુરસીપર બેસાડીને કહ્યું "મને અંગ્રેજી આવડતું નથી, માટે ગુજરાતીમાંજ બોલશો." આવી સૂચના આપી ફોજદારે પૂછયું " આપનું નામ શું છે, અને આપ કયાંથી આવો છો, તેમજ શું કામ પધાર્યા છો ?"

"મારૂં નામ મનહરલાલ છે. હું મુંબઇથી આવ્યો છું. અત્રે નવલ નામની એક વણિક યૂવતિ મુંબઇથી નાસી આવીને એક મકાનમાં રહી છે, તેણીને પકડવા માટે હું અત્રે આવ્યો છું."

"તમે શું મુંબઇની પોલીસમાં નોકરી છો, અને તેણીને પકડવાનું વૉરન્ટ લાવ્યા છો !"

"નાજી. હું પોલીસમાં નોકર નથી, પણ હું તો ત્યાંનો હાઇ કોર્ટ પ્લીડર છું. મજકૂર નવલ મારી લગ્નની સ્ત્રી છે, માટે હું તેણીને પકડવાને આવ્યો છું." કહીને મનહરે ગપ મારી કે "તેણી મારે ત્યાંથી ભાગી આવી છે, અને મને ખબર મળી હતી કે, તેણી ભાગીને આ ગામમાં સંતાઇ રહી છે, જેથી હું અત્રે આવ્યો છું, માટે આપ મહેરબાની કરીને મારાં કામમાં મદદ કરશો તો આપનો હું આભારી થઇશ."

"હું આપને પોલીસ અમલદાર તરીકે એ બાબદમાં શું મદદ કરી શકું ? તમે તમારી મરજીમાં આવે તો તેણીનો હાથ પકડીને ભલે તમારી સાથે લઇ જાઓ. હું તેમાં વચ્ચે નહીં આવું."

"સાહેબ ! આપની મદદ શિવાય મારૂં ધાર્યું થાય તેમ નથી, કેમકે તેણી ઘણી હરામખોર છે ! ખર્ચ જે પણ થાય તે આપવાને હું તૈયાર છું" કહીને મનહરે પોતાની પાસેના પોટલામાંથી એક સો રૂપીઆ કહાડીને ફોજદારની ટેબલપર મૂકયા, અને પછી તે બોલ્યો "સાહેબ ? આપ ધારશો તો મારૂં કામ કરીજ આપશો, અગર આપ જો કોઇ પણ બીજો રસ્તો બતાવશો તોપણ આપનો ઉપકાર માનીશ. ગમે તેમ કરીને પણ મારી સાથે તેણીને મુંબઇ મોકલવાનો બંદોબસ્ત કરી આપવાની ખટપટ કરો, એજ મારી અરજ છે."

"ખર્ચની કંઇ જરૂર નથી, અને આ રૂપીઆની પણ જરૂર નથી. મારાથી એ લેવાય નહીં, માટે તમે તમારા પૈસા પાછા લઇ લો. લાંચ લેવાનો મારો નિયમ નથી. હું એવો અપ્રમાણિક માણસ નથી."

" લાંચ ગણીને આપને કંઇ આપવા ચાહતો નથી, પણ કંઇ ખર્ચ થાય તેને માટેજ અગાઉથી એક સો રૂપીઆ આપના તાબામાં હું મૂકું છું. આમાંથી જે પણ ખર્ચ થાય તે કરવાનો છે."

" તમારે હાથે જે ખર્ચ થાય તે કરજો. મારી હસ્તક ખર્ચ કરવાનો નથી." કહીને ફોઝદારે પેલા રૂપીઆ મનહરલાલને પાછા આપતાં જણાવ્યું " તમારા જેવા વિદ્વાન, અને આબરૂદાર માણસને મારાથી બની શકતી મદદ આપવાની મારી ફરજ છે, અને તે હું દિલોજાનીથી બજાવીશ. હવે તમને પૂછવાનું એ કે, તેણી તમારા ઘરમાંથી કંઇ જણસ કે રોકડની ચોરી કરીને ભાગી આવી છે કે કેમ ?"

આ પ્રશ્ન પૂછવાનો ભેદ મનહરલાલ સમજી ગયો. અને તેથી તેણી સપડાય તેવા હેતુથી તેણે પણ જૂઠુંજ કહ્યું " હાજી. મારી પોતાની માલિકીના બે હજાર રૂપીઆના દાગિના લઇને તેણી ભાગી આવી છે."

" ત્યારે તો તમે તેણીનાપર વિશ્વાસઘાત તથા ચોરીનો ચાર્જ પણ મૂકી શકશો, માટે તેવી મતલબની એક અરજી તમે લખીને મને આપો, અને પછી હું યોગ્ય રીતે તજવીજ કરીશ. તમે પોતે વકીલ હોઇ કાયદાના જાણીતા છો, માટે તમે રીતસરની અરજી મને લખીને આપો. તમને કંઇ કહેવું પડે તેમ નથી."

મનહર મુદ્દાની બાબત જાણી ગયો, અને તેણે ત્યાં ને ત્યાંજ એક કાગળ લઇને તે ઉપર મુદ્દાસર અરજી લખીને ફોઝદારને આપી. ફોઝદારે તે વાંચી, અને તરતજ કોટ પહેરીને મનહરને કહ્યું " આપણે તેણીને ત્યાં જઇએ. પ્રથમ તો હું તેણીને રીતસર સમજાવીશ, અને તેમ કરતાં જો તેણી સમજીને તમારી સાથે આવે તો ખુશીથી લઇ જજો, અને આ અરજીનો ઉપયોગ પણ કરવાની કંઇ જરૂર રહેશે નહીં; પરંતુ જો તેણી નહીંજ સમજશે તો પછી તમારી અરજી હું નોંધીને પોલીસના પોહરા નીચે તેણીને મુંબઇ મોકલવાનો બંદોબસ્ત કરીશ. કેમ, એ પ્રમાણે કરવામાં તમને કંઇ વાંધો છે કે ?"

" વાંધો કંઇક નહીં " મનહરે ખુશી થઇને જણાવ્યું " મારે પણ એટલુંજ જોઇએ છે સાહેબ !"

"અથ તો ચાલો." કહીને ફોઝદારે પોતાની સાથે બીજા બે સીપાઇઓ લીધા, અને તેઓ સર્વે નવલને ત્યાં ગયા. ફોઝદારે તથા સીપાઇઓએ રોપમાં દોરદમામની સાથે નવલનું બારણું ખોલાવ્યું, અને તેઓ સર્વ અંદર ગયા. જતાંની સાથેજ ફોઝદારે નવલને કહ્યું "તું અહીં આવી, ત્યારે પોલીસ પાસે તજવીજ કરાવતાં, એવી બાતમી મળી હતી કે, તું તો અહીંથી બીજે ગામ જવાની છે, અને તેમ છતાં તું અહીં શા માટે પડી રહી છે ?"

"સાહેબ !" નવલે નિડરપણે હિમ્મતથી જુસ્સામાં જણાવ્યું "મારા માણુસ આવવાની રાહ જોઉં છું, અને તે આવે કે તરતજ અહીંથી બીજે ગામ ઉપડી જઇશ. અગર આપ ફરમાવો તો અબ ઘડી પણુ જાઉં ?"

"ત્યારે આ (મનહરને બતાવીને) તારા મરદ તને બોલાવવા આવ્યા છે, તેમની સાથે મુંબઇ જવાને તને શું હરકત છે ? એમની સાથે મુંબઇ જા, અને બધી ગડબડ છોડી દે. પોતાના પતિને ઘેર રહેવામાંજ સુખી થશે. છોકરી ! તું નાદાન છે, માટે તને હું શીખામણ આપું છું કે, નાદાની છોડી દે, અને તારા પતિની આજ્ઞામાં રહે. સાસરે સ્વામિની સાથે રહેવું. એમાંજ તારી શોભા છે, અને એમાંજ તારૂં ભવિષ્ય સુધરશે. આમ રખડવામાં તું સાર નહીં કહાડે, માટે મારૂં કહ્યું માનીને એમની સાથે ખુશીથી મુંબઇ જા."

"પણુ એ મારો ધણી કયારનો છે ! એણે આપને ખોટી વાત સમજાવી છે ! એ મારો પતિજ નથી."

"ત્યારે તારો પતિ કોણુ છે ?" ફોઝદારે પૂછ્યું "તેનું નામ શું છે ?"

"તેનું નામ તો અમૂક સબબસર હું પ્રગટ કરી શકતી નથી, પરંતુ આ મારો પતિ નથી, એ ચોક્કસ છે."

"ત્યારે એમણે અરજી આપી છે તેમાં તો તારા પતિ તરીકેની વાત જણાવી છે, અને તું એની માલિકીના દાગિના ચોરીને મુંબઇથી એના મકાનમાંથી ભાગી નિકળી છે, એ વાત શું ખોટી છે કે ?"

" તદ્દનજ ખોટી ! એવું કંઈજ બન્યું નથી ! એ વાતમાં તરકટ છે, અને એ જૂઠો છે ! મને ફસાવવાના ઇરાદાથી એણે મારી સામું ખોટી અરજી આપી છે ! "

" ખોટી અરજી હોય કે ખરી હોય, તે તો ન્યાયની કોર્ટમાં જણાશે. મારે તે સાથે લેવા દેવા નથી, પરંતુ અરજી મને મળી છે, માટે મારે તને મુંબઇ મોકલવી પડશે. મુંબઈની પોલીસપર તમો બંનેને હું મોકલી આપીશ, અને ત્યાં તમો બંને જોઇએ તેવી રીતની સાબિતીઓ બતાવજો." કહીને ફોઝદારે પેલા બંને સીપાઇઓને ત્યાંજ બેસાડયા, અને પછી પોતે ચોકીપર જઇને ચાર સીપાઇઓ સાથે નવલને તથા મનહરને-બંનેને પોલીસના પોહરા નીચે મુંબઈ મોકલવાનો બંદોબસ્ત કરવાથી તેજ સાંજે ચાર સીપાઇઓ તેઓ બંનેને લઇને મુંબઇ ગયા. ત્રિજે દિવસે તેઓ મુંબઇ ગયાં, અને ત્યાંની પોલીસના સ્વાધિનમાં નવલ તથા મનહરને મૂકયાં. હાલ તરત તો પોલીસે બંનેને પોહરામાં રાખ્યાં ! મનહરે કરેલી અરજી પોલીસે તપાસી, અને સાહેબે મનહરને પૂછયું કે " તમારી સ્ત્રી તમારા મકાનમાંથી ચોરી કરીને ભાગી ગયાંની ખબર તમે પોલીસને આપી હતી કે ? "

" નાજી; કેમકે હું એની શોધમાં હતો, અને તેથી પોલીસને ખબર આપવાનું મેં મૂલતવી રાખ્યું હતું."

પોલીસનો સાહેબ ઘણા જૂના વખતનો હતો. તે મુંબઇના સર્વ શેઠીઆઓને ઓળખતો હતો. મનહરને તથા નવલના પિતા ચટપટદાસને પણ તે ઓળખતો હતો. તેણે બંનેની પૂછપરછ કરતાં સત્ય સાર કહાડી લીધો કે " મનહરલાલે માત્ર લઢ઼ કરવાનેજ આવી ખોટી ખબર પોલીસને આપી છે." આમ સમજીને તેણે તરતજ નવલના પિતા ચટપટદાસને તથા મનહરના પિતા મફતલાલને બોલાવી મંગાવી તેમની મારફતે પણ તમામ બાતમી મેળવી, અને તે સર્વનો સાર જે ખરો હતો, ને તેને સમજાવાથી તેણે તેઓને સલાહ આપી કે " આ કેસ આગળ ચાલવાથી મનહરલાલને, પોલીસને ખોટી ખબર આપવા બદલ સજા થશે ! "

આ સાંભળતાંજ મફતલાલ ગભરાયો, અને ચટપટદાસને પણ ધાસ્તિ લાગી ! મફતલાલે સાહેબને આજીજી કરી કે "સાહેબ ! ગમે તેમ કરીને પણ કેસ માંડી વાળવાનો રસ્તો અમે લાવીશું."

"પણ કાયદા પ્રમાણે મારે તો કોર્ટમાં કેસ રજૂ કરવોજ પડશે, અને ત્યાં તમે મૅજીસ્ટ્રેટ પાસે તે બાબતમાં જે પણ તમારા વકીલ સલાહ આપે તે પ્રમાણે બેલાશક કરજો. મારાથી કંઇ માંડવાળ થઇ શકે નહીં."

## પ્રકરણ ૪૬ મું.

### મનહરનાં છુટાં છેડાં !

દોહરો.

માહામેરૂં મુંબાઈમાં,
મૅજીસ્ટ્રેટની પાસ;
મનહર ત્યાં સપડાય છે,
છોડી દીધી આશ !

તેજ દિવસે મૅજીસ્ટ્રેટ પાસે કેસ ખડો કરવામાં આવ્યો, અને મફતલાલે તથા ચટપટદાસે જૂદા-જૂદા બૅરિસ્ટરો રોકીને ગમે તેમ કરીને પણ કેસ તો માંડી વળાવ્યો, પરંતુ નવલે કેસની માંડવાળ કબૂલ-મંજૂર રાખતાં મનહરની પાસે લખાવી લીધું કે "મનહરે કદીપણ તેણીની સંગે લગ્ન કરવાં નહીં." આ મતલબના લેખપર મફતલાલે તથા ચટપટદાસે પણ પોતપોતાની કબૂલાતની સહીઓ આપી, અને ને પછી સર્વ કોર્ટમાંથી વિખેરાતાં મનહર પોતાના પિતાની સાથે પોતાને મકાને ગયો, પરંતુ નવલે પોતાના પિતાની સાથે પોતાને મકાને જવાની સાફ ના પાડી ! ચટપટદાસ પોતાના ઘરની ગાડી લઇ આવ્યો હતો, તે ગાડીમાં તેણીને બેસવાને કહ્યું, પરંતુ તેણી તેમાં નહીં બેસતાં એક ઝાડ નીચે બેઠી ! આખરે ચટપટદાસે ઘણી રીતે સમજાવ્યા છતાં તેણી એકની બે નહીં થવાથી, પોતાની ગાડી મોકલીને ચટપટદાસે પોતાની સ્ત્રી ગુણવંતીને બોલાવી મંગાવી. તેણી આવીને ગાડીમાંથી ઉતરતાંજ નવલને ભેટી પડી ! મા-દીકરી ખૂબ રડી પડી ! તે વખતે નવલનું હ્રદય પણ પીગળી ગયું, અને પોતાની માતાનાં સમજાવ્યાથી આખરે તેણી ગાડીમાં બેઠી. ચટપટદાસ પણ ગાડીમાં બેઠો, અને ગાડીને દોડાવી

મૂકી. રસ્તામાં તેઓએ કંઇ પણ વાતચીત નહીં કરતાં મકાને પહોંચ્યા. પછી નવલને સ્નાન કરાવી વસ્ત્રો પહેરાવ્યાં, અને પછી ભોજન કરીને નવલ સૂતી. ત્યાં સુધી માતા-પિતાએ તેણીને છંછેડીજ નહીં. પાછલા પહોરના ચાર વાગે નવલે ઉઠી, મ્હોં ધોયું, અને ચ્હા પીધાં બાદ ગુણવંતીએ તેણીને સોનાની બંગડી, એરીંગ, મોહનમાળા, વિગેરે અલંકારો પહેરવાને આપવા માંડતાંજ ચટપટહાસ પણ ત્યાં આવી લાગ્યા. નવલે તે અલંકાર તરફ અણગમો બતાવતાં આંખોમાં આંસું આણી જણાવ્યું "મારાં સર્વ વસ્ત્રાભૂષણ તો માત્ર મારા માની લીધેલા મનમોહક પતિ છે! તેમના વિના અલંકાર મારે અંગે હું કદી પણ ધારણ કરનાર નથી, માટે આપ એ વિષેનો આગ્રહ કરશોજ નહીં!"

"પણ તે ક્યાં છે?" માતાએ પૂછ્યું "નવરંગીલાલ જ્યાં હોય, ત્યાંથી બોલાવી મંગાવીએ."

"તે ક્યાં છે, તેની મને પણ ખબર નથી! હું તેમની શોધમાંજ ફરતી હતી!"

"ઉજ્જડપૂરમાંજ તું અને તેઓ સાથે રહ્યાં હતાંની?" પિતાએ પૂછ્યું "તું ત્યાં ગઇ હતીની?"

"હું ગઇ હતી, અને પછી ઘણી ઘણી બાબતો બની ગઇ! એ કથા ઘણી લાંબી છે પિતાજી!"

"તું અહીંથી ગયા પછી શું શું બન્યું તે તો કહે બેટા!" ગુણવંતીએ જણાવ્યું "તું ત્યાં ગઇ હતી, અને નવરંગીની સાથે રહી હતી, એવી વાત તો અમારે કાને આવી હતી. હવે તુંજ ખરી બિના કહે!"

"એ તો એવું બન્યું કે—" નવલે તમામ વિતેલી વાત કહી સંભળાવ્યા પછી આખરે રડી પડીને તેણી બોલી "હવે તેમનો પત્તો પરમેશ્વર મેળવશે ત્યારે ખરો!"

"પરંતુ તેઓ ઉજ્જડપૂરમાં પુનઃ કાર્યભારી તરીકે હતા, એ વાત તો ચોક્કસ છે; કેમકે હું, નવનીતરામ, અને મફતલાલ ત્યાં ગયા હતા, અને તેમને ત્યાંજ અમે મુકામ પણ કીધો હતો."

"ત્યારે તો મારે હવે ત્યાંજ પુનઃ જવું જોઇએ, અને તેમને મળવું જોઈએ."

"તેમ કરવા કરતાં તેમનેજ અત્રે બોલાવીએ તો કેમ?" ચટપટદાસે જણાવ્યું "તાર કરીને તેમને તું અત્રે આવ્યાની ખબર આપીશું તો તેઓ તત્કાળ આવશે."

"હા બેટા." ગુણવંતીએ પણ ટેકો આપ્યો "તારા પિતાજી કહે છે તેમજ કરવું સારૂં છે."

"ના, ના! એમ તો તે નહીંજ આવે! કેમકે તારને તેઓ બનાવટી–ખોટો માનશે! માટે મારે જાતેજ ત્યાં જવું પડશે!" નવલે આગ્રહપૂર્વક કહ્યું "મારા જવા શિવાય તેઓ નહીંજ આવે!"

"દીકરા! હઠ ના કર!" ગુણવંતીએ સલાહ આપી "આટલું કષ્ટ વેઠયાં પછી હવે તો અમારૂં કહ્યું માન! નવરંગીલાલની સાથેજ તારાં લગ્ન કરવાં, એ ચોક્કસ છે, માટે હવે તું આવો મમત શા માટે કરે છે?"

"આમાં મારો મમત નથી, પણ મારો પવિત્ર ધર્મ છે!" નવલ ગુસ્સામાં બોલી "જ્યાં સુધી હું ત્યાં જઇને તેમને મળીશ નહીં, ત્યાં સુધી મુંબઈમાં અન્નપાણી પણ હું ખાવાની નથી! માટે તમે હવે મને એ બાબતમાં વધારે બોલી મારો જીવ બાળશોજ નહીં!"

માત–પિતા ચૂપ થઇ ગયાં, અને આખરે નવલ સાથે તેણીના માત–પિતાએ પણ જવાનો ઠરાવ કીધો, જેને માટે નવલે કશો વાંધો લીધો નહીં. તેઓ ત્રણે તેજ રાત્રે ઉજ્જડપૂર જવાને મુંબઇથી ઉપડી ગયાં, અને ત્યાં બીજે દિવસે પહોંચ્યાં. તે નગરમાં, જ્યાં નવરંગીનો મુકામ હતો, તે મુકામે તેઓ ગયાં. તે મકાને તાળું હતું, પરંતુ દરબારે ત્યાંની સલામતિને માટે એક સીપાઇ રાખ્યો હતો. તેને તેઓએ ફરમાવ્યાથી તે સીપાઇ રાજા પાસે ગયો, અને તેઓનાં આવ્યાની ખબર કહેતાંજ રાજાએ તે મકાનને લગાડેલાં તાળાની કૂંચી કારકુન સાથે મોકલી, તેમજ તેમનાં ખાધાં–પીધાંને માટે યોગ્ય બંદોબસ્ત કરાવ્યો. કારકુને તે મકાન ખોલ્યું. નવલે તેને નવરંગીલાલની ખબર પૂછતાં કારકુને

ખરી હકિકત કહી, જે સાંભળીને નવલ તથા તેણીનાં માતા-પિતા નિરાશ થઇ ગયાં. એટલામાં રાજા પોતે ત્યાં આવી લાગ્યો, અને તેણે તેઓ ત્રણેને દિલાસો આપતાં દર્શાવ્યું. "તમે કોઇ વાતે મૂઝાશો નહીં, અને આ મકાનમાંજ સુખેથી રહેજો. નવરંગીલાલ, થોડાજ દિવસ પર, આ નવલની શોધ માટે આમતેમ ગયા છે, અને થોડા દિવસમાં આવી પહોંચવાની વકી છે; માટે ત્યાં સુધી તમો ત્રણે આ ગ્રહમાં નિવાસ રાખજો. આ મુકામ નવરંગીલાલનોજ છે, અને આમાંનો સર્વ સામાન પણ તેમનોજ છે. તમારે માટે ખાધાં ખોરાકીનો તમામ બંદોબસ્ત મેં કીધો છે, અને દરબારી કોઠારમાંથી સીધું વિગેરે તમને પહોંચાડવામાં આવશે, તેમજ ગાડી-ઘોડા પણ તમારી તેહેનાતમાં રહેશે. કોઇ વાતે તમને મૂંઝવણ પડવા નહીં દઉં. નવરંગીલાલ મારા પ્રધાન હોવા ઉપરાંત મારા વડિલ જેવા છે, અને મારા રાજ્યના એક સ્થંભ સમાન છે, જેથી તેમનાં તમે સંબંધી હોવાને લીધે તેમની ગેરહાઝરીમાં તમારી આગતાસ્વાગતા મારે કરવાનો મારો ધર્મ છે. તમને અત્રે જે પણ કામકાજ હોય તે બેલાશક મને સૂચવજો, અને કોઇ પણ વાતે જુદાઇ જાણશો નહીં. હું ધારૂં છું કે નવરંગીલાલ જેમ બને વહેલાજ આવશે, અને વળી હું પણ તેઓ જ્યાં હશે ત્યાંથી તેમને બોલાવવાની તજવીજ કરીશ." આ વિગેરે કહીને રાજા ત્યાંથી રવાના થયો.

રાજાના વિદાયે થયાં પછી, તેઓ ત્રણે રાજાની લાયકીને માટે સ્તુતિ કરવા લાગ્યા, અને ગુણવંતી બોલી ઉઠી "આવા રાજા પણ નવરંગીને કેટલો બધો ચાહે છે!"

"આપણો છોકરો તો ઘણી સારી પદ્વિ પર છે." ચટપટદાસે જણાવ્યું "પરમેશ્વર કરે, અને તે જલ્દી આવી પહોંચે, કે જાણે આપણે ગંગા નાહ્યાં!"

"કોને ખબર કે કયારે આવશે?" નવલ બોલી "ઇશ્વર મેળવે ત્યારે!" કહેતાં તેણીની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં, અને તેણી ખુરસીની પીઠપર માથું નાંખીને ઉદાસ થતી બેઠી!

"બેટા શાંતિ રાખ!" ગુણવંતીએ ધીરજ આપતાં કહ્યું "રાજાજી પણ તેમને બોલાવવાની તજવીજ કરવાનું કહી ગયા છે, જેથી ઘણું કરીને તો તેઓ ઘણા વહેલાં આવી લાગશે."

"અરે! રાજા સાહેબે મનપર લીધું છે તો તેમને આવતા ઘણા દિવસ નહીંજ જાય." ચટપટદાસે પણ નવલને શાંત શબ્દોમાં સમજાવ્યું "રાજાજીની મહેરબાની છે, માટેજ મને પણ હિમ્મત છે."

"પરંતુ નવલને કંઇ ચેન પડયું નહીં અને તેણી તો ઉદાસજ બેશી રહી! ચટપટદાસે તથા ગુણવંતીએ તેણીને ઘણીએ સમજાવી, પણ તેણીને શાંતિ વળેજ નહીં! તેણી તો રૂદન તરંગમાંજ અફસોસ કરતી, તેમજ તરેહવાર વિચારોની ઉથલપાથલ કરતી રહી, પરંતુ તેણી પોતાના મનની વાત બોલીજ નહીં! તેણીએ આજ સુધીમાં અનેક ઠોકરો ખાધેલી હોવાથી, અને રાજાઓનાં કૂડકુપટથી તેણી કંઇક વાકેફ પણ હોવાથી તેણીના મગજમાં જયરાજની વાતોને માટે અનેક વહેમ ઉત્પન્ન થયા, પરંતુ તેણીએ તે પ્રકટ નહીં કર્યાનું કારણ એજ હતું કે તે જો તેણી પ્રકટ કરે તો પોતાનાં માતા-પિતા ગભરાય, અને વળી પોતાને પુનઃ મુંબઇ લઇ જવાને માટે આગ્રહ કરે! આ કારણથી તેણીએ પોતાના મનના વહેમ મનમાંજ દાબી રાખ્યા, તેમજ ચટપટદાસે તથા ગુણવંતીએ પણ માત્ર તેણીના ઉપરની દેખરેખ રાખવા શિવાય વિશેષ વાતની પૂછપરછ નહીં કરતાં, તેણીનો શોક વિસર્જન કરવા માટે તેણીની સંગે બીજીજ બાબતોની ચર્ચા ચલાવતાં રહ્યા, પરંતુ નવલનો ઉદ્વેગ કંઇ શાંતિ પામ્યોજ નહીં!

મુંબઇમાં મનહરલાલે તથા તેના પિતા મફતલાલે, નવલને લખત કરી આપ્યા પ્રમાણે વર્ત્તવાનું હોવાથી, અને હવે મનહર તથા નવલની લગ્નગાંઠ સંધાવાનો લેશ પણ સંભવ નહીં હોવાથી, મનહરે પોતાનીજ ન્યાતની એક તરૂણી સંગે લગન કર્યા; તેમ છતાં નવલ પર તેને તથા મફતલાલને ઘણોજ કીનો હોવાથી, તેઓએ પોતાની ન્યાતના અગ્રેસરોને ઉશ્કેરી મૂકયા! તેમની ન્યાત મળી અને ચટપટદાસે પોતાની પુત્રિનાં મનહર સંગે વિવાહ થયાં છતાં તે વર-કન્યાનાં લગ્ન નહીં થવાથી ન્યાતે ચટપટદાસને ન્યાત બહાર મૂકયા. આટલાંથીજ નહીં અટકતાં, મનહર તથા મફતલાલની ખટપટથી, ન્યાતે પોતાનો આગલો કરેલો ઠરાવ પણ ફેરવી નાંખ્યો. એટલે 'રોટી વહેવાર, ત્યાં બેટી વહેવાર' કરવાને જે ઠરાવ ન્યાતે માત્ર ચટપટદાસની સલાહને આધિન થઇ કીધો હતો, તે ઠરાવ

ભૂંસી નાંખ્યો, અને એવો ઠરાવ કીધો કે "આપણી ન્યાત શિવાય પરન્યાતની કોઇ પણ કન્યા કોઇએ લેવી નહીં, અગર પરન્યાતમાં આપણી ન્યાતના કોઇએ પણ પોતાની કન્યા આપવી નહીં. આ ઠરાવ વિરૂદ્ધ જે પણ કોઇ વર્ત્તશે, તેને તાબડતોબ ન્યાત બહાર મૂકવામાં આવશે." આવો ઠરાવ કરીને ન્યાતિલાએ "શ્રી ગોવર્ધનનાથજીકી જય!" બોલાવીને વિખેરાઇ ગયાં. આ બાબત પણ જાહેર ન્યૂસપેપરોમાં ચર્ચા ચાલી! જૂના વિચારનાં પત્રકારોએ આ ઠરાવને માટે વાહવાના વાજીંત્રો વગાડવા માંડયાં, જ્યારે સુધારક પત્રકારોએ આ ઠરાવની સામે પુષ્કળ હોહા કરીને તે ન્યાતના સોડા વૉટરની બૉટલ જેવા વિચારોને માટે ધિક્કાર અને તિવ્ર તિરસ્કાર બતાવ્યો! આ પ્રમાણે પત્રકારોને પણ પોતાનાં પત્રો ભરવાને ભવ્ય ખોરાક હાથ લાગ્યો, જેથી મુંબઇમાં તેમજ બહાર ગામોની વણીક જ્ઞાતિઓમાં પણ જબરો ખળભળાટ મચી રહ્યો! ગામેગામ સભાઓ ભરાઇ, જેમાં જૂનાં વિચારવાળાઓએ તે ન્યાતને ધન્યવાદ આપ્યો, અને સુધારકોએ દિલગીરી દર્શાવનારા ઠરાવો પસાર કીધા. આ પ્રમાણે તે ન્યાતે હિન્દના વણિકોમાં ભારે ગડબડાટ કરાવી મૂકયો અને જેઓમાં નવલ તથા નવરંગીનાં નામો જરા પણ જાણીતાં નહોતાં, તેઓમાં તેમનાં નામોને માટે સારી-માઠી ચર્ચા ચોળવા લાગી! આથી મફતલાલ તથા મનહરલાલને અત્યાનંદ પ્રાપ્ત થયો, અને પોતાનું ધાર્યું થવાથી તેમને નિરાંત વળી!!!

રાજાએ દરરોજ નવલ તથા તેણીનાં માત-પિતાની મુલાકાત લીધાં કરી, અને પોતાનાથી બની શકતો દિલાસો આપ્યાં કીધો. અગર જો રાજાએ, નવરંગીની શોધને માટે ચોક્કસ માણસોને મોકલ્યા નહોતા, તો પણ નવલ તથા તેણીના માત-પિતાને શાંતિ વળવા માટે રાજાએ અડાવ્યાં કર્યું કે "તમે ચિંતા કરશો નહીં, અને નવરંગીલાલને શોધી લાવવા માટે મેં મુદ્દામ પંદર માણસોને ચોગરદમ દોડાવ્યા છે, તેથી જે વખત જાય છે, તેમાં તેઓ જરૂર આવીજ લાગશે, અને તમો સર્વનાં મ્હોં હસતા થશે." આ પ્રમાણે ધીરજ આપવા ઉપરાંત રાજા તેમને જોઇતું કરતું હોય તો તેને માટે પણ પુછપરછ કરતો, અને આ પ્રકારે તેમની ખબર અંતર લેવામાં દરરોજ લગભગ એક કલાક ત્યાં બેસતો પણ હતો.

પણ નવલના હૃદયમાં તો શાંતિની સ્થાપના થઇજ નહીં ! તેણી હાય અફસોસ કરતી હરરોજ ગળવા લાગી, અને તેણીને તેવી દશામાં નિહાળીને ચટપટદાસ તથા ગુણવંતીના જીવમાં પણ ચણચણાટ ચાલુ રહ્યો ! આ પ્રમાણે આઠેક દિવસ પસાર થયાં પછી પણ નવરંગીનાં દર્શન થયાં નહીં ! હવે નવલની ધીરજ પર ઢાંકણું દેવાયું ! તેણીએ પોતેજ પોતાના પ્રીતમની શોધ માટે મેદાન પડવાનો વિચાર કીધો, પરંતુ તેમ કરવામાં તેણીનાં માતા-પિતા નડતલરૂપ હોવાથી તેઓને પુનઃ મુંબઇ કહાડવાં માટે તેણીએ રાજાને એક ખાનગી પત્ર લખી મોકલ્યો, તે પત્રમાં તેણીએ પોતાના અંતઃકર્ણમાં નિર્માણ કરેલો વિચાર નહીં જણાવતાં, માત્ર પોતાનાં માતા-પિતાને ગમે તેમ સમજાવીને પણ પુનઃ મુંબઇ મોકલી દેવાનોજ આગ્રહ કર્યો હતો. આ પત્ર નવલે લખીને સીપાઇની મારફતે રાજાની હજૂરમાં આપવાને સોંપ્યો, અને તે પ્રમાણે સીપાઇએ પણ તે પત્ર રાજાને સ્વાધીન કીધો રાજા વાંચતાંની સાથેજ નવલને ત્યાં આવ્યો. આ સમયે નવલનાં માતા-પિતા બંગલાના પાછલા કંપાઉંડમાં હોવાથી રાજાને નવલ સાથે વાત કરવાનો મનગમતો પ્રસંગ મળ્યો, અને રાજાએ નવલ પ્રત્યે પૂછ્યું "તમારો પત્ર મેં વાંચ્યો, અને તેથીજ હું સત્વર તમારી પાસેજ આવ્યો છું, અને મારે તમને એટલુંજ પૂછવાનું છે કે, તમારા માતા-પિતાને મુંબઇ પાછાં મોકલવામાં તમારી શી મતલબ છે ? શું તેઓ તમને સતાવે છે ? અથવા તેઓ તમને કોઇ પણ રીતે દુઃખદાયક લાગે છે ?"

"તેવું કશું નથી." નવલે પોતાના મનની વાત મનમાંજ ગુપ્ત રાખવાનું યોગ્ય વિચારી કહ્યું "કારણ ઘણું જૂદુંજ છે, અને તે આપને, મારા માતા-પિતાનાં અત્રેથી જવા બાદ જણાવીશ સાહેબ!"

"ભલે ! તમે જેમાં રાજી હો તે કરવાને મને વાંધો નથી. આવતી કાલેજ તેમને હું ગમે તેમ કરીને પણ અહીંથી વિદાયે કરવાનો બંદોબસ્ત કરીશ" કહીને રાજા ત્યાંથી ઉઠીને પુનઃ પોતાના મહેલમાં ગયો, પરન્તુ નવલે પોતાનાં માતા-પિતાને ઉજજડપૂરથી વિદાય કરવાનું કારણ નહીં જણાવ્યાથી રાજાને તો એમજ લાગ્યું કે "જરૂર નવલ મારા ઉપર મોહી પડી છે, અને પોતાની મતલબ મારી સાથે પાર પાડવાને ખાતરજ પોતાનાં મા-બાપને તેણી અહીંથી

કહાડવાને મને સૂચવે છે ! માટે મારે પણ તેણીની ઇચ્છા પાર પાડવાને તેમ કરવુંજ જોઇએ. નવલ જેવી રૂપવંતી-રમણી રંભા મારા મહેલને શોભાવે તેવીજ છે ! મારે પણ આવો શુભ પ્રસંગ શા માટે હાથમાં આવેલો જવા દેવો ?" આમ રાજાએ વળી જૂદોજ અર્થ સમજી લીધો, અને આવતી કાલે ચટપટદાસને તથા ગુણવંતીને ગમે તે પ્રકારે પણ ઉજજડપૂરથી રવાના કરવાનો નિશ્ચય કીધો.

નવલે પણ રાજા પોતાની પાસેથી જવા પછી વિચાર કીધો કે "આવતી કાલે માતા-પિતા મુંબઇ તરફ જાય કે હું પણ તરતજ મારા ડીયરની શોધમાં નિકળી પડીશ, અને ગામોગામ રવડી રઝળીને પણ તે મનમોહકમૂર્ત્તિને મેળવીશ ત્યારેજ જંપીશ !"



## પ્રકરણ ૪૭ મું.

### નવલ ઉડી !

**દોહરો.**

રાજા ચળિયો ચિત્તમાં,
ભ્રષ્ટ હૃદયનો થાય:
પણ પંખીરૂપ નવલ છે,
ઝટપટ ઉડી જાય.

રાજાએ બીજે દિવસે પ્રભાત થતાંજ પોતાના રાજ્યના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ જબરજસ્તખાંનને પોતાની પાસે બોલાવીને ફરમાવ્યું કે "આપણા આગલા પ્રધાનજી નવરંગીલાલને ઉતારે તેમના પત્નિ નવલ, અને તેણીનાં માતા-પિતા ચટપટદાસ તથા ગુણવંતી છે ત્યાં તમે જાઓ અને ચટપટદાસ તથા ગુણવંતીને ગમે તેમ સમજાવીને તે મકાનમાંથી તમારી સાથે લઇ, ગાડીમાં બેસાડી તેઓને દમ્મણના રેલ્વે સ્ટેશન પર લઇ જાઓ, અને ત્યાંથી તેમને મુંબઇ તરફ રવાના કરી દો. ઘરમાંથી તો તેમને હુસાવી ફોસલાવીને અગર જે કરામત કરવી ઘટે તે કરીને કહાડજો, પણ કડવું મનાવતાંજ નહીં, તેમજ નવલને કશું કહેતાં નહીં, પરંતુ તેઓ બંનેને રંગેચંગે ગાડીમાં બેસાડીને છેક સ્ટેશને ગયાં પછીજ મુંબઇ જવાનું ફરમાવજો. તે વખતે તેઓને ગમે તેવો દમ ભીડાવશો, તો પણ વાંધો નથી. માત્ર મુદ્દાની બાબત એટલીજ છે કે, તેઓને અત્રેથી કહાડવાં છે. ટૂંક સાર તમને કહી સંભળાવ્યો,

માટે હવે તમે તમારી પોલીસની વિદ્યા પ્રમાણે અક્કલ હુશિયારીથી જે પણ કરવાનું ઘટે તે કરજો. ખૂબ યુકિતથી તેમને તે મકાનમાંથી કહાડી જવા જોઇએ, અને મકાનમાંથી નિકળતાં પહેલાં તેઓ વંકાય નહીં, વચકાય નહીં, કે વહેમાય નહીં, તેને માટેજ તમારે ખાસ ચાલાકી ચલાવવાની છે ! આથી વિશેષ તમારા જેવા બુદ્ધિવાનને કહેવા સમજાવવાની જરૂર નથી, માટે હવે તમે જાવ, અને મારા ફરમાન પ્રમાણે કામ બજાવીને મને સત્વર ખબર આપજો."

"વારૂંજી." કહીને જબરજસ્તખાં ત્યાંથી સલામો ભરીને ઉઠયો, અને તુરતજ બહાર આવી એક ભપકાદાર બે ઘોડાના ગાડી જોડાવી, બે સ્વારો સાથે લીધા. ઉઘાડી તલવાર અને ચળકતી બૅગનેટવાળી બંદુકવાળા બે સીપાઇઓને ગાડીની પાછળના પાટિયાંપર ઉભા રાખ્યા, એક ફોઝદારને પોતાની સામેની બેઠકપર બેસાડયો, અને પોતે પણ તેજ ગાડીમાં બેસીને નવરંગીલાલને ઉતારે ગયો. ત્યાં જઇને તેણે પ્રથમ તો ચટપટદાસની મુલાકાત લઇને જણાવ્યું "નામદાર રાજાજી સાહેબે આજે રાજ્યના તમામ મ્હોટા અમલદારોને, તેમજ તેઓના સ્ત્રીવર્ગને ગામ બહાર પાર્ટી આપી છે, અને ત્યાં આપને તથા આપના પત્નિને હજૂર સાહેબે બોલાવવાને માટે મને ખાસ મોકલ્યો છે, માટે હું ગાડી લઇને આપ બંનેને બોલાવવાને આવ્યો છું તો મહેરબાની કરીને આપ બંને ગાડીમાં પધારશો. હું આપની સાથેજ છું, જેથી આપને અજાણ્યું નહીં લાગે."

"અને મારી પુત્રિ નવલને પણ બોલાવી છે કે કેમ ?" ચટપટદાસે પૂછયું "અમારી સાથે તેણીને પણ રાજા સાહેબે બોલાવીજ હશે, એમ ધારીને હું આપને પૂછું છું, તેને માટે બેઅદબી માફ કરશો."

"એમાં બેઅદબી શાની શેઠજી ? આપનું પૂછવું યોગ્યજ છે; પરંતુ તે બાબતમાં રાજા સાહેબે એવો વિચાર કીધો છે કે, નવલ બ્હેનને આવા મ્હોટા મેળાવડામાં બોલાવવા હાલ તરત મુનાસબ નથી. આવા વિચારથી તેમને બોલાવવાનું માંડી વાળ્યું છે." જબરજસ્તખાંએ સમયોચિત હાઝરજવાબીની ગપ ચલાવી "કેટલાંક

ચોક્કસ કારણોને લીધે નવલ બ્હેન બહાર જાહેરમાં નહીં પધારે, એજ સારૂં છે."

ચટપટદાસ સમજી ગયો, અને અંદર જઇ નવલને ઉપલી વાત કહેતાં તેણીએ સમ્મતિ આપ્યાથી ચટપટદાસ તથા ગુણવંતી, જબરજસ્તખાંની સામે ગાડીમાં બેસીને વિદાયે થયાં. રસ્તામાં ઘણોક લાંબો પટ નિકળી ગયાં પછી ચટપટદાસે પૂછ્યું "કેમ વારૂં, હજી કેટલેક લાંબે જવાનું છે ?"

"સ્ટેશન નઝદીક" જબરજસ્તખાંએ મોઘમમાં જણાવ્યું ": હમણાં જઇ પહોંચીશું."

"ઓહો ! ઘણે દૂર પાર્ટી રાખી છે !" ચટપટદાસે વિસ્મયતામાં પૂછ્યું "આટલે બધે દૂર રાખવા કરતાં ગામ નઝદીકમાંજ રાખી હોત તો આવનારાંઓને સૂગમ પડતની ?"

"તે તો જેવી રાજા સાહેબની મરજી !" જબરજસ્તખાંએ ઠાવકા વદને જણાવ્યું "તે નામદારની મોજની વાત છે ! મ્હોટાના મગજમાં જે યોગ્ય લાગે તે કરે ! એમાં બીજાથી બોલાયજ નહીં !"

"તે તો ખરૂં છે. મ્હોટાની મરજી વિરૂદ્ધ તમારા મારા જેવાથી પણ નજ બોલાય."

આમ વાતો કરતાં તેઓ સ્ટેશન આગળ પહોંચ્યાં. જબરજસ્તખાંએ તેઓ બંનેને સ્ટેશનપર એક બાંકપર બેસાડયાં, અને પછી પોતે ટિકેટ ઑફીસમાં જઇને સેકન્ડ ક્લાસની બે ટિકેટ ગ્રાન્ટરોડ સ્ટેશનની કઢાવીને તે બંને ટિકેટો ચટપટદાસના હાથમાં તેણે આપતાં કહ્યું "લો, આ બે ટિકેટો તમો બંને માટે છે, અને હમણાંજ ટ્રેન આવશે તેમાં તમો બંનેએ મુંબઇ જવાનું છે !"

"હેં !" ચટપટદાસ ચમકીને બોલ્યો "તમે તો પાર્ટીનું કહેતા હતા, અને આ તો નવું નિકળ્યું ! મુંબઇ અમારે જવાનું શું કારણ ? અમારી છોકરીને મૂકીને મુંબઇ શા માટે જવું ?"

"તે તો રાજા સાહેબ જાણે !"

"આ તો દગો થયો ! આવો દગો કરવો, એ શું સારી વાત છે? રાજા સાહેબને આવું શોભે કે ?"

"તે તો રાજા સાહેબ જાણે !"

" પણ ત્યારે એમ કરો કે, અમારી છોકરીને પણ અહીં લઇ આવો, એટલે અમે તેણીને પણ અમારી સાથે લઇ જઇએ. એમ કરવામાં કંઇ વાંધો છે કે ?"

" તે તો રાજા સાહેબ જાણે ! "

" બધુંજ જ્યારે રાજા સાહેબ જાણે, ત્યારે અમને પાછા અમારી છોકરી પાસે લઇ જાઓ અને તેણીને મળીને અમારી સાથેજ તેણીને પણ અમે લઇ આવીએ. અમારે કંઇ તમારા રાજ્યમાં રહેવાની જરૂર નથી. પરમેશ્વરે અમારે માટે મુંબઇ જેવું મનહર શહેર સૃજેલું છે, અને ત્યાં અમને સર્વ પ્રકારે આનંદ છે, માટે અમને પાછાં એક વાર અમારી છોકરી પાસે લઇ જવામાં તમને શું હરકત છે ? "

" શેઠજી ! " જબરજસ્તખાંએ ચોખ્ખુંચટ જણાવી દીધું "હવે મારે આપને સ્પષ્ટ કહેવું જોઇએ કે, જે થયું છે અને મેં જે પણ કર્યું છે તે માત્ર રાજા સાહેબના હુકમ પ્રમાણેજ કર્યું છે માટે આપને પુનઃ ઉજ્જડપૂર લઇ જવામાં મારી સત્તા ચાલેજ નહીં. મારી સલાહ માનીને આપ સુખેથી મુંબઇ સીધાવો, અને ત્યાં ગયાં પછી તમને જેમ યોગ્ય લાગે તેમ તમે રાજા સાહેબપર પત્ર મોકલજો. આ શિવાય અન્ય ઇલાજ નથી ! અમારા રાજ્યની હદમાં તો હવે તમને પુનઃ રાજાજીના હુકમ શિવાંય પ્રવેશ કરવા નહીંજ દઇએ ! આટલામાં આપ શ્યાણા હોઇ સર્વ સંસ્કાર સમજી શકશો, અને હવે મારાથી પણ વિશેષ બોલાય તેમ નથી ! "

" પણ સાહેબ ! આ તો જુલમ કહેવાય ! આવો દગો અમારા ઇંગ્રેજી રાજ્યમાં તો કદી પણ નહીંજ થાય ! "

" માફ કરો ! હું આપનાં કહેવાનો કંઇ પણ વિશેષ ખુલાસો હવે આપી શકતો નથી ! તમારે માટે હાલ તરત સૌથી સારો રસ્તો એજ છે કે, હમણાં જે ગાડી આવે તેમાં બેસીને મુંબઇ જાવો. આપને આપેલી બંને ટિકિટો સેકન્ડ કલાસની છે માટે સેકન્ડ કલાસની ગાડીમાંજ આપ બંને બિરાજજો."

" આટલી ટિકેટો કઢાવવાની પણ ત્યારે શું કરવા તસ્દી લીધી ? અમને રસ્તામાંજ રખડતાં રાખવાં હતાં ! " ચટપટદાસ ચીડવાઇને બોલ્યો "તમારા રાજાએ પણ ખરેખરી મૂગલાઇ ચલાવી છે, પરંતુ એનું પરિણામ કેવું આવે છે, તે મુંબઇ ગયા પછી હું પણ બરાબર

બતાવીશ ! તમે નહીં સમજતા કે હું આવી જુલ્માકી સહન કરીનેજ મૂંગો બેસી રહીશ ! અરે ! તમારા રાજાની પણ ખોડ ભૂલાવી નાંખીશ, અને તેને તુરંગમાં નંખાવીશ ! હું પણ મુંબઇ શહેરમાં રહેનારો છું, અને ત્યાંના વકીલ બૅરિસ્ટરો તો મારા મીત્રો છે. તેમની સલાહ પ્રમાણે તમારા રાજા ઉપર સરકારમાં અરજી કરીને તેની પાસે પૂરેપૂરો જવાબ માંગીશ ! ”

“ આ બધી વાતો મને સંભળાવવામાં સાર શું ? આપને જેમ કરવું ઘટે તેમ કરજો. તેમાં મને કંઈ લેવા દેવા નથી ! હું તો જેની નોકરી બજાવું છું, તેના હુકમ પ્રમાણે કરવાને બંધાયલો છું.”

“ ઠીક છે ! જોઈશ ! ” કહેતાંજ ચટપટદાસ, અને ગુણવંતી, ટ્રેન આવી લાગવાથી ઉઠયાં, અને તેઓ ગાડીમાં બેઠાં. તરતજ ગાડી ઉપડી ગઇ, અને જબરજસ્તખાં પણ પુનઃ ગાડીમાં બેસી ગયો.

રસ્તામાં ગુણવંતીએ પોતાના પતિને પૂછયું “ પ્રાણનાથ ! રાજાની સામે આવી દગલબાજીની બાબતમાં ફરિયાદ થઇ શકે નહીં તમે ગવરનરને અરજી કરો તો કેમ ? ”

“ થાય તો બધુંએ, અને ધારૂં તો રાજાને પણ તોબા પોકારવું, પણ આપણી છોકરી આપણા હાથમાં નહીં, ત્યાં આપણે જે પણ કરીએ તે નકામું ! કદાચ નવલેજ આવું તરકટ કરાવ્યું હોય તો શું ખબર ? માટે હવે એ કથા લંબાવવામાં કંઇ માલ નહીં ! હવે આપણે પણ છોકરીનાં નામનાં સ્નાન કરીને નિરાંતે ઘેર જઇને બેસવું, એજ સારૂં છે ! છોકરીની પાછળ અથડાતા—પછડાતાં હવે તો થાકી ગયાં ! જે થનાર હશે તે થશે ! હવે તો હું વધારે ખટપટમાં પડવા માંગતોજ નથી ! છોકરીને પાલવે તેમ કરે, અને આપણે ત્યાં આવવાની હોય તો આવે કે જોઇએ તેમ થાય ! ”

આવા આખરના શબ્દો સાંભળતાંજ ગુણવંતી પણ રડી પડી, પરંતુ પોતાના પતિને તેણીએ વિશેષ નહીં કહેતાં માત્ર એટલાજ શબ્દો તેણીનાં મ્હોંમાંથી નિકળ્યા કે “જેવી હરિની મરજી ! ” આમ મન વાળીને તેઓ બંને નિરાશા પામ્યાં, અને વખતસર ગ્રાન્ટરોડને સ્ટેશને ઉતરી પોતાને મકાને ગયાં.

જબરજસ્તખાંએ ઉજ્જડપૂર જઇ પહોંચતાંજ રાજાને, ચટપટદાસ તથા ગુણવંતીને મુંબઇ રવાના કરવા સંબંધી સર્વ બિના કહી સંભળાવી, જે સાંભળી રાજાએ રાજી થઇને જબરજસ્તખાંને એક હજાર રૂપીઆનું ઇનામ આપવાની સાથેજ તેને શાબાશી આપી. જબરજસ્તખાં પણ સંતોષ પામ્યો.

રાજા હુલ્લાસમાં આવતાંજ વિચારવા લાગ્યો કે "હવે નવલ પાસે જઇને તેણીને આ ખુશખબર કરવી જોઇએ, અને તે પછી તેણી મારાપર મોહી પડી છે તો મારે પણ તેણી તરફ મોહ બતાવી મારી લાયકીનો ઉપયોગ કરવો જોઇએ." આમ વિચારી રાજા, નવલને મકાને ગયો, અને તેણીને જણાવ્યું "તમારા માતા–પિતાને તો મુંબઇ રવાના કરી દીધાં!"

"કેવી રીતે? તેમણે આપનું માન્યું ખરૂં? શું બન્યું તે કૃપા કરી જણાવશો?"

"એવું બન્યું કે—" રાજાએ બનેલી વાત વિસ્તારીને દર્શાવી, ને છેવટે કહ્યું "હવે તો તમે સંતોષ પામ્યાની?"

"હાજી, તેમને બીજી રીતે હેરાન નહીં કીધાં, તેને માટે આપનો અત્યંત આભાર માનું છું. માત્ર તેમને હમણાં મુંબઇમાંજ–મારાથી દૂર રાખવાની જરૂર હોવાથી આવો રસ્તો લેવો પડ્યો છે!"

"વારૂં, ત્યારે હવે શો વિચાર? હવે તો આપને કોઇ વાતની નડતલ નથીની? હવે તો આ મકાનમાં તમે ને હું આનંદ કરીશું, અને તમે જો કહેશો તો તમને મારા મહેલમાં રાખવાની ગોઠવણ પણ કરી શકાશે, કેમકે તમને હું કોઇ રાખેલી તરીકે માનવાનો નથી, પણ મારી રાણી તરીકેજ મારા મહેલમાં અથવા તમે જે સ્થળ પસંદ કરો, ત્યાં તમને હું ખુશીથી રાખીશ તમે મારા રાણીની પદ્વીનેજ પાત્ર છો, પરંતુ તમે પેલા રખડતા નવરંગીની સાથે નિવાસવાને પાત્ર નથી! મને તો નવાઇ લાગે છે કે, એવાની તરફ તમે કેમ લપટાયા?"

નવલ આ ભાષણ શ્રવણ કરતાંજ ચોંકી ગઇ, અને તેણી રાજાની મનઃકામના સમજી ગઇ! તેણીએ તાત્કાલિક બુદ્ધિબળથી વિચાર કીધો કે "અત્યારે જો હું મારૂં પતિવૃતપણું રાખવાને કંઇ મિજાજમાં વાત કરીશ તો આ રાજાની સત્તા આગળ મારૂં શાણપણ ચાલ-

વાનુંજ નથી, અને એ નીચ પોતાનું પરિબળ ચલાવી મારા ઉપર બલાત્કાર કરવાને પણ ચૂકનાર નથી, માટે એને હાલ તરત તો મિઠાશથીજ સમજાવી અદ્ધર ઉડાવવામાં મારી શોભા સચવાયલી રહેશે! આમ મનમાં કપટ રાખી તેણીએ ઠાવકાઇથી જવાબ આપ્યો "નવરંગીલાલ સાથે લપટાવાનું માત્ર એકજ ખાસ કારણ છે, અને તે કારણને લીધેજ મારે નવરંગીલાલને હીરો માનવો પડે છે!"

"શું કારણ છે? તમે તે જણાવશો તો મને પણ કાંઇક સમજાશે તો ખરૂં કે એવું કયું મહત્વનું કારણ છે?"

"આપને કહેવાને કંઇ વાંધો નથી, પરંતુ આપ કદાચ તે જાણીને મગજ ફેરવો તો મને પસ્તાવો થાય તેમ છે।"

"મારૂં મગજ કદી પણ નહીં ફરે! તેમાં પણ તમે મને તાકીદ આપો છો તો મારૂં મગજ વધારે શાંત રાખીશ. તમે જે પણ હોય તે નિડરપણે બોલો, કે જે પછી શું રસ્તો લેવો તેની મને પણ સમજ તો પડેની?"

"આપને તે કહેવામાં મને કશો વાંધો નથી સાહેબ!" નવલે યુક્તિબંધ પાટિયાં ગોઠવતાં જણાવ્યું "નવરંગીલાલ તથા હું કંઇ એક ન્યાતનાં નથી, પણ જૂદી જૂદી ન્યાતનાં છીએ. અમારે જો કે રોટી વહેવાર છે, પરંતુ બેટી વહેવાર નથી, જેથી અમો બંનેનાં લગ્ન પણ અમારી ન્યાતોના નિયમ પ્રમાણે થઇ શકે નહીં; પરંતુ એવું બન્યું કે, હું મારે સાતમે વર્ષે ઘણી માંદી પડી, અને તે વખતે તમામ ડૉકટરોએ પણ મારા જીવવાની આશા છોડી, જેથી મારાં માતા—પિતા ગાંડાં જેવાં બની ગયાં, અને એટલામાંજ મારા માતાજી મુંબઇમાં બિરાજતાં શ્રી મહાલક્ષ્મિ માતાએ સ્વપ્નું આપી ફરમાવ્યું કે "તારી પુત્રિને બરાબર વીશ વર્ષની વય થતાં સુધી કુંવારી રાખજે, અને ત્યાં સુધી તેણીને કોઇ પણ પુરૂષનો સ્પર્ષ થવા દેતી નહીં, અને જો ભૂલિ ચૂકે પણ જો તે મુદત સુધીમાં તારી છોકરી પોતાની નીતિ મુકી કોઇ પણ પુરૂષ સંગે ભ્રષ્ટ થશે તો તેજ પળે તારી છોકરી તથા તેણીને ભ્રષ્ટ કરનાર પુરૂષ મૃત્યુ પામશે! માટે તેવો બનાવ બનવા પામે નહીં, તેને માટે પરિપૂર્ણ સાવધાન રહેજે, અને તે પછી તેણીનાં

વીશ વર્ષ પૂર્ણ થતાંજ નવનીતરામના પુત્ર નવરંગીલાલની સાથે તેને પરણાવજે, અને તે બંનેનું જોડું મારા આશિર્વાદથી જીંદગી સુધી સુખી રહેશે." આ પ્રમાણે શ્રી મહાલક્ષ્મિ માતાની આજ્ઞા હોવાથીજ હું હજી સુધી પવિત્ર કુંવારિકા છું, અને વીશ વર્ષ પછીજ નવરંગીલાલ સાથે લગ્ન કરીને પતિ પત્નિનો સંબંધ બંધાશે."

"ત્યારે તો આપણો સંબંધ કેમ સંધાય? તેને માટે કાંઇ રસ્તો છે કે? હું તો ધારૂં છું કે, કંઇ પણ રસ્તો હોવોજ જોઇએ; કેમકે તે શિવાય તમે મારા પ્રત્યે આટલી બધી માયા—મમતા બતાવોજ નહીં!"

"તેને માટે રસ્તો તો હનોજ નહીં, પરંતુ આજથી ચાર દિવસ ઉપરજ શ્રી મહાલક્ષ્મિ માતાએ મારૂં દુઃખ જોઇને મને પણ સ્વપ્નમાં દર્શન દઇને રસ્તો બતાવ્યો છે, અને તે રસ્તો તેમણે બતાવ્યાથીજ મેં આપને ખાનગી પત્ર લખીને તેમાં મારા માતા—પિતાને અહીંથી મુંબઇ મોકલવાને મેં વિનંતિ કરી હતી."

"તે રસ્તો શું છે?" રાજાએ હરખાઇને પૂછયું "જે રસ્તો હોય તે બોલી દોની કે તેજ રસ્તો લેવામાં આવે."

---

## પ્રકરણ ૪૮ મું.

### છટકી!

દોહરો.
દાવપેંચ ઉત્તમ રચ્યો,
ભોળાવ્યો તે ભૂપ;
નવલ છટકી ચડપમાં,
તદબીર તિવ્ર અનૂપ!

નવલે પોતાની પટેઆજીમાં હવે રાજાને હાથેલીમાં ચાંદ બતાવતાં પૂછયું "પણ તે રસ્તો આપ સ્વીકારશો ખરા?"

"જો શકય હશે તો તેનો સ્વીકાર કરવાને શું વાંધો છે? મારી ગરજે હું તે મ્હોટી ખુશીથી સ્વીકારીશ."

"શકય તો છેજ, પરંતુ આપ મ્હોટા માણસ પડયા, માટે, મ્હોટા માણસની મરજી કઇ બાજૂએ જાય તે ધારી શકાય નહીં! તેટલા માટે આપનું વચન લીધાં પછીજ તે રસ્તો વિદિત કરવો, એવુંજ શ્રી મહાલક્ષ્મિ માતાનું પણ વચન છે."

"હું વચનથી બંધાઉં છું કે, જો તે રસ્તો શક્ય છે તો તે પ્રમાણે કરવાને હું કિંચિત પણ આનાકાની નહીંજ કરૂં. તમે મારે માટે જરા પણ શંકા રાખશોજ નહીં. શ્રી મહાલક્ષ્મિ માતાને તો હું પણ મહાદેવી તરીકે માનું છું, અને હું પણ તે દેવીનો ભક્ત છું, માટે તેમની આજ્ઞાને તો હું જીવ સાટે સમજીને તે પ્રમાણેજ વર્ત્તિશ."

"ત્યારે તો હવે કહેવાને મને વાંધોજ નથી." નવલે બરાબર રાજાને બાંધીને જણાવ્યું "ચાર દિવસપર શ્રી માતાજીએ મને સ્વપ્નું આપતાંજ મેં તેમને પ્રાર્થના કરી કહ્યું કે હે ! માતાજી ! મારાં વીશ વર્ષ પૂર્ણ થવાને તો હજી એક દહોડ વર્ષનો વિલંબ લાગશે, અને ત્યાં સુધી આ કોમળ યૂવતિથી વિરહવેદના સહન કરવામાં મહા મુશ્કેલી આવશે ! વળી નવરંગીનો પણ પત્તો નથી ! માટે મારા પર દયા લાવીને મને અન્ય માર્ગ સૂચવો તો આપની મ્હોટી કૃપા મારા પર થશે ! આ ઉપરથી માતાજીએ માર્ગ બતાવતાં જણાવ્યું કે 'તારી પ્રાર્થના યોગ્ય છે. વળી તારે માટે નિર્માણ કરેલો નવરંગી નામનો યૂવાન પણ પોતાનો નિયમ ચૂકયો છે; માટે તને હવે નિયમના બંધનમાંથી મુકત કરી આજ્ઞા કરૂં છું કે, આજથી એકવીશમે દીવસે ઉજ્જડપૂરના ગાદીપતી જયરાજ સંગે તારે લગ્ન કરવાં, પરંતુ તે પહેલાં તારે એકાંત વનમાં જઇ પાંચ દિવસ નિરાહારપણે તથા નિર્જળપણે તપ કરવું, અને આ પ્રમાણે તપ કરીને છઠ્ઠે દિવસે પુનઃ ઉજ્જડપૂરમાં આવીને એક સો આઠ બ્રાહ્મણો જમાડી પવિત્ર થયાં પછીજ આજથી એકવીસમે દિવસે જયરાજ સાથે લગ્ન કરવાં.' આ પ્રમાણેનો રસ્તો તેમણે બતાવ્યો છે."

"ઓહો ! તેમાં તો શું મ્હોટી વાત છે ! એમાં મને વાંધો હોયજ નહીં." રાજાએ ખુશ મિજાજમાં જણાવ્યું "માતુશ્રીની આજ્ઞા પ્રમાણે કરવું, એ તો મારી પણ તમને સલાહ છે; પરંતુ પાંચ દિવસ સુધી વનમાં તપ કરતાં તમારી કોમળ કાયાને કષ્ટ પડશે, તેને માટે મને દુઃખ ઉપજે છે ! વળી એકાંત વનમાં જંગલી પ્રાણીઓના ભયમાં પાંચ દિવસ ગુજારવા, એ પણ મહાભયંકર વાત છે ! ત્યાં તમારૂં રક્ષણ કરનાર કોણ ? વાઘ, વરૂ, સિંહ કે એવાંજ ખૂની પ્રાણીઓના

હુમલામાંથી તમને વનમાં કોણ બચાવશે, અને તમે જીવતાં પાછાં આવશો, ત્યારેજ મારા જીવને નિરાંત વળશે !"

"તે માટે તો આપે ચિંતા કરવીજ નહીં; કેમકે તેની ફીકર શ્રી માતાજીને હોવાથી તેઓજ મારૂં રક્ષણ કરશે."

"તમારૂં કહેવું સત્ય છે, તોપણ મારા મનને ચિંતા રહે, એ તો સ્વભાવિકજ છેની ?"

જો આપને શ્રી મહાલક્ષ્મિ માતાજીપર વિશ્વાસ હોય, તો પછી ચિંતા રાખવાનું કંઇજ કારણ નથી. તેમનાપર એકીન રાખવું, અને તેઓ ગમે તેવા વિકટ વનમાં પણ મારૂં રક્ષણ કરશેજ કરશે."

"એ પણ તમારી વાત યોગ્ય છે." કહીને રાજાએ પૂછયું "ત્યારે હવે કયારે ઉપડવાનું ધાર્યું છે ?"

"માતાજીએ લગ્નને માટે એકવીસમો દિવસ આપ્યો છે, અને તે વાતને આજે ચાર દિવસ પણ થઇ ગયા. વનમાં પૂરા પાંચ દિવસ તપ કરવાનું, અને ત્યાં જતાં આવતાં ચાર દિવસ તો સમજી લેવા, જેથી અહીં આવતાં સુધીમાં બારેક દિવસ તો થશેજ. અહીં આવ્યા પછી તપને લીધે તથા ભૂખને લીધે મારૂં શરીર નંખાઇ જશે, માટે આઠ દિવસ આરામને માટે જોઇશે, જેથી લગ્નનો એકવીશમો દિવસ પણ આવી પહોંચશે. ત્યાં સુધીમાં સર્વ સાનુંકૂળ થઇ જશે."

"અને તમારી સાથે સીપાઇ, સ્વાર, ગાડી, ઘોડા કેટલા મોકલું ? તમે કહો તેટલા તૈયાર છે ?"

"અરે ! રામ રામ !" નવલે હસીને જણાવ્યું "મારી સાથે વળી એવો અસ્બાબ કે સાહેબિ શા માટે જોઇએ ? વનમાં મારે તપ કરવા જવું છે કે મોજ કરવા ? મોજ માટે જવું હોય ત્યાંજ એવો ઠાઠ શોભે !"

"પણ તમારી સાથે બે-ચાર માણસોને તો લઇ જશોની ? તદ્દન એકલાં તો નહીં જાઓ ?"

"માતાજીની આજ્ઞાનુસાર મારે એકલીનેજ, કોઇનાં પણ સંગ શિવાય જવું જોઇશે, અને ઘરમાંથી નિકળતાંથી તે પુનઃ ઘરમાં આવતાં સુધી કોઇ પણ સાથી, રક્ષક, કે સેવક નહીં જોઇએ, તપ કરવું તો પૂર્ણ પવિત્રતાથીજ કરવું જોઇએ, અને એવું સરસ કરવું જોઇએ કે,

જેથી માતાજી પણ પ્રસન્ન થઇ જાય, અને આપણી જોડી અખંડિત આનંદમાં નિર્વિઘ્ને નિવાસે !"

"ઠીક. માતાજીની આજ્ઞાની વાત આવી, એટલે મારાથી કાંઇ બોલી શકાતું નથી ! જેમ તમને યોગ્ય લાગે, અને જેવી માતાજીએ તમને આજ્ઞા આપી હોય તેમજ કરો !"

"હવે આપ મહેલ તરફ પધારો, અને હું માતાજીની આજ્ઞાનુસાર મધ્યરાત્રિના બરાબર બારને ટકોરે ઘરમાંથી સાધ્વિના વેશે નગર બહાર નિકળી જઇશ."

"પણ તમે કઇ દિશા તરફ જશો ?"

"ઉત્તર દિશા તરફ જવાનો વિચાર છે; કેમકે તે દિશા તરફ આશરે બાર ગાઉ ઉપરજ એક ઉત્તમ વન આવેલું છે, એવું મને આપણા એક સીપાઇને પૂછતાં માલમ પડયું છે."

"હા તે વાત ખરી છે, માટે તમે તે દિશા તરફ કૂચ કરશો તો વધારે સૂગમ થશે." આ વિગેરે વાતો કરીને રાજા છેવટે નવલનાં મહેલ તરફ જોતો જોતો ત્યાંથી પોતાના મહેલમાં ગયો.

નવલ હવે મનમાં ધીરજ લાવી વિચાર કરવા લાગી કે "રાજાની ભ્રષ્ટ થયલી મતિને હાલ તરત મેં ઠીક ઉડાવી છે ! એક વાર એનાં કબજામાંથી નિકળી ગયાં પછી તો એનાથી જરા પણ બ્હીવાની નથી. મારાં વહાલાંને પૂજ્ય માતા-પિતાને વિદાય કરવાનું કારણ પણ રાજા ઉંધુંજ સમજ્યો, અને તે પોતાની ગેરસમજને લીધે મારી સંગે પ્રેમ બાંધવા આવ્યો હતો ! પણ તેને ખબર નથી કે, મને મારા ડીયર શિવાય આખી દુનિયાનો રાજા હોય, તો પણ તે ભાઇ બાપ બરાબર છે ! એ તો ઇશ્વરે મને સદમતિ આપી અચ્છી કરામત બતાવી, અને જેથીજ મારૂં શીયળ સચવાયું છે ! હવે તે રાજા જખ મારે છે ! રાતનાંજ અહીંથી નિકળી પડીશ, અને શ્રી હરિ જે તરફ માર્ગ બતાવશે, તે તરફ ગમન કરીશ ! મને મારૂં શીયળ સાચવવાનો આગ્રહ છે, તો શ્રી પરમાત્મા મને ગમે તેવાં સંકટમાંથી પણ બચાવશે, અને એમ કરતાંજ મારા માનિતાનાં દર્શન પણ મોડાં વહેલાં થશે. તે નરવીર મળ્યાં પછી તો મારે કિંચિત પણ ડરવાનુંજ નથી !" આમ વિચાર કરી તે જરા આરામ લેવાને આડી પડી. તેજ રાત્રિના બારના

ટકોરા થતાંજ તેણી નિકળી પડી. તેણીએ ભગવાં વસ્ત્ર ધારણ કીધાં હતાં, અને સાથે એક ઝોળી પણ લીધી હતી, જેમાં માત્ર દોરી તથા લોટા શિવાય બીજું કશું નહતું, પરન્તુ તેણીએ અંગે જે ચોળીઓ પહેરી હતી, તે ચોળીની નીચે કંઠમાં સૂવર્ણની એક કંઠી તથા હીરાનો એક હાર રાખ્યો હતો. તેમજ તેજ ચોળીનાં ગજવામાં થોડીક ગીનીઓ એક કપડાંમાં વિંટાળી પોતાની સાથે લીધી હતી, કે જે પ્રસંગોપાત કામ લાગે. આ રીતે તેણી સપાટાબંધ નગર બાહાર નિકળી પડી, અને તેણીએ રાજાને ઉત્તર દિશા તરફ જવાનું કહ્યું હતું, જેથી તે દિશા તરફ તેણી નહીં જતાં દક્ષિણ દિશા તરફ ચાલી, અને તે તરફ સપાટાબંધ વેગમાં છેક લંબાણ નિકળી ગયાં પછી પ્રભાત થતાં એક નદી આવતાં તેમાં મૂખમર્દન કરી તેણી એક ગાડું ખાલી મળતાં તે ગાડીની પાછળ પાછળ ચાલી જે પરથી ગાડીવાળાને દયા આવવાથી, તેમજ ગાડું પણ ખાલી હોવાથી તેણીને પોતાના ગાડામાં એસાડી દીધી, અને તેમાં બેસીને તેણી તે ગાડું જે ગામમાં જવાનું હતું, ત્યાં સુધી તો ગઇ, પરંતુ તેનું ગામ આવતાંજ તેણીને ઉતરવું પડયું, અને તે ગામથી પણ તેણી આગળ નિકળી. રસ્તામાં ખાવાનું તો તેણીની પાસે કંઇ નહતું, પરંતુ પરમાત્માની કૃપાથી કોઇ નહીં ને કોઇ તેણીને મળી જતાં, તેમની પાસેથી તેણીને અવારનવાર ખાવાનું પણ મળતું હતું. તેમ છતાં કોઈ દિવસ વળી કોરો કડકડતો પણ કહાડવો પડતો હતો! આ રીતે ક્ષુધા, તૃષા, અને પ્રવાસનો પરિતાપ વેઠતી તેણી છેક લાંએ નિકળી ગઈ, અને પાંચ દિવસમાં તો તેણી ઉજ્જડપૂરથી સુમારે સો એક ગાઉ દૂર જઇ ચઢી, અને ત્યારેજ તેણીના જીવને ધીરજ વળી; કેમકે હવે ઉજ્જડપૂરના રાજાનો ભય તેણીને રહ્યોજ નહીં.

ઉજ્જડપૂરમાંથી તેણીનાં ગમન પછી રાજાએ એકદમ પોતાનાં લગ્નને માટે તૈયારીઓ કરવા માંડી, અને જયરાજનાં નવીન લગ્ન થવાનાં છે, એવી વાત આખા રાજ્યમાં પ્રસરી રહી! રાજાએ પણ ખૂબ ધામધૂમથી લગ્ન કરવાનો વિચાર રાખેલો હોવાથી લગ્નને લગતી તૈયારીઓ પૂર ભપકામાં કરાવવા માંડી! મુંબઇથી ઇલેકટ્રિક લાઇટ વગેરે જોઇતો સામાન મંગાવવાની ગોઠવણો કરી, અને પોતાના મહેલ

આગળજ એક ઉત્તમ મંડપ બાંધવાનું કામ શરૂ કર્યું, તેમજ દરેક બીજી ધામધૂમની ધમાલ ચાલુ કરી! નવલનાં ગયાં પછી પાંચ દિવસમાં તો લગ્નની રચના માટે ધાર્યાં કરતાં પણ વિશેષ તૈયારી કરવા માંડી. બાદ છઠ્ઠે દિવસે રાજાએ નવલનાં આવવાની રાહ જોવા માંડી, અને તેને માટે દરવાજા બહાર ઉત્તર દિશા તરફ રાજા પોતે ઘોડેસ્વાર થઇને સહવારે, બપોરે, અને સાંજે ખાસ ફરવા પણ ગયો, પરંતુ સાયંકાળ સુધી નવલ નહીં આવવાથી વળી તેજ રસ્તે રાજાએ ફ્રાન્સ સાથે કેટલાક માણસોને રાખ્યા, અને "તેણી કદાચ રાત્રે પણ આવે" એવી આશા રાજાએ રાખી. બાદ સાતમાં દિવસનું પ્રભાત થયું, તો પણ નવલ દેખાઇ નહીં! હવે રાજાને વિશેષ ચટપટી લાગી, અને તેમ છતાં તે દિવસ આખો ધીરજ રાખ્યાં પછી છેક સાયંકાળ થયો એટલે રાજાને વળી વિશેષ ફીકર થવા માંડી, અને તેજ રાતનાં બે સ્વારો તેણે ઉત્તર તરફ દોડાવ્યા. તે આખી રાત્રિ રાજાએ સંતાપમાંજ પસાર કરી! પ્રભાતમાં પેલા બંને સ્વારો ઉત્તર તરફ ફરીને પાછા આવ્યા, અને નવલનો પત્તો નહીં લાગવાના રડતા સમાચાર તેઓ લાવેલા હોવાથી રાજાનો સંતાપ ઘણો વધવા માંડયો, અને હવે તેનો જીવ પણ નવલ માટે અત્યંત અધીરો થઇ ગયો! લગ્નને લગતી તૈયારીઓ તો દરેક પ્રકારે મ્હોટા પાયાંપર ચાલુજ હતી, અને પોતાનો જીવ ગમે તેટલો અધીરો થવા છતાં પોતાના મનનો ઉદ્વેગ તેણે છૂપાવી રાખ્યો! કેમકે જો બહાર વાત જાય તો વળી મશ્કરી થાય! તેમજ લગ્નની તૈયારી થતી અટકાવવામાં પણ આબરૂનાં કાંકરા થાય! માટે તે તૈયારીઓ તો ચાલવાજ દીધી, અને તે દરમ્યાન રાજા પોતે પોતાની સાથે એક સો ઘોડેસ્વાર લઇને ઉત્તર દિશામાં આવેલા જંગલમાં નવલની શોધ કરવાને નિકળી પડયો. ત્યાં જઇને તેણે તમામ સ્વારોને તે જંગલના દરેક ભાગમાં, અને ખૂંણે ખૂંણે નવલને શોધી લાવવાને મોકલ્યા, અને બે દિવસ સુધી રાત અને દહાડો તપાસ કરવા છતાં નવલ હાથ નહીં લાગવાથી રાજા પોતાની સાથેનાં સ્વારો સહિત પોતાના નગરમાં પાછો ફર્યો. મહેલની પાસે તે ઘોડાપરથી ઉતરતાંજ મુર્છાંગત થઇ ગયો! ખુરસીપર બેસાડીને ચાર માણસો તેને મહેલમાં લઇ ગયા, જ્યાં ડૉકટરોએ

કેટલીક આગતાસ્વાગતા કીધાં પછી તેને ભાન આવ્યું, તો પણ તેણે પોતાના મનની વાત બ્હાર કહાડીજ નહીં, અને લગ્નના દિવસને હજી ચાર પાંચ દિવસ બાકી હોવાથી હજી પણ નવલનાં આવી પહોંચવાની આશા રાખતોજ તે છાતીમાં ધીર ધરીનેજ બેઠો!

લગ્નનો દિવસ આવી લાગ્યો! પ્રભાત થયું! નવલ તો આવીજ નહીં! આજે પોતાના મનની વાત પ્રગટ કીધાં વિના છૂટકો નહતો! તેથી તેણે પોતાના એક વિશ્વાસુ કાર્યભારી ચતુરલાલ, કે જે જયરાજનાં પિતાના અમલમાં નાયબ દીવાન હતા, તેની પાસે પોતાના મનની વાત કહી, અને નવલને લગતી તમામ બિના પણ તેને દર્શાવી. ચતુરલાલ ઘણો બુદ્ધિશાળી, તેમજ ચાલાક હોવાથી તે સમજી ગયો, અને તેણે જયરાજને સલાહ આપી કે "હઝૂર! હવે નવલની આશા છોડો! આપે મને જે વાત કહી, તે ઉપરથી મને સ્પષ્ટ સમજાય છે કે, તેણીએ આપને માત્ર હાથતાળી આપીને ઉડાવ્યો છે! હવે એમાં કંઇ માલ નથી! માટે હવે આપની આજ્ઞા હોય તો બીજી કોઇ પણ યૂવતિ સાથે આજે લગ્ન કરવાની ખટપટ કરૂં? કેમકે લોકોમાં આજનાં લગ્નને માટે હોહા થઇ ગઇ છે! આસપાસનાં ગામડાંઓમાંથી હઝારો લોકો જોવા આવ્યાં છે, અને સેંકડો પરોણાઓ પણ આપનાં આમંત્રણને માન આપી પધાર્યાં છે. માટે હવે જો લગ્ન બંધ રાખો તો આપની મશ્કરી થાય! હવે તો ગમે તેની સાથે લગ્ન તો કરવાંજ! એટલું આપે અક્કલનું કામ કર્યું છે કે, નવલ સંગેજ લગ્ન કરવાનાં છો, એવી વાત આપે પ્રગટ કરી નથી, જેથી નવલને બદલે ગમે તેની સાથે લગ્ન કરશો, તો પણ કોઇ સમજનાર નથી! જ્યાં ત્યાંથી આજે લગ્ન કરવાં, કે બસ? આજ ખરો રસ્તો છે હઝૂર!"

"પણ એવી કોઇ યૂવતિ આજે અને આજેજ મળવી જોઇએની?" રાજાના મગજમાં ચતુરલાલની વાત ઉતરી ગઇ, અને તેણે પૂછ્યું "મારા લાયક કોઇ યૂવતિ તત્કાળ મળી શકશે ખરી?"

"તે તો હું ગમે તેમ કરીને મેળવીશ. એક નાયકણીની તેર વર્ષની છોકરી છે, તેની સાથે લગ્ન કરશો તો પણ શું વાંધો છે? આવે પ્રસંગે બીજા વાંધા-સાંધા જોવાનાંજ નથી!"

"તો ભલે! તેમ કરો! તમને જેમ યોગ્ય લાગે તેમ કરો, અને મારી હાંસી થતી અટકાવો!"

"હવે હું બધી ગોઠવણ કરી આપું છું." કહીને ચતૂરલાલ તરતજ એક નાયકણીને ત્યાં ગયો, અને તેણીને અષ્ટમ પષ્ટમ સમજાવીને તેણીની પુત્રિને સમજાવીને જયરાજ સંગે આજે ને આજે પરણાવવાનું નક્કી કર્યું. તે ખબર ચતૂરલાલે રાજાને જણાવી, અને તે નાયકણીને, તેણીની છોકરી લેવાના બદલામાં એક લાખ રૂપીઆ પણ આપ્યા, જે પછી તેજ સાયંકાળે જયરાજનાં લગ્ન તેણીની સંગે કરવામાં આવ્યાં. આ ઉપરથી લોકોમાં કંઇ પણ વિશેષ ચર્ચા થઇ નહીં, અને નવલની વાત દબાઇ ગઇ!

ચતૂરલાલે ચાલાકી ચલાવીને ઉપર પ્રમાણે બધો ઘાટ ઉતાર્યાથી રાજા તેના ઉપર પ્રસન્ન થઈ ગયો, અને તેને એક સારૂં ગામ વંશપરંપરા બક્ષિશ આપ્યું, તેમજ નવરંગીલાલની જગા ઉપર ચતુરલાલની કાયમની નિમણુંક કરી. તે પછી નવરંગીનાં રહેવાનું મકાન પણ, તેમાંના સર્વ સરંજામ સાથે ચતૂરલાલને રાજાએ બક્ષિશ આપી, નવરંગીનો કોઇ પણ પ્રકારનો હક્ક રાખ્યો નહીં.

આટલું છતાં પણ રાજાનાં મનમાં નવરંગી તથા નવલપર અનહદ ક્રોધ ચાલુ રહ્યો, પરંતુ તે હવે શું કરી શકે? લાચાર!!!

---

## પ્રકરણ ૪૯ મું.

### પૂર્વનું પ્રાયશ્ચિત!

દોહરો.

નવરંગી ભટકી ભમી,
ગુહા ગફામાં વાસ,
સેવા સાધુની કરે,
દેવાનંદ સહવાસ.

નવરંગી, ઉજ્જડપૂરમાંથી નિકળ્યાં પછી મહા અઘોર વનમાં નવલની ધૂનમાં ચાલ્યો ગયો! દરેક પ્રકારે વેદના સહન કરતો વનમાં જ્યાં પણ માર્ગ મળ્યો, ત્યાં ચાલ્યો, અને માત્ર ફળાહારથી દિવસ નિર્ગમન કરી દેહને આધાર આપતો રહ્યા! એટલામાં હરીદાસ નામનો એક સાધુ મળ્યો. આ સાધુ જંગલમાં

સૂકાં લાકડાં વીણતો હતો. તેણે નવરંગીને નિહાળતાં પૂછ્યુ "અરે! ઓ માનવી, તું કોણ છે, અને આ જંગલમાં શા માટે આવ્યો છે? અહીં તારૂં શું કામ છે?"

"મહારાજ!" નવરંગી હાથ જોડી નમન કરતાં બોલ્યો "હું એક આશાવંત પ્રાણી છું, અને મારી આશા પૂર્ણ કરવાને માટેજ મારાં સર્વ સુખનો ત્યાગ કરી વનમાં નિકળ્યો છું!"

"અરે મૂર્ખ! વનમાં વળી આશા શું? આ બિયાબાન જંગલમાં તો માત્ર મૃત્યુનીજ આશા તારે રાખવી!"

"જન્મની સાથેજ મૃત્યુ તો સરજેલુંજ છે મહારાજ!" નવરંગીએ વિનય સહ કહ્યું "તો પણ સંસારમાં નિવાસ કરનારને જ્યાં સુધી આ ક્ષણભંગૂર દેહમાં શ્વાસ છે, ત્યાં સુધી આશા ને તૃષ્ણા રહે છે, અને તે મારામાં પણ રહેલાં હોવાથીજ હું વનમાં નિકળ્યો છું ખરૂં કહેતાં હું જેની શોધમાં નિકળ્યો છું, તે કદાચ જંગલમાં પણ મળે, એવી ભ્રાંતિથી આ તરફ નિકળી આવ્યો છું! વળી ચાહી ચલાવીનેજ આવા વિકટ વનમાં આવ્યો છું, એમ પણ કંઇ નથી, પરંતુ જે મારે જોઇએ છે, તેને માટે અત્યંત રખડયાં પછી, પરમાત્માએ આ તરફ ગતિ કરવાની પ્રેરણા કરવાથી આ દિશામાં પગ મૂકયા છે। હુવે તો જે થાય તે ખરૂં! ઇશ્વરેચ્છા બળવાન છે! તેની ઇચ્છા હશે તો તે મારૂં ધાર્યું મેળવી આપશે, અને નહીં તો મૃત્યુ તો સરજેલુંજ છે!"

સાધુ હરીદાસે જાણ્યું કે "આ કોઇ દુઃખી પ્રાણી છે, માટે એને ગુરૂજી પાસે લઇ જવો જોઇએ; કેમકે ગુરૂજી દયાળુ છે, જેથી તેઓનાં લક્ષમાં જો યોગ્ય લાગશે તો આ દુખિયારાનું દુઃખ દૂર કરશે, અગર તેમ નહીં તો એની જે પણ દશા કરવી હશે તે કરશે!" આમ વિચારી તેણે નવરંગીને પૂછયું "બચ્ચા! તું મારા ગુરૂજી પાસે આવે છે? તેઓ ઈશ્વરી અવતાર છે, માટે તેમને તું આજીજી કરશે, અને જો કદાચ તેમની નજરમાં આવશે, તો તેઓ તારી મનઃકામના પરિપૂર્ણ કરશે! કેમ, તારો શો વિચાર છે?"

"એમાં વળી વિચાર શાનો? અને એવા વિચારને વાયદો પણ કેવો?" નવરંગીએ જાણે પોતાને એક આધાર મળી ગયો હોય, તેવા

હુલ્લાસથી જણાવ્યું " એવા અધિષ્ઠાતાને માટેજ હું મારા મનમાં ચિંતવન કરતો હતો, અને એટલામાં આપ મળી ગયા, તેમજ આપે આધાર સૂચવ્યો તો હવે મારે વિશેષ વિચારવાની અગત્યતાજ નથી. આપ મને જ્યાં પણ લઇ જશો, ત્યાં આવવાને હું તૈયાર છું ! આપના ગુરૂજીનાં દર્શનનો લાભ મળશે, એ પણ કંઇ મને ઓછો આનંદ થશે ?"

" તો ચાલ બચ્ચા, મારી સાથે ચાલ." કહીને હરીદાસે, નવરંગીને પોતાની સાથે લીધો. રસ્તામાં હરીદાસે તેને બીજી બાબતમાં પૂછપરછ નહીં કરતાં માત્ર તેને એટલીજ સલાહ તથા સૂચના આપી કે, ગુરૂજીનું નામ શ્રી દેવાનંદજી છે, અને તેઓ સામેની ગુફામાં નિવાસે છે, ગુફાના મૂખપર તેઓ અહોનિશ બિરાજે છે, ત્યારે તેજ ગુફાની નીચે એક ભવ્ય મકાન જેવું ગુફામાંથીજ કોતરેલું સ્થાન છે. તેમાં ગુરૂજીના સંખ્યાબંધ સેવકો જપ-તપ કરે છે, અને તેમાંનો હું પણ એક છું. અમો સર્વ સેવકો વારા ફરતી ગુરૂજીની સેવા કરીએ છીએ. અમને તો સંસારની માયા–આશા–તૃષ્ણા કંઇંજ નથી, તો પણ જે કોઇ અકસ્માત તારી માફક આ વનમાં આવે છે, અને ગુરૂજીની પ્રાર્થના કરે છે. તેનાપર ગુરૂજી પ્રસન્ન થઇ તેની મનવાંચ્છિત માંગણી યોગ્યપણે સ્વીકારી ફલિભૂત કરે છે. એજ પ્રકારે તારે પણ ગુરૂજી સન્મૂખ ઉભા રહી પ્રાર્થના કરવી, અને જે પણ યાચના કરવી હોય તે નિર્માનીપણે, નિઃષ્કપટપણે, અને સત્યતાપૂર્વક કરવી, અને પછી ગુરૂજીની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું, જેથી તારી મનઃકામના પૂર્ણ થશે, અને તું ભવિષ્યમાં સુખી પણ થશે. એટલું તને ખાસ સૂચવું છું કે, ગુરૂજી જે પણ આજ્ઞા તને કરે, તેને માટે તું જરા પણ આનાકાની કરતોજ નહીં. દુઃખની પાછળ સુખ થશે, અને ગુરૂજી તમે અયોગ્ય, અસહ્ય, અસંભવિત કે અનિવાર આજ્ઞા તો નહીંજ કરે, પણ ઉચિત અને શકય આજ્ઞાજ કરશે. અને તે તારે માન્ય રાખવી પડશે. આટલી તને ખાસ સલાહ આપું છું."

" એ બદલ આપનો અત્યંત ઉપકાર માનું છું મહારાજ ! આપે મને ચેતવણી આપીને આભારી કીધો છે, અને ગુરૂજીની કોઇ પણ આજ્ઞાનો સ્વીકાર હું આનંદપૂર્વક કરીશ."

"તો તું આખરે સુખી પણ થશે." કહીને હરીદાસ તેને તે ગુફામાં લઇ ગયો.

ગુફાના મુખપર કંઈ પણ ઢાંકણ નહોતું, અને અંદરના ભાગમાં એક ભીંતને અઢેલીને શ્રી દેવાનંદ ગુરૂ પલાંઠી વાળીને બેઠા હતા. નઝદીકમાંજ ઘીનો દીપક સાધારણ રીતે પ્રકાશતો હતો, અને બાજૂમાં એક માટીની કુંડીમાં રાખ ભરેલી હતી, તેપર એક છાણું સળગતું હોઇ તેનો ધૂંવાડો તેટલા ભાગમાં પ્રસરી રહ્યા હતો. ગુરૂજીના ગળામાં રૂદ્રાક્ષની માળાઓનો ઢગલો હતો, અને પગથી ગળા સુધી એક ભગવું વસ્ત્ર-કફની-ધારણ કર્યું હતું. નેત્રો બંધ કરીને ઇશ્વરના ધ્યાનમાં ગુરૂજી બેઠાં હતા, અને હરીદાસ તથા નવરંગીનાં પગલાં અંદર થતાંજ ગુરૂજીએ નેત્રો ખોલી નિહાળ્યું. તરતજ તેમણે હરીદાસને પ્રશ્ન કીધો "હરીદાસ, આ વળી નવો માણસ કોણ છે, અને અહીં કયાંથી ?"

"મહારાજ ! આ એક આશાવંત પ્રાણી જંગલમાં મને મળતાં એને આપની સેવામાં રજૂ કીધો છે."

"ભલે !" ગુરૂજી આનંદમાં હોવાથી ઘણીજ કૃપાથી નવરંગી પ્રત્યે નેત્રો ફેરવી બોલ્યા "બેસ, બચ્ચા બેસી જા. તું કંઇ ગભરાતો નહીં. બોલ, તને શાની આશા છે ?"

નવરંગી નમન કરીને બેઠો, અને બંને હાથ જોડીને અત્યંત વિનયપૂર્વક મંદ સ્વરે બોલ્યો "મહારાજ ! આપ તો ઇશ્વરી અંશ છો, અને આપના સેવક હરીદાસજીએ આપની પ્રભુતાની જે વાત મને કહી છે, તે પરથી મારે હૃદય ખોલીને કહેવું જોઇએ કે, આપ સર્વ જ્ઞાતા છો, અને મારી આશા વિગેરે આપ જાણી ચૂકયાજ હશો. આપને કહેવાથી શું વિશેષ છે ? માટે કૃપા કરી, મારા પર દયાની દૃષ્ટી ફેરવી, અને જે આશામાં હું આ તરફ આવ્યો છું, તે આશા ફલિભૂત કરી, મારી ઇચ્છા પાર પાડશો, એટલીજ મારી પ્રાર્થના છે મહારાજ !"

ગુરૂજીએ હવે વિશેષ પ્રશ્નોત્તર કરવાનું માંડી વાળી ફરમાવ્યું "બેટા ! તારી આશા હું જાણી ગયો છું, અને તે તને ફલિભૂત થશે, પરંતુ તેને માટે તારાં પૂર્વનાં પાતકોનું તારે પ્રાયશ્ચિત કરવું જોઇએ,

માટે હાલ તું નીચેની ગુહ્ય ગુફામાં જા. અને ત્યાં બીજા સેવકોની સાથે જપ-તપ કર. તે પછી આજથી અગિયારમે દિવસે હું તને યોગ્ય માર્ગ સૂચવીશ." આટલું કહીને ગુરૂજી સમાધિમાં પડયા, અને હરીદાસ પણ બીજાં કામને માટે પુનઃ તે ગુફાની બહાર નિકળી ગયો, જેથી નવરંગી તો મૂંઝાઇ ગયો, તો પણ તે ઉઠયો, અને ગુરૂજીની આજ્ઞા પ્રમાણે તે ગુહ્ય ગુફાના મૂખ પાસે હિમ્મતથી ગયો તો ખરો, પરંતુ નીચે ઉતરતાં તેની છાતી કંપવા લાગી, અને પગ અચકાયા ! તેમ છતાં ગુરૂજીની આજ્ઞાનો સ્વીકાર કરવાને તેણે પોતાને બંધાયલો સમજીને છાતી કઠણ કરી તે ગુહ્ય ગુફાના મૂખ આગળ જઇ નીચે પગ મૂકતાંજ એક પગથિયાપર પગ ટેકવાયો, અને તેથી તે બંને પગ નીચે ટેકવી પાંચેક પગથિયાં ઉતરતાંજ અંધકાર જણાતાં વળી તે મૂંઝાયો, અને કયાં જવું, તે માર્ગ તેને દેખાયો નહીં ! પાંચેક મિનિટ તે સ્તબ્ધ થઇને પગથિયા પરજ ઉભો રહ્યો. એટલામાં ગુરૂજીની પ્રેરણાથી તેજ ગુફામાંનો એક સેવક ત્યાં આવ્યો, અને નવરંગીને કહેવા લાગ્યો " આવ ભાઇ આવ ! ગભરાતો નહીં ! ગુરૂજીની આજ્ઞાથી હું તને બોલાવવાને આવ્યો છું, માટે મારી સાથે ચાલ. હમણાં તો અહીં અંધારૂં છે, પણ આગળ જતાંજ આપણું સ્થાન આવશે. ત્યાં દીપકનો પ્રકાશ છે, અને ત્યાં મારા જેવા સંખ્યાબંધ સંતો શ્રી ગુરૂજીની આજ્ઞાથી નિવાસે છે, માટે તારે જરા પણ બ્હીવું નહીં. ગુરૂજીની કૃપાથી આ સ્થળ નિર્ભય છે, અને કોઇનાં અંગને કોઈ પણ રીતે આંચ આવે તેમ નથી, માટે મારી પાછળ-પાછળ ચાલ્યો આવ." આમ કહી તે સેવકે, નવરંગીનો હાથ પકડીને નીચે ઉતર્યો, અને પછી તેનો હાથ છોડી તે આગળ ચાલ્યો, જેની પાછળ નવરંગી પણ ચાલ્યો, પરંતુ અંધકાર શિવાય અજવાળાનું તો નામજ નહીં ! તેમ છતાં હિમ્મત રાખી તે સેવકની પાછળ નવરંગી પણ ધસ્યો ધસ્યો ગયો, અને એમ ગતિ કરતાં લગભગ પા કલાક તો થયો, તો પણ ગુફાની અંદરના માર્ગનો અંત નહીં આવવાથી નવરંગી તદ્દન થાકી ગયો, પરંતુ તે કંઇજ બોલી શકયો નહીં ! આખે રસ્તે કોઇનો પણ સ્વર સંભળાતો નહીં, પરંતુ સિંહના બરાડાનો અવાજ સંભળાતો હતો, અને તેથી પણ નવરંગીને જો કે ધાસ્તિ તો લાગતીજ

હતી, તો પણ ગુરૂજીનો પ્રતાપ તેને મનાયાથી તે ધાસ્તિને પણ તે દૂર કરી શકયો. આમ કરતાં તે સંતની સાથે તે છેક આગળ ગયો, ત્યારેજ તેને દીપકનો પ્રકાશ દેખાયો, જેથી નવરંગીને કંઇક આનંદ આવ્યો. જેમ જેમ નઝદીક જતો ગયો, તેમ તેમ વિશેષ પ્રકાશ દેખાયો, અને થોડીજ મિનિટમાં તેઓ એક મંડપમાં પહોંચ્યા. આ મંડપ પણ ગુફામાં કોતરકામની કારીગિરીથીજ બનાવેલો હતો, અને તે ઘણો સોહામણો હોવા ઉપરાંત અસલી કિસ્બીઓના હુન્નરનો એક નમુનો હતો! તે મંડપ લંબાઈ તથા પહોળાઇમાં પણ ઘણો વિષાળ હતો, અને તેમાં ઘણા સંતો ગુરૂજીનું ભજન સ્મર્ણ કરતાં બેઠાં હતા. ત્યાંજ નવરંગીને બેસવાનું સ્થાન મળ્યું, અને ગુરૂજીની આજ્ઞાથી, તે સંતોના અગ્રેસરે-ગુરૂજીના મુખ્ય ચેલાએ નવરંગીને તપ કરવાને બેસાડયો. ગુરૂજીની ઈચ્છાથીજ નવરંગીનું મન શુદ્ધ થઇ ગયું, અને ઇશ્વરી સ્મર્ણ શિવાય હવે તેને નવલનું કે બીજી કોઇ પણ પ્રકારની માયાનું સ્મર્ણ થયુંજ નહીં! તે નિર્મળ હૃદયે તપ કરતો બેઠો. એટલે આ પ્રકારે શ્રી દેવાનંદ ગુરૂએ, નવરંગીને પૂર્વનું પ્રાયશ્ચિત કરાવ્યું!

નવલ કયાં છે? તેણીનું શું થયું? અને તેણીની શી સ્થીતિ છે? આ જાણવાને પણ હવે વાંચનાર તલપી રહ્યા હોય, એ સ્વાભાવિક છે. નવલ પણ ઉજ્જડપૂરથી નિકળ્યાં પછી કેટલાંક ગામોમાં રખડી રઝળી આખરે એક જંગલમાં નિરાશ થઇ એક વૃક્ષની નીચે સૂનમૂન બેઠી છે! તેણીના મગજપર અસહ્ય દુઃખને લીધે નિર્ભયતાનો વાવટો ઉડી રહ્યો છે, અને તેણી પોતાના વ્હાલા નવરંગીની શોધખોળ કરતાં હવે તો છેકજ થાકી ગઇ છે! તેણી કપાળે હાથ દઇને "નવરંગી! ડીયર! નવરંગી!" એટલુંજ ભજન કર્યા કરે છે, અને તેનીજ લેહ તેણીને લાગવાથી જાણે તેણી ચિત્તભ્રમ થઇ ગઇ હોય, એવો તેણીનો દેખાવ કોઇ તિરાહિત જોનારને સમજાય, તો પણ નવાઇ નહીં! આવીજ સ્થીતિમાં તેણી ત્યાં રહી!

શ્રી દેવાનંદ મહારાજે નવરંગીને તપ કરવા બેસાડયા પછી તે તપનું પરિબળ ચાલુ થયું, અને તેજ તપનાં પરિબળની અસર ઉજ્જડપૂરમાં રાજા જયરાજના હૃદયમાં થવા માંડી! તેણે નવલને બદલે નાય-

કણીની છોકરી સંગે લગ્ન કર્યાં પછી નવલને માટે તેણે મનમાંથી કાક-રાજ કહાડી નાંખ્યો હતો, અને નવલ તથા નવરંગીનાં નામ પણ જો કોઇ બોલતું તો તેને તિરસ્કાર વ્યાપિ જતો હતો! તેજ રાજાના અંતઃકરણમાં, નવરંગીના તપને પ્રતાપે, અને શ્રી દેવાનંદ મહારાજની પ્રેરણાથી નવલ તથા નવરંગીને માટે દયાની લાગણી થવા માંડી, અને નવલ પ્રત્યે પોતે પાપી દૃષ્ટિ દોરવ્યા બદલ તેને પશ્ચાતાપ પણ થવા માંડ્યો! વારંવાર તે બંનેનું તેને સ્મરણ થયાં કર્યું, અને બંનેને ગમે ત્યાંથી પણ શોધી લાવીને પુનઃ પોતાના રાજ્યમાં રાખવાં, એવી રાજાના મનમાં ઉત્કંઠા થવા માંડી! આ વાતનાં રટણમાં એક રાત્રિના શ્રી દેવાનંદ મહારાજે તેને પ્રથમ તો નવલની બાતમી આપી, તેણી જ્યાં હતી, તે સ્થળનો પત્તો આપી, ત્યાંથી તેણીને લાવવાને આજ્ઞા કરી, અને તેની સાથે એવું પણ સમજાવ્યું કે "નવલને તારા નગરમાં લાવ્યા પછી ટૂંક સમયમાં નવરંગી પણ આપોઆપ તારી પાસે આવી લાગશે, માટે તે આવ્યા પછી તે બંનેને તું સુખી કરશે તોજ તારૂં પણ શ્રેય થશે." આટલી આજ્ઞા થતાંજ રાજા નિદ્રામાંથી ઝબકીને ઉઠયા, અને તે સમયે રાત્રિના સુમારે દોહોડ વાગ્યો હતો, છતાં પણ તેટલી રાતના તેણે, નવા નીમેલા પ્રધાન ચતુરલાલને ઝટ બોલાવી મંગાવી સર્વ બિના સમજાવી, અને પોતે પોતાની સાથે એક મ્યાનો નવલને બેસાડીને લાવવાને લીધો, તેમજ કેટલાક ઘોડેસ્વારો વિગેરે અસબાબ લઇને રાજા, જે સ્થળે નવલ બેઠી હતી, અને જેનો પત્તો બરાબર નિશાની સાથે શ્રી દેવાનંદજીએ આપ્યો હતો, તે સ્થળ તરફ કૂચ કરી. ફળી પ્રધાન ચતુરલાલે પણ રાજાની આજ્ઞા પ્રમાણે નવલ તથા નવરંગીને માટે તેનું મૂળ મકાન ખાલી કરી રાખ્યું, અને તેમાંનો રાચરચીલો, જે પણ નવરંગીના તાબાનો હતો, તે પણ સર્વ જેમ અસલ હતો, તેમજ ગોઠવી દીધો.

શ્રી દેવાનંદજી મહારાજે પણ પોતાનો ચમત્કાર ચળકાવ્યો, અને પોતાના સુમારે ત્રણસો સેવકોને, જ્યાં નવલ બેઠી હતી, ત્યાં, કેટલીક સૂચનાઓ સહિત મોકલ્યા. તે સેવકોમાં મુખ્ય સેવક, જેનું નામ શ્રી પ્રકાશાનંદજી હતું, તેમણે તે સર્વની સરદારી લીધી, અને પોતાની સાથે પોતાના સુમારે એક સો વાઘ તથા સિંહોની સેના પણ રાખી.

તેઓ સર્વ નવલના સમીપ જઇ પહોંચતાંજ શ્રી ગુરૂજીની ઇચ્છાથી પણ સમાધિમાં પડી, અને તેવીજ સ્થિતિમાં તેણીને શ્રી પ્રકાશાનંદે એક સિંહપર બેસાડી દીધી! ત્યાં તેઓ સર્વ જયરાજની સ્વારી આવવાની રાહ જોતાં બેઠાં. એટલામાં જયરાજ પણ આવી પહોંચ્યો, પરંતુ તે તથા તેની સાથેના સ્વારો તે સાધુઓની સાથેના વાઘ તથા સિંહોની સેના જોતાંજ ગભરાયા, અને કંપવા લાગ્યા! પણ શ્રી પ્રકાશાનંદે એકદમ રાજાને ઘોડાપરથી નીચે ઉતરવાની આજ્ઞા કરવાથી, તેમજ શ્રી પ્રકાશાનંદના પ્રકાશ આગળ રાજા પણ અંજાઇ જવાથી, રાજા એકદમ નીચે ઉતરી તેનાં ચરણારવિંદમાં નમન કરી હાથ જોડી ઉભો રહ્યો. તરતજ શ્રી પ્રકાશાનંદે રાજાનાં સર્વ વસ્ત્રાલંકાર ઉતરાવી કફની પહેરાવી, અને તેની સાથેજ રાજા પણ સમાધિમાં પડયો! એટલે તેને પણ એક સિંહની પીઠપર બેસાડી દીધો! આ જોઇને રાજાની સંગનાં માણસો ચકિત થવાની સાથે ધ્રુજવા લાગ્યા, પરંતુ શ્રી પ્રકાશાનંદે તેમને દર્શાવ્યું કે "તમે તમારા નગરમાં પાછા જાઓ, અને તમારા રાજાને અમારી સાથે અમે લઇ જઇશું. આ બાબતમાં ગૂપચૂપ એક એક પણ શબ્દોચ્ચાર કર્યા સિવાય અહીંથી વિદાયે થાઓ! જો જરા પણ બોલ્યા તો આજ સ્થળે તમો સર્વનાં મૃત્યુ નિપજશે, અને આ વાઘ તથા સિંહો તમને ઠાર મારશે!"

"આવાં વિકાળ વચન સાંભળતાંજ તેઓ સર્વ પાછાં વળ્યાં, અને જે રસ્તેથી તેઓ આવ્યાં હતા, તેજ રસ્તેથી પુનઃ ઉજ્જડપૂર પહોંચવાને વિદાયે થયાં.

શ્રી પ્રકાશાનંદે, પોતાની સાધુ મંડળી તથા નવલ, અને જયરાજ સહ પોતાના ગુરૂની ગુફા તરફ પાછાં વળ્યાં, અને નવલ તથા રાજાને ગુરૂજી સન્મૂખ રજૂ કીધા. ગુરૂજીએ તેમને બંનેને પણ, જયાં નવરંગીને રાખ્યો હતો, ત્યાંજ મોકલી આપ્યા, અને તેમને પણ નવરંગીની સંગે તપ કરવાને બેસાડયાં.

## પ્રકરણ ૫૦ મું.



### મહાત્માનાં પ્રતાપ.

દોહરો.
ચમત્કાર છે ધર્મનો,
ધર્મ બડો બળવાન;
દેવાનંદ મહાત્મા થકી,
પામ્યાં સુખનાં સ્થાન.

રાજાની સાથેના સ્વારો સપાટાબંધ ઉજ્જડપૂર જઇ પહોંચ્યા, અને પ્રધાન ચતુરલાલને ઉપલા સમાચાર કહેવાથી તેનાં હોંસકોસ ઉડી ગયાં, અને તેણે મહેલમાં ખબર આપતાંજ રાજાની રાણી વિગેરેમાં રડારોળ થઇ રહી! આ ખબર રાજા મૂર્ખસિંહ, જે ચપળા સાથે નગરથી દૂર નિવાસતો હતો તેને પણ થતાંજ તે પણ બેહોશ બની ગયો, અને તેણે ઉજ્જડપૂર આવીને પુનઃ રાજ્યાસન સંભાળ્યું, પરંતુ જયરાજને માટે તેના હૃદયમાં કારી ઘા લાગ્યો, અને તેની તમામ પ્રજામાં પણ કાળો કેર વર્ત્તિ રહ્યો સર્વ કોઇને અજબ ગજબ લાગ્યો! સૌ કોઇ રાજાને વિનંતિ કરવા લાગ્યા કે "આપ નામદાર સર્વ સેના સંગે તે જંગલમાં જઇને કુંવરને લઇ આવો તોજ સર્વને શાંતિ વળે!" આ સલાહ પ્રમાણે રાજાએ પોતાની સર્વ સેનાને તૈયાર કરી, જયરાજના સાથે ગયલા સ્વારોને પણ તે સ્થળ બતાવવાને સાથે લીધા, અને હજારોની ફોજની સરદારી રાજા પોતે લઇને તે જગાપર જઇ ચઢયો.

શ્રી દેવાનંદજી મહારાજ દૈવી સ્વરૂપ હોવાથી તેઓ, રાજા મૂર્ખસિંહની હીલચાલ જાણીજ ચૂકયા હતા. તેમણે આ પ્રસંગે પોતાના માત્ર પાંચ સેવકોનેજ રાજાની સામે મોકલ્યા, અને તેઓ રસ્તામાં સામસામા થતાંજ રાજાનું ચિત્ત સૌંદર્યપણામાંથી બદલાઇને સેવકપણું આવ્યું, અને પોતે આજ્ઞાંકિત હોય, તેવા રૂપમાં પોતાના અશ્વપરથી ઉતરીને તે સાધુઓને પગે પડયો, જે પછી તેને પણ સમાધિ આવી ગઇ, અને તે સાધુઓમાંના એકે તેને પોતાની ખાંધપર મૂકી રાજાની સર્વ સેનાને માત્ર હાથની આંગળીથી ઇશારત કરીને, ત્યાંથી પાછાં ચાલ્યાં જવાને આજ્ઞા કરી, જે પરથી સર્વ સૈનિકો યત્કિંચિત પણ બોલી શકયા નહીં, કે બોલવાને તેમની જીભ ઉપડી નહીં! તેઓ માન્ય-

પણ ત્યાંથી પુનઃ ઉજ્જડપૂર પહોંચવાને પાછાં વળ્યાં, અને ત્યાં જઇ રાજાની બાબતમાં પણ કુંવરના જેવુંજ બન્યાનું કહેતાં, તેમજ પેલા સાધુઓના પ્રકામથી સર્વ સેના અંજાઇ ગયાંની વાત પ્રકટ કરતાં પ્રધાન વિગેરે સર્વ મંડળમાં ભ રે વિસ્મયતા ઉપજી, અને મહેલમાં પણ રાણીઓનાં રૂદનથી સીમા રહી નહીં ! લોકોમાં આ ચમત્કારિક બનાવને માટે અત્યંત આશ્ચર્યતા ઉપજી, અને રાજા તથા કુંવરને માટે હવે સાએ આશા છોડવા ઉપરાંત, સર્વ કોઇએ પોતાની લાચારી બતાવવાની સાથે નિરોપાયપણું દાખવ્યું ! દૈવિ ચમત્કાર આગળ કોનું ચાલી શકે ?

પાંચ સાધુઓએ રાજા મૂર્ખસિંહને શ્રી દેવાનંદ મહારાજ આગળ મૂકતાંજ રાજાની સમાધિ ઉડી ગઇ, અને રાજા પણ ગુરૂજી પાસે નમીને બોલ્યો “ મહારાજ ! હું તો આપનો દાસાનુંદાસ છું, માટે મારાપર કૃપા રાખજો, અને મારા અપરાધ ક્ષમા કરજો ! આપનો દૈવિ ચમત્કાર ચકિત કરનારો છે, અને તે ચમત્કારનું જ્ઞાન કે ભાન મને નહીં હોવાથીજ હું આપની સામા મારી સેના સહિત આવ્યો હતો, પરંતુ આપનાં ઇશ્વરી બળ આગળ મારી સેનાનું બળ નિરર્થક છે ! હવે તો દયા કરજો, અને મારૂં જીવન સુધારજો !”

“ રાજા ! તારૂં શ્રેય કરવાને માટેજ તને અત્રે બોલાવ્યો છે, માટે હમણાં તો તું તપ કર, અને ટૂંક સમયમાં તારૂં સવ ઠરીઠામ પડશે, માટે તારે ચિંતા કરવી નહીં.” કહીને મહારાજે તેને પણ તપ કરવાને સ્થાને પોતાના એક સેવક સંગે ગુહ્ય ગુફાના મંડપમાં મોકલી આપી, ત્યાં તેને બીજાઓની સાથેજ તપ કરવા બેસાડયો. આ પ્રમાણે તે ગુફામાં નવરંગી, નવલ, જયરાજ, અને મૂર્ખસિંહની ચોકડી તપ કરતી બેઠી, અને તેઓ ચારે ત્યાંની સાધુ મંડળી સંગે તપ કરવામાં હળી મળી ગયાં ! તેમના વૈભવનું કે તેમની આગલી સ્થીતિનું તેઓને જરા પણ સ્મર્ણ થયું નહીં, પણ જાણું તેઓ નવાં દુનીઆમાંજ આવી વસ્યાં હોય, તેવું તેમને ભાસ્યું ! શ્રી દેવાનંદજી મહારાજનાં પ્રતાપે, તપ કરવામાં તેમને સંકટ તો સમજાયુંજ નહીં, પણ ઓર સુખાનંદ મનાઇ તેમાં તેઓ ચારે ચકચૂર રહ્યાં ! આ પણ દૈવિજ કૃપા ! મહાત્માની પરિપૂર્ણ પ્રસન્નતા ! ઇશ્વરેચ્છા ! ! !

ઉજ્જડપૂરમાં ઉથલપાથલ થઇ રહી ! પ્રધાન ચતૂરલાલ તથા રાજાની રાણી કનકાવતી, રાજ્યાસન પર પોતાના કોઈ પણ લાગતા વળગતાને ત્વરિત બેસાડવાની ગોઠવણ કરવા લાગ્યા, પરંતુ એટલામાંજ શ્રી દેવાનંદજીએ રાણીને પણ સ્વપ્નું આપી આજ્ઞા કરી કે "થોડા દિવસ થોભી જવું, રાજા, કુંવર, વિગેરે સર્વ ઉજ્જડપૂરમાં આવશે, અને જે જંગલમાંથી તેઓ અદૃષ્ય થયાં છે, તેજ જંગલમાં તમારી સર્વ સેના, ઘોડા વિગેરે લઇને તારે આજથી પાંચમે દિવસે આવવું. તે દિવસે તારા માણસોને તને સ્વાધિન કરી દેવામાં આવશે, માટે ત્યાં સુધી તારે બીજી કોઇ પણ પ્રકારની વ્યવસ્થા કે ઉથલપાથલ કરવીજ નહીં." આ સ્વપ્નાની વાત રાણીએ પ્રધાનજીને કહ્યાંથી, તેઓ પણ વિસ્મય પામ્યા, અને તેમણે તે દિવસે સર્વ સેના સહિત ત્યાં જવાનો ઠરાવ કીધો તથા તેને માટે તૈયારી પણ કરવા માંડી. કેટલાક સૈનિકો જેઓએ રાજા તથા કુંવરને સાધુ મંડળી લઇ ગયાનો દેખાવ સ્વદૃષ્ટિએ જોયો હતો, તેઓએ પ્રથમ તો પ્રધાન સંગે ત્યાં જવાની આનાકાની કરી, પરંતુ પ્રધાને તેમને, રાણીના સ્વપ્નાની વાતની સમજ આપવાથી તેઓએ પોતાનો મમત મૂકી દીધો અને તે પછી પ્રધાનની સંગે જવાને તેમણે પણ હા પાડી. ઠરાવેલે દિવસે પ્રધાન ચતૂરલાલ સર્વ સૈનિકો સહ તે જંગલમાં જવાને નીકળ્યાં.

શ્રી દેવાનંદ મહારાજે, નવરંગીને અગિયાર દિવસ સુધી તપ કરવાની આજ્ઞા કરી હતી. અને તેની પછી નવલ, જયરાજ તથા રાજાને પણ તપ કરવા બેસાડયાં હતાં. તેમના અગિઆર દિવસ પૂર્ણ થતાંજ ગુરૂજીએ તે ગુફામાંથી તેમને પોતાના સમીપ બોલાવ્યાં, અને તેમને સંગે ઉભાં રાખી બોધ આપતાં તે મહાત્માએ દર્શાવ્યું કે "બચ્ચા નવરંગી ! તું નવલની મોહજાળમાં લપટાયો છે, એ પણ તારાં પૂર્વનાં સંસ્કારનાજ યોગે બન્યું છે. તને હું ધન્યવાદ આપું છું અને નવલને પણ સાબાશી આપું છું કે, તમે બંને તમારા ધર્મ ચૂકયાં નથી ! તેમ છતાં તમારાં સંસ્કારમાં સમાયલા કેટલાક દોષને લીધે તમે અત્યાર સુધી સંકટમાં રહ્યાં હતાં, જે દોષમાંથી તમારી મુક્તિ કરવાના હેતુથી તમને પ્રાયશ્ચિત કરાવવાનું મેં યોગ્ય વિચાર્યું હતું, અને તેથીજ તમો બંનેને મેં તપ કરવા બેસાડયાં હતાં. તમોએ વિધિપૂર્વક પ્રાયશ્ચિત કર્યું છે, જેથી

હવે તમો બંને સુખાનંદમાં રહી શકશો. તમે હવે શાસ્ત્ર- વિધિથી લગ્ન કરજો, અને તે પછી સ્નેહ સંબંધે યુકત નીતિરીતિમાં બંને સંપીને રહેજો, જેથી તમો બંને જીંદગી સુધી "સુખીજ થશો." આટલું તે બંનેને કહ્યાં પછી ગુરૂજીએ રાજાને તથા કુંવરને પણ કહ્યું કે "કુંવર જયરાજ! તું ભૂલભૂલામણીના ભોગે આ નવલ જેવી પવિત્ર યૂવતિને પ્યારમાં લપટાવવાને લલચાયો, એ તેં મહા પાતક કરવાથી, એ પાતકના પ્રાયશ્ચિતને ખાતરજ તને પણ અત્રે તપ કરવા બોલાવ્યો હતો, વળી રાજા સુખં- સિંહ! તને પણ આ સર્વ તપનાં દર્શનને માટેજ બોલાવ્યો હતો. તું તારે મકાને જઇ હવે ત્યાગ વૈરાગમાં રહેજે, સંસારી માયાને તુચ્છ સમજી ઇશ્વર સ્મરણમાં જીવ રાખજે, તારા કુંવરનેજ રાજ્યાસન સોંપજે, નવરંગીના હાથમાં રાજ્યનો કાર્યભાર આપજે, અને સર્વ સંપીને રહેજો, કે જેથી તમો સર્વના ભવિષ્ય સુધરશેજ. નીતિ અને ન્યાયથી રાજ્ય ચલાવશો તો તમારૂં સારૂં થશે." આ પ્રમાણે સર્વને બોધ આપ્યાં પછી ગુરૂજીએ તેઓને આજ્ઞા કરી કે "હવે તમે અહીંથી ભલે વિદાયે થાઓ. મારા પાંચ સેવકો તમને વિદાયે કરવાને તમારી સાથે મોકલું છું. તમારા પ્રધાનજીને સર્વ સ્વારી સહિત મેં બોલાવ્યા છે, અને તેઓ જે જગ્યાએથી તમે અત્રે આવ્યા હતા, તેજ જગાપર આવશે. તેમને, મારા સેવકો તમો ચારેને સોંપી દેશે, અને તે પછી તે સ્વારી સહ તમો ચારે ઉજ્જડપૂર જજો." આટલું કહી ગુરૂજીએ પોતાના પાંચ સેવકો સાથે તે ચારેને રવાના કીધા, અને જતી વખતે તે ચારેએ ગુરૂજીએ સાષ્ટાંગ દંડવત કરી એટલીજ પ્રાર્થના કરી કે "હે! મહારાજ, અમો ચારેપર આપ સદા કૃપા દૃષ્ટી રાખજો, અને અમારૂં રક્ષણ કરતાં રહેજો!" આમ વિનંતી કરી તેઓ વિદાયે થયાં.

પ્રધાન ચતુરલાલ પણ સર્વ અસબાબ સહિત જંગલમાં આવી જે સ્થળેથી જયરાજ તથા રાજાને સાધુઓ લઇ ગયા હતા, તે સ્થળે થોભ્યા, અને થોડોક સમય વિતતાંજ પેલા પાંચ સાધુઓની સંગે તે ચારે પણ ત્યાં આવી પહોંચતાંજ પ્રધાનજીએ ઉત્સાહમાં ઉભરાઇ તે ચારેનો ભેટો કીધો, તે સાધુઓએ તેઓની સોંપણ પ્રધાનજીને કરી, અને તે પછી તે પાંચે સાધુ તત્કાળ અદૃશ્ય થઇ ગયા!

તે સ્થળેથી તેઓ ચારે નિકળ્યાં, અને સર્વ સૈનિકો સહ તેઓ ત્રિજે દિવસે ઉજ્જડપૂરમાં નિર્વિઘ્ને જઇ પહોંચ્યાં. રાણી તથા પ્રજામાં તેમનાં દર્શનથી આનંદોત્સવ થઇ રહ્યો અને રાજાએ પણ સર્વ વ્યવસ્થા દેવાનંદજી મહારાજની આજ્ઞાનુસાર કરી. નવરંગીલાલને પ્રધાનપદ આપી જયરાજને રાજ્યાસન સોંપ્યું, અને રાજાએ પોતે સન્યસ્ત લીધું. બાદ શ્રી દેવાનંદજીની પ્રતિમા, એક સુંદર દેહેરૂં બંધાવીને તેમાં પધરાવી. તે દહેરામાંજ રાજા પણ નિવાસ્યો, અને જીંદગી પર્યંત તેણે ભજન સ્મર્ણમાંજ કાળ નિર્ગમન કીધો. નવરંગીલાલ, નવલ, રાણી, તેમજ રાજ્યના તમામ ન્હાના-મ્હોટા અમલદારો, અને પ્રજાજનો પણ તે દહેરામાં ભાવથી દર્શન કરવા લાગ્યાં, અને લોકોમાં શ્રી દેવાનંદજી મહારાજ પર અત્યંત શ્રદ્ધા પ્રસરી રહી. રાજ્યના તથા પ્રજાના દેવ તરીકે શ્રી દેવાનંદજીજ મનાતા થયા, અને વસંતપંચમીને દિવસે તે દેવસ્થાનની પ્રતિષ્ઠા કરેલી હોવાથી, તે દિવસે દર વર્ષે એક મહાન ઉત્સવ કરવાનું ચાલુ રાખ્યું. આ પ્રમાણે તે રાજ્યમાં શ્રી દેવાનંદજી મહારાજનો મહિમાં પ્રકાશ્યો.

જયરાજે હવે નવરંગીલાલને તથા નવલને લગ્ન કરવાની સલાહ આપી, અને તેનીજ સલાહથી નવરંગીએ પોતાના પિતા નવનીતરામને, અને નવલે પોતાના પિતા ચટપટદાસને જૂદા જૂદા પત્રો લખ્યાં. તે પત્રો તેમણે પોતપોતાના હસ્તાક્ષરે લખ્યાં, અને તે બંને પત્રોમાં નીચે પ્રમાણેની વિગત લખીઃ—

"પરમ પૂજ્ય પિતાશ્રીનો ચરણરજ સેવામાં

મુ૦ શ્રી મુંબાઈ.

વિ. વિ. આપના આશિર્વાદથી હું તથા નવલ ઉજ્જડપૂરમાં પુનઃ આવ્યાં છીએ, અને અમે બંને ખુશીમાં છીએ. ઇશ્વર કૃપાથી, તેમજ આપ વડિલશ્રીની ઇચ્છાથી અનેક સંકટો તથા વિઘ્નો પસાર કરીને હવેજ અમે ઠેકાણે પડયાં છીએ, અને આપના પવિત્ર દર્શનની અત્યંત અભિલાષા છે, માટે કૃપા કરીને આપ, મારા માતુશ્રી, તથા નવલનાં માતા-પિતાની આપની સાથે લઇને અત્રે અવશ્ય પધારશોજી આપનાં આવવાથીજ અમને આનંદ થશે, માટે કયારે પધારશો, તે તારથી સૂચવશો, એટલે સ્ટેશનપર ગાડી મોકલવાનો પણ બંદોબસ્ત

કરી શકાય. નવલે પણ પોતાનાં વડિલને જૂદોજ પત્ર આજેજ મોકલ્યો છે, માટે તેઓને મળવાથી આપને સમજાશે. આપે અત્રે આવવાને કોઇ પણ વાતે અચકાવું નહીં; કેમકે હવે અમો બંને દરેક પ્રકારે નિર્ભય થયાં છીએ. આપના આશિર્વાદથી મને આ રાજ્યના પ્રધાનની જગા પુનઃ મળી છે, અને રાજા સાહેબની પણ મારાપર પૂર્ણ કૃપા છે. આ સર્વ કંઇક દૈવી ચમત્કારથી બન્યું છે, જેને લગતું વૃત્તાંત અતિ વિશાળ છે કે જે સર્વ પત્રમાં લખાય તેમ નથી, માટે આપ અત્રે પધારશો ત્યારે આપને સવિસ્તર સમજાવીશ. હવે ક્યારે પધારશો, તેનો ઉત્તર તારથી મળવાની રાહ જોઉં છું. એજ વિનંતિ. મારા માતુશ્રીને તથા નવલનાં માતા-પિતાને મારાં દંડવત કહેશોજી.

લી૦ આજ્ઞાંકિત બાળક નવરંગીનાં દંડવત

સેવામાં અંગિકાર કરશોજી.

ઉપલા પત્રની માફક નવલે પણ પોતાના પિતાને પોતાને હાથે નીચે પ્રમાણે પત્ર લખ્યોઃ—

"પરમ પૂજ્ય પિતાજી તથા માતાજી !-વિનંતિ કે હું અત્રે સુખી છું, અને આપના આશિર્વાદથી આનંદ વર્તે છે. આપનાં સુખસાતાના સમાચાર પત્ર આવેથી સમજાશે. બીજું મારા પ્રથમથી પસંદ કરેલા પતિ નવરંગીલાલે, તેમના પિતાજીપર પત્ર લખ્યો છે, માટે તેમાં વિનંતિ કર્યા પ્રમાણે આપ પણ મારાં માતુશ્રીને લઇનેજ નવરંગીલાલના માતા-પિતા સાથે અત્રે અવશ્ય પધારશોજી. આપનાં દર્શનની અભિલાષા આપની આજ્ઞાંકિત પુત્રિને છે, માટે અત્રે પધારી દર્શનનો લાભ આપી મને કૃતાર્થ કરશોજી. આપે અત્રે આવવાને કોઇ પણ વાતે ખંચાવાનું હવે કંઇ પણ કારણ નથી, માટે જરૂર પધારવા તસ્દી લેશોજી. આપ અત્રે આવ્યા પછી આપને અનેક વાતો કરવાની છે, અને તે વાતો શ્રવણ કરી આપને પણ આનંદજ થશે. એજ વિનંતિ. મારાં પરમ પૂજ્ય માતુશ્રીને મારાં દંડવત કહેશોજી.

લી૦ આપની આજ્ઞાંકિત નવલનાં દંડવત

પ્રણામ સેવામાં સ્વીકારશોજી."

ઉપલા બંને પત્રો ટપાલમાં નાંખ્યાં પછી નવરંગી તથા નવલ વિચારમાં બેઠાં. નવલે પૂછયું "ડીયર ! આપણાં વડિલોને પત્ર પહોંચતાંજ તેઓ આવશે, એમ આપ ધારો છો કે ?"

"આપણા પત્રોમાં ઘણાજ વિનયથી સમજાવીને લખ્યું છે, માટે મને તો આશા છે કે, તેઓ જરૂર આવવાં તો જોઇએજ, અને હું ધારૂં છું કે, તેમના તરફથી આવતી કાલેજ તાર પણ આવવો જોઇએ."

"તેમની સાથે આપણાં લગ્ન સંબંધી વાત કરશોની ? હવે તો લગ્ન કરવાંજ જોઇએ ડીયર !"

"તે તો મુખ્યજ બાબત છે મારા લવ્હ ! શ્રી દેવાનંદજી મહારાજની કૃપાથી આપણે આખરે સાથે મળ્યાં છીએ, અને તેમની પણ આજ્ઞા થઇ છે, માટે હવે તો નિર્વિઘ્નેજ આપણાં લગ્ન કરી શકાશે."

"પણ ધારો કે આપણાં વડિલો વળી કંઇ વાંધો ઉઠાવી આનાકાની કરશે તો પછી કેમ ?"

"મને તો લાગે છે કે, હવે તેઓ વાંધો નહીંજ લેશે. તેમ છતાં જો વાંધો લેશે તો તેમના વાંધાનું સમાધાન શ્રી દેવાનંદજી મહારાજની કૃપાથી ગમે તે પ્રકારે પણ કરી શકાશે. એક વાર તેઓ અત્રે પધારે, તે પછી તેમની વૃત્તિ સમજાય; માટે ત્યાં સુધી આપણે વિચાર કરવામાં પણ સાર નહીં." કહીને નવરંગીએ તે વાત લંબાવવાનું માંડી વાળ્યું.

ઉપર જણાવેલા બંને પત્રો નવનીતરામને તથા ચટપટદાસને એકે દિવસે મળ્યા, અને નવનીતરામ પત્ર વાંચતાંજ ચટપટદાસની પાસે ગયો. પરસ્પર મળેલા પત્રો સંબંધી પરસ્પર ખુલાસા થયા, તેને લગતા વિચાર પણ કર્યા, અને આખરે તેમણે ઉજ્જડપૂર જવાનો ઠરાવ કરી નવરંગીપર તે મતલબનો તાર પણ કીધો. તે પછી બીજે દિવસે નવનીતરામ, ભાનુમતિ, ચટપટદાસ, અને ગુણવંતિ મુંબઇથી નિકળીને ઉજ્જડપૂર તરફ જવાને રવાના થયાં. નવરંગીને તેને માટે અગ્રિમ તાર મળવાથી હમ્મણ સ્ટેશને ગાડી-ઘોડાની ગોઠવણ પણ કરી રાખી હતી, જેથી હમ્મણ સ્ટેશને ઉતરતાંજ તેઓ ગાડીમાં બેસી ઉજ્જડપૂર ગયાં. નવરંગી તથા નવલ નગર બહાર પોતાનાં વડિલોને

લેવાને થોડાક માઇલપર સામા ગયાં હતાં. તેઓ માર્ગમાંજ મળ્યાં, ભેટ્યાં, હર્ષનાં અશ્રૂ સર્વનાં નેત્રોમાંથી નિકળ્યાં, અને પછી સર્વ ઉજ્જડપૂરમાં દાખલ થઇ નવરંગીને મુકામે ગયાં, જ્યાં ભોજન કરી આરામ લઇ તેઓ આનંદમાં વાતો કરતાં બેઠાં.

---

## પ્રકરણ ૫૧ મું.



### લગ્નની સમ્મતિ.

દોહરો.

વડિલ સૌ સંગે મળ્યાં,
કરતા વાત વિચાર;
નવરંગી ને નવલનાં,
લગ્ન ઠર્યાં નિર્ધાર.

નવરંગી તથા નવલે પોતાનાં વડિલોને પોતાના પર વિતેલી સર્વ વાત કહી સંભળાવી, અને તેમનાં વડિલો પણ શ્રી દેવાનંદજી મહારાજનો ચમત્કાર સાંભળીને ચકિત થઇ ગયાં. એટલામાં ગાદીપતિ જયરાજ આવી ચઢ્યા, અને તેણે આવતાંની સાથેજ, ચટપટદાસ તથા ગુણવંતીને નવલની સલાહથી પોતાના નગરમાંથી યુકિતથી મુંબઇ વિદાયે કરવાનો જે બનાવ બન્યો હતો, તે બદલ તેમની પાસે ક્ષમા માંગી તેમનાં મનનું સમાધાન કર્યું. બાદ નવરંગીએ જયરાજની સાથે પ્રથમથીજ કરેલા સંકેત પ્રમાણે જયરાજે તેઓ સર્વના સમક્ષ મૂળ વાતનો આરંભ કરતાં જણાવ્યું "નવનીતરામજી અને ચટપટદાસજી! હવે તમો બંનેને મારે કેટલીક સૂચના કરવાની છે. હું રાજા તરીકે અત્યારે આવ્યો નથી, પરંતુ જેમ નવરંગીલાલજી આપના બાલક છે, તેમજ મને પણ આપના એક બીજા બાલક સમાન સમજીને મારાથી જો કંઇ પણ અયોગ્ય બોલાય, અગર મારાં બોલવામાં જો કંઇ પણ ભૂલચૂક જણાય તો તે બદલે તમો બંને વડિલો મારા પર ગુસ્સો નહીં કરતાં મને ક્ષમા કરવાની સાથેજ મારી ભૂલ સુધારશો. એટલીજ હું તમો સાહેબોને અગ્રિમ અરજ ગુજારૂં છું." જયરાજ ઘણા ભાવથી, તેમજ વિનય વાણીથી તેઓ બંનેને કહેવા લાગ્યો કે "હવે આપ બંનેને મારે જે કહેવાનું છે, તે એજ છે કે નવરંગીલાલ તથા નવલનાં

લગ્ન જલદી કરો ! એઓ અદ્યાપિપર્યંત કુંવારાં છે, એટલુંજ નહીં, પણ શાસ્ત્રનાં વચન પ્રમાણે લગ્ન કર્યાં વિના તેઓ પતિ-પત્નિના સંબંધમાં અદ્યાપિપર્યંત આવ્યાંજ નથી! આટલી બધી હદ સુધી પવિત્રતા એમણે બરાબર સાચવી રાખી છે, જેને માટે એ બંનેને ધન્યવાદ ઘટે છે ! જનવાણી એવી છે કે, અગ્નિ ને ઘી મળતાંજ ભડકો થયાં વિના રહેજ નહીં ! તેવીજ રીતે એક યુવાન, અને યૂવતિ, એકાંતમાં નિવાસ કરતાં તેઓની નીતિનું રક્ષણ સાચવીજ શકે નહીં ! પરંતુ આવી જનવાણીને આ બંને પવિત્ર યૂવાનોએ ખોટી ઠરાવી છે! તેનું કારણ શું છે ? એજ કે એમની બુદ્ધિ પવિત્ર છે, અને પોતાની પવિત્રતાને પ્રતાપેજ એઓ પોતાનાં બાળ બ્રહ્મચર્ય વૃત્તને નિર્દોષપણે સંભાળી પણ શક્યાં છે. તેટલા માટે હવે તમો વડિલોએ તમારાં આ વ્હાલાં બાળકોનાં ભવિષ્ય સુધારવાની તમારી ફરજ વિચારી તમારે એમનાં લગ્ન તાકીદે કરવાં જોઇએ, એજ મારી ભલામણ છે.”

“ આપની સલાહ યોગ્ય છે સાહેબ, પરંતુ ન્યાતિબંધન નડે છેની !” ચટપટદાસે જણાવ્યું “ પર ન્યાતની કન્યા લેવા દેવાનો ધારો ન્યાતે રાખ્યો નથી, તેથીજ અમે અટકી ગયાં છીએ !”

“ મ્હોટી મુશ્કેલી ત્યાંજ છે !” નવનીતરામે પણ ટેકો આપતાં જણાવ્યું “ જો ન્યાતવાળાનો વાંધો નહીં હોય, તો અમે તો અબઘડી લગ્ન કરી દઇએ. પ્રથમ ન્યાતે ઠરાવ કીધો હતો કે ‘ રોટી વહેવાર વાળા સાથે બેટી વહેવાર કરવો ’ પણ પાછળથી વળી પેલા મનહરલાલ, જેની સાથે નવલના વિવાહ થયાં હતાં, તેણે કીનો રાખીને તે ઠરાવ ફેરવી નંખાવ્યો, જેથી હવે જો આ લગ્ન કરીએ તો અમો બંનેને અમારી ન્યાતવાળાઓ ન્યાત બહારજ મૂકે ! આ એક મ્હોટામાં મ્હોટો પ્રશ્ન નડે છે મહેરબાન !”

“ એ તમારૂં કહેવું ખરૂં છે, પરંતુ તમે તમારાં વ્હાલાં બચ્ચાઓની ગરજ રાખશો કે ન્યાતની ?” જયરાજે સ્પષ્ટ જણાવી દીધું “ તમે જોઇએ તેમ કહેશો, અગર ન્યાતવાળાઓ જોઇએ તેમ કરશે, તોપણ આ બંનેનાં લગ્ન થશે, એમાં તો જરા પણ શક રાખશોજ નહીં ! એ બંને પ્રીતિગાંઠથી બંધાયાં છે, બંનેએ પરસ્પર પરણુવાનાં વચન લીધા-દીધાં છે, બંનેએ પરણુવાને માટે તો ઘર છોડી અનેક

સંકટો સહન કર્યાં છે, અને આખરે, તમોએ જાણ્યું તો હશેજ કે, ગુફામાં તપ કરવા પડયાં છે, તેમજ શ્રી દેવાનંદજી જેવા સમર્થ ગુરૂએ પણ એ બંનેનાં લગ્ન કરવાની આજ્ઞા કરી છે. આટલાં સંસ્કાર થયાં પછી એ બંનેનાં લગ્ન નહીંજ થાય; એ તો સમજશોજ નહીં. એ તો આપ વડિલો હોવાથી આપને કાને પ્રથમ નાંખવું, અને આપ સમજી વિચારીને જો લગ્ન કરવાની હા પાડો તો તેમાં આપને પણ યશ મળવાની સાથે એમનાં લગ્ન સંતોષાનંદમાં થાય, ન્યાતને બાજૂ પર મૂકવી પડે તો તેમાં કંઇ વાંધો નથી. ન્યાતવાળાઓનાં અયોગ્ય બંધનને માન આપવાની તો દરકારજ કરવાની નથી. મુખ્ય જોવાનું છે તે એજ છે કે, શાસ્ત્રોકત બાધ આવવો નહીં જોઇએ, અને વર્ણાશ્રમના ધર્મ શાસ્ત્રાનુંસાર સાચવવા જોઇએ. રોટી વહેવાર જેની સાથે હોય તેની સાથે બેટી વહેવાર કરવાને આપણું હિંદુ શાસ્ત્ર કંઇ મના કરતું નથી તો પછી માત્ર ન્યાતનાં બંધનની દરકાર કરવાની નથી. ન્યાત વાળા તો હમણાં નહીં, તો આગળ જતાં પોતાની મેળે ઠેકાણે આવી જશે."

"ન્યાત વાળાઓને તો એક રીતે નહીં તો બીજી રીતે પણ ઠેકાણે લાવી શકાશે." નવરંગી વચમાં બોલી ઉઠયો "ન્યાત વાળાઓને આપણે સમજાવીશું, અને તેમ છતાં પણ જો તેઓ દુરાગૃહનેજ વળગી રહેશે તો તેમને માટે યોગ્ય પ્રસંગે યોગ્ય પ્લાન કરી શકાશે. તે માટે તો આપે ચિંતા કરવીજ નહીં."

"તો ભલે! મારે કંઇ વાંધો લેવાનો નથી. સુખેથી લગ્ન કરીશું." નવનીતરામે જણાવ્યું "મેં તો મારો મત દર્શાવ્યો, અને આ ચટપટદાસ શેઠ જો હા ભણે તો વધારે સારૂં; કેમકે એ પણ કન્યાના પિતા છે, માટે એમનો મત પણ સમ્મતિમાં મળી જાય તો વધારે સારી વાત છે."

"મારે માટે પણ બીજો રસ્તોજ નથી!" ચટપટદાસે જણાવ્યું "મારી છોકરીની ગરજ મારે રાખવીજ જોઇએ, અને તેણીની મરજી પણ એવીજ છે તો ભલે! હું પણ તમારા મતમાં મળું છું."

"શાબાશ!" જયરાજ આનંદમાં આવી બોલ્યો "મારાં બોલવાનું તમો બંને વડિલોએ માન્ય રાખ્યું, તેને માટે હું તમો

બંનેનો અંતઃકર્ણથી આભાર માનું છું. હવે તમો અત્રેથી મુંબઇ પધારજો, અને તાકીદેજ લગ્નને લગતી તૈયારી કરજો. લગ્નમાં બંને પક્ષને જે પણ ખર્ચ થશે, તે હું આપીશ."

"નાજી! તે તો નહીંજ બને!" ચટપટદાસે જણાવ્યું "આપની કૃપાથી મને મનમાની શકિત ખર્ચને માટે ઇશ્વરે આપી છે, તેમજ મને પણ એકની એકજ છોકરી છે, માટે લગ્નનો ખર્ચ હું કરવાને સમર્થ છું."

"તેનો બીજો રસ્તો થઇ શકશે." નવરંગીએ કહ્યું "હાલ એ બાબત ઉચ્ચારવાની કંઇ જરૂરજ નથી. જેમ ચટપટદાસ શેઠ શકિતવાળા છે, તેવીજ રીતે મારા પિતાજી પણ છે, માટે આપનાજ પૈસાથી લગ્ન થયાં એમ કહેવરાવવાને એ બંને તત્પર નહીંજ થાય સાહેબ! આપની કૃપા છે, એજ બશ છે. આપનુંજ લૂંણ અમે ખાઇએ છીએની!"

"ઠીક તો જેમ યોગ્ય લાગે તેમ કરશો તેમાં મને વાંધો નથી." કહીને જયરાજ ઉઠવા જતો હતો, અને ઉઠીને વળી પૂછવા લાગ્યો "હવે તો આપણી થયલી ગોઠવણમાં કાંઇ વાંધો રહ્યો નથીની?"

"હવે તો ચોક્કસ થઇ ગયું. હવે વાંધો શાનો?" નવનીતરામે જણાવ્યું "પરંતુ નવરંગીને તથા નવલને તો અમે અમારી સાથેજ મુંબઈ લઇ જઇશું; કેમકે નવરંગીની સલાહ લઇનેજ. મારે પણ કેટલીક વ્યવસ્થા કરવાની છે, જેથી એ જો મારી સાથેજ, લગ્ન થતાં સુધી રહે તો વધારે સારૂં."

"હાજી. મારી ઇચ્છા પણ એવીજ છે કે, નવલ પણ ઘણા દિવસ પછી હવે મારી પાસે રહે તો મને તેમજ નવલની માતાને આનંદ વર્તે; માટે અમો સર્વ સાથેજ જઇશું."

"જેમ તમો સર્વની મરજી, મારે કંઇ ના કહેવાનું કારણ નથી. લગ્નના બે દિવસ આગમજ તો હું પણ મારા કેટલાક માણસો સહિત મુંબઇ આવીશ, માટે મારે સારૂં બંગલાની તજવીજ કરી રાખજો." કહીને જયરાજે ભાનુમતિને, ગુણવંતીને, તેમજ નવલને અંદરથી બોલાવી તેણીઓની પણ મુલાકાત લીધી, અને પછી તે ગયો.

ગુણવંતી તથા ભાનુમતિને ઉપલી ગોઠવણ પસંદ પડી તો નહીં, પણ તેણીઓ હવે નિરૂપાય હોવાથી તેણીઓને પણ તે ગોઠવણ માટે "હા—હા" કહેવીજ પડી; કેમકે તેણીઓએ પણ વિચાર્યું કે "આપણે જો ના કહીશું, તો પણ એ બંને પરણવાનાં તો ખરાંજ! માટે હવે નકામો મમત કરી કંકાશ નાંખવામાં કંઇ ફાયદો નહીં!" આમ વિચારી તેણીઓએ પણ કંઇજ કડવું કહ્યું નહીં, પણ ઓર નવલ તથા નવરંગી રાજી થાય, તેવાજ રૂપમાં વાતો કરવા માંડી! તે પછી ત્રિજે દિવસે તેઓ સર્વ નવલ તથા નવરંગીને લઇને મુંબઇ ગયાં. ત્યાં ગયાં પછી નવલ પોતાના પિતાને ઘેર ગઈ તથા નવરંગી પણ પોતાના પિતાનેજ મકાને ગયો. એમ બંનેના જૂદા નિવાસ થયાં છતાં આખો દિવસ તો તેઓ બંને ઘણું ખરૂં સાથેજ બેસતાં, અને મોડી રાતનાં તેઓ પોતપોતાના પિતાને ત્યાં શયન માટે જતાં, જેથી તેમને વિશેષ કરીને વિયોગ જેવું જણાતુંજ નહતું.

પ્રથમ વિવાહ થયાં અને શુભ દિવસ જોઇ નવલ તથા નવરંગીના વિવાહના ચાંદલા ન્યાતના નિયમ પ્રમાણે કરવામાં આવ્યાં, પરંતુ નવનીતરામની કે ચટપટદાસની ન્યાતના માણસોએ કે તેઓનાં સગાંઓએ પણ તેમાં ભાગ લીધો નહીં, પણ ઓર જે દિવસે વિવાહ થયાં, તેજ દિવસે બંને ન્યાતનાં સાજના (પંચ) રાતના પોતપોતાની વાડીમાં મળ્યા, અને બંનેની ન્યાતે બંનેને ન્યાત બહાર મૂકવાનો ઠરાવ કીધો.

હવે નવરંગીએ પોતાની તેમજ નવલની ન્યાતવાળાઓને સમજાવવાની તજવીજ કરી, અને તેમાં તેણે પોતાના જૂના મિત્ર ઇશ્વરલાલની સલાહ તથા સહાયતા પણ લીધી. નવરંગીએ પોતાની ન્યાતના શેઠપર ચીટ્ઠી લખી વિનંતિ કરવાથી બીજે દિવસે શેઠે પુનઃ ન્યાત મેળવી, અને તેમાં નવરંગીએ જઇને ન્યાતીલાઓ સમક્ષ નમ્રતાપૂર્વક વિનંતિ કરી કે "આપ સાહેબોએ, મારા પિતાના ઘરને ન્યાત બહાર મૂકવાનો ઠરાવ કીધો છે, પરંતુ સાહેબો! આપણી ન્યાતે પ્રથમ ઠરાવ કીધો હતો કે 'રોટી વહેવાર, ત્યાં બેટી વહેવાર કરવો.' આ ઠરાવ જો કે પાછળથી રદ પણ કીધો હતો, પણ હવે મારી એટલીજ પ્રાર્થના છે કે, આપણે સમયાનુસાર સુધારા-વધારા કરવાજ

જોઇએ, અને શાસ્ત્ર વિરૂદ્ધ હોય તો તેજ બાબતને માટે અટકવું, પણ શાસ્ત્રોક્ત હોય તેને માટે વાંધો લેવો જોઇતો નથી, અને એવો વાંધો લેવામાં લાભ પણ શું છે ? ”

પણ એટલામાંજ કેટલાક કજીઆખોરો બોલી ઉઠયા “ અમારે એ પંચાત સાંભળવી નથી ! બીજું તમારે કંઇ બોલવું હોય તો બોલો પરંતુ એ વાત તો અમે સાંભળવા માંગતાજ નથી-બશ બંધ કરો ! ”

“ એવાં ટાહેલાં સાંભળવાને અમે નવરા નથી ! ” બીજા બે-ચાર પણ બોલી ઉઠયા !

આમ કરતાં હોહા મચી રહી, અને ગડબડાટ થઇ જવાથી કદાચ મારામારી પણ થાય, એવી ધાસ્તિથી શેઠે સભા બરખાસ્ત કીધી, અને સર્વ વિખેરાઇ ગયાં. નવરંગી પણ નિરાશ થઇને પોતાને મકાને ગયો, અને આજની નિરાશાથી તેણે નવલની ન્યાતમાં સમજૂતી કરવાનું પણ માંડીજ વાળ્યું. તેમ છતાં તેણે પછી વળી નવોજ રંગ ઝમાવ્યો ! લગ્નને હજી પૂરા પંદર દિવસ બાકી હતા, જેથી તેણે રાજાને પત્ર લખી તેમની પરવાનગી માગીને જાહેર વર્તમાનપત્રોમાં એક જાહેરખબર પ્રગટ કરવાની યુક્તિ રચી. તે જાહેરખબર તેણે પોતાના મિત્ર ઇશ્વરલાલને પણ વંચાવી, અને તેણે પણ તેમ કરવાની સલાહ આપી. એજ પ્રમાણે તેણે પોતાના પિતાની તથા ખટપટદાસની સલાહ પણ મેળવી. વળી તેની પોતાની ન્યાતના સાત-આઠ યૂવાનો, જે પોતાના ખાનગી રીતે મળતિયા હતાં, તે સર્વની એકયતાથી તે જાહેરખબરમાં કેટલોક ફેરફાર પણ કીધો. તે પછી તે જાહેરખબરને માટે વળી તેણે પોતાના એક સ્નેહી સોલિસિટરની સલાહ પણ લીધી, અને આ પ્રકારે પોતાનાં લાગતાંવળગતાંઓને સાંધીને તે જાહેરખબર તેણે જાહેર પત્રોમાં છપાવી પ્રગટ કરી. તેમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું:—

**વણિક ભાઈઓને શુભ ખબર.**

**રોટી વહેવારવાળા સર્વ વણિક ભાઇઓને વિદિત કરવામાં આવે છે કે જેઓની ન્યાતમાં એવું બંધન હોય કે, રોટી વહેવારવાળા સાથે બેટી વહેવાર થઇ શકેજ નહીં, તેઓને માટે એક શુભ ખબર જાહેર કર-**

વામાં આવે છે કે, તેમણે નીચે સહી કરનારને તાબડતોબ મળવાની તસ્દી લેવી; કેમકે જેઓ જ્ઞાતિ બંધનના બળાપાને લીધે કુંવારા રહી જતાં હશે, અથવા તેવાઓને પર ન્યાતની, પરંતુ રોટી વહેવાર વાળાની કન્યા પરણવામાં ન્યાતનો ભય લાગતો હશે, તેમજ જો તેમને પૈસાની સાહ્યતાની પણ જરૂર હશે, તો તેને લગતી તમામ સગવડ કરી આપવામાં આવશે. પૈસાની સાહ્યતા ઉજ્જડપૂરના ભૂપતિ સાહેબ મહેરબાન જયરાજ સિંહજીએ આપવાની પોતાની ઔદાર્યતા બતાવી છે, અને તે શિવાય જ્ઞાતિબંધનમાંથી મુક્ત થવાનો માર્ગ નીચે સહી કરનાર તરફથી સૂચવવામાં આવશે, તેમજ એવી એક રોટી વહેવારની સામાન્ય ન્યાત જૂદીજ બનાવવામાં આવશે. અત્યાર સુધીમાં આવી એક ન્યાત ઉભી કરવામાં અમૂક સંખ્યાની સમ્મતિ તથા સામિલગિરી મળી પણ ચૂકી છે, અને ઈશ્વર કરશે તો આ નવીન ન્યાત મ્હોટા વિસ્તારમાં ઉભી થઇ શકશે, માટે તેમાં જોડાવા ચાહનારે જેમ બને તેમ ત્વરિત મળવાની તસ્દી લેવી. વિશેષ ખુલાસો નીચે સહી કરનારને જાતે મળવાથી અથવા પત્ર દ્વારાએ મળી શકશે. એજ વિનંતિ.

લી૦ સેવક નવરંગીલાલ નવનીતરામ.

મુખ્ય પ્રધાન-ઉજ્જડપૂર હાલ મુકામ ભૂલેશ્વર પાસેના મકાનમાં."

---

## પ્રકરણ પર મું.

---

### સુધારો-પરણ્યાં.

દોહરો.
યોગ્ય સુધારો આદર્યો,
નવરંગીને ધન્ય;
હિમ્મતથી ઉભી કરી.
નવીન જ્ઞાતિ અન્ય.

ઉપલી જાહેરખબર વર્તમાનપત્રોમાં પ્રગટ થતાંજ વણિકોમાં હાહાકાર મચી રહ્યો નવરંગીની ન્યાતના કેટલાક આગેવાનો નવરંગીને મળ્યા, અને ઠપકો આપવા લાગ્યો કે " મી૦ નવરંગીલાલ ! તમે આ શું નવું જગાડવા બેઠાં છો ? આ તો આપણી ન્યાતમાં પણ સડો પેંસશે, અને ન્યાતમાં ફાટફૂટ થઇ

જશે ! ન્યાતિ બંધન છે તો ન્યાતના નિયમોને માન અપાય છે, માટે જે ખટપટ તમે ઉભી કરવા ધારો છો; તે માંડી વાળો, અને તમારાં લગ્ન થયાં પછી માત્ર નામનો દંડ તમને કરીને ન્યાતમાં લેવાની ખટ-પટ કરવામાં કંઇજ હરકત નહીં આવે. હાલ તરત તો તમે તમારાં લગ્ન કરી તમારૂં કામ કહાડી લોની કે થયું. તે શિવાય બીજી કંઇ પણ ખટપટ કરશોજ નહીં."

"હવે તો જે વાત જાહેરમાં મૂકી છે, તેને પાર પાડવાને મારાથી બનતું કરવાની મારી ફરજ છે, માટે હવે હું મારી કોશિષમાં પાછો નહીં હઠું, અને નાહક દંડ ભરીને મારે ન્યાતમાં આવવાની ઇચ્છા પણ નથી."

"અરે! તમે હાલ લગ્ન તો કરો; પછી સૌ થઇ રહેશે, તમારે ખાતર એટલું પણ કરવાનું અમે વચન આપીએ છીએ કે, તમને વગર દંડે પણ પાછા ન્યાતમાં લેવાની તજવીજ કરીશું. બોલો, પછી તો કંઇ વાંધો નહીં આવેની ? આથી વિશેષ તમારે શું જોઇએ છે?"

"તે બધું ખરૂં, પરંતુ મારે સાર્વજનિક સુખ સંભાળવાની વૃત્તિ છે. હું મારી મતલબને માટેજ ખટપટ કરૂં છું, એમ સમજ-શોજ નહીં. સામાન્યપણે વિચાર કરી સર્વના સુખને માટે મારો પ્રયાસ છે. ન્યાતિલાઓ મિથ્યા મમત કરી મૂંગલાઈ ચલાવવા માંગે છે, એજ ખોટું છે, અને તેથીજ સરળ માર્ગ કહાડવાને મારૂં મથન છે. હવે જો હું છોડી દઉં, તો હું માત્ર મતલબિયો ગણાઉં, માટે હવે તો એ વાતને માટે મને કહેશોજ નહીં."

"ત્યારે એમ કરો કે, તમે પુનઃ ન્યાત મેળવવાની અરજી શેઠ તરફ મોકલો, અને ન્યાત મળે તે પ્રસંગે તમે પણ પુનઃ ન્યાતમાં પધારી આજીજી સહ ન્યાતને સમજાવો, જે પછી અમે બધાને સમ-જાવીને એવો ઠરાવ કરાવી શું કે 'માત્ર નવરંગીલાલનેજ પર જ્ઞાતિની કન્યા પરણવાની પરવાનગી ન્યાત આપે છે.' આવો ઠરાવ કરાવીએ તો પછી તમને નાખુશ થવાનું કારણજ રહે નહીં. પછી તો ઠીક કેની?"

"મારેજ માટે એવો ઠરાવ કરવામાં આવે તો બીજાઓએ શું પાપ કીધાં ? આ તે શું ન્યાય ગણાય કે ? એ તો ખુલ્લો અન્યાય થયો અને એવી અન્યાયી બુદ્ધિને લીધેજ આપણી ન્યાતના તોર ને દોર

તૂટવા માંડયા છે, અને હજી પણ તૂટશે, એ પણ લખી રાખજો. અન્યાયનાં ફળ કદી સારાં આવતાંજ નથી, એમ મને તો સમજાય છે. ન્યાતને હું રીતસર વિનંતિપૂર્વક સમજાવવા આવ્યો હતો, પણ કેટલાક તોફાનીઓએ જાણી જોઇને ગડબડાટ, હોહા અને માછીવાડા જેવો દેખાવ કરી મૂકયો, જે પછી શેઠે પણ સ્વસત્તા ચલાવીને ન્યાત બરખાસ્ત કરી દીધી ! આ બધો કેવો સોંગ કહેવાય ? આવા ઢંગ આજના સુધરેલા સમયમાં કેટલી વાર ટકી શકે ? જે જે સુધારા સમયને અનુસરતાહોય, તે કરવાજ જોઇએ. શાસ્ત્ર વિરૂદ્ધ કંઇ પણ કરવાને હું કહેતોજ નથી, અને તેમ કરવાની મારી પોતાની પણ ઇચ્છા નથી. પરંતુ આપણાં શાસ્ત્રને બાધ નહીં આવે, અને તેની સાથેજ જે સુધારાની સાંપ્રત આવશ્યકતા છે, તે કરવાજ જોઇએ. તેને ખાતરજ નવી વણિક ન્યાત ઉભી કરવાનું કામ મેં આરંભ્યું છે.. ઇશ્વરેચ્છા હશે તો તે કાર્ય પારજ પડશે.”

“ ત્યારે તમે અમારૂં નહીંજ માનો ? તમે પણ તમારોજ મમત પકડી રાખવા માંગો છો ? ”

“ હું મમત કરતો નથી, પણ રીતસર કરવા માંગું છું, અને તેમ કરવામાં મારી ભૂલ શું છે, તે જો આપ સાહેબો સૂચવશો, અને તે જો યોગ્ય લાગશે, તો તે હું ઉપકાર સહ સ્વીકારીશ.”

તેમણે જોયું કે “ હવે કંઇ નવરંગીલાલ પાછી પાની કરે તેમ નથી ! ” તેથી તેઓ સર્વ નિરાશ થઇ બબડતા ઉઠીને પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા !

નવરંગીએ છપાવેલી જાહેરખબરની અચ્છી અસર વણિકોમાં, થઇ, અને પછી આઠેક દિવસમાં તો તે નવી ન્યાતમાં લગભગ સવાસો નામ નોંધાયાં. એટલામાં નવરંગીનાં લગ્નનો દિવસ નઝદીક આવી લાગ્યો. લગ્નના બે દિવસ પહેલાં રાજા જયરાજ પણ આશરે એક સો માણસો સહિત મુંબઇમાં આવી લાગ્યો. તેને માટે વાલકેશ્વરનો એક બંગલો રોકી રાખ્યો હતો, તેમાં તેને ઉતારો આપ્યો. લગ્ન મ્હોટી ધામધૂમથી થયાં. નવી ન્યાતમાં જે જે નામો નોંધાયાં હતાં, તે સર્વને ભોજન વગેરે માટે નવરંગી તથા ચટપટદાસ તરફથી આમંત્રણો થવાથી તેઓએ લગ્નની ક્રિયાઓમાં ભાગ લીધો, તેમજ

બીજા કેટલાક વણિકો પણ પોતાની ન્યાતમાં બંધનની દરકાર નહીં કરતાં નવરંગીને ત્યાં જમવાને આવ્યા. રાજા જયરાજે નવરંગીને એક લાખ રૂપીઆનો તથા નવલને એકાવન હજારનો ચાંદલો કીધો, જેથી વણિકોમાં "વાહવાહ" વદાઇ! એકંદરે લગ્નની સમાપ્તિ નિર્વિઘ્ને પાર પડી, અને ઘણીજ ધામધૂમથી લગ્ન થઇ પણ ગયાં.

નવીન ન્યાતમાં નવનીતરામ તથા ચટપટદાસ અગ્રેસર તરીકે અંકાયા, અને તેમને નવીન ન્યાતના શેઠિયા બનાવી ન્યાતમાં સેક્રેટરી તરીકે નવરંગીલાલ નિમાયા. આસ્તે આસ્તે તે ન્યાત મ્હોટી થઇ, અને તેમાં લગભગ અઢીસે ઘર જોડાયાં. તે ન્યાતને વણિકો "નવી ન્યાત" ને નામે બોલતાં હુતા–જો કે તેનું ખરૂં નામ તો "શ્રી વંશ વિજય વૃદ્ધિ વણિક જ્ઞાતિ." આ પ્રમાણે રાખવામાં આવ્યું હતું. પ્રથમ નવરંગીનાં લગ્ન થયાં પછી નવરંગીના આગ્રહથી જયરાજ થોડા દિવસ મુંબઇમાંજ રહ્યા, અને તે નવીન ન્યાત ઉભી કરવામાં જયરાજે ઉત્તેજન આપ્યાથી વર્ત્તમાન પત્રોમાં પણ તે રાજાને માટે વાહવાહનાં વાજીંત્રો વાગવા માંડયાં! તે નવીન ન્યાતમાં ડબોડબ લગ્નો થવા માંડયાં, અને એક માસમાં તો એકવીસ લગ્નો થયાં! દરેક લગ્ન કરનારને જયરાજે પૈસાની સીધી, તેમજ આડકતરી મદદ આપી, અને તેમાં તેણે પોતાની તરફથી લગભગ પોણો લાખ રૂપીઆ ખરચ્યા! આથી પણ નવીન ન્યાતમાં વિશેષ ભરતી થવા માંડી, અને ટૂંક મુદ્દતમાં તે ન્યાત મનહર થવા ઉપરાંત ન્યાતિલાઓની સંખ્યા પણ વધવા માંડી! અર્થાત્ માત્ર મ્હોંઢાંની બડાશ મારનારા તથા ડોળ ઘાલુ સુધારકો માત્ર બોલીનેજ બેસી રહ્યાં, પરંતુ નવરંગીએ તો કરીને બતાવ્યાથી, તેનું નામ ખરા સુધારક તરીકે પંકાયું, અને કેટલાંક પત્રકારોએ તો તે બદલ નવરંગીનો ફોટો પણ પોતાનાં પત્રોમાં પ્રકટ કીધો! આથી પણ નવરંગીનું નામ મુંબઇમાં તથા બહારગામોમાં પ્રખ્યાતિ પામ્યું, અને જ્યાં ને ત્યાં નવરંગી-નવરંગી!" થઇ રહ્યું! નવરંગીએ પણ પોતાનાં લગ્નના શુભ સ્મર્ણાર્થે આ નવી ન્યાતમાં વિદ્યોત્તેજક ફંડ સ્થાપન કર્યું, અને તેમાં રાજા જયરાજે રૂપીઆ પચાસ હજાર ભર્યાં તથા નવરંગીએ પોતે પણ પોતાના પિતાના નામની એક સ્કૉલરશિપ સ્થાપન કરી તે બદલ પંદર હજાર રૂપીઆની રકમ અર્પણ કરી. વળી તેજ

ન્યાતનાં વાંચકોને માટે એક ફ્રી લાઇબ્રેરી તથા રીડિંગ રૂમ પણ ખોલીને પોતાના જ્ઞાતિ બંધુઓને વાંચનનો શોખ પણ પૂરો પાડયો. આ ઉપરાંત કેટલાક સંગીન સુધારાઓ પણ કીધા.

આ પ્રમાણે નવી ન્યાતની યોગ્ય વ્યવસ્થા કરીને જયરાજ પોતાના રસાલા સહિત ઉજ્જડપૂર પાછો વળ્યો, પણ નવરંગીલાલે એક માસની વધુ રજાપર સ્વગૃહે રહી ન્યાતની ઉન્નતિને માટે અનેક પ્રકારના ઉપાયો યોજ્યા, અને સર્વ વ્યવસ્થા નિયમસર કીધા પછીજ તે પણ ઉજ્જડપૂર વિદાયે થયો. નવલ પણ તેની સાથે ગઇ. ત્યાં ગયા પછી નવરંગીએ પ્રથમ તો પોતાના પુરાણા મિત્ર ઈશ્વરલાલને સર ન્યાયાધિકારીની જગાપર નિમણુંક કરી, અને પોતાની ન્યાતના બીજા કેટલાક ગ્રેજ્યુએટો વિગેરેને પણ સારી સારી જગાપર નિમીને તેમને સુખી કીધા. આથી પણ વણિક જ્ઞાતિઓમાં ઇર્ષાનાં ફણગા ફૂટયા, અને કેટલાક વણિકો નવરંગીના પક્ષમાં જવાને લલચાયા પણ ખરા! ચઢતીનાં સો સગાં થાય! આવો રંગ નવરંગીએ પણ બરાબર ઝમાવ્યો.

નવલ તથા નવરંગી લગ્ન કરી ઉજ્જડપૂર ગયાં પછી ત્યાં પણ નવરંગીએ પોતાનાં લગ્નની ખુશાલીમાં મ્હોટી પાર્ટિનો મિલાવડો કીધો, અને પોતાના તાબાનાં તમામ કામદારોને, તેમજ પોતાના ત્યાંના મિત્રોને મિજબાની આપીને સર્વમાં આનંદ પ્રવર્ત્તાવ્યો. વળી ત્યાંની કન્યાશાળામાં નવલના નામની એક સ્કૉલરશિપ સ્થાપી તેને માટે સરકારી સાડાત્રણ ટકાની દશ હઝાર રૂપીઆની લોન પણ તે કન્યાશાળાના ટ્રસ્ટીઓને સ્વાધિન કરી.

શ્રી દેવાનંદજી મહારાજના સમાગમ પછી જયરાજને પણ ઘણુંક જ્ઞાન મળવાથી, ચંદનકુંવર નામની એક નાયકણીની કન્યા સાથે જયરાજે લગ્ન કીધાં હતાં, તેને માટે તેને પસ્તાવો થવા લાગ્યો, અને એક વેશિયાની છોકરીને પોતાની રાણી બનાવ્યા બદલ તેને હવે શરમ લાગવા માંડી! વળી તેની મૂળ રાણી સુંદરમતિ હતી, તેણી પણ વેશિયાની છોકરી પોતાના મહેલમાં આવેલી જોઇને મહા પરિતાપ કરવા લાગી! તે છોકરીનું નામ ચંદનકુંવર રાખ્યા છતાં તે નામે તેણીને બોલાવતાં સુંદરમતીને શરમ લાગવાથી તેણી તો માત્ર પ્રસંગો-

પાત ઇશારતથીજ તેણીને બોલાવતી, પરંતુ ચંદનકુંવર કહીને તો કદી પણ બોલતીજ નહીં ! આથી ચંદનકુંવરને ઘણું ખરાબ લાગવાથી તેણી રાજાને વારંવાર ફરિયાદ કરી, સુંદરમતીની વિરૂદ્ધ સમજાવતી, પરંતુ રાજાનું હૃદય જ્ઞાનનાં પ્રતાપે સુંદરમતી તરફજ પ્રેમથી સંધાયલું હોવાથી તથા ચંદનકુંવર પ્રત્યે રાજાને હવે ઘણો તિરઃસ્કાર વ્યાપેલો હોવાથી રાજા, ચંદનકુંવરનો ચઢાવેલો નહીં ચઢતાં તેણી તરફ અભાવજ બતાવવા લાગ્યો ! આથી ચંદનકુંવરનું ઘણું પાકી આવ્યું, અને તેણીએ મહેલમાં કજીયા કંકાશ કરવા માંડયા ! આ રંગ જોઇ જયરાજનાં અંતઃકરણમાં પણ ઉદ્વેગ ઉભરાયો, અને કજીયાનું મ્હોં કાળું કરવાને માટે કોઇ પણ રસ્તો લેવાના હેતુથી તે બાબતમાં તેણે નવરંગીલાલની સલાહ માંગતાં પૂછયું "પ્રધાનજી ! મારા પૂર્વનાં પાપને પ્રતાપે હું ચંદનકુંવરને પરણતાં પરણ્યો તો ખરો, પરંતુ તેણી તો મને મહા પીડા સમાન થઇ પડી છે, અને તેણીએ મહેલમાં કંકાશ માંડયો છે, માટે હવે તેણીનો છેડો છોડવવાનો શો રસ્તો લેવો તે કહેશો ?"

"મહારાજાધિરાજ ! એ તો જીંદગી સુધીનું સાલ પેઠું, માટે એનો શો ઉપાય ? ગમે તેમ પણ નભાવેજ છૂટકો ! તેમ છતાં આપ સત્તાવાન છો તો કોઇ પણ સીધો રસ્તો લઇ શકશોજ."

"સીધો રસ્તો કયો, અને આડો રસ્તો કયો ? તે પણ મને સમજાવો તો વધારે સારૂં."

"આડો રસ્તો એ કે, તેણીને હેરાન કરવી, દુઃખ દેવું, અને હાથ પકડીને મહેલમાંથી હાંકી કહાડવી; અને સારો રસ્તો એજ કે સમજાવી પટાવીને તેણીને સદબોધ આપી ઠેકાણે લાવવી, અગર તેમ નહીં તો મહેલમાંથી તેણીને અલગ બંગલામાં રાખી તેણીને ભરણપેષણ બાંધી આપવું."

"પણ મહેલમાંથી તો તેણી નિકળે તેવી નથી, અને સદબોધ તો વેશિયા જાતિને સમજાયજ શાનો ? માટે આડો રસ્તો લીધાં શિવાય અન્ય ઇલાજ મને તો ભાષતો નથી !"

"અને આડો રસ્તો લેવાની સલાહ હું પણ આપી શકતો નથી મહેરબાન ! કેમકે આડો રસ્તો અન્યાયનો થાય, અને અન્યાયનો

કરવાને હું જો સલાહ આપું તો હું પણ અન્યાયી ગણાઇ પરમેશ્વરનો ગુન્હેગારજ થાઉં !"

"ત્યારે તો લાચાર!" જયરાજ નિઃશ્વાસ નાંખતો બોલ્યો "ગુરૂજીએ આપણુ સર્વને પૂર્વના પાપનું પ્રાયશ્ચિત કરાવ્યું, તેજ પ્રસંગે ચંદનકુંવરને પણ પ્રાયશ્ચિત કેમ નહીં કરાવ્યું હોય ?"

"તેણીના પાપનું પ્રમાણ કદાચ એવું પણ હોય કે, તે પાપ પ્રાયશ્ચિત કરાવ્યાથી દૂર નહીં પણ થઇ શકે ! તે નહીં તો કદાચ બીજું કારણ પણ હોય તો તે શ્રી ગુરૂજી જાણે; એમાં આપણે શું કરી શકીએ ?"

"પ્રધાનજી ! એ તો જે થયું તે ખરૂં, પરંતુ હવે તેણીનો ત્યાગ કરવાનો કંઇ ચોગ્ય રસ્તો બતાવો તો સારૂં ! કેમકે હવે તો હું પણ તેણીને જોઇને બળ્યાં કરૂં છું, અને જો તેણીનો રસ્તો નહીંજ થઇ શકશે તો મને ભય છે કે, આગળ જતાં અકસ્માત મારો જીવ જોખમાશે !" કહેતાંજ જયરાજનાં નેત્રોમાં પાણી આવ્યાં !

નવરંગી હવે ચમકયો, અને તેના મગજપર જયરાજને માટે દયાની લાગણી ઉશ્કેરાઇ ! તેણે જુસ્સામાં જણાવ્યું "હજૂર ! આમ બ્હીઓ છો શા માટે ? ગભરાશો નહીં ! એને માટે વિચાર કરીને હું કંઇ પણ તોડ કહાડીશ, અને આપના આત્માને શાંતિ થશે, તેવોજ રસ્તો લઇશ, માટે જરા ધીરજ રાખો."

"તમે આમ હિમ્મત આપો, ત્યારે તો સારૂંજ કેની ?" જયરાજે સૂચના કરી "એટલું યાદ રાખજો કે, જેમ બને તેમ તાકીદેજ રસ્તો લાવજો; કેમકે મારા જીવને હાલ જરા પણ ચેન પડતું નથી ! એ દુષ્ટાનું દુઃખ દૂર થશે, ત્યારેજ મારા જીવને નિરાંત વળશે ! એ જ્યાં સુધી મહેલમાં છે, ત્યાં સુધી મહેલ પણ મને કડવો ઝેર જેવો લાગે છે !"

"વારૂં, હરકત નહીં. આવતી કાલેજ બનતાં સુધી હું કંઇ પણ ઉપાય લઇશ, અને આજે બનશે તો આજેજ ચંદનકુંવરને હું મળીને સીધો રસ્તો તેણીને બતાવીશ. તમે શાંતિ રાખજો, અને એ બાબતનો પરિતાપ તમારા મગજમાંથી કહાડી નાંખજો, શ્રી ગુરૂજીની કૃપાથી એ દુઃખ પણ વહી જશે."

"તમે જો મગજપર લેશો તોજ એ પાપમાંથી હું છૂટીશ ! મને પણ એ મહા પાપ વળગ્યું છે ! માટે હવે ધ્યાનમાં રાખજો, અને ભૂલશો નહીં." કહીને જયરાજ વિદાયે થયો.

નવલ, આ સર્વ વાત અંદરના રૂમમાં બેસીને સાંભળતી હતી, તેણી હવે નવરંગીની પાસે આવીને બોલી "અરેરે ! રાજા સાહેબ પણ કેવા કમનસીબ છે ! બિચારાને મારે બદલે એક વેશિયાની છોકરી સાથે લગ્ન કરવાં પડયાં, અને આખરે આવો સંતાપમાં પડવાનો સમય આવ્યો !"

"એ પણ પૂર્વના સંસ્કાર, અને પરનારી પર કૃદૃષ્ટિ કર્યાનું પરિણામ ! રાજાએ જો તારાપર નીચ નજર નાંખી નહીં હોત, અને તને પરણવાની લાલચ રાખી નહીં હોત તો આવો વખત શાનો આવત ? સતી જેવી સુંદરમતી રાણીથી સંતોષ નહીં પામતાં યૂવાવસ્થાના આલમસ્તપણાને વશ થઇ કામાન્ધ બની, અને તારી જેવી સતી તરફ બૂરી નજર નાંખી, જેનું પરિણામ આવું નહીં આવે તો બીજું કેવું આવે ?"

"ત્યારે હવે આપ કેવો રસ્તો લાવશો, અને શું કરશો ? તે બિચારીને પણ ફસાવવી તો નહીંજ !"

"તેણીને કે કોઇને પણ ફસાવવાનો અન્યાય તો મારાથી થશેજ નહીં. રજવાડી પ્રપંચોમાં હું પડવાવાળો નથી. ન્યાયપણે તેમજ સરળ રીતે જે બની શકશે તેજ કરીશ. ચંદનકુંવરને કેમ ઠેકાણે લાવવી તે તો તેણીની સાથે વાત કરવાથી સમજાય, રાજાનું અન્ન આપણે ખાઇએ છીએ, માટે રાજા જે પણ કામ ફરમાવે તે યથાશકિત બજાવવાની આપણી ફરજ છે, અને મને તો લાગે છે કે, ચંદનકુંવર પાસે હું જાઉં તેનાં કરતાં તેણીનેજ અત્રે તું કંઇ પણ મિષ કરીને બોલાવ, અને પછી આપણે બંને મળીને તેણીને રીતસર સમજાવીએ. હું તો ધારૂં છું કે, તું પોતેજ જો તેણીને ધીરજથી સમજાવશે તો તેણી સમજશે."

"હું તો સમજાવીશ, પરંતુ કયો રસ્તો છેવટનો લાવવો, કે જેથી રાજાજી પણ રાજી થાય."

"કોઇ પણ રીતે તેણી મહેલમાંથી નિકળી બીજા કોઇ બંગલામાં વસે, તેવું તેણીને સમજાવવું. તેમ કરવાથી રાજા સાહેબને સંતોષ વળશે, અને તેણીના જીવને પણ શાંતિ થશે."

"કાલે તેણીને બોલાવીને સમજાવીશ. એટલું તો બની શકશે, એમ હું ધારૂં છું પ્રાણનાથ !"

હાલ તરત એટલુંજ બનાવવું પણ છે." કહીને નવરંગી એક અગત્યના કેસનું જજમેંટ લખવા બેઠો, અને નવલ નવરાશનો સમય જાણી શ્રીમદ્ ભાગવત વાંચવા બેઠી.



## પ્રકરણ ૫૩ મું.



### પથ્થર પહુલડયો !

દોહરો.

ચંચળ ચંદનકુંવર તે,
નારી છે નિષ્ઠૂર;
સમજાવી છે તેહને,
નમ્ર થઇ તે ક્રૂર !

નવલે બીજે દિવસે અમૂક નિમિત્ત કહાડી ચંદનકુંવરને પોતાને ત્યાં બોલાવી. તેણી એક વેશિયાની ઓલાદ હોવાથી તેણીની સંગે ભાષણ કરતાં નવલનો જીવતો કચવાયો, પરંતુ પોતાના પતિને રાજાની ફરમાસ થયલી, અને પોતાને પતિની આજ્ઞા થયલી, એટલે નવલને તેણીની સંગે વાત કરવાની ફરજ પડી ! નવલે તેણીને સત્કારપૂર્વક એક ખુરશીપર બેસાડી, અને સામેની ખુરસી પર પોતે બેઠી. એટલામાં નવરંગી પણ દિવાનખાનામાંથી આવીને ચંદનકુંવરના સુખસાતાના સમાચાર પૂછી પુનઃ દિવાનખાનામાં જઇને બેઠો. તે પછી નવલે પોતાની વાકયચાતુરી ચલાવવા માંડી, અને પ્રારંભમાંજ તેણીને પૂછયું "કેમ રાણી સાહેબ, તબિયત તો સારી છેની ?"

"હા, બ્હેન ! તમ દીઠે વિશેષ !" કહીને ચંદનકુંવરે પૂછયું "કેમ વારૂં ? આજે કંઇ મને યાદ કરી ?"

"એક અગત્યની બાબતને માટેજ આપને તસ્દી આપી છે." નવલે નમ્રતાઇથી પૂછયું "આપને કંઇક વાત કરૂં, પરંતુ તે બાબતમાં આપને મારે માટે ખોટું તો નહીં લાગેની ?"

"તમે તો મારા બ્હેન બરાબર છો, માટે તમારી વાતમાં મને કદી ખોટું લાગેજ નહીં, તમારે જે પણ કહેવું હોય તે બેલાશક બોલો. બ્હેનોનો સંબંધ હોય ત્યાં પરસ્પર ખોટું લાગેજ નહીં."

"આપે મહાત્મા શ્રી દેવાનંદજી મહારાજનું નામ તો સાંભળ્યુંજ હશે ?"

"હા, ઘણીવાર રાજાજી તેમનું ભજન સ્મર્ણ પણ કરે છે, અને તે મહાત્મા ઘણા પ્રખ્યાત કહેવાય છે. તેમણેજ તમો વિગેરેને તપ કરાવી સુખી કર્યાં, એ પણ મારાથી કયાં અંજાણ્યું છે ?"

"તે ગુરૂજીના પર આપને વિશ્વાસ છે, અને તેમને આપ દૈવી અવતાર માનો છો કે ?"

"તેમની જે ખ્યાતિ મેં સાંભળી છે, તે ઉપરથી તેઓ ઇશ્વરનો અવતાર હોવાજ જોઇએ, અને મને પોતાને પણ તે મહાત્માને માટે ઘણું માન હોવાથી હું પણ દરરોજ પ્રભાતમાં સ્નાન કરી તેમનુંજ સ્મર્ણ કરૂં છું."

"ત્યારે તો હવે ખરી વાત કહું ?" નવલે વળી વાત ફેરવી નાંખીને વક્રોક્તિ ચલાવી "મારે કંઇ આપને કોઇ બાબત કહી ખોટું લગાડવાનું નથી, પણ મારે એકજ બાબતનો ખુલાસો પૂછવાનો છે, માટે મને આશા છે કે, આપ કૃપા કરીને જે ખરેખરૂં હોય, તેજ મને જણાવજો, કે જેથી મને સમજ પરે."

"તમારા પ્રશ્નનો ઉત્તર ખરોજ આપીશ બ્હેન ! તે માટે શંકા રાખશોજ નહીં."

"મારે આપને પૂછવાનું એટલુંજ કે, મહેરબાન રાજા સાહેબ મારાપર રાજી છે કે નારાજી ?"

"એટલે !" ચંદનકુંવરે ચકિત થઇ જણાવ્યું "આ ભેદ ભરેલો પ્રશ્ન પૂછવાનું કારણ મને સમજાતું નથી ! રાજા સાહેબ રાજી હોય કે નારાજ હોય, તે સાથે તમારે શું લેવાદેવા છે ? તમારે ને તેમને શું સંબંધ છે !"

"સંબંધ તો કશોએ નથી રાણીજી ! તેઓ તો મારા બાઇ-બાપ જેવા છે, માટે આપ બીજો કશો પણ શક લાવશોજ નહીં, પરંતુ

એક એવું મજબૂત કારણ મળ્યું છે કે, તે કારણે મારા મનમાં વસવસો પેદા કીધો છે અને તે વસવસો દૂર કરવાને માટેજ આપને અત્રે પધારવાની તસ્દી પણ આપી છે !"

" તે કારણ શું છે તે મને પ્રથમ જણાવો તો મને પણ તમારા પ્રશ્નનો ઉત્તર આપતાં વસવસો થાય નહીં."

" આપની સમક્ષ તે કારણ ગુપ્ત રાખવાની મારી પણ ઇચ્છા નથી." નવલે પણ બરાબર રંગ ઝમાવીને ખૂબ ચાલાકીથી નવીન યુક્તિ રચીને જણાવ્યું " વાત એવી બની કે, ગઇ રાતનાજ મને શ્રી દેવાનંદજી મહારાજે સ્વપ્નું આપીને આજ્ઞા કરી કે " તારે સર્વને ભલે દુખવવા, પરંતુ રાજા જયરાજને કદી પણ દુખવવા નહીં, તેમજ તેને તારે કદી પણ નારાજ કરવા નહીં, અને તેને ભાઇ બાપ જેવાજ જાણવા; કેમકે તે રાજા મારા આશિર્વાદથી ઘણોજ પવિત્ર થયો છે, માટે તેને જે કોઇ દુખવશે, અગર તેની ઇચ્છા વિરૂદ્ધ જે કોઇ વર્ત્તશે તેનાપર મારો ક્રોધ ઉતરશે, અને તેને હું દુઃખીજ કરીશ. આ વચન ગોખી રાખજે.' આટલી આજ્ઞા કરીને તેઓ અદૃષ્ય થઇ ગયા ! આને માટેજ મારે આપને પૂછવું પડે છે કે, તે નામદાર મારે માટે કંઇ નારાજ તો નથીની ? કેમકે ગુરૂજીનાં કહેવા પ્રમાણે રાજા સાહેબપર ગુરૂજી ખુરબાન છે, અને રાજા સાહેબને જે કોઇ નારાજ કરશે, તેને ગુરૂજી ખેદાનમેદાન કરી નાંખશે, એમાં પણ શક નથી ! તેટલા માટે મારાપર રાજાજીની પ્રસન્નતા રહે, અને મને પોતાની બ્હેન તરીકે અમિદૃષ્ટિથી નિહાળે, એજ મારી ઇચ્છા છે. હવે તો મારા પ્રશ્નનો ઉત્તર આપવા કૃપા કરશોની ?"

" તમારા પર તો તેઓ રાજી છે, અને તમારે માટે તેઓ સારો મત ધરાવે છે, એટલું તો હું ખરૂંજ કહું છું, પરંતુ મને મારા પોતાને માટે હવે ગભરાટ થાય છે ! મારૂં હવે શું થશે ?" કહેતાંજ ચંદનકુંવરની આંખોમાં પાણી આવ્યાં !

" કેમ વારૂં ? આપનું શું છે ?" નવલે અજ્ઞાનતા બતાવી પૂછયું " આપ શા માટે મુંઝાવ છો, અને રડો છો ?"

" ગુરૂજીએ તમને એમ પણ કહ્યું છેની કે ' તેને જે કોઇ દુખવશે, અગર તેની ઇચ્છા વિરૂદ્ધ જે કોઇ વર્ત્તશે, તેના પર મારો ક્રોધ

ઉતરશે, અને તેને હું દુઃખી કરીશ.' આ સાંભળીનેજ મારાં હોંસકોસ ઉડી ગયાં છે!"

"આપનાં હોંસકોસ ઉડી જવાનો શો સબબ છે? આપ તો રાણી સાહેબ છો, જેથી આપના પર રાજા સાહેબનો રાજીપો હોય, એમાં કંઇ નવાઇ નહીં. તો પછી આપને ગભરાવાનું શું હોય?"

"અરે! બ્હેન, તમને અંદરની વાતની ખબર નથી! રાજાજી માત્ર જૂની રાણી પર તુશ્માન છે, અને મારા પર તો તેઓ ઘણાજ નારાજ રહ્યા કરે છે!"

"તે શા માટે? શું આપ તેમને પસંદ નથી? અથવા કોઇ બીજો વાંધો વચમાં નડે છે?"

"બીજા વાંધામાં માત્ર જૂની રાણીની ઇર્ષા! તેણી મને જોઇને બળે છે, અને તેથી હું મહેલમાં તેણીની સાથે ખૂબ બહાઝું છું! આ વાત રાજાને પસંદ નથી, અને તેથી તેઓ જૂનીને કંઇ પણ નહીં કહેતાં મનેજ તતડાવે છે, જે હું ખમી શકતી નથી, અને હું પણ તેની સામે થઇ તેમનું અપમાન કરૂં છું! આજ કારણને લીધે તેઓ મારી પર નારાજ રહે છે, અને આજ કારણથી તેમને મારૂં મ્હોં પણ ગમતું નથી! તે બાબતને માટે આટલા દિવસ તો મને કંઇ દરકાર રહેતી નહોતી, અને હું રાજાથી બ્હીતી પણ નહોતી, પરંતુ રાજાજી નારાજ થવાથી ગુરૂજી મારાપર કોપાયમાન થાય તો પછી મ્હારી બૂરીજ દશા થાય! આજ મારા ગભરાટનું કારણ થયું છે બ્હેન!"

"પણ તેને માટે ગભરાવા કરતાં સર્વથી શ્રેષ્ટ ઉપાય એજ છે કે, આપે રાજાજીને દરેક પ્રકારે રાજી રાખવા, કે જેથી ગુરૂજી પણ આપના પર નારાજ નહીં થતાં ઓર રાજીજ રહે! આ તો સહેલો સટ ઉપાય આપને માટે છે!"

"હવે તો એમજ કરવું પડશે! આજથીજ જૂની સાથે હળી મળીને તથા તેણીને રાજી રાખીને ચાલીશ, એટલે રાજાજી પણ રાજી રહેશે, અને રાજાજી રાજી રહેવાથી ગુરૂજી પણ મારાપર રાજીજ રહેશે."

"બશ-બશ-બશ! એમજ કરવું. સુખી થવાનો રસ્તો એજ છે. રાજાજીને કોઇ પણ વાતે દુખવવા નહીં, એટલે ગુરૂજી પણ આપને દુખવશે નહીં. એજ ઉત્તમ ઉપાય આપને માટે છે!"

"હવેથી એમજ કરીશ. સારૂં થયું કે તમે મને બોલાવી! તમે તમારી બાબતનો ખુલાસો માંગતાં મારૂં પણ ભલું કર્યું, એમ મારે માનવું જોઇએ. તેને માટે હું તમારી ઘણીજ આભારી થઇ છું!"

"અને મારા જીવને થતો વલોપાત પણ આપના ખુલાસાથી શાંત થયો છે, તેને માટે હું પણ આપની અત્યંત આભારી થઇ છું. ઇશ્વર કરીને રાજાજી મારાપર તથા મારા પ્રાણપતિપર સર્વદા રાજી રહે કે બશ!"

"તમો બંનેની લાયકી સારી હોવાથી તમો પર રાજાજીની ચાહેના સારીજ છે, અને રહેશે. હવે મારે જવું જોઇએ, માટે જાઉં છું. તમે પણ ફુરસદે મહેલમાં જરૂર આવજો." કહીને ચંદનકુંવર ગઇ, અને રસ્તામાં ગાડીમાં બેઠાં પછી તેણીએ પોતાના મન સાથે એટલોજ નિશ્ચય કરી રાખ્યો કે "હવે દરેક પ્રકારે રાજાજીને રાજી રાખીશ, અને જૂની રાણીની સંગે પણ હળી મળીને ચાલીશ. શ્રી દેવાનંદજી મહારાજ જાગતા દેવ જેવા છે, માટે તેમને રાજી રાખીશ નહીં તો મારાં ભૂંડાં હાલ થશે! રાજાજીના જીવને પરિતાપ થાય, તેવું કંઇ કરીશ નહીં, પણ તેમની સેવા ચાકરી કરવા સાથે તેમની દરેક દરેક આજ્ઞાને આધિનજ રહીશ." આવા નિશ્ચયની સાથેજ તેણી પોતાની પૂર્વની સ્થીતિનું સ્મર્ણ કરવા લાગી કે "હું મારી પ્રથમની સ્થીતિ વિચારતાં તો અત્યારે અત્યંત સુખી છું! હું એક વેશિયાની છોકરી છું, અને મારી માને ત્યાં રહી હોત તો વ્યભિચારના મહા અઘોર કર્મમાં મચેલી રહેત, અને નર્કના કીડા જેવી મારી દુર્દશા થાત! તેને બદલે અત્યારે હું રાજાની રાણી થઇ છું, એક રાજમહેલમાં નિવાસુ છું, વસ્ત્રાલંકારની મને કંઇ ન્યૂનતા નથી, અને સર્વ પ્રકારે હું સુખી છું, માટે આવી સુખી સ્થીતિ મારે નભાવી રાખવામાંજ ડહાપણ સમજવું જોઇએ. રાજાજી જો નારાજ થાય તો તેઓ મને મહેલમાંથી હાંકી કહાડે, અને તેમાં મારો કંઇ ઉપાય પણ રહે નહીં! કેમકે રાજાજી તો મહા સમર્થ છે અને તેમના આગળ હું એક પામર છું-તણખલું છું! રાજાજીની સત્તા પાસે મારૂં કંઇજ ચાલી શકે નહીં, અને તેમને નારાજ કરવાથી હું દુઃખજ પામું! માટે તેમને દરેક પ્રકારે સંતોષ આપી તેનો રાજીપો સંપાદન કરવો, એજ

હવે સુખદાયક સમજું છું, અને હવેથી તેમજ કરીશ." આ પ્રમાણે તેણીની શુદ્ધ મતિ થઇ, અને તેવાજ વિચારમાં તેણી મહેલમાં પહોંચી.

નવલે જે જે વાત ચંદનકુંવરને સમજાવી હતી, તે સર્વ નવરંગીને કહેતાંજ નવરંગી ખુશી થઇને બોલ્યો "તમે પણ તેણીને ગળે અચ્છી રીતે સીસાની જબરી ગોળીઓ ઉતારી ! ખરેખરી યુક્તિ રચી, અને બેશક તમે તો એક પથ્થરને પણ તમારા સદબોધક પાણીથી પહલાડયો ! એ પણ ભારે કરી ! મને ભાષે છે કે, હવે તેણી પોતાનો બૂરો સ્વભાવ તજી રાજાજીને દરેક પ્રકારે સંતોષ આપશે, અને રાજાજી પણ તેણીની વર્ત્તણુંકથી હવે અવશ્ય આનંદ પામશે."

"હું પણ એવીજ આશા રાખું છું; કેમકે તેણી તેવીજ કબૂલાત આપીને ગઇ છે તો ખરી !"

"જે હશે તે જણાશે. રાજાજી મળશે, ત્યારે તેઓ પોતેજ કહેશે. ઇશ્વર કરે, અને તમને યશ મળે !" આટલી વાત કરીને નવરંગી તથા નવલ પોતાના દરરોજના નિયમ પ્રમાણે ગાડીમાં બેસી ફરવા ગયાં.

ચંદનકુંવરે મહેલમાં જતાંની સાથેજ પ્રથમ તો જૂની રાણી સુંદરમતી પાસે જઇને તેણી પ્રત્યે પરિપૂર્ણ વીનય સહ કહ્યું "સુંદરમતી બ્હેન ! તમારી પાસે એક પ્રાર્થના કરવાને હું બેઠી છું. અત્યાર સુધીમાં મેં તમારા અનેક અપરાધો કીધાં છે, તમને અનેક પ્રકારે દુખવ્યા છે, તમારૂં અપમાન પણ અવારનવાર મેં કર્યું છે, અને તેને માટે હું આજ સુધી તો મહા દોષમાં પડી છું, પરંતુ તે સર્વને માટે હવે મને મહા પસ્તાવો થાય છે, અને મારી શુદ્ધ બુદ્ધિ હવે ઠેકાણે આવવાથી હું તમારી પાસે ક્ષમાની યાચના કરૂં છું, માટે મને કૃપા કરી ક્ષમા બક્ષો. આજ પછી હું તમારી દાસી તરીકે રહીશ, એ ચોક્કસ માનજો !"

"બહેન ! આપણે બંને બહેનો બરાબર છીએ, માટે મળી સમજીને રહેવામાંજ સુખ છે. આ દુનિયામાંથી શું લઇ જવું છે? માટે સદા હળીમળીને રહેવામાંજ સારૂં છે. આપણો ધર્મ રાજાજીને આનંદ આપવાનો તથા તેમની સેવામાં સદા તત્પર રહેવાનો છે, અને તે ધર્મ આપણે યોગ્યપણે બજાવીશું તોજ

રાજાજીના જીવને શાંતિ રહેશે, અને તોજ આપણા જીવને પણ સુખ મળશે. રાજાજીનાં સુખમાંજ આપણું પણ સુખ સમજીને તેજ રીતમાં આપણે ઐક્યતાથી વર્ત્તવું જોઇએ, અને તમે પણ હવે એવું સમજ્યાં છો, એ જોઇ મને આનંદ થયો છે. રાજાજી પણ આથી આનંદ પામશે."

"તેમને દરેક પ્રકારે આનંદ આપવાનીજ હું હવે કોશિષ કરીશ." આમ કહી તેણી, જે રૂમમાં જયરાજ બેઠો હતો તે રૂમમાં ગઇ, અને જયરાજના ચર્ણમાં નમન કરી તેના હાથ જોડીને બોલી પ્રાણનાથ! આપની પાસે ક્ષમા માંગવાને આવી છું, માટે કૃપા કરીને આજ્ઞાંકિત દાસિને ક્ષમા બક્ષો!" કહેતાંજ તેણી રડી પડી!

"શાની ક્ષમા? રડે છે શા માટે?" રાજાએ આશ્ચર્ય પામી પૂછયું "શું થયું કે તું રડવા બેઠી છે? મારી જૂની રાણી સાથે વળી કંઇ કચવાટ થઇ કંઇ વાકું પડયું છે કે શું?"

"તેવું કશું નથી, અને તેવું આજ પછી કદી બનવાની આશા પણ રાખશોજ નહીં! આજથી હું તદન બદલાઇ ગઇ છું, અને સુંદરમતિ બ્હેનને મારા વડિલ બ્હેન કરતાં પણ હવેથી વિશેષ માનીશ! હમણાંજ હું તેમની પાસે માફી માંગીને આવી છું, અને હવે આપની પાસે માફી માંગતાં આપને પ્રાર્થના કરૂં છું કે, આજ સુધીમાં મારા જે પણ અપરાધ થયા છે તે સર્વને માટે ક્ષમા કરજો, અને ગઇગુજરી વિસારી દઇ હવેથી આ રંક દાસિપર સદા રાજી રહી કૃપા દૃષ્ટી રાખજો હવેથી જેમ સુંદરમતિ બ્હેનની આજ્ઞા પ્રમાણે વર્ત્તિશ, તેજ પ્રમાણે આપ પ્રાણનાથની આજ્ઞામાં પણ રહીશ, આપને સર્વ પ્રકારે સંતોષ આપીશ, અને મારી તથા સુંદરમતિ બ્હેન વચ્ચે આપ કદી પણ કલેશ, કચવાટ, કે કડવાશ થયલો જોશો નહીં, તેમજ સાંભળશો પણ નહીં! આપની સેવા કરવી, આપને આનંદ આપવો, એ આપનો આશિર્વાદ પામવો, એજ મારો ધર્મ મને સમજાયો છે, અને હું આપને અંતઃકરણથી ખાત્રિ આપું છું કે હું જે પ્રમાણે વદું છું, તેજ પ્રમાણે વર્ત્તિશ. મારાં બોલવામાં તથા વર્ત્તનમાં યદકિંચિત પણ ફરક પડવા નહીંજ દઉં. પછી તો આપ રાજી રહેશોની પ્રાણનાથ?"

" પછી નારાજ રહેવાનું કારણજ શું ? તમો બંને હળીમળીને રહેશો તેમાંજ મને આનંદ મનાશે."

" તેમજ રહીશું, આપને આનંદ આપવો, એજ મારૂં કર્ત્તવ્ય હવે મને સમજાયું છે !"

" ઘણી ખુશીની વાત છે. હું તમારી વાત જાણીને અત્યારે એટલો રાજી થઇ ગયો છું કે તેનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી? પણ મને નવાઇ લાગે છે કે, તમારી મતિ આવી અકસ્માત શુદ્ધ કેવી રીતે થઇ શકી ?"

" તેનું કારણ પ્રધાન પત્નિ નવલ બ્હેન છે! તેમણેજ મારી મતિને પ્રાયશ્ચિત આપી પાવન કરી છે!"

" તે કેવી રીતે? તેમણે તમને શું કહ્યું, અને તેમના કહેવાની અસર તમને કેવે પ્રકારે થઇ?"

" એવું બન્યું કે-" ચંદનકુંવરે, નવલ સાથે થયલી તમામ વાત કહી સંભળાવીને જણાવ્યું " પ્રાણનાથ! આ બાબતમાં નવલ બ્હેનનો પણ મારાપર મ્હોટો ઉપકાર થયો છે! તેમણે મને ખાસ બોલાવીને શ્રી ગુરૂજીની વાતને માટે જાણીતી કરી નહીં હોત તો ખચીતજ મારૂં બૂરૂં થાત, અને કોણ જાણે કેવીએ ભૂંડી દશામાં હું દુઃખ પામત! ભલું થાઓ તે નવલ બ્હેનનું, કે તેમણે મને ચેતાવીને શુદ્ધમતિ સમજાવી!"

રાજા સમજી ગયો, પરંતુ તેણે વાતનું મૂળ પ્રકટ નહીં કરતાં માત્ર એટલુંજ કહ્યું કે, " શ્રી ગુરૂજી દેવાનંદજી મહારાજ દેવ સ્વરૂપ છે, જાગતા પરમાત્મા છે, અને તેમની કૃપાથી તું શુદ્ધ મતિ પામી છે, એ સારૂંજ થયું છે. વળી નવલ બ્હેન પણ ઘણા પવિત્ર તથા સતીનો અવતાર છે, અને તેમણે તને ચેતાવીને પોતાની લાયકી બતાવી છે, તે માટે જેમ તારે તેમનો ઉપકાર ભૂલવાનો નથી, તેમજ મારાથી તેમની ભલાઇ ભૂલાવાની નથી! તેમના જેવા પતિવૃત્તાની સલાહનો સદા સ્વીકાર કરશે, અને તેમના જેવુંજ પતિવૃત્તપણું સાચવી રાખશે તો તું પણ સુખીજ થશે, અને શ્રી ગુરૂની કૃપા તારી ઉપર પણ પરિપૂર્ણ ચાલુ રહેશે."

" આપના આશિર્વાદથી તેમજ બનશે." કહીને ચંદનકુંવર પોતાના રૂમમાં ગઇ.

# પ્રકરણ ૫૪ મું.



## શ્રમ સફળ.

દોહરો.

રાજાજી રાજી થયા,
મળવા આવ્યા ખાસ;
નવરંગી ને નવલને,
વાધ્યો છે હુલ્લાસ.

રાજા આનંદમાં આવી વિચારવા લાગ્યો કે "નવરંગીલાલને મેં ભલામણ કરેલી, અને તેણે નવલને સૂચના કરી હશે, તે પરથીજ નવલે એને બોલાવીને બોધ આપ્યો હશે. નવલ બડી ચતૂર છે, જેથી તેણીએ શ્રી ગુરૂજીને નામે ખૂબ યુકિત કરી! તે શિવાય તે કજીયાખોર કદી પણ સમજતેજ નહીં! હવે મારે નવરંગીલાલને ઘેર જઇ ખાનગી મુલાકાત લેવી જોઇએ, કે જેથી વિશેષ ખુલાસો થાય! અત્યારે તો તેઓ ફરવા ગયા હશે, માટે આવતી કાલે પ્રભાતમાં વાત." આમ વિચાર કરી રાજા આજે શોકસંતાપ રહિત મગ્નમાં આવી ગયો, અને પછી મહેલના અંદરના ભાગમાં તે ગયો તો સુંદરમતી વથા ચંદનકુંવર ખુશ મિજાજમાં વાતો કરતી જણાઇ જે પરથી પણ રાજાની ખાત્રિ ચંદનકુંવરની સદમતિ માટે થઇ. વળી સુંદરમતિ પણ રાજાને મોંઢે ચંદનકુંવરની પ્રશંસા કરવા લાગી, જે પરથી પણ રાજાના આનંદમાં વૃદ્ધિ થઇ, અને રાજાએ સુંદરમતીને પણ, ચંદનકુંવરની સાથે સંપીને રહેવાની ભલામણ કરી. સુંદરમતીએ તેનો સ્વીકાર કરતાં જણાવ્યું કે "એ પોતે રીતસર વર્તશે તો મને પણ તેણીને માટે વાંધો હોયજ નહીં, અને હવે તેણી લાયકીથી રહેશે, એ પણ મને ચોક્કસપણે મનાય છે."

"હવે તો તેણી સુધરી ગઇ, એમ તું ખાત્રિથી માનજે, અને હવે પછી જેમ જેમ વખત જશે, તેમ તેમ તેણી વિશેષ સુધારા પર આવતી જશે; કેમકે તેણીને ગુરૂ ઘણો સારો મળ્યો છે તો!"

"વળી ગુરૂ કોણ મળ્યો છે? એ ભેદ મારાં સમજવામાં આવ્યો નહીં પ્રાણનાથ! મને સમજાવો તો ખરા?"

"ગુરૂમાં નવરંગીલાલની પત્નિ નવલ!" રાજાએ ખુલ્લું કહી દીધું "મેં નવરંગીલાલને કેટલીક સૂચના કરી હતી, જે પરથી નવરંગીલાલે વળી નવલને કહેલું, અને નવલે એને પોતાની પાસે બોલા-

વીને ઘણીજ યુકિતથી એને સમજાવેલી લાગે છે ! મને ચોક્કસ ખબર નથી, પણ મારૂં એમ ધારવું છે."

"આપ ધારો છો તેમજ હશે. તે સિવાય એનો મિજાજ ઠેકાણે આવતેજ નહીં. નવલ પણ બહુ ઉસ્તાદ છે તો ! તેણી જેટલી ધર્મિષ્ઠ છે, તેટલીજ બુદ્ધિશાળી, અને ચબરાક પણ છે."

"ખરૂં છે." કહીને રાજા પોતાની બંને રાણીઓ સંગે રંગેચંગે ગપાટાસપાટા ચલાવવા બેઠો.

બીજે દિવસે પ્રભાતમાં આઠ વાગતાંને સુમારે રાજા આનંદમય વદને ઘોડેસ્વાર થઇ ફરવા ગયો. અને ફરીને પાછા વળતાં નવરંગીને ત્યાં જઇને બોલ્યો "થેંક યુ મી૦ નવરંગીલાલભાઇ ! તમે તો નહીં ધારેલી રીતે મારી ધારેલી વાત પાર પાડી, અને ચંદનકુંવરને તત્કાળ સુધારીજ દીધી !"

"સાહેબ ! એ બાબતનો યશ મને ઘટતો નથી, પરંતુ મારા પતિને ઘટે છે; કેમકે તેમનાં કહેવાથીજ ચંદનકુંવરના મગજપર સારી અસર થઇ છે. તેમણે પોતાનીજ અક્કલનો ઉપયોગ કીધો છે. કયે પ્રકારે તેમને કહેવું, તે બાબતમાં મેં તો કંઇ પણ કહ્યું નથી. માત્ર તેમને સારી સલાહ આપવાની મેં સૂચના કરી હતી."

"ત્યારે તો નવલ બ્હેનને મારે સાબાશી આપવી જોઇએ, માટે તેમને મારી આગળ બોલાવો."

"ઘણી ખુશીથી હઝૂર !" કહીને નવરંગી અંદર જઇને નવલને દિવાનખાનામાં બોલાવી લાવ્યો.

નવલે આવતાંની સાથેજ રાજાને નમન કરીને પૂછયું "હુઝૂરની તબિયત તો આનંદમાં છેની ? વળી સુંદરમતીબાઇ તથા ચંદનકુંવરબાઇ પણ સારી પેઠે છેની ?"

"હા, મારી તબિયત આનંદમાં છે, અને બંને રાણીઓ પણ રાજી ખુશીમાં છે. વળી તમે ચંદનકુંવરને જે ઉત્તમ બોધ આપીને અલ્પ વારમાં સારા માર્ગપર મૂકી દીધી છે, તેને માટે તમારો હું અત્યંત ઉપકાર માનું છું. મારે ખરૂં કહેવું જોઇએ કે, જે વાતની મેં આશા પણ રાખી નહોતી, તે વાત તમે તમારી કૂષળવાથી જોતજોતામાં કરી બતાવી છે, અને એક પથ્થર કાળનાકાળ સુધી પણ પહ-

લડેજ નહીં, તેને તમે પલકમાં પહલાડી દીધા છે ! આ કંઇ તમારી જેવી તેવી ચાતૂરી થઇ નથી ! હવે મારે તમારે મ્હોંઢેથી જાણવાની જરૂર છે કે તમે તેણીને શું શું કહ્યું તે જરા તસ્દી લઇ મને કહી સંભળાવશો તો હું વધારે ખુશી થઇશ."

નવલે તરતજ તમામ વાત કહી સંભળાવીને છેવટે તેણી બોલી " માફ કરજો મહેરબાન ! તેમને ગળે વાત ઉતારવાને ખાતરજ વચમાં શ્રી ગુરૂજીને નામે ચોકઠું ગોઠવી, મેં કંઇક અસત્યતાનો ઉપયોગ પણ કીધો છે ! એટલો અપરાધ મારો થયો છે ખરો, પરંતુ એમ કરવા વગર ઉપાયજ નહોતો ! જો હું એવું કહેત નહીં તો તેઓને મારી ગમે તેટલી સારી સલાહની અસર પણ થતેજ નહીં ! "

" તે તમારૂં કહેવું યોગ્ય છે, અને તમે ખોટું પણ કહ્યું છતાં તેમા તમે દોષિત થતાં નથી; કેમકે ખોટું કહેવામાં તમારો પોતાનો કંઇ સ્વાર્થ નહોતો, પરંતુ પરમાર્થ હતો. વળી પરમાર્થ કરવા જતાં તમે બીજા કોઇનું કંઇ બગાડયું નથી, પણ નિર્વિકારીપણે પરમાર્થ પાર પાડયો છે, અને તમે ચંદનકુંવરની જીંદગી સુધારી દીધી છે, એમ કહું તો તે યોગ્યજ છે. જો તમે અમને કહ્યું નહીંજ હોત, અથવા તમારા કહ્યાથી તેણીને કંઇ પણ અસર નહીંજ થઇ હોત તો તેણીને મહેલમાંથી હાંકી કહાડવાનોજ વખત આવત, અને તેથી તેણીની જીંદગી પણ ધૂળધાણી થઇ જાત ! માટે તમે તો અતિ ઉત્તમ કાર્ય કર્યું છે ! "

" હવે ચંદનકુંવરબાને રાજી રાખવાં, એ આપનું પણ કામ છે. હું કંઈ આપને કહેવાને યોગ્ય નથી, તો પણ આપને મારી વિનંતિ છે કે, આપે બંને આંખો સરખી સમજવી, કે જેથી બેમાંથી કોઇને પણ માઠું લાગવાનું કારણ મળેજ નહીં. આપ સમજુ છો, અને સુંદરમતી બ્હેન પણ ઘણા ગુણી છે, એટલે વાંધા જેવું તો નથીજ, તો પણ ચંદનકુંવર બહેનને નભાવી લેવા તરફ લક્ષ રાખશો તો આપનો આત્મા પણ આનંદમાં રહેશે, એમ મારૂં ધારવું છે. માફ કરજો, કે મારે આટલું પણ આપને કહેવું પડે છે."

" તમારૂં કહેવું કંઇ ગેર મુનાસબ નથી, નવલ બ્હેન ! અમે બંને તેણીને ખુશી રાખીએ છીએ, અને હવે તેણી તમારા બોધથી સુધરવાથી અમે તેણીને પહેલાં કરતાં પણ અધિક ચાહીશું. તેમ

છતાં તમને પણ મારી ભલામણ છે કે, હજી પણ તમે તેણીને અવાર નવાર બોધ આપતાંજ રહેજો."

"ઘણીજ ખુશીથી. તે માટે આપે બેફીકર રહેવું. એ તો મારો ધર્મ છે, અને તે હું બજાવીશજ."

પછી રાજાએ પોતાના ખીસામાંથી રત્નજડિત હાર, જે નવલને આપવાને માટે તે ખાસ લાવ્યો હતો, તે તેણીને આપતાં જણાવ્યું "આ મારા તરફથી તમને સહજ બક્ષિસ આપું છું."

"એની શી જરૂર છે?" નવરંગીલાલ બોલી ઉઠયો "અમારા પર આપની કૃપા છે, એજ મ્હોટામાં મ્હોટું ઇનામ અમે તો માનીએ છીએ, અને એવી કૃપા સદા કાયમ રાખશો, એજ અમારી વિનંતિ છે."

"તેમાં કંઇ મ્હોટું કહેથી વિશેષ નથી." રાજાએ આગ્રહ કીધો "પણ આ બક્ષિસ તો સ્વીકારવીજ પડશે."

નવરંગીએ પછી નવલને આજ્ઞા કરવાથી તેણીએ તે હાર હાથમાં લઇ રાજાને નમન કર્યું, અને તે પછી રાજા ઉઠીને ચાલ્યો. નવરંગી તથા નવલ તેને વળાવવાને ઓટલા સુધી ગયાં.

"તમને તો યશ પણ મળ્યો, અને ઇનામ પણ મળ્યું! એમ સામટા બે લાભ થયા!" નવરંગીએ હસ્તાં હસ્તાં નવલને કહ્યું "મારાં કરતાં તમે નસીબદાર તો ખરાં! કેમ મારા લવ્હ?"

"પણ પ્રતાપ કોનાં? જે કંઇ મળ્યું તે આપનાંજ પ્રતાપે કેની?" નવલે પણ હસીને જણાવ્યું "તેમ છતાં હું પણ આપની અર્ધાંગના છું, માટે આપના ઓદ્ધાને આધારે આપનો જે સત્કાર થાય છે, તેમાં પણ મારો અર્ધો ભાગ છે, અને તે રીતે આ ઇનામ મને આપના અર્ધ ભાગ તરીકેજ મળ્યું છે, એમ કેમ, નહીં માનવું?"

"એ પણ મારાથી કેમ ના પડાય?" નવરંગીએ પછી નવલને સૂચના કરી "મારી તમને સલાહ છે કે, તમે આ નગરમાં સ્રીસમાજ સ્થાપના કરો. તેમાં બંને રાણીઓને આગેવાન કરી તમે સેક્રેટરી તરીકે કામ કરો, અને દર સાંજે પાંચ વાગતાંને સમયે સ્રીઓને સદ્‌બોધ આપવાની તજવીજ કરો. સમાજમાં ગામની સ્રીઓ સહેલા-

"તેમ કરશો તો સારૂં. તજવીજ પાકીજ કરવી, એ તો વળી વધારેજ સારૂં પ્રાણનાથ!" સુંદરમતીએ વિશેષ વિચાર કરીને સૂચવ્યું "પણ મને લાગે છે કે, મારા સમક્ષ પૂછવા કરતાં મારી ગેરહાજરીમાં જો આપ તેને પૂછશો તો તેમાં આપને મ્હોંઢે તે વિશેષ ખુલાસાથી વાત કરશે."

"ત્યારે તો એક બીજોજ રસ્તો લઇએ." રાજાએ શાંતપણે વિચાર કરીને કહ્યું "એ ખરો છે કે ખોટો, તેની પરીક્ષા કરવાને ખાતર કંઇ નવીજ યુક્તિ કરવાનો મારો વિચાર છે, અને તેને માટેજ હું મનન કરૂં છું."

"જેમ આપને યોગ્ય લાગે તેમ કરો મારા વ્હાલા! મને તો કોઇ પણ પ્રકારનો મમત છેજ નહીં, અને સત્ય શું છે, તે શોધી કહાડવાની તો મારી પણ સલાહ છેજ. તેથી મારે તો પ્રથમથીજ આપને કહેવું છે કે, સહાસ નહીં કરતાં જે કરવું તે બરાબર ચોક્કસ કરીને તથા આગળ પાછળનો પૂખ્ત વિચાર કરીનેજ કરવું."

"વારૂં ઠીક છે. જૂદીજ તદબીર કરૂં છું. હાલ તરત તું કંઇ પણ લટપટલાલને બોલનીજ નહીં." કહીને રાજા ત્યાંથી ઉઠીને પોતાના મહેલનાં દિવાનખાનામાં ગયો, અને પોતાના ચોપદારને બોલાવીને ફરમાવ્યું "આપણા માધવને બોલાવ."

"જી હજૂર." ચોપદાર માધવને બોલાવવાને ગયો.

માધવ કોણ? તે એક હજૂરિયો છે, બડો નટખટ છે, પ્રપંચ સાગરનો વારો છે, અને રાજાના ખાનગી ખાતાંમાં તે પણ એક વિશ્વાસુ માણસ છે. જાતે પાકો મરાઠો છે, અને શૂરવીર વંશનો હોવાથી તે પોતે પણ શૂરવીરજ છે, અને જો કે તેની માતૃ ભાષા દક્ષિણી છે, તો પણ ગુજરાતી ભાષાનો વિશેષ પરિચય હોવાથી ગુજરાતી ભાષા પણ સારી રીતે તે બોલી તથા સમજી શકે છે. વળી તે મશ્કરો પણ પેહેલા નંબરનો છે, જેથી માત્ર રાજાજી એકલાજ નહીં પરંતુ રાજ્યના તમામ અમલદારો પણ તેનાપર ઘણા ખુશ રહે છે, અને તેને જોતાંની સાથેજ કોઇ પણ આનંદ પામે છે. ચોપદારનાં બોલાવ્યાથી તે તરતજ રાજાની સન્મૂખ આવીને ઉભો, અને રાજાએ તેને પોતાના પગ આગળ બેસાડીને, લટપટલાલે કહેલી વાત તેને

સમજાવ્યા પછી એટલીજ સૂચના કરી કે, "હવે તારે એટલીજ બાતમી લાવવાની છે કે, લટપટલાલ જે વાત કહી ગયો છે તે ખરી છે કે ખોટી? એટલી વાતનો નિર્ણય મારે જોઇએ છે, માટે તે તારાથી બની શકશે કે?"

"હાજી-મ્હોટી ખુશીની સાથે બનશે! એમાં તો શું મ્હોટો મોર મારવાનો છે?" માધવે પોતાના ખાસ મશ્કરા સ્વભાવાનુસાર તોપ મારી "અરે! જો હજૂરનો હુકમ થાય તો આકાશના તારા પણ ખેરવી આપું!"

રાજા જરા ચીઢવાઇને બોલ્યો "તું તો મૂર્ખ છે! આ કંઇ મશ્કરીનો પ્રસંગ છે કે? આ તો ઘણી ગંભીર બાબત છે, માટે આવી બાબતમાં મશ્કરીની વાત કરવાની નથી. મારી ખાત્રિ તો છે કે, એ કામ તું કરી શકે તેવો છે. તેમ છતાં હું તો તારી હિમ્મતની કિંમત કરવાનેજ પૂછું છું કે, આ કામ તું કરી શકશે કે કેમ?"

"હજૂર! એમાં કંઇ મુશ્કેલીની વાત નથી, ગમે તેમ તદબીર કરીને પણ આપના ફરમાન પ્રમાણે વાતનો મુદ્દો આપની પાસે રજૂ કરીશ. તે માટે આપ જરા પણ ચિંતા રાખશો નહીં. ચોક્કસ કામ કરીનેજ આવીશ સાહેબ!"

"પણ જોજે! મેં તને જવીજ કરવાને મોકલ્યો છે, એવો શક પણ લટપટલાલને જવો નહીં જોઇયે જો!"

"વારૂંજી. હું જૂદીજ કરામત કરીને તેની પાસેથી ખરૂં તત્વ કઢાવીશ. મને કહેવું નહીં પડે બાપજી!"

"તું શી તદબીર કરશે, અને તેને કેવા રૂપમાં પૂછશે, તે હું જાણવા માંગું છું. ચાલ બોલી જા!"

"હજૂર! એ તો વખત તેવી વાત! અહીંયા ધારૂં કંઇ, અને તેને મળતાં તો જેવો વખત તેવીજ વાત થાય!"

"વારૂં પણ કંઇ ઉંધુ વેતરાય નહીં, તેને માટે સંભાળ રાખજે! કેમકે લટપટલાલ પણ કંઇ કાચી માયા નથી! તે વળી તને પણ ખીસામાં ઘાલે એવો ઉસ્તાદ છે! તેમ વળી તારૂં નામ પણ મશ્કરા તરીકે પંકાયલું છે, માટે તારી વાતને પણ તે મશ્કરી તરીકે માનીને તને અધર થાપ આપીને ઉડાવે નહીં તેને ખાવર તને મારે કહેવું પડે

છે કે, જે વાત કરે તે ડાવકાઇથી, ઠંડાઇથી, અને તેનાં પેટમાં પેસી-નેજ કરજે. તે સિવાય કંઇ કામ થવાનું નથી! તે બડો બાંકો છે, માટેજ તને મારે આટલી ચેતવણી આપવી પડે છે! વળી તને હું ખાનગીપણે કહું છું કે, તે જે વાત કરી ગયો છે, તે ખોટીજ છે, એમ પણ હું કહેતોજ નથી. તથાપિ તે ખરીજ છે, તેને માટે પણ ખાત્રિ થતી નથી. અને તેથીજ તને આટલી સોંપણુ કરવાની જરૂર પડી છે."

"ઇશ્વર કરશે તો આ તાબેદાર, સોંપેલું કામ કરીનેજ આવશે."

"ત્યારે હવે તું તેને ત્યાં કયારે જશે?"

"આપ નામદાર જ્યારે ફરમાવો ત્યારે! આપનો હુકમ હોય તો અબઘડી તેને ત્યાં પહોંચી જાઉં?"

"હમણાં ને હમણાંજ તારાથી કેવી રીતે બનશે? શું તદબીર કરવી, તેનો વિચાર કરવાને પણ તને વખત જોઇશેની?"

"વખતની કંઇ જરૂર નથી હજૂર! મેં આપ નામદારને પ્રથમ-થીજ દર્શાવ્યું છે કે, અગાઉથી વિચારેલું કંઇ કામ નહીં આવે, પણ તેને મળતાં તે શું કહે છે, તે ઉપર તાત્કાલિક તદબીર કરીને તાત્કા-લિક બુદ્ધિ ચલાવવાની!"

"તો હમણાંજ જાય તો વધારે સારૂં; કેમકે એ વાતનો વિલંબ કરવો, એ પણ કંઇ ઠીક નહીં."

"હમણાંજ જાઉં છું સાહેબ!" કહીને માધવ ઉઠયો અને બોલ્યો "તેની સાથે વાત કરીને હમણાંજ પાછો આપની હજૂરમાં હાજર પણ થઇશ: પરંતુ આપ એકલા હો ત્યારેજ આપની પાસે આવીને વાત કરૂં, કે રાણી સાહેબ કદાચ આપની સાથે બિરાજેલાં હોય, તો તે સમયે પણ આપને કાનમાં કહું?"

"મને પોતાનેજ કહેજે, અને તું પાછો આવશે, ત્યાં સુધી હું ઘણું કરીને અહીંજ બેઠાલો હોઇશ. તેમ છતાં તું આવે તે વખતે હું જો કદાચ રાણીના રૂમમાં બેઠેલો હોઉં તો તું ત્યાં મને મ્હોં બતાવી જશે કે તરતજ હું અહીં આવીશ, અને તે પછી ખાનગીપણે મારી

પાસે ખુલાસો કરજે. અગર જો રાણીથી કંઇ આ વાત ગુપ્ત નથી, તો પણ હાલ તરત મારેજ જાણવાની છે, અને તેથીજ ગુપ્તપણે હું તને મોકલું છું."

માધવને વિદાયે કર્યા પછી રાજા વિચારમાં પડી ગયો! તે પસ્તાવા લાગ્યો કે "માધવને ત્યાં મોકલ્યો તો ખરો, પણ તે જો કંઇ મશ્કરીમાં મોહોકાંણ વાળશે તો વાત વિફરી જશે! માટે એનાં કરતાં તો હું પોતેજ લટપટલાલને લઇને એકાંતમાં બેસી તેને ખૂબ દમ ભરાવીને પૂછત તો તે ખરી હકિકત કહી દેત! પણ હવે તો થઇ તે ખરી! માધવનાં પાછા આવ્યા બાદ પણ જો સંશય રહી જશે તો પછી હું પોતેજ લટપટલાલને લઈ બેસીશ! જોઇએ તેમ થાય. અને કયાં તો રાત આખી વહીને વહાણું વાય તો પણ આજે ને આજે એ વાતનો નિર્ણય તો કરીશજ. તે શિવાય મને નિંદ્રા પણ આવવાની નથી, અને મારા જીવનો ચણચણાટ મટનાર નથી!" આ પ્રમાણે રાજા પોતાના મનમાંજ અનેક તર્કવિતર્કનાં વાદળાં ઉઘલાવા લાગ્યો, અને તેવી સ્થીતિમાં તે ઘડીકમાં ખુરસીપરથી ઉઠીને કોચ ઉપર બેસે, અને કોચપરથી ઉઠીને વળી બારીમાં જઇને માધવના આવવાની રાહ જોતો ઉભો રહે!

ચંદનકુંવર, જેણી નવલની પાસે ગઇ હતી, તેણી પણ હવે મહેલમાં આવી પહોંચી, અને સુંદરમતીની પાસે બેઠી પરંતુ સુંદરમતીનો ચહેરો ઉતરેલો જોઇને તેણીએ પૂછ્યું "આજે આપનો ચહેરો ઉતરેલા જેવો કેમ લાગે છે?"

"એ તો હું જરા સૂઇ ગઇ હતી, અને હમણાંજ ઉઠી, તેથી એમ લાગે છે." સુંદરમતીએ વાત ઉડાવતાં પૂછયું. "નવલ બ્હેન શું કરે છે? તું પણ આજે તો ત્યાં ઘણીવાર રોકાઇ ગઇ?"

"ઉઠવાનું તો વારંવાર કરતી હતી, પરંતુ તેણી મને ઉઠવાજ દે નહીં, તેથી જરા વધારે વાર લાગી ગઇ!"

"નવરંગીલાલ પણ ઘરમાંજ હતા કે કંઈ બહાર ગયા હતા? હું ધારૂં છું કે તેઓ આજે તો ઘરમાંજ હશે?"

"ના. તેઓ ઘરમાં તો કંઇ જણાયા નહીં, તેથી મને લાગે છે કે કંઈ બહારજ ગયલા હોવા જોઇએ."

"નવલ બ્હેન બીજું કંઇ કહેતાં હતાં કે?"

"બીજું તો કંઇ કહેતાં નહોતા, પરંતુ માત્ર આપણી સમાજ-નીજ વાતો કરતાં હતાં, અને સમાજમાં સ્ત્રીઓની સંખ્યા હજી પણ કેવે પ્રકારે વધે, તે બાબતનો વિચાર કરતાં અમે બંને બેઠાં હતાં."

આ પ્રમાણે પૂછપરછ સુંદરમતીએ કીધા પછી તેણી મ્હોં ધોવા નિમિત્તે ઉઠી, અને ચંદનકુંવર પણ વસ્ત્રાલંકાર બદલવાને પોતાના ખાનગી રૂમમાં સંચરી.

## પ્રકરણ ૫૭ મું.

### પોકળ પકડાયું.

**દોહરો.**

માધવ માથાંનો મળ્યો,
પકડયું પૂરં પાપ;
પ્રપંચ ઉઘાડો પડયો,
પાપીને પરિતાપ!

માધવ વિચાર કરતો, અને મનમાં ગોઠવણ ગૂંથતો લટપટલાલને ત્યાં જવાને નિકળ્યો. એટલામાં રસ્તે અધવચમાંજ લટપટલાલનો એક સીપાઇ ચંદુલખાં મળ્યો. તેને માધવે પૂછ્યું "કેમ મીંઆ ચંદુલખાં, લટપટલાલભાઇ ઘેર છે કે કંઇ બહાર હવા ખાવા ગયા છે? તમે તેમને ઘેરથીજ આવો છોની?"

"જી હા; અને તેઓ પણ ઘરમાંજ બાયડી સાથે તડાકા ચલાવતા બેઠા છે." કહીને ચંદુલખાંએ પૂછ્યું "આજે લટપટલાલભાઇ કંઇ ઘણા ખુશ મિજાજમાં છે, અને બાયડી પાસે ખૂબ બડાસો મારે છે!"

"શાની બડાસ મારે છે?" માધવે તે જાણવાની જીજ્ઞાસા જણાવી "બડાસની બાબત કઇ છે?"

"કંઇ એમ તો કહેતા હતા કે, હવે નવરંગીલાલને પ્રધાનપદપરથી પાણીચું મળવાનું અને મને પ્રધાનપદ મળશે!"

"હેં! એનું શું કારણ?" માધવે અંજાણપણું રાખીને પૂછ્યું "નવરંગીલાલને શા માટે પાણીચું મળશે, તેનો કોઇ સબબ તો જણાવ્યો હશેની? નવરંગીલાલભાઇના પર કંઇ તોફાન જાગ્યું છે કે શું ભલા?"

" એવુંજ કંઇ લાગે છે! કેમકે લટપટલાલભાઇને એટલું બોલતાં તો મેં સાંભળ્યા કે 'નવરંગી ઉપર ઘણી સરસ તવાઇ ઉભી કરી છે, અને સુંદરમતીબાઇ સાહેબને એવો તો રંગ લગાડયો છે, તેમજ રાજા સાહેબને પણ એટલો બધો ઉશ્કેર્યો છે, કે હવે તો નવરંગી-ભાઇનો કાર્યભાર ખાંડ ખાવા જવાનો!' આટલા શબ્દો મારે કાને પડ્યા હતા. "

" હશે ભાઇ! રાજદરબારની ખટપટ છે માટે ઘડી ઘડીમાં નવા જૂના ફેરફાર થયાજ કરે! મ્હોટાઓની ઉથલપાથલ પણ મ્હોટી! એમાં આપણા જેવા બોલે તો બે ખાય, અને 'હાથીએ હાથી લડે તેમાં વચ્ચે ઝાડનો ક્ષય થાય!' માટે તારે કે મારે એ ખટપટમાં ઉતરવાથી કંઇ ફાયદો નહીં! જે થાય તે બેઠાં બેઠાં જોયા કરવું! આપણે તો આપણી નોકરી સાથે કામ!"

" પણ લટપટલાલભાઇનો કાર્યભાર થાય તો મારા જેવા તેમના ગરીબ સીપાઇનો કંઇ દહાડો ફરે ખરો! કેમકે મારાપર તેમની ખાસ મ્હેરબાની હોવાથી તેઓ જો પ્રધાનજી થાય તો મને પણ કંઇ વધારે પગારની નોકરી તો મળેજ મળે!"

" અલબત મળે. અને તને ફાયદો થાય તો મારા જેવાને પણ પેંડા ખાવાના મળે! માટે હું તો અંતઃકરણથી ઇચ્છું છું કે, કયારે ને તું વધારે પગારની નોકરી મેળવે, અને કયારે ને મારૂં મ્હોં પણ મિઠું થાય!" આટલું હાસ્યમાં કહીને માધવ ચાલતો થયો. તેણે હવે એટલી તો મુદ્દાની વાત મેળવી લીધી કે "લટપટલાલે જરૂર નવરંગી-લાલ ઉપર ખોટું તરકટ ચલાવ્યું છે! માટે હવે તો હું પણ તેજ મુદ્દાપર લટપટલાલ સાથે વાત ચલાવીશ." આમ વિચાર કરતો તે ઝડપી ચાલે લટપટલાલને ત્યાં ગયો.

લટપટલાલે, માધવને જોતાંજ તેને માન આપીને બોલાવ્યો, અને પોતાની પાસે બેસાડી પ્રથમ તો તેની સાથે હાસ્યરંગ ચલાવ્યો, અને પછી પૂછયું "ત્યારે હવે આપની સ્વારી કેમ પધારી છે, તે તો બોલો માધવભાઇ?"

" મારા આવવાનાં કારણમાં શું બોલું? મારે આપને હસાવવા કે રડાવવા? તેનો વિચાર હું કરૂં છું ભાઇ સાહેબ!"

"ત્યારે તો હસાવવાનોજ વિચાર કરજો, પણ રડાવવાનો વિચાર તો માંડીજ વાળજો !" લટપટલાલે પણ માધવને રંગ લગાડતાં કહ્યું "જ્યાં માધવભાઇની સ્વારી બિરાજે, ત્યાં વળી રડાવવાની વાત હોય કે હસાવવાની ?"

"પણ જો મારી વાતથી આપને આનંદ ઉપજે, અને આપનું મ્હોં હસતું થાય તો મને પણ કંઇ ઇનામ આપશોની ?"

"અલબત ! તમારા જેવા રાજા સાહેબના ખાસ હજૂરિયા કરતાં ઇનામ શું વધારે છે ? મારૂં મ્હોં હસતું થશે તો તેમાંથી તમારૂં મ્હોં હસતું કરવાને હું પણ કેમ ચૂકીશ ? 'સારામાં સૌનો ભાગ છે' એ શું હું સમજતો નથી ?"

આટલું છતાં પણ માધવે હજી મુદ્દાની વાત નહીં કહાડતાં પ્રસ્તાવનાજ ચાલુ રાખી ! તેણે પૂછ્યું "ધારો કે આપ કોઇ મ્હોટા ઓદ્ધાપર જાઓ તો આપના ઘરવાળાને તો ખાસી રીતે ઘરેણાં ઘડાવશો, પણ મને શી રીતે રાજી રાખશો ?"

"તમને રાજી રાખવાને તમારા ઘરવાળાને પણ હું ઘરેણાં ઘડાવીશ ! પછી તો તમે ખુશી થશો કેની ?"

"હાજી ! એ વાત તો મને ગમશે ! કેમકે મારે પણ મારા ઘરવાળાને ઘણાજ રાજી રાખવા પડે છે !" માધવે તોપ છોડી "આજે પ્રભાતમાં તેણી કકલતી હતી કે 'મને નવી ફૅશનની બંગડી કરાવો; કેમકે તે પહેરીને મારે સ્ત્રી સમાજમાં ભપકો કરીને જવું છે !' આ પ્રમાણેની એક ફરમાસ તો આજેજ થઇ છે ! હું પણ વિચાર કરતો હતો કે, હવે બંગડી કયાંથી કરાવવી ? પણ એટલામાંજ એક ખુશ ખબર સાંભળી છે કે, નવરંગીલાલભાઇને તો લીલું પાણીચું મળવાનું છે, અને તેમની જગાપર આપ સાહેબને પ્રધાનપદ મળનારછે ! આ વધાઇની ખબર લાવ્યો છું, અને મારા ઘરવાળાને માટે હવે તમારી પાસેજ સોનાની બંગડીઓ લઇશ. હવે કંઇ તમને છોડવાનો નથી !"

"અરે ! ખુશીથી સોનાની બંગડીઓ આપીશ ! એમાં તે શું મ્હોટી વિશાત છે ?" લટપટલાલે હરખાતાં પૂછ્યું "પણ આ ખબર તેં કયાં, અને કેવી રીતે સાંભળી ? રાજા સાહેબ કંઇ બોલતા હતા કે માધવભાઇ ?"

"તે વિના હું આપને કેવી રીતે જણાવું ?" માધવે હવે મૂળ વાતનાં તીરકામઠાં ખેંચવા માંડતાં કહ્યું "પણ આપે હજી જોઇએ તેવી તદબીર કરી નહીં ! નવરંગીલાલને માત્ર રજા આપવાનો ઠરાવ હજૂરે કીધો છે. તેને બદલે જો તેમને તુરંગમાં નાંખવાની ગોઠવણ થઇ હોત તો પ્રજામાં ઘણો આનંદ ફેલાત !"

"એટલું થયું તે પણ કંઇ કમી થયલું નહીં સમજવું ! કેમકે નવરંગીલાલ જેવા સમર્થ માણસનો પાયો રાજ્યમાંથી તોડવો, એ મહા મુશ્કેલ કામ હતું ! એ તો મેંજ તદબીરથી બધી વાત ઉતારી છે, અને હજી પણ શું બગડયું છે ? એક વાર તેને રજા આપી કે, તેજ વખતે તેનાપર ગમે તે ચાર્જ મૂકીને તેને કેદ કરતાં વાર કેટલી ? પછી તો મારા તાબાનું કામ છે ! હું શું તેને સીધો પાધરો તેને ઘેર–મુંબઇ પહોંચવા દઇશ કે ? અરે ! તેને તો તદ્દન પૂરોજ કરી નાંખીશ ! એક કામ ધાર્યું થયું કે પછી બીજી બાજૂનો ખેલ ખેલતાં શી વાર લાગવાની છે ?" લટપટલાલે બડાશ મારવા માંડી "તું શું મને કાચો સમજે છે ? અરે ! મેં તો ભલભલાં રાજ્યોમાં ભલભલાંને દાવપેંચમાં લપટાવી ઠેકાણે કરી નાંખ્યા છે, તો વળી નવરંગીના ભાર શા ?"

"તે આપની વાત કબૂલ કરૂં છું ! પરંતુ આપે સુંદરમતીબાઇ સાહેબને હાથ પર લીધાં છે, એ પણ ખૂબ અક્કલનું કામ કર્યું છે ! એમના કહેવાથીજ રાજાજી સમજ્યા છે, માટે એ બાઇ સાહેબને તો આપ હાથપર રાખવાને છેવટ સુધી ચૂકતાજ નહીં !"

"અરે ! એમની પણ હું દરકાર કરૂં તેવો નથી ! એ પણ જો મારી સલાહ પ્રમાણે નહીં ચાલે તો છેવટે એમનો પણ રસ્તો કરી નાંખું, અને એમની સાથેજ રાજાજીને પણ થાપ ખવરાવી ઠંડાગાર બનાવી દઉં !"

"ખરા ! આનું નામ તે નર વીર રત્ન! રજવાડામાં તો આપના જેવા બહાદૂર બંકાજ જોઇએ !" માધવે તેને છેક છાપરે ચઢાવીને પૂછયું "પણ આપને ભરોસો છે કે સુંદરમતીબાઇ સાહેબ આપનાં કહ્યામાં રહેશે ?"

"નહીં રહેશે તો મેં તમને કહ્યું તેમ તેનો રસ્તો પણ કરી નાંખીશું ! એક વાર નવરંગી તથા ચંદનકુંવરના રસ્તા પાકા થઇ જાય

તો તે પછી સુંદરમતીને પણ ઠેકાણે કરવાની તદબીર રચાય." લટપટલાલે ખુલાસો કીધો "તમારાં કહેવાનો અર્થ હું સમજ્યું છું કે, સુંદરમતી પણ આગળ જતાં હાથમાં રહે તેવી નથી! તેટલા માટે તેણીને પણ હું કયાં જીવતી રાખવાનો છું? તેણીનાં પણ બૂરાં હાલ કરીશ, અને પછી રાજા સાહેબને કોઇ વેશિયાની પ્રેમ જાળમાં નાંખી તેમને દારૂમાંજ ચકચૂર રાખવાનો રસ્તો લઇશ, એટલે પછી રાજાએ હું, અને પ્રધાને હું!"

"હવે કહ્યું ને સત્તર આના! બરાબર ગોઠવણ તો છે!" કહીને માધવે હવે વળી નકામી કૃથલી ચલાવવા માંડી! તેણે પૂછયું કે "પણ આપના આ સેવકને પણ આપની ચઢતીનો સારો લાભ આપશો તો ખરાની મહેરબાન?"

"તમને તો મોજ છે માધવરાવ! તમારામાં એવા ગૂણ છે કે, તમે સર્વત્ર સત્કાર પામશોજ! તમારા ગૂણને માટે રાજા સાહેબ પણ તમને ચાહે છે, અને તેમની કૃપાથી તમને કયાં કમિના છે? તેમ છતાં હું પણ તમને મારાથી બનતો લાભ આપવાની લાયકી બતાવીશજ."

"એજ મારી પણ માંગણી છે." કહીને વળી સુદ્દાની વાત માધવે કઢાવવાને કસુંબો તૈયાર કરી લટપટલાલને પાયો, અને પોતે પણ પીધો. પોતે થોડાં પ્રમાણમાં લીધો, પરંતુ લટપટલાલને ખૂબ આગ્રહ કરીને પુષ્કળ પ્રમાણમાં પાયાંથી તે લટ્ટુ બની ગયો, અને લહેરમાં આવી અનેક પ્રકારના લવારામાં તેને માધવે પૂછયું "લટપટલાલભાઇ! આપે પણ જબરી હિકમત ચલાવી, હો! તમે તમારા શત્રુને આખરે તો ગબડાવી નાંખ્યો! પરમેશ્વરે તમારા મગજમાં હિકમતનો ભંડાર પણ ભરપૂર ભર્યો છે ને! મને તો આશ્ચર્યતા ઉપજે છે કે, આવી હિકમત તમને કયાંથી હાથ લાગી? વળી નવરંગીલાલની સાથે તો આપને પ્રથમથીજ બિયાંબારૂં ચાલ્યું આવે છે, અને આટલા બધા દિવસ તમે શાંતતા કેવી રીતે સાચવી શકયા? હમણાંજ આપનાં મગજમાં એ ખ્યાલ કયાંથી આવી ગયો?"

"માધવભાઇ! એ તો વખતનાં ગીત વખતેજ ગવાય! હું તો કયારનો લાગ શોધ્યાંજ કરતો હતો, પરંતુ લાગ મળતોજ નહોતો! એ તો હમણાંજ લાગ મળી ગયો! તાલ જોઇને તીર ફેંકાય! નાહક

તીર ફેંકવામાં કંઇજ વળે નહીં ! બરાબર તાકીને તીર ફેંકીએ તોજ તે તીર શત્રુને વિંધી નાંખે ! હવે સમજ્યા ?"

"હમણાં એવો તે કયો લાગ મળ્યો ?" માધવે વધારે ચાવીને પૂછયું "કંઇ તેવો બનાવ બન્યો કે શું વારૂં ? અથવા નવરંગીલાલ કોઇ ખાસ ગુન્હામાં સપડાયા છે કે ? કોઈની પાસે લાંચ રૂશ્વત તો નથી લીધીની ?"

"નારે ના !" લટપટલાલે કશુંબાની નિશામાં ખુલ્લું કહી દીધું "એ તો એમ બન્યું કે, નવરંગીએ સુધારાનો પક્ષ લીધો છે, તેની સામે જૂના વિચારવાળાઓ ફફડી ઉઠયા છે.\ તે જૂના વિચારમાં પ્રપંચદાસ નામનો પેલો પ્રખ્યાત વાણિયો અગ્રેસર છે. તેણે મને જણાવ્યું કે "નવરંગીલાલનો પગ કોઇ પણ રીતે રાજ્યમાંથી જાય તો ઠીક થાય.' તેથી મેં પણ તેને તેની ધારણા પાર પાડવાનું વચન આપી દીધું ! તે ઉપરાંત મેં લાગ સાંધીને સુંદરમતીને ઉશ્કેરી, તેમજ સુંદરમતીની માફક રાજા સાહેબને પણ ભૂત બનાવ્યા, એટલે પછી શું પૂછવું ? તરતજ નવરંગીલાલને, તેની સ્ત્રી નવલને, અને ચંદનકુંવરને ખરાબ કરવાનો ઠરાવ થઇ ચૂકયો; એટલે બંદાની બાજી પાર પડી ! કેમ, ઠીક જુગતિ ઝમાવીની ? દાવ જોઇને કેવો ઘાટ કીધો કે, હવે નવરંગીલાલ ઉઠવા પામેજ નહીં ! આનું નામજ સચોટ તીર ફેંકવાની ખૂબિ !"

"બરાબર છે સાહેબ !" આટલું જણાવી માધવ હવે ઉઠીને ઉભો થયો; કેમકે તેણે પણ પોતાના ધારવા પ્રમાણે તમામ વાત કઢાવી લીધી ! માધવે ઉઠીને લટપટલાલને નમઃસ્કાર કરી મહેલ તરફ ચાલતી પકડી.

રાજા હજી સુધી મહેલના દિવાનખાનામાં માધવનાં આવવાની વાટ જોઇ બેઠો હતો, અને માધવ ત્યાં જતાંજ રાજાએ આતૂરતાથી પૂછયું "કેમ ? કામ કર્યું કે, ગયો તેવોજ પાછો આવ્યો ?"

"હજૂર ! આપનો આ તાબેદાર સેવક કોઇ પણ કામમાં પાછો પડે ખરો કે ? સત્તર આના ઠામ કરી આવ્યો છું !"

"ત્યારે તો હવે નિરાંતે બેસ, અને ખુલાસાથી તમામ વાત મને કહી સંભળાવ !" રાજાએ હરખમાં આવી કહ્યું "પણ જોજે ! જે વાત

થઇ હોય તેજ વિગતવાર કહેજે, પરંતુ તેમાં મરી મસાલો ભેળી અતિશયોક્તિ જરા પણ કરતોજ નહીં; કેમકે જે વાત થઇ હોય તેટલીનુંજ મારે યથાસ્થિત તોલ કરવું છે.”

“ અરે ! હજૂર ! તોલ કરવાનું કામકાજ નથી ! સંશયનું પણ કારણ રહ્યું નથી ! તમામ વાત ખુલ્લી કરીને મૂળ મુદ્દા બરાબર દાખલા પુરાવા સાથે લઈ આવ્યો છું, અને તમામ ચોક્કસ કરીનેજ આવ્યો છું !”

“ હવે બોલી જા શું બન્યું તે ! વિલંબ કર નહીં ! મારૂં મન તે જાણવાનેજ તલપી રહ્યું છે, માટે ઝટ બોલી દે !”

“ જૂઓ, સાંભળો હજૂર !” કહીને માધવે, લટપટલાની સંગે થયલી તમામ વાત કહી સંભળાવી, અને પછી પૂછયું “ બોલો નામવર ! હવે કંઇ બાકી તો નથી કે, હજી કંઇ શક છે ?”

“ ત્યારે તો હવે પ્રપંચદાસને પ્રથમ પકડી મંગાવવો જોઇએ.” કહીને રાજાએ તરતજ પોલીસના સીપાઇને મોકલીને પ્રપંચદાસને બોલાવવા મોકલ્યો, અને પછી રાજાએ માધવને જણાવ્યું “ માધવ ! કામ તો તેં આબાદ કર્યું છે ! પ્રપંચદાસ પણ જો કબૂલ કરે તો પછી લટપટલાલને પણ ઉધડોજ લઉં !”

“ સાહેબ ! પ્રપંચદાસ પાસે પણ ખરી વાત કઢાવતાં શું વાર લાગવાની છે ? એ વાણિયાનું ધોતિયું તો એક તડાકામાં ઢીલું થઇ જશે, અને ખરૂં હશે તે ઝટ જાહેર કરીજ દેશે !”

“ એ આવે પછી વાત; અને તે આવે કે તું જરા આઘો પાછો થઇ જજે; કેમકે હજી બધી તજવીજ ગૂપચૂપજ કરવાની છે. બધી તજવીજ થયાં પછી તો ખુલ્લું કરવામાં આવશેજ.”

“ વારૂંજી. હું હમણાંથીજ બાજૂના રૂમમાં જઇને બેસું છું.” કહીને માધવ ત્યાંથી ખસીને તે રૂમમાં ગયો. થોડી વારમાંજ સીપાઇ સાથે પ્રપંચદાસ આવી પહોંચ્યો. રાજાએ બીજા માણસોને દિવાનખાનામાંથી દૂર કીધા, તમામ બારણાંઓ પોતેજ ઉઠીને બંધ કીધાં, અને પછી પ્રપંચદાસ ઉપર ડોળા ઘુરકાવીને તેને ચેતવણી આપી કે “ જો વાણિયા ! તને જે કંઇ પૂછું, તે બાબતનો ઉત્તર જે તું જાણતો હોય, અને જે ખરેખરી વાતની તને ખબર હોય. તેજ કહેજે, અને

જો જરા પણ ખોટું બોલશે, તો આ મ્યાનમાંથી તલવાર કહાડીને, આજ દિવાનખાનામાં અત્યારે તારૂં ડોકું ઉડાવી નાંખીશ! સમજ્યો કે?"

"હા બાપજી, સમજ્યો!" પ્રપંચદાસ ધ્રુજતો-કંપતો બોલ્યો. "ખરૂં હશે તેજ કહીશ મહેરબાન!"

"તું ખરૂં કહેશે, અને તારો ગુન્હો હશે, તોપણ તને હું ક્ષમા કરીશ. એટલું વચન પણ તને હું આપું છું."

"ત્યારે તો ઘણીજ મ્હોટી મહેરબાની સાહેબ!" પ્રપંચદાસને હવે ધીરજ આવી, અને તેણે ખરૂંજ કહેવાનો નિશ્ચય પોતાના મનમાં કરતાં કહ્યું "આપને ખાત્રિથી અરજ કરૂં છું કે, ખરેખરૂંજ સર્વ કહીશ સાહેબ!"

"મારા પ્રધાન નવરંગીલાલ પર તું ઘણો બળે છે, અને તેના પર વેર રાખે છે, એ વાત ખરી કે?"

"હાજી! સાચી વાત! હું એકલોજ વેર રાખું છું, એમ કંઇ નથી, પણ નવરંગીલાલભાઇની વિરૂદ્ધ જે જે જૂના વિચારવાળાઓ છે, તે તમામ વેર રાખે છે, અને તેમાં તે સર્વએ મને હોળીનું નાળીએર બનાવ્યો છે!"

"ખરેખરી વાત કહી! સાબાશ! એજ પ્રમાણે તમામ વાત ખરીજ કહેજે." રાજાએ તેને બીજો પ્રશ્ન પૂછયો "અને નવરંગીલાલને ખરાબ કરવાને ખાતર તેં કોઇ મારા અમલદાર સાથે મસલહત કરી છે?"

"હાજી. આપના ખાનગી કામદાર લટપટલાલભાઇની સાથે મારે વાતચીત થઇ હતી તો ખરી!"

"શું શું વાત થઇ હતી, તે જે હોય તે બરાબર મને કહી સંભળાવ! કદાચ શબ્દેશબ્દ યાદ નહીં રહ્યા હોય, તોપણ તે વાતની મુખ્ય મતલબ કહેવાની રહેવી નહીં જોઇએ. મગજને શાંત રાખીને બોલી જા!"

"સાહેબ! એવું બન્યું કે, અમારા પક્ષવાળાઓનાં મગજમાં પ્રધાનજી માટે, તેમણે કરવા માંડેલા જ્ઞાતિ સુધારા બદલ ઇર્ષા ઉત્પન્ન થઇ, અને તેમની સામા બાથ ભીડવાની અમ.રી શકિત નહીં હોવાથી

તેમને આડકતરી રીતે ખરાબ કરવાનું અમારા મનમાં આવ્યું, અને અમારી ટોળીમાં હું આગેવાન હોવાથી મેં તે કામ માથે ઉઠાવ્યું બાદ મેં પોતેજ લટપટલાલની મુલાકાત લીધી, અને તેને મારી ટોળીની વાત સમજાવતાં તેઓ બોલી ઉઠયા કે 'તમારે નવરંગીલાલથી જરા પણ ડરવું નહીં. મને પણ તેના પર ઘણોજ કીનો લેવાનો આ પ્રસંગ અચ્છો હાથ લાગ્યો છે, માટે હું તેનો પગ રાજ્યમાંથી કહાડવાની ખટ-પટ કરીશ. તમે તમારે નિરાંતે ઘેર બેસો. એ કામ મારે માથે આવ્યું, અને તમે પણ જોશો કે, કેવો રંગ ઝમાવું છું ! કોઇ પણ પ્રકારે તેને ખરાબ કર્યાં વિના નહીં રહું ! મને પ્રપંચ જાળ પાથરતાં આવડે છે, અને તેને માટે હું ગમે તેવી બાજી બનાવીશ.' આ પ્રમાણે લટપટલાલે બીડું ઝડપ્યું. આટલી વાત હું જાણું છું. પછી લટ-પટલાલે શું કર્યું અને શું થયું, તે તો મને કંઇ માલમ નથી: કેમકે તે પછી લટપટલાલભાઇની મારે મુલાકાત પણ થઇ નથી, એટલે વિશેષ શું બન્યું, અને લટપટલાલે શું કર્યું, તે પણ મને ખબર નથી !"

"તે તારૂં કહેવું ખરૂં છે. તેં ખરી વાત કહી તેથી તને હું માફી બક્ષુ છું, પણ હમણાં તું આ પાસેના રૂમમાં બેસ: કેમકે હજી મારે તારૂં કામ છે." કહીને રાજાએ માધવને બોલાવીને ફરમાવ્યું કે "આ વાણિયાને તારી પાસે બેસાડજે. એને અંદર લઇ જા, અને એને મૂંઝાવા દેતા નહીં. એણે સત્ય વાત છૂપાવી નથી, માટે એને મેં તમામ ગુન્હા માફ કીધા છે, તોપણ હાલ કેટલીક તજવીજ કરતાં સુધી એને અત્રે થોભાવી રાખવાની જરૂર છે." આમ જણાવી રાજા અંદર જઇને સુંદરમતીને મળ્યો, અને તેણીને સર્વ વાત તોડી ફાડીને સમજાવ્યા પછી તેણીને કહ્યું કે "તમે પણ દિવાનખાનાંની પાસેના રૂમમાં ચક નાંખેલો છે, ત્યાં આવીને બેસો, અને હવે લટપટલાલ શું કહે છે તે બરાબર ધ્યાન દઇને સાંભળજો તથા તેની સ્થીતિ તમારી નજરે નિહાળજો." કહીને રાજા પુનઃ દિવાનખાનાંમાં આવ્યો, અને તે દરમ્યાન માધવ તથા પ્રપંચદાસ તો બાજૂના રૂમમાં બેઠાંજ હતા. બાદ રાજાએ પોતાના સીપાઇને બોલાવીને લટપટલાલને બોલાવવાને મોકલ્યો, અને તેટલામાં સુંદરમતી પણ ચકની પાછળ બેઠી, તેમજ રાજાની આજ્ઞાથી ચંદનકુંવર પણ ત્યાંજ બેઠી.



## પ્રકરણ ૫૮ મું.



### લટપટલાલ સપડાયો !

દોહરો.
ભોપાળું જબરૂં ફુટ્યું, લટપટલાલ પસ્તાય;
નવરંગીની મ્હેરથી, બચાવ તેનો થાય

રાજાએ વળી વધારે વિચાર કરીને નવરંગીલાલ તથા નવલને પણ બોલાવી મંગાવ્યાં, અને નવરંગીને પોતાની પાસે બેસાડયાં પછી નવલને પોતાની રાણીઓની પાસે ઓલઝામાં બેસાડી. તે શિવાય રાજાએ નવરંગીને હજી સુધી કંઈ પણ વાત દર્શાવીજ નહીં. આ ઉપરાંત રાજાએ જૂદા જૂદા સીપાઇઓ મોકલી રાજ્યના ઘણાખરા મ્હોટા અમલદારોને પણ તેજ વખતે બોલાવી મંગાવ્યા. લટપટલાલ પણ આવીને પોતાની પદ્વિને સ્થાને બેઠો, અને તે તો આનંદમાંજ હતો ! કેમકે તેણે તો ચોક્કસ ધાર્યું કે ' નવરંગીને પાણીચું પકડાવવાને રાજાએ બધાંને ભેગાં કીધાં છે !" આ શિવાય નવરંગીલાલ, તેમજ અન્ય અમલદારો તો ઉંડા વિચારમાં પડી ગયાં કે " અકસ્માત દરબાર ભરવાનું શું કારણ હશે ? " આમ વિચારનાં વમળમાં સર્વ જણાં તરેહવાર અટકળો કરવા લાગ્યાં, પણ ખરો મુદ્દો તો કોઇથી કળી શકાયોજ નહીં ! માધવ આ સમયે ત્યાં હાઝર થઇ શકયો નહોતો; કેમકે તે પાસેના રૂમમાં પ્રપંચદાસને સંભાળીને ત્યાંજ બેઠો હતો.

સર્વ મંડળ મળ્યાં પછી રાજાએ તરતજ પોતાની મ્યાનમાંથી તલવાર કહાડી, અને જુસ્સામાં સિંહાસનપર ટટાર થઇને બોલ્યો " ચાલો લટપટલાલભાઇ, મારી સન્મૂખ આવી ઉભા રહો !"

લટપટલાલ ગભરાયો તો ખરોજ, તોપણ રાજાનો ગુસ્સો પોતાના પર છે કે નવરંગી પર છે, તે કંઇ તેને સમજાયું નહીં, અને તેથી જરા મંદ ગતિમાં આવીને રાજાની સન્મૂખ ઉભો રહ્યો, તો પણ હજૂ તેના પગ કંઇ ઢીલા બન્યા નહોતા !

રાજાએ પછી સર્વ પધારેલા માણસોને સૂચના કરી કે " તમે સર્વ મારા નિમકહલાલ, અને વફાદાર કામદારોને આજે અત્રે અકસ્માત એકઠાં કીધાં છે, તેનો સબબ હું નથી ધારતો કે, તમારામાંથી

કોઇ પણ સમજી શકયા હો ! કેમકે સર્વ બાબત તાત્કાલિક બની ગઇ છે, અને જે બાબત અત્યારે તમારી આંખો આગળ તમો જોશો તથા તમારા કાને સાંભળશો, તે બાબત કોઇને પણ અગાઉથી જણાવવા જેવી પણ નહોતી ! માટે તમો સર્વને હું આગ્રહપૂર્વક સૂચના કરૂં છું કે, તમો તમારી સન્મૂખ રજૂ થનારી બાબત બરાબર લક્ષ દઇ સાંભળજો અને સર્વ બાબતનો સાર તમારી મગજ શક્તિ પ્રમાણે તમારા મનમાં વસેલા ન્યાયના કાંટામાં તોળી જોજો, જે પછી હું તમને પૂછું તેનો ખુલાસો તમારા પવિત્ર ન્યાયથી તમારે કરવાનો છે." આટલું જણાવી રાજાએ હવે લટપટલાલની સામું વિક્રાળ વદને જોઇને તેને સખતમાં સખત શબ્દો સંભળાવવાને તત્કાળ શરૂઆત કરવા માંડી, પરંતુ હજી મુદ્દાની વાત ખુલ્લી કરવાને તે જરા થોભી ગયો, અને લટપટલાલની વિશેષ ફજેતી કરવાનો તેણે વિચાર કરી તાબડતોબ ચોપદારના કાનમાં ફરમાવ્યું " પેલો જૂના ખાસડાંનો હાર તુરંગમાં રાખ્યો છે, તે એકદમ લાવીને અત્રે તૈયાર રાખજો" કહીને રાજાએ લટપટલાલને કહ્યું " હવે બોલો કે, તમારે પ્રધાનની જગા લેવી છે કે નહીં ?"

" સાહેબ ! જેમ આપ નામદારનો હુકમ !" લટપટલાલ હજી રાજાની ખટપટનો ભેદ કંઇ સમજ્યોજ નહીં ! વળી રાજાનાં વચન સાંભળીને નવરંગીલાલ ચમકયો, અને બીજા કામદારો પણ ઘણી તાજુબી સાથે રાજાની હીલચાલ તરફ તાકી તાકીને જીજ્ઞાસુની માફક જોવા લાગ્યાં, પણ રાજાને પૂછવાની કોઇને હિમ્મત થઇ નહીં ! રાજાએ પછી સર્વ હાઝર રહેલાંઓને સંભળાવ્યું " જૂઓ ભાઇઓ ! અમારા ખાનગી કાર્યભારીને પ્રધાન બનવાની અત્યંત હોંસ છે, માટે મારો વિચાર પણ એને પ્રધાનની જગાપર ગોઠવવાનો છે, અને તેથીજ એમને પ્રધાનપદપર પધરાવતાં પહેલાં સીરપાવ આપી, એનો સારામાં સારો તેમજ એના નામ તથા કામને શોભે તેવો સત્કાર કરવાનો મારો ધર્મ સમજીને હું એના ગળામાં ખુશાલિની માળા નાંખવાનું યોગ્ય વિચારૂં છું." આટલું કટાક્ષમાં જણાવ્યાં પછી રાજાએ ચોપદારને ફરમાવ્યાથી તેણે તૈયાર રાખેલી જૂનાં ખાસડાંની પેલી માળા લટપટલાલના ગળામાં નાંખી દીધી, અને પોલીસ સુપ્રીનટેન્ડેન્ટે પણ રાજાના હુકમથી લટપટલાલના હાથમાં બેડી નાંખી તેના બંને હાથના ડંડ પર

દોરડાં બાંધી દીધાં ! હવેજ સર્વને સમજાયું કે “ લટપટભાઇ સપડાયા છે, અને કંઇ ભયંકર ગુન્હામાં આવ્યા છે !” આમ સમજી દરબારીઓ વિશેષ મુદ્દા જાણવાને હવે તલપી રહ્યા !

લટપટલાલ પણ સમજી ગયો કે “ મારી ખટપટ મારેજ ગળે વળગી !” પણ હજી તેને તેની વિગત જણાયલી નહીં હોવાથી તે રાજા તરફ જોઇને પૂછવા લાગ્યો “ સાહેબ ! મારો શો અપરાધ થયો છે ?”

“ ચૂપ !” રાજાએ બરાડો પાડીને ફરમાવ્યું “ પૂછયા શિવાય એક શબ્દ પણ બોલ્યો તો અહીં ને અહીં તારો પ્રાણ ગુમાવશે ! ગૂપચૂપ ઉભો રહે ! તારો કંઇજ અપરાધ નથી, પણ તને તો મારે પ્રધાન બનાવવો છે ! માટે હવે તને જે પણ પૂછું તેનો ખરેખરો જુવાબ આપજે ! જો જરા પણ ખોટું બોલ્યો તો આ તલવારથી તને તત્કાળ વિંધી નાંખીશ ! પહેલાં તો તને મારે એટલુંજ પૂછવાનું કે, મારા રાજ્યના પ્રધાનજી નવરંગીલાલભાઇની જગાપર તારે પ્રધાન બનવું છેની ?’

“ હવે હું પ્રધાન શાનો બનું મહેરબાન ? હવે તો હું સર્વનો ગુલામ બન્યો છું ! મને મારી ભૂલ સમજાઇ છે, માટે મારો અપરાધ ક્ષમા કરો હજૂર ! મારી મૂર્ખતાજ મને નડી છે, અને હવે મને પૂરો પસ્તાવો થાય છે !”

“ જો તને પસ્તાવોજ થતો હોય તો તને ટૂંકમાં ફરમાવું છું કે, મારી વ્હાલી રાણીને તેં જે જે ખોટું ભેરવ્યું છે તે, ભેરવવામાં તારી જે બૂરી મતલબ સમાયલી હતી તે, પેલા પ્રપંચદાસ નામના વાણિયા સંગે તારે જે વાત થઇ હતી તે, અને વળી માધવ પાસે પણ તેં જે જે બડાસ મારી હતી તે સર્વ વાત આ સર્વનાં સમક્ષ વિગતવાર–પહેલેથી છેલ્લે સુધી કહી સંભળાય ! યથાસ્થિત કહેજે ! જો ખોટાંરૂ ચલાવ્યું તો તું જીવતો રહી નહીં શકે ! માટે, ચાલ બોલવા માંડ !”

લટપટલાલ ઘણોજ શરમિંદો થઇ ગયો ! તે નમ્નતાઇથી નીચું જોઇને બોલ્યો “ સાહેબ ! આપ મા—બાપ છો ! મારો ગુન્હો માફ કરો ! મેં ભયંકર ભૂલ કરી છે, માટે મારીપર દયા લાવીને મને માફી બક્ષો !”

"માફીની વાત તો પછી કરવી, પણ મેં જે ફરમાવ્યું છે, તે પ્રમાણે પ્રથમ તારૂં કાળું વૃત્તાંત કહી સંભળાવ કે જે સાંભળીને આ કામદારોને પણ બોધ મળે કે 'કાળું કરનારનું સદા કાળુંજ થાય છે!' આને ખાતર તારે મ્હોંઢેજ તારાં કાળાં કૃત્યની કથા કહેરાવવાની મારી ઇચ્છા છે, માટે હવે વધારે ઢીલ નહીં કરતાં ચપોચપ બોલવા માંડ! જો સીધી રીતે નહીં બોલશે તો સીપાઇ પાસે ચાબકાના સપાટા મરાવીને તને બોલાવવોજ પડશે! માટે હવે ઢીલ નહીં કરતાં જલદી બોલવાની શરૂઆત કર। કેમકે નાહક મારો તથા આ બધા કામદારોનો વખત નકામો જાય છે! ચાલ બોલ!"

"લટપટલાલે જોયું કે "હવે બોલ્યા વિના છુટકોજ થવાનો નથી!" તેથી તેણે પોતાના કુકર્મને લગતી તમામ બિના પ્રગટ કરી, અને રાજાના ફરમાન પ્રમાણે દરેક બાબત ખરી હતી તેજ તેણે કહી. આ સાંભળીને નવરંગીલાલ તો સડકજ થઇ ગયો, અને તમામ કામદારો પણ લટપટલાલ તરફ તિરઃસ્કારથી થૂકવા લાગ્યાં!

લટપટલાલે સર્વ બિના ખરેખરીજ કહી દીધી; કેમકે તેણે વિચાર કીધો કે "હવે જો ખોટું બોલીશ તો ચાલવાનું નથી, અને ખોટું બોલતાંજ માર ખાવો પડશે!" આમ વિચાર કરીને તેણે રાજાને આજીજી કરી કે "નામદાર કૃપાળુ મહારાજાધિરાજ! મારા માનવંત મુરબ્બિજી રાજ્યેમાન રાજ્યેશ્રી નવરંગીલાલની વિરૂદ્ધ મારૂં તરકટ મેં માત્ર મ્હોટો ઓદ્ધો લેવાના લોભથીજ કર્યું હતું, પણ મારી ખાત્રિ થઇ ચૂકી છે કે 'ખાડો ખોદે તેજ પડે!' તેમજ કાળું કરનારનુંજ આખરે કાળું થાય છે! અને તેજ પ્રમાણે મારા ખોદેલા ખાડામાં હુંજ પડેલો છું, અને મારાં કાળાં કર્મથી મારૂંજ મ્હોં કાળું પણ થયું છે. માટે હવે તમે મારો ગુન્હો માફ કરી મને મુક્ત કરો! હું બચ્ચરવાલ માણસ છું! મારાં નાદાન બાળકો ટળવળશે! તેમનાંપર દયા લાવીને મને ક્ષમા બક્ષો મહેરબાન! મારી પ્રાર્થના પર માત્ર દયાની દૃષ્ટિથી જૂઓ હજૂર!"

"લટપટલાલ! તું સાણસામાં સપડાયા પછીજ સાચું બોલ્યો તેમ છતાં તું સાચું બોલ્યો તેથી તારાપર કંઇક દયા રાખવી તો જોઇએ પરંતુ તે કામ ન્યાય કરનારાંઓનું, અને તે ન્યાય પણ હમણાં ને

હમણાંજ આ મારા સર્વ કામદારો પાસેથી મેળવવાનો છે.” આમ કહી રાજાએ હાઝર રહેલાઓ પ્રત્યે ફરમાવ્યું “ તમો સર્વેએ તમામ વાત સાંભળી છે. માટે હવે તમેજ ન્યાય કરીને ચુકાદો આપો, અને દરેક જણુ પોતપોતાનો અભિપ્રાય અલગ–અલગ કહી સંભળાવો.”

આ ઉપરથી સર્વ ગૂસપૂસ કરવા લાગ્યા, પણ કોઇએ બોલવાની પહેલ કરી નહીં ! તેથી રાજાએ પ્રથમ નવરંગીલાલને પૂછ્યું “ પ્રધાનજી! તમે આ બાબતમાં તમારો નિર્મળ અભિપ્રાય પ્રગટ કરો.”

“ હઝૂર ! ” નવરંગીલાલે હાથ જોડીને જણાવ્યું “ મારો મત સર્વનાં મત પ્રકટ થયાં પછીજ આપની સેવામાં નિવેદન કરીશ, માટે મારા બીજા ભાઇઓનાં બોલ્યાં બાદ મને બોલવાની તક આપશો, એજ મારી વિનંતિ છે. આ બાબત સાથે મારો અંગત સંબંધ હોવાથી મારે બોલવું લાજમ તો નથીજ, તો પણુ આપની આજ્ઞા છે તો છેવટે મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે હું પણુ જે કહેવાનું છે તે કહીશજ.”

રાજાએ તે વાત કબૂલ રાખી, અને પછી નાયબ દીવાન, સર ન્યાયાધિશ વગેરે કામદારો પ્રત્યે પૂછતાં કોઇએ કહ્યું કે “ એ નીચને ગર્દન મારવો જોઇએ ! ” બીજાએ કહ્યું “ એને ફાંસીને લાકડે લટકાવો ! ” ત્રિજો બોલ્યો “ એને જન્મ દેશ નિકાલની સજા કરો ! ” ચોથાએ જણાવ્યું “ એને માત્ર રાજ્યની હદ પાર કરી જતો મૂકો ! ” પાંચમાએ દર્શાવ્યું “ એને ગધેડાપર ઉંધે મસ્તકે બેસાડીને પછી એને રાજ્યની બહાર હાંકી કહાડો ! ” આ પ્રમાણે દરેક જણે પોતપોતાના પ્રહાર ચલાવવા માંડયા, પણુ કોઇએ દયા દાખવવાની સલાહ તો આપીજ નહીં ! આ જોઇને નવરંગીલાલને જરા હસવું આવ્યું, અને તેણે મનમાં વિચાર કીધો કે “ સર્વ કોઇ સારાના સાથી છે, અને ચઢતીને વળગનારા છે, તેમજ ખુશામતને ખાતર રાજાજીને ખુશ કરવાનો ન્યાય આપે છે ! પરંતુ કોઇએ પણુ દયાની લાગણી તો દર્શાવીજ નથી ! ” આમ વિચાર કરે છે, એટલામાં તેના બોલવાનો છેલ્લો વારો આવવાથી રાજાએ પૂછવાથી તેણે પોતાની લાયકીનો પ્રકાશ કરવા કહ્યું “ આપ સર્વ બોલ્યા છો, તે મેં બરાબર લક્ષથી સાંભળ્યું છે, અને સર્વએ આ લટપટલાલભાઇને સજા કરવાનુંજ સૂચવ્યું છે, પરંતુ કોઇએ પણુ એમનાપર દયા દર્શાવવાને તો સૂચવ્યુંજ નથી ! આને

માટે મને ઘણી નવાઈ લાગે છે, અને મારૂં ધારવું તો એવુંજ છે કે, લટપટલાલભાઇનું કૃત્ય મારી તથા રાણીજીની વિરૂદ્ધ હોવાથી અમારા પક્ષમાં લાગણી ધરાવીનેજ સર્વ ભાઇઓ એમનાપર ગરમાગરમ ગુસ્સો બતાવતા જણાય છે! કોઇએ ગુસ્સો બતાવ્યો છે, કોઇએ તિખાશ ખાલી કરી છે, અને કેટલાકોએ તદનજ નિર્દયતાનો ઉપયોગ કીધો છે, જેથી હવે માત્ર દયાનો ઉપયોગ કરવાનુંજ બાકી હોવાથી તે ઉપયોગ કરવાની ફરજ મારી માનીને હું તો નામદાર હજૂરને એટલીજ અર્જ ગુજારૂં છું કે, જે સજા આપણી આંખો આગળ થઇ છે તે કંઇ કમી નથી, માટે એટલી સજાજ મનમાનતી જાણીને આ લટપટલાલભાઇને છૂટા કરવા જોઇએ. મારી અર્જ નામદાર હજૂર સ્વીકારી મને આભારી કરશોજી.'

આ વચન સાંભળતાંજ રાજા જરા આવેશમાં બોલી ઉઠયોઃ "પ્રધાનજી! તમે કોને માટે દયા બતાવવાની માંગણી કરો છો? આવા ક્રૂકર્મિ, દુષ્ટ, પાજી, પાપી અને મહા અધમમાં અધમ કર્મ કરનારને માટે કે?"

"હજૂર! આપે આપેલાં વિશેષણો ન્યાયનાં છે, તોપણ અમૂક ભાગે ન્યાયાધિશે પણ દયાનો ઉપયોગ કરવો ઉચિત છે, એ માટેજ મારી મરજી એ છે કે, આપ મહાન ભૂપતિ સાહેબે દયા ધર્મ બતાવવાની ફરજ છે."

"ઠીક! જેમ તમારી મરજી! તમારી મરજીનું માન મારે રાખવું જોઇએ." કહીને રાજાએ તરતજ લટપટલાલને છૂટો કરાવી કહ્યું કે "આ નવરંગીલાલ, જેનું નિકંદન કહાડવાની ખટપટ તેં કરી હતી, તેમણેજ તને અત્યારે અછત બચાવી લીધો છે! માટે એનો ઉપકાર માનીને તું તારે ઘેર જા, અને ચોવીસ કલાકમાં આ રાજ્યની હદ છોડી ચાલ્યો જજે. જો તે વખત પછી મારી હદમાં તું દેખાશે તો પછી તને જીવતો નહીંજ રાખું! જા! તારૂં કાળું કર!" લટપટલાલ તરતજ રાજાને પગે પડયો. નવરંગીલાલના પગમાં તેણે નમન કરીને પોતાનું માથું મૂકી તેનો ઉપકાર માન્યો. સર્વ કામદારોને પણ તેણે બે હાથ જોડી નમસ્કાર કીધા, અને તે પછી તે પોતાને મકાને પગે ચાલીનેજ ગયો, અને ચોવીસ કલાકને બદલે ચાર કલાકમાંજ

ભાડાંના ગાડાં ભરીને તેમાં પોતાનાં કુટુંબ સહ બેઠા પછી દમ્મણના રેલ્વે સ્ટેશન પહોંચી, ત્યાંથી પોતાને વતન કાઠિયાવાડ જવા વિદાય થઇ ગયો.

રાજાએ પછી દરબારી માણસોને રીતસર ચાલવાને પુષ્કળ બોધ આપ્યો, અને તે પછી પ્રપંચદાસને બોલાવી તેને કેટલુંક સમજાવી દરબાર બરખાસ્ત કરી નવરંગીલાલનો હાથ પકડીને તેને રાજા પોતાના મહેલમાં, જ્યાં રાણીઓ તથા નવલ બેઠી હતી, ત્યાં લઇ ગયો, અને લટપટલાલની લુચ્ચાઇની વાત તેઓ વચ્ચે વિશેષ ખુલાસા સાથે ચાલી રહી. રાણીઓએ, લટપટલાલનાં કૂકર્મ માટે ભારે ધિઃક્કાર બતાવ્યો, અને નવલે તથા નવરંગીએ તો માત્ર એજ મતલબનું કહ્યું કે "હાય! જેવી જેની મતિ, તે પ્રમાણે તે કર્મ કરે છે, પરંતુ ભલાએ ભલાઇ નહીં છોડવી, એ પણ ભલાનો ભલો ધર્મ જ છે."

આ પ્રમાણે તે બાબતની પૂર્ણાહુતિ કરીને નવલ તથા નવરંગી રાતના છેક અઢી વાગે પોતાને મકાને ગયાં, અને ભૂખ્યાં તરસ્યાં હોવા છતાં પાછલી રાત્રિ થવાથી તેઓ સૂઇજ ગયાં.

રાજા તો પ્રભાત થતાં સુધી સૂતોજ નહીં, પરંતુ રાણીઓની સાથે, લટપટલાલ સંબંધી વાતોમાંજ વળગ્યો! તેમાં તેણે રાણીઓને પણ બોધ આપતાં કહ્યું કે "કોઇનાં કહેવાથી કદી પણ એકતરફી વાતમાં દોરવાઇ જઇ કાનનું કાચાપણું બતાવવુંજ નહીં. વળી એટલું પણ યાદ રાખવું કે, શ્રી દેવાનંદજી મહારાજે કૃપા કરીને મને આજ્ઞા આપ્યાથી તેઓના આજ્ઞાનુંસારજ મેં પણ નવરંગીલાલને પ્રધાનપદે રાખ્યા છે. માટે નવરંગીલાલને ખોટું લગાડવાથી શ્રી ગુરૂજીને પણ ખોટુંજ લાગશે, અને તેમને ખોટું લાગે તો પછી આપણું પણ શ્રેય કદી થાયજ નહીં! આટલી વાત અહોનિશ નિત્ય પાઠ તરીકે ગોખીજ રાખવી, અને નવરંગીલાલને આપણા પૂરા શુભેચ્છક તરીકે માન્યા છે, તો જીવતાં સુધી તેમજ માની રાખવા. એના જેવો પવિત્ર પુરૂષ પણ મળવો મુશ્કેલજ છે! માત્ર તે સુધારક હોવાથી જૂના વિચારવાળાઓ તેની સામે ગમે તેવા ખોટા લવારા કરે છે, પરંતુ નવરંગીલાલના સુધારા સર્વ પ્રકારે શ્રેયકર છે, જેથી આખરે જૂના વિચારવાળાઓ પણ નવરંગીલાલને માટે સારૂંજ બોલશે." આ વિગેરે વાતોથી રાજાએ, પોતાની બંને રાણીઓનાં મગજમાં નવરંગીલાલને માટે વિશેષ સારો અભિપ્રાય ઠસાવ્યો. લટપટલાલનાં કૂકર્મનું ભોપાળું બહાર પડયા પછી રાજ્યમાં પણ ઘણીજ શાંતિ પ્રસરી રહી.



# પ્રકરણ ૫૯ મું.

## વળી નત્રું જાગ્યું !

**દોહરો.**

એક ગયું બીજું થયું,
શત્રુ બળ ઉત્પાત;
પણ પરમેશ્વર પાધરો,
સત્યે જય સાક્ષાત.

નવરંગીની સામું લટપટલાલની ખટપટ પતિ ગયા પછી, અને જૂના વિચારના અગ્રેસર પ્રપંચદાસનું પોત પ્રગટ થઇ ગયા પછી પ્રપંચદાસ તો હંડોગાર બની ગયો, પરંતુ તેના પક્ષવાળાઓનાં મગજથી ખૂમારી હજી ઉતરી નહીં, અને તેઓએ વળી પાછું પ્રપંચદાસને નવીન તરકટ કરવાની સલાહ નો આપી, પરંતુ પ્રપંચદાસ સમજી ગયેલો હોવાથી તેમજ તેને ઠોકર વાગી ગયેલી હોવાથી તેણે તેઓની વાત માનીજ નહીં. પણ તેણે વળી ડહાપણનું કામ એ કર્યું કે, જૂના વિચારના પક્ષમાંથી તે અલગ થઇ ગયો, તેમજ સુધારક પક્ષમાં પણ નહીં જોડાતાં તે માત્ર તટસ્થ પક્ષમાંજ રહ્યો. એટલે તેણે કોઇ પણ પક્ષમાં નહીં ભેળાવાનું પસંદ કીધું, જેથી તે ખટપટમાંથી પણ મુકત થઇ પોતાને ઘેર બેઠો; પરંતુ જૂના વિચારવાળાઓએ હવે પોતાનાજ પક્ષના એક પાતકદાસ નામના વણિકને આગેવાન બનાવી તથા તેને મ્હોટાશા કરી, તેને એવો રંગ લગાડયો કે "કોઇ પણ રીતે નવરંગીલાલનો પગ રાજ્યમાંથી જાય, તેવી રીતના તદબીર કરવો." આ ઉશ્કેરણીથી પાતકદાસ પલ્હળી ગયો, અને વળી જૂના વિચારવાળાઓએ તેનેજ પોતાના પક્ષનો પ્રમૂખ બનાવ્યાથી પાતકદાસભાઈ છેક ફૂલાઇને છાપરે ચઢયા ! તેણે હિમ્મતથી તે બીડું ઝડપ્યું, અને નવરંગીને ગમે તે પ્રકારે પણ રાજ્યમાંથી પાણીચું અપાવવાની આશા આપી. આટલી વ્યવસ્થા કરીને જૂના વિચારવાળાઓ હાલ તરત માન્ય થઇને બેઠા, અને પાતકદાસ પણ પોતાની પાપી વૃત્તિ મનમાંજ ગોઠવી રાખીને જે કંઇ કરવું તે પોતાના પક્ષવાળાઓને પણ, તે પાર પડયા પહેલાં નહીં જણાવવાનો નિશ્ચય કરી પોતાના મનને દ્રઢતામાં સંભાળી રાખ્યું ! તે જાણે જૂના વિચારવાળાઓ સાથે કંઇ સંબંધજ ધરાવતો નહીં હોય, એવું તેણે ઉપરથી ડાળ રાખ્યું, અને તે લોકોને મળવા ભેટવાનું પણ બંધ કરી દીધું !

આ સઘળો સંકેત તેમણે ગુપ્ત મુલાકાતમાં કરી રાખેલો હોવાથી, પાતકદાસને સૂચવેલી બાબત પણ તેઓએ તદ્દન ગુપ્તજ રાખો.

પાતકદાસ, પોતાનાં પાપનું પડીકું મનમાંજ બાંધવા લાગ્યો, અને અનેક ગોઠવણોનું સંશોધન કરવામાં પોતાના મગજને રોકી દીધું ! તેણે દરબારી નોકરો દ્વારા કંઈ પ્રપંચ કરાવવાનું તો રાખ્યુંજ નહીં, કેમકે તેમાંજ પ્રપંચદાસ ફસાઇ ગયો હતો, તેથી તે માર્ગનાં દ્વાર તેણે ખોલ્યાંજ નહીં, પણ નવીન માર્ગનુંજ શોધન કરતાં તેણે છેવટનો એકજ વિચાર રાખ્યો કે "જે ગુરૂજીપર રાજાની અનહદ આસ્થા છે, તે ગુરૂજીની મારફતજ કાંઇ પણ યુકિત કરાવવી; પરંતુ તે ગુરૂજી કંઇ મારા હાથમાં આવવાની આશા નથી, માટે તે ગુરૂજીના જેવાજ કોઇ સાધુને શણગારીને તેની મારફતે ધારેલું કાર્ય સિદ્ધ કરવું. તે ગુરૂજી રૂપે રંગે કેવા છે, તેનું નામ કેવું છે, અને તેમાં શું શું લક્ષણો છે, તે પ્રથમ તો મારે જાણવું જોઇએ. અને તેને માટે હાલના રાજાના પિતા મૂર્ખસિંહ જે દેવાલયમાં વસે છે, તે દેવાલયમાં અવારનવાર જઇ, તે વૃદ્ધ રાજાનો સમાગમ સાધવાથી બધીએ બાબતનો ખુલાસો તદબીરથી મળી આવશે, માટે તેની પાસેજ જવાનો પરિચય પાડું," આવો મનસૂબો કરીને બીજે દિવસે પ્રભાતમાં આઠેક વાગતાંને સુમારે મૂર્ખસિંહના રહેવાના દેવલમાં તે ગયો, અને ત્યાં બિરાજેલા દેવને નમન કરીને મૂર્ખસિંહ આગળ જઈને તેને પણ પગે લાગોને તેની સન્મૂખ આસ્તે રહીને બેસી ગયો. પોતે જાણે કોઇ ભાવિક ભકત હોય, અને પરમેશ્વરનાં ભજન સ્મર્ણમાં ઘણી આસ્તા ધરાવતો હોય, તેવું ડોળ ઘાલીનેજ તેણે ત્યાં આસન ગોઠવ્યું. આ ઉપરથી મૂર્ખસિંહ મહારાજાએ પૂછયું "તમારૂં શું નામ છે ભાઇ ?"

"મારૂં નામ પાતકદાસ છે, અને હું આપના નગરનોજ નિવાસી છું સાહેબ !"

"હું હવે સાહેબ નથી, પણ વૈરાગી જેવો સાધુ છું, માટે મને 'સાહેબ' કહેવાની જરૂરજ નથી !" કહીને રાજાએ જણાવ્યું "તમારૂં નામ વિચિત્ર છે ! એ નામ તો માત્ર પાપી પુરૂષનેજ પાત્ર ગણાય !"

" આપનું કહેવું સત્ય છે મહારાજ, પરંતુ મારી માતાને સાત પુત્રો તથા પાંચ પુત્રિઓ થઇ થઇને મૃત્યુ પામ્યાં, તેથી કરીનેજ કોઇ મહાત્માની સલાહથી મારૂં આવું નામ રાખ્યું છે, અને તેથીજ હું જીવી શકયો છું, એવું મારાં માતા-પિતાનું માનવું હતું, અને પાછળથી કંઇ નામ બદલી શકાય નહીં! કદાચ બદલું તો તે ઠીક કહેવાય નહીં!"

" ત્યારે તો નામ બદલવાની જરૂર નહીં." પછી રાજાએ બે-ચાર મિનિટ થોભીને પૂછયું "તમે અહીં મારી પાસે આજે પહેલ પ્રથમજ આવ્યા છો, એમ હું ધારૂં છું. કેમ, ખરૂંની?"

" હાજી ખરૂં છે. આજેજ આપનાં દર્શનાર્થે આવ્યો છું, અને દર્શનથી મને ઘણો આનંદ થયો છે."

"ઘણી સારી વાત છે. આસ્તિક માણસે આ દેવનાં દર્શને આવવું જોઇએ. આ દેવ મહા બળવાન છે!"

" મેં પણ સાંભળ્યું છે, અને તેથીજ અત્રે આવવાને મારૂં મન લલચાયાથી હું આવ્યો છું." પાતકદાસે હવે ધારેલી વાતની પૂછપરછ કરવા માંડી " આ દેવનું શું નામ છે મહારાજ?"

" એમનું નામ તો શ્રી દેવાનંદજી મહારાજ છે, અને એ મહા પ્રતાપિ, ઐશ્વર્યવાન તેમજ અલૌકિક મૂર્ત્તિ છે."

" આપને તથા કુંવર સાહેબપર જે મહાત્માની કૃપા થવાનું સાંભળ્યું હતું તે આજ કે?"

" હા. તેજ આ પરમ કૃપાળુ પરમાત્મા! એમની કૃપાથીજ અમે અત્યારે સુખી છીએ."

" પરંતુ મેં સાંભળ્યું હતું કે, તે તો કોઇ જંગલમાં નિવાસનાર સાધુ-સંત-મહાત્મા છે, અને તેમ હોય તો તે મહાત્મા અહીં કયાંથી બિરાજમાન થયા?"

" તે મહાત્મા એક અઘોર જંગલમાંજ અદ્યાપિ સુધી નિવાસે છે, પરંતુ તેમનાં નામથી આ મૂર્ત્તિની અમે સ્થાપના કરી છે, અને તેમના નામથીજ આ મૂર્ત્તિની આરાધના અમે કરીએ છીએ."

" સમજ્યો." કહીને પાતકદાસે જે મતલબ મેળવવાની હતી તેને માટે પૂછયું " પણ ત્યારે તેઓ સાધુ જેવા છે કે, આ મૂર્ત્તિ

જેવાજ દેખાવમાં છે? તેઓ તો માણસ જેવા માણસ છેની મહારાજ ?"

"હા. તદ્દન જટાધારી સાધુ છે, અને તેઓ માણસના અવતારમાંજ છે. માત્ર તેઓ ઐશ્વર્યવાન છે એથીજ તેમને અમે દેવરૂપ માન્યા છે. તેઓ ખરેખરા ઇશ્વરજ છે! પૂરેપૂરા ત્રિકાળી છે!"

"વારૂં, ત્યારે તેમની વય કેટલી હશે, અને તેમનાં રૂપ-રંગ પણ માણસ જેવાંજ છે કે કંઇ નવીન છે?"

"અંગનો દેખાવ માણસના જેવોજ છે. રૂપે-રંગે ઘઉંવર્ણી છે, અને સુમારે પચાસેક વર્ષના છે. શરીરનો બાંધો સૂકલકડી જેવો છે, તેમજ ઉંચા પણ વિશેષ-પંચ હુથ્થા છે! મહા તેજસ્વિ મૂર્ત્તિ છે!"

"પણ મારા જેવાનાં ભાગ્ય એવાં કયાં હોય કે, તેમનાં દર્શનનો લાભ મને મળી શકે?"

"તું તેમનું ચિંતવન કરશે, એકાંતિક ભક્તિ કરશે, અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તશે, તો તે મહા સમર્થ દેવતા તને કદીને કદી દર્શન દેશેજ! કેમકે તે જાગતા જોરાવર સાક્ષાત્ ભગવાનજ છે!"

"ત્યારે તો મ્હોટી ખુશીની સાથે હું તેમજ કરીશ, અને જેમ મારે મકાને રહીને તેમની પૂજા કરીશ, તેમજ અત્રે પણ અવારનવાર આપના સમાગમનો લાભ લેવાને આવતો રહીશ."

"બહુ સારી વાત છે. એમ કરશો તો તારા મનુષ્ય દેહનું તું સાર્થક કરી શકશે, અને તને મોક્ષ મળશે."

"આપના આશિર્વાદથી તેમજ કરીશ મહારાજ!" આમ કહી પાતકદાસ પગે લાગીને ઉઠયો, અને પોતાના મકાને જવાને નિકળ્યો. માર્ગમાં તે વિચાર કરવા લાગ્યો કે "પ્રારંભ તો ધાર્યા પ્રમાણેજ થયો છે! હવે અવારનવાર અહીં આવ્યા કરીશ; પરંતુ હવે કોઇ એવો સાધુ મળી જાય કે, જે શ્રી દેવાનંદજીના જેવાજ દેખાવનો હોય, તો પછી બધોએ ઘાટ ગોઠવાય!" આમ મનન કરતો તે સ્વગૃહે પહોંચ્યો.

પાતકદાસે પછી તો દરરોજ તે દેવળમાં જવા માંડયું, અને દરરોજ તે ગુરૂના સંબંધમાં નવી નવી બાતમીઓ મેળવવા માંડી, તેમજ જે ગુરૂ ગુરૂામાં નવલ, નવરંગી, રાજા અને જયરાજને તપ કરાવ્યું હતું તેને લગતી હકિકત પણ મેળવી લીધી. તેની સાથેજ

તેવાજ દેખાવના એકાદ સાધુની શોધમાં તે ખૂબ મથન કરવા લાગ્યો, અને કેટલાક દિવસના પ્રયાસ પછી તેવોજ એક સાધુ તેને મળી ગયો! એટલે એક દિવસે તે નગર બહાર સાયંકાળે ફરવા ગયો હતો, ત્યારે એક સાધુ તેની નજરે પડયો. તે સાધુનો વેશ તથા દેખાવ, જેવું વર્ણન તે ગુરૂજીનું પાતકદાસે મેળવ્યું હતું, તેવોજ હોવાથી તેને જોતાંજ પાતકદાસના મગજમાં તે સાધુ ઠસી ગયો, અને તે સાધુને તેણે બોલાવીને પાસેના એક કુવાના ઓટલાપર લઇ જઇ, તેઓ બંને ત્યાંજ બેઠા. પાતકદાસે તે સાધુ સાથે પરમ પ્રેમપૂર્વક વાતચીત કરી. અને તે "ક્યાંથી આવ્યો છે?" વગેરે વાતચીતમાં ખુલાસો મેળવ્યા પછી તેણે તે સાધુને પૂછયું "તમે આમ ભટકીને ગુજરાન કરો છો, તેના કરતાં જો એક સારે સ્થાને બેસીને નિરાંતે તમને અન્ન મળે ને બીજુ જે પણ જોઇએ તે મળે તો કેમ?"

"તે તો ઉત્તમ! પણ તે આપનાર દાતા આજના વખતમાં છે ક્યાં? સાધુને આપવાનુ કોણ શીખ્યા છે? જો એવા સખી ધર્માત્મા મળે તો પછી મારે ભટકવાની જરૂર પણ શું છે?"

"તે આપને મળશે. પરંતુ તેને માટે આપે એક હિકમત કરવી પડશે, માટે જો આપની ઇચ્છા હોય તો બતાવું?"

"બતાવો તો સારૂં! હું તમને આશિર્વાદ આપીશ, અને તેથી તમારૂં પણ શ્રી રામજી ભલુ જ કરશે!"

"પણ હું જે વાત કહું તે તમારે વદ્દન ગુપ્ત રાખવાની છે, અને આપણા બે શિવાય ત્રિજાએ જાણવી નહીં જોઇએ?"

"તે માટે તમારે બેફીકર રહેવું. હું તે વાત મારા પેટમાંજ રાખીશ. એમાં જરા પણ ફરક નહીંજ પડે."

"વાત એમ છે કે, અહીંના રાજા સાહેબ શ્રી દેવાનંદજી મહારાજના શિષ્ય છે. તે મહાત્મા તો કોઇ જંગલમાં વસે છે, પણ તેમને રાજા, પ્રધાન વગેરે એક દેવ માફક માત્ર પૂજે છે. તે મહાત્મા દેખાવમાં તમારા જેવાજ છે, એ હું ચોક્કસ જાણું છું, માટે તમે પોતેજ દેવાનંદ મહારાજ હો તેવા રૂપમાં રાજાના મહેલ પાસે જઇને દરવાજા પર બેઠેલા સીપાઇ સાથે રાજાને કહેવરાવશો કે રાજા તરતજ તમને સામા લેવા આવશે, એટલે તમે મહેલમાં જજો, અને ગમે તે નિમિત્ત

કરી મહેલમાંજ રહેવાનું કરજો, કે જેથી તમને વાંધોજ આવે નહીં! તે દેવાનંદજીના સંબંધની કેટલીક હકિકત છે, તે હું તમને જણાવીશ, કે જેથી તમને તેને મળતું બોલવા-કરવાને ઉપયોગી થવાની સાથે તમે દેવાનંદજી મહારાજ છો, એમ માનવાને તેઓ કોઇને સંશય પણ આવે નહીં. બોલો મહારાજ, આ કરામત તમે કરી શકશોની? "

" ઘણીજ ખુશીથી! એમાં કંઇ મુશ્કેલી નથી! વળી દેવાનંદની ઘણીક બાબતો મારી જાણમાં પણ છે; કેમકે હું તેમની ગુહ્ય ગુફામાં ઘણો વખત રહ્યો પણ હતો, પરંતુ કેટલાંક કારણથી હું ત્યાંથી નિકળી ન્હાઠો છું! પણ તે ગુફા વિગેરે તેમને લગતી બાવમીઓ હું સર્વ જાણુતો હોવાથી તે બધા દાખલા રાજાને આપીને તેની ખાત્રિ કરી આપીશ કે, હું પોતેજ શ્રી દેવાનંદજી મહારાજ છું. એ તમારી બતાવેલી હિકમત તો મને સૂગમ છે!"

" ત્યારે મેં કહ્યું તેમ કરશો? અને અત્યારે તો નહીં પણ પ્રભાવના આઠ વાગતાંને સુમારે રાજા મહેલની બારીમાં દંત મંજન કરતો ઉભો રહે છે, તે સમયે તમે ત્યાં જજો, અને મેં કહ્યું તેમ સીપાઇ સાથે રાજાને કહેણ મોકલજો, એટલે રાજા તત્કાળ તમને નીચે સુધી બોલાવવાને આવશે, એ પણ ચોક્કસ સમજજો!"

" ભલે! આજની રાત્રિ તો હું આમતેમ કહાડી નાંખીશ, અને પ્રભાતમાં જરૂર તમારી સૂચના પ્રમાણે કરીશ. તમે બધી વાત કહી તે મારા લક્ષમાં બહુ સારી રીતે ઠસી ગઇ છે, અને મને પણ તમારી હિકમત રૂચી છે."

" પણ ત્યારે મારૂં પણ એક ધારેલું કામ તમારે કરવું જોઇએ, અને તેટલું જો કરશો તો મારી બતાવેલી હિકમતનું હું પણ સાર્થક સમજીશ! માટે જો કરો તો દર્શાવું?"

" તમારૂં કામ કરવું, એ તો હવે મારી ફરજ છે, પણ તે મારાથી બની શકે તેવું હોવું જોઇએ."

" તમારાથી તે બનશેજ. તમારે એટલું કરવાનું છે કે, મહેલમાં તમારો નિવાસ થયા પછી, બે-ચાર દિવસ બાદ તમારે રાજાને એટલુંજ સમજાવવાનું છે કે, કોઈ પણ પ્રકારે હાલના પ્રધાન નવરંગીલાલનો પગ તેઓ આ રાજ્યમાંથી કહાડે. તમેજ શ્રી દેવાનંદજી

મહારાજ તરીકે મનાયા પછી એટલી વાત રાજાને કાને પ્રસંગોપાત નાંખશો તો રાજા તુરત માની જશે, અને તેજ તકે પ્રધાનને પાણીચું પકડાવશે. એજ મુખ્ય કામ કરવાનું છે. એટલું જો આપ કૃપા કરી કરશો તો હું એમજ માની લઈશ કે, આપને મેં જે માર્ગ બતાવ્યો છે, તેનો પૂરો બદલો મને તમે આપ્યો! તે ઉપરાંત હું તમારો ઉપકાર પણ મરતાં સુધી ભૂલનાર નથી!"

"તમારી ઇચ્છા એટલીજ છેની કે, હમણાં જે પ્રધાન છે તેને હાંકી કઢાવવો છે, એમજ કેની?"

"હા, એમજ. એટલું આપ કરી આપશો તો આપે મારી નોક રાખી, એમ માનીશ મહારાજ!"

"અરે! એ તો સહેલું સટ છે! સહજ વારમાં એટલું કામ કરી આપીશ. તે માટે તમે નિશ્ચિંત રહેજો ભાઇ!"

પાતકદાસ ખુશી થઇ ગયો, અને તરત ખીસામાંથી એક રૂપીઓ કહાડીને તે સાધુના હાથમાં આપતાં કહ્યું "આજની રાત આપને લેવું હોય તે લેજો. હવે મારે આપને વિશેષ કહેવાનું કશું નથી, પણ માત્ર એટલીજ પ્રાર્થના છે કે, મારી કહેલી વાત લક્ષમાં રાખશો, તેમજ મેંજ આપને આ માર્ગ બતાવ્યો છે, એ કોઇ કાળે પણ કોઇને કહેશો નહીં."

"તે વાતે તમારે જરા પણ શક સમજવો નહીં. અમે જંગલ નિવાસિઓનાં મગજ ઘણાંજ દૃઢ હોય છે, અને મારા પેટમાં પડેલી વાત યત્કિંચિત્ પણ બહાર પડવાની ધાસ્તિ તમે રાખશોજ નહીં."

"પણ હવે પછી આપની મુલાકાત મને ક્યાં થશે? કેમકે મહેલમાં તો મારાથી અવાશેજ નહીં!"

"હું સ્નાન કરવા નદીપર દરરોજ પ્રભાતમાંજ આવીશ, માટે ત્યાં આપણે મળી શકીશું. કેમ ઠીક કેની?"

"ઘણું સારૂં. હું પણ નદીપર પ્રભાતના છ ને સાત વાગતાંની વચ્ચે કદી કદી આવ્યા કરીશ. એ પણ ઠીક છે."

આ પ્રમાણે સંકેત કરીને તેઓ બંને તે સ્થળેથી છૂટા પડયા. તે સાધુ મીઠાઇ લેવાને બજાર તરફ ગયો, અને પાતકદાસ પોતાના મકાને સંચર્યો. તેનાં અંતઃકરણમાં હવે તો આનંદવૃષ્ટિ થઇ રહી!

તેણે પણ આ બધી વાત ગુપ્ત રાખવાનોજ ઠરાવ કીધો, અને પોતાના જૂના વિચારવાળાઓને પણ તે વિષે કંઇજ કહ્યું નહીં, કેમકે તેને લાગ્યું કે "વાત તો વા લઇ જાય! માટે હમણાં કોઇને પણ નહીં કહેતાં ધાર્યું કામ પાર પડે, ત્યારેજ કહેવું."

## પ્રકરણ ૬૦ મું.

### પાપીની પરીક્ષા.

દોહરો.

નવરંગીના પેંચમાં,
સાધુજી સપડાય;
બોલે બોલે બાંધતાં,
પાપી તે પરખાય.

બીજે દિવસે પેલો સાધુ પ્રભાત થતાંજ રાજાના મહેલ તરફ પહોંચ્યો. આ વખતે સુમારે સાત વાગ્યા હતા, અને રાજા હજી શય્યામાંથી ઉઠયો પણ નહોતો. તેથી તે સાધુ મહેલનાં દ્વાર પાસે ફેરા આંટા મારવા લાગ્યો, અને થોડીક વાર પછી ત્યાં બેઠેલા સીપાઇઓમાંના એકને તેણે પોતાની પાસે બોલાવીને કહ્યું કે "જા! રાજાને કહે કે 'તમારા ગુરૂ શ્રી દેવાનંદજી મહારાજ પધાર્યા છે.' આટલી બાતમી તાબડતોબ પહોંચાડ."

સીપાઈ પણ ગુરૂજીનું નામ સાંભળતાંજ રાજાની પાસે ખબર આપવા દોડયો, અને રાજાને ખબર પણ આપી. તેવોજ રાજા હાંફલો ફાંફલો ઉઘાડે મસ્તકેજ નીચે દોડી આવ્યો. તેણે તે સાધુને જોતાંજ દંડવત કીધા, અને ત્યાં વિશેષ પુછપરછ નહીં કરતાં પોતાની સાથે તેને ઉપર લઇ ગયો. દિવાનખાનામાં સાધુને ઉત્તમ આસન પર બેસાડીને રાજાએ પૂછયું "આપ કૃપાળુ કયારના પધાર્યા છો મહારાજ?"

"આજેજ ચાલ્યો આવું છું. તારે તથા તારી રાણીને માટેજ મારે આવવું પડયું છે!" સાધુએ, રાજાને સારૂં લગાડવાને ગપ મારી "તારી રાણીને સંતતિ નથી, માટે તે ફળ તેણીને પ્રાપ્ત થાય તેને ખાતરજ હું આવ્યો છું, અને તેને માટે તું તારા મહેલમાંજ એકાંતવાસ થાય તેવી એક કોટડીમાં મારો મુકામ આપ."

" જેવી આપની આજ્ઞા મહારાજ ! પણ હમણાંજ આપ પધાર્યા છો, માટે આપ મુખારવિંદ ધોઇને ન્હા-પાણી લેશો તો સારૂં. આપની ઇચ્છાનુંસાર આ મહેલમાં જોઇએ તેવી કોટડી તૈયારજ છે."

" ન્હા-પાણી નહીં જોઇએ. ત્રણ દિવસથી અન્ન-પાણી લીધાંજ નથી ! સ્નાન પૂજા કીધા પછીજ સૌ થઇ રહેશે; માટે જે ખોલીમાં મારો મુકામ કરાવવો હોય તે ખોલીમાં મને લઇ જા."

" આપ જરા વાર અત્રેજ બિરાજો. આપને માટે ખોલી સાફ કરાવું છું, અને અબ ઘડી આપને બોલાવવાને હું પાછો આવું છું." કહીને રાજાએ જતાંની સાથેજ બંને રાણીઓને શ્રી ગુરૂજી પધાર્યાની ખબર આપી, અને એક સુંદર રૂમ સપાટાબંધ સાફ કરાવી તેમાં તે સાધુને રાજાએ મુકામ આપ્યો. બંને રાણીઓએ પણ તેજ વખતે તે ખોલીમાં જઇને તે સાધુને દંડવત પ્રણામ કીધા, અને તેને માટે ભોજન વિગેરેની તજવીજ કરાવવા માંડી. તેની સાથેજ રાજાએ એક સીપાઇ મારફતે નવરંગીલાલને પણ બોલાવી મંગાવ્યો.

નવરંગી તરતજ આવી પહોંચતાંજ રાજાએ કહ્યું " પ્રધાનજી ! આપણા ગુરૂજી શ્રી દેવાનંદજી મહારાજ પધાર્યા છે !"

" હેં ! " નવરંગીએ વિસ્મય પામી પૂછયું " અકસ્માત તેઓ ક્યાંથી ? તેઓનો મુકામ ક્યાં છે ?"

" તેઓ પ્રભાત થતાંજ અત્રે આવ્યાથી, તેમજ તેમની ઇચ્છા મારા મહેલમાંજ નિવાસ કરવાની હોવાથી, મહેલના એક રૂમમાં મેં તેમને ઉતારો આપ્યો છે, માટે ચાલો દર્શન કરો." કહીને રાજા, અને નવરંગી ત્યાં ગયા.

નવરંગીએ નમન કરી દંડવત કર્યાં, અને મહારાજના સુખ-સતાના સમાચાર પૂછયા તો ખરા, પરંતુ નવરંગી એકી નજરે તેની સામું તાકી-તાકી જોઇ રહ્યો. તેને શક તો ગયો, પણ તે સમયે તેણે કંઇ પણ નહીં કહેતાં, ગુરૂજીની સાથે આનંદમાં વાતો કરી, અને થોડોક સમય એ પ્રકારે પસાર કરીને બોલ્યો " મહારાજ ! હવે આપ અત્રેજ નિવાસજો. આપને અત્રે કોઇ પણ પ્રકારની અડચણ પડવાની નથી, અને આપનાં પવિત્ર દર્શનનો લાભ અમને મળ્યા કરવાથી

અમારા આનંદમાં પણ વૃદ્ધિ થશે. આપ કૃપા કરીને પધાર્યા છો, એજ અમારાં અહોભાગ્ય છે !"

"રાજાની રાણીને સંતતિનું સુખ થાય, તેને માટે આશિર્વાદ આપવાનેજ મારે ખાસ આવવું પડયું છે, જેથી મારે કેટલોક સમય અત્રે નિવાસ રાખવોજ પડશે ! પછી તો શ્રી રામજી કરે તે ખરૂં !"

"બહુ સારૂં મહારાજ ! હવે હું રજા લઉં છું." કહીને નવરંગી ઉઠયો, અને રાજા પણ તેની સાથેજ ઉઠયો. બંને જણા દિવાનખાનામાં આવીને બેઠા પછી નવરંગીએ રાજાને જણાવ્યું "હજૂર ! એક ખાનગી વાત આપને જણાવું છું કે, આ મહારાજ આપણા ગુરૂ શ્રી દેવાનંદજીજ હોય, તેને માટે મને તો મ્હોટો શક છે ! શ્રી દેવાનંદજીના સહવાસમાં આપણે કેટલાક દિવસ વસ્યા છીએ, અને તેમની વક્તા શક્તિ તથા તેમની વાણીથી આપણે અજાણ્યાં નથી. તેમનાં મૂખમાંથી આપણે એવું તો કદી પણ સાંભળ્યુંજ નથી કે 'શ્રી રામજી કરે તે ખરૂં !' આ શિવાય બીજી રીતે પણ મેં બરાબર તાકીને જોયું તો મને તો કંઇ ગુરૂજી લાગતાજ નથી ! તેમનાં જેવી આ મૂર્ત્તિ દેખાય છે ખરી, પરંતુ તેઓ પોતે હોય, એમ મને તો મનાતું નથી !"

"મને પણ નવાઇ તો લાગી કે, ગુરૂજી આપોઆપ કયાંથી પધાર્યા ! તેઓ તો સ્વસ્થાન મૂકી કદી બહાર પણ નિકળતા નથી, તો અત્રે આવે, એ બનવાજોગ તો નથીજ ! પણ આપણો શક ખરો છે કે ખોટો, તે માટે શી રીતે ખાત્રિ કરવી ? કંઇ બીજી ખટપટ કરીએ, અને કદાચ ગુરૂજી પોતેજ હોય તો તેમને ખરાબ લાગે, અને અપમાન થાય તો ?"

"હાલ કંઇ પણ ખટપટ કરવાની જરૂર નથી. સૌ ધીમે રહીને બની જશે. હીરો છૂપો રહેવાનો નથી, માટે હમણાં વિશેષ હોહા નહીં કરતાં મહેલમાં એ રહે, ત્યાં સુધી એમના પર મજબૂત ચોકી પહેરો રાખજો કે થયું."

"હા, એમ તો કરવુંજ પડશે." કહીને રાજા પુનઃ રાણી પાસે જવાને ઉઠયો, અને નવરંગી પણ પોતાને ઘેર ગયો.

નવરંગીએ, આ સાધુની વાત નવલને હાલ કરીજ નહીં, તેમજ રાજાએ પણ પોતાની રાણીઓને, તે સાધુની બાબતમાં સંભાળથી વર્ત્તવાની સૂચના કરી, અને તે સાધુ પર સખ્તપણે પહેરો રાખ્યો.

બીજે દિવસે સાધુ મહારાજ સ્નાન કરવાને નદી પર પધાર્યા તેની પાછળ પણ રાજાએ એક સીપાઇને મોકલ્યો. સાધુની સાથે નદી પરજ પેલા પાતકદાસે, પ્રથમથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે મુલાકાત લીધી, અને મહેલમાં સાધુની સ્થાપના થયલી જાણી પાતકદાસ ખુશી થઇ ગયો. હવે તક મળતાં નવરંગીનો ઘડો લાડવો કરવાનું સ્મર્ણ પાતકદાસે તે સાધુને કરાવતાં, તેમ કરવાની કબૂલાત સાધુએ આ વખતે પણ આપી. તે પછી પાતકદાસ તો ત્યાંથી વિદાય થયો. અને સાધુજી પણ નદીમાં સ્નાન કરીને પુનઃ મહેલમાં પધાર્યા. સાથે ગયલા સીપાઇએ, પાતકદાસ સાથે સાધુને થયેલી મુલાકાતની બાતમી રાજાને આપી, તેમજ તે સીપાઇ પાતકદાસને બરાબર ઓળખતો હોવાથી, સીપાઇએ તેનાં નામઠામનો પત્તો પણ રાજા પ્રત્યે પ્રગટ કીધો, જે સાંભળી રાજા પણ વિચારમાં પડી ગયો, અને તે વાત પણ તેણે મનમાંજ રાખી મૂકી.

નવરંગી પણ સાધુનાજ વિચારમાં હતો, અને તે સાધુ વિષે પોતાના મનમાં રહેલો શક દૂર કરવાને, તેમજ તેનાં ખરાંપણાંની ખાત્રિ કરવાને નવરંગી પોતાના મગજમાં કંઇ કંઇ તર્ક કરતો હતો. એટલામાં એક તદબીર કરવાની ધારીને તે રાજાની પાસે જઇને બોલ્યો "મહારાજાધિરાજ! આપ મારી સાથે સાધુ મહારાજ પાસે પધારો, અને આપણે તેને માટે ખાત્રિ કરી લઇએ, કે જેથી આપણો સંશય દૂર થવાની સાથે તેમનો સત્કાર કરવો કે નહીં, તેનો પણ નિર્ણય થાય."

"તમે કેવી રીતે ખાત્રિ કરવા માંગો છો? તેમ કરવા જતાં કંઇ ખોટું પરિણામ આવશે તો?"

"હું એવી તદબીરથી વાત કરીશ કે, તેમાંથી ખરૂં શું તથા ખોટું શું, તે તુરત આપણને માલમ પડી જશે, તેમજ તેમને કોઇ પણ પ્રકારે ખોટું નહીંજ લાગે, તેવુંજ પરિણામ લાવીશ સાહેબ!"

"તો ભલે, ચાલો, જેમ તમારી મરજી!" કહીને રાજા તથા નવરંગી તે સાધુ પાસે જઇને બેઠાં.

નવરંગીએ શાંતપણે પૂછ્યું "મહારાજ! અત્રે આપને કોઇ પણ વાતની અડચણ તો નથીની?"

"બેટા ! આનંદ છે ! અમને તો જ્યાં જઇએ ત્યાં આનંદજ મનાય છે ! અમારે સાધુને સદાયે સર્વત્ર આનંદ !"

"ત્યારે મહારાજ ! આપ અત્રે પધાર્યા છો તો હવે આપની ગુહ્ય ગુફાની સંભાળ કોણ રાખતું હશે વારૂં ?"

"ત્યાં સેંકડો શિષ્યો છે, એટલે ગુફાની સંભાળ તેઓજ રાખે છે, અને તેથી મને તેની ચિંતા પણ નથી."

"મહારાજ ! આપની તો અમારાપર પુષ્કળ કૃપા દૃષ્ટી છે, અને આપનીજ કૃપાથી રાજાજી તથા હું પુનઃ પરણ્યાં પણ છીએ." નવરંગીએ તેની કસોટી કરવાને તદ્દન નાપાયાદાર, તેમજ અવળી વાતો ચલાવવા માંડી "અમો બંને જણા આપની સેવામાં પૂરાં પાંચ વર્ષ રહ્યા, અને આપે અમને આશિર્વાદ આપ્યો, જેથી મનગમતી કન્યાઓ અમને મળી છે, અને હવે અમારે ત્યાં એકેકો પુત્ર થાય, એટલીજ કૃપા કરો મહારાજ !"

"તેને માટે તો હું અત્રે ખાસ આવ્યો છું, માટે તમો બંને તમારી પત્નિઓને દિવસમાં ત્રણ વાર મારાં દર્શને મોકલતા રહેજો, અને તેણીઓ સાથે નહીં આવતાં જૂદે જૂદે વખતે આવે તેમ કરજો, કે જેથી બંનેને જે જૂદા જૂદા મંત્રો મારે આપવાના છે, તે આપી શકાય."

"વારૂંજી." કહીને નવરંગીએ વળી તોપ મારી કે "મહારાજ! આપની ગુફાને દ્વાર તો મુદ્દલ નથી, અને તેમ છતાં અમારા જેવા પણ અંદર પ્રવેશ કરી શકે તેનો ભેદ શું હશે? ગુફા તદ્દનજ બંધ છે, કોઇ પણ બાજૂએ જવા આવવાનો માર્ગ નથી, અને તેમ છતાં અંદરનાં માણસો બ્હાર આવી શકે છે, તેમજ બ્હારનાં માણસો અંદર પણ જઇ શકે છે, અને માટે અમને અત્યંત આશ્ચર્યતા લાગે છે! કૃપા કરી એનો ભેદ સમજાવશો ?"

"એનો ભેદ એજ કે ચમત્કાર ! મારામાં રહેલી આશ્ચર્યતાનો પ્રતાપ ! આનું નામજ પ્રભુની લીલા !"

"યોગ્ય છે મહારાજ !" નવરંગીએ પોતાની યુકિત આગળ લબાવતાં પૂછ્યું "વળી જ્યારે અમે આપની સેવામાં હતા, ત્યારે તો આપશ્રીને ચાર હાથ, ચાર પગ, બે માથાં, બે મ્હોંઢા, બે નાક

અને ચાર કાન હતાં, અને અત્યારે તો આપ મનુષ્યાવતારમાં દર્શન દો છો, માટે એનો શો સબબ છે મહારાજ ?"

"એ પણ ચમત્કાર ! પ્રસંગોપાત જૂદે જૂદે રૂપે દર્શન દેવાં, તેમાંજ ઇશ્વરી પ્રતાપ રહેલો છે, અને પરમાત્મારૂપે પરચો પ્રકાશવો, એજ ખરેખરૂં ઇશ્વરી સ્વરૂપ સાબિત કરે છેની !"

"ખરૂં છે મહારાજ !" નવરંગીએ જેટલી ખાત્રિ કરવી હતી, તેટલી કરી લીધી, અને પછી મહારાજને નમન કરીને તે તથા રાજા ઉઠીને દિવાનખાનામાં ગયાં, જ્યાં નવરંગીએ હિમ્મતથી રાજાને કહ્યું હુઝૂર ! હવે શું ધાર્યું ? આપને કેમ લાગે છે કે એ ગુરૂજીજ હશે કે કોઇ બીજો હશે !"

"મને લાગે છે કે, શ્રીદેવાનંદજી મહારાજ તો એ નથીજ, પણ અન્ય સાધુ તેમને નામે આવ્યો છે. વળી નદીપર સ્નાન કરવા એ ગયા હતા, ત્યારે એમની સાથે મેં મોકલેલા સીપાઇએ આવીને બાતમી આપી કે કોઇ પાતકદાસ નામના વણીક સાથે એ મહારાજ નદીના ઓવારાપર ઘણોક વખત સુધી ગૂપચૂપ વાછો કરતા હતા.' માટે એ વણિક કોણ છે, તેની પણ તમે તપાસ કરીને તેને પણ તમે પૂછશો તો એ સાધુની બાતમી મળે ખરી."

"તે પાતકદાસને તો મેં ઓળખ્યો. તે મારા વિરૂદ્ધના જૂના વિચારવાળાનો ખાસ સોબતી છે." કહીને નવરંગીએ વધારે જુસ્સામાં ઉશ્કેરાઇને કહ્યું "આપણા ગુરૂજી તો એ નથીજ, એટલું તો હું હવે છાતી ઠોકીને કહું છું. આપે જોયું છે કે, મેં તદ્દન ગપગોળા ગબડાવ્યા, અને અવળી વાતો કહી, તેમજ ગુફામાં જે નહોતું, તે પણ જાણે છેજ, એવા રૂપમાં એનું પારખું જોવાને અડાવ્યું, તો તેને પણ એણે 'હાજી હા' કહેવા જેવોજ રંગ બતાવ્યો ! માટે હું ચોક્કસપણે કહું છું કે, શ્રી દેવાનંદજી મહારાજ તો એ નથીજ, પણ રખે કોઇ ધુતારો આવ્યો હોય ! માટે ખૂબ સંભાળજો, અને એના ફંદમાં કંઇ ફસાતા નહીં જો ! આપ નામદારની રાણીને તથા મારા પત્નિને જૂદે જૂદે વખતે એણે બોલાવી છે, તેમાં પણ જબરો ભેદ મને તો ભાસે છે ! વળી આપણી બંનેની સ્ત્રીઓ, આપણે ગુફામાં ગયા, ત્યારે હતીજ, તેમ છતાં તે વાત મેં છુપાવીને તદ્દન નાપાયાદાર વાત ગોઠવી તો તે પણ

એણે હાજ કહી ! આ બધું ખુલ્લુંજ પોકળ છે, માટેજ મારે આપ સાહેબને ચેતવણી આપવી પડે છે કે, એનાથી ચેતીને ચાલજો !"

"તે તમારૂં કહેલું હું લક્ષમાં રાખીશ, અને વળી એ બાબતમાં આવતી કાલે આપણે અધિક વિચાર કરીને કોઇ પણ રસ્તો લેવાનું નક્કી કરી રાખીશું."

"જેવી આપ નામદારની ઇચ્છા !" કહીને નવરંગી પોતાને મકાને જવાને ત્યાંથી ઉઠયો, અને રાજા પણ કેટલોક વિચાર કીધા પછી સુંદરમતી પાસે ગયો.

"હવે તારે એક કામ કરવાનું છે." રાજાએ સુંદરમતીને સૂચના કરી "જે ગુરૂજી પધાર્યા છે, તે ગુરૂજીએ તને આજ્ઞા કરી છે કે, તારે તેમનાં દર્શને દિવસમાં ત્રણ વાર જવું, અને તેઓ જેમ આજ્ઞા કરે તેમ કરવું. તને સંતતિ થાય, તેને માટે તેઓ તને જે પણ મંત્ર આપે તે લક્ષમાં રાખજે, અને તે પ્રમાણે કરજે."

"વારૂં પ્રાણનાથ !" સુંદરમતી પણ ખુશી થઇ ગઇ, અને પૂછવા લાગી "તે મહારાજમાં આપ કહેતા હતા કે, પરમેશ્વર જેટલું બળ છે, અને તે એક ઐશ્વરી અવતાર છે, તો મને પણ આશા રહે છે કે, તેમની કૃપાથી મને સંતતિનું સુખ મળશેજ. સંતતિમાં પુત્રિ નહીં જોઇએ, પણ પુત્રજ જોઇએ જો !"

"તે પ્રમાણેની પ્રાર્થના તે મહાત્માને તું કહેજે, કે તેઓ તે વાત લક્ષમાં રાખી તારી મનઃકામના પૂર્ણ કરશે." આટલું કહીને વળી રાજાએ સૂચવ્યું કે "ત્યાં જ્યારે પણ જાય ત્યારે તે રૂમની બહાર એક સીપાઇ ઉભો રાખવો."

"કેમ વારૂં ?" સુંદરમતીએ તાજુબીથી પૂછયું ? "વળી ત્યાં સીપાઇ રાખવાનું શું કારણ ?"

"વખતે તને કંઇ કામ પડે, યા મહાત્મા તેજ વખતે કંઇ જરૂરી વસ્તુ મંગાવે તો સીપાઇ ઝટ લઇ આવે તેનેજ માટે." રાજાએ તે ગુરૂજીને લગતા શકની વાત છૂપાવવાં જણાવ્યું "એમાં તને હરકત પણ શું છે ?"

"ના. હરકત તો કંઇ પણ નથી." કહીને તેજ વખતે સુંદરમતી તે મહારાજના રૂમમાં જઇને તેને પગે લાગીને બેઠી.

તેણીને જોતાં વારજ મહારાજે, જાણે પરમાત્માનાં ધ્યાનમાં પોતે હોય તેવો ઢોંગ કીધો, અને પાંચેક મિનિટ પછી તેણે આંખો ઉઘાડી જોઇ પૂછયું "ઓહો! રાણી તું આવી છે કે? કયારની આવીને બેઠી છે?"

"પાંચેક મિનિટ થઇ મહારાજ!" સુંદરમતી હાથ જોડીને નમૃતાથી બોલી "આપે મારા પ્રાણનાથને આજ્ઞા કરી હતી, તે પ્રમાણે તેમણે મને આપની સેવામાં મોકલી છે. આજ્ઞા હોય તે ફરમાવો!"

"મારી ઇચ્છા તને સંતતિ થાય, તેને માટે મંત્ર આપવાની છે, અને તેથીજ તને બોલાવી પણ છે."

"આપની મ્હોટી કૃપા મહારાજ!" આજ પ્રસંગ યોગ્ય ધારીને સુંદરમતીએ માંગણી કરી કે "સંતતિમાં જો પુત્રની બક્ષિસ આપો, તો આપની અત્યંત કૃપા થાય! કેમકે પુત્ર થાય તોજ મારા પતિનું નામ રહે, અને તેમની ગાદી તે સંભાળે, માટે એટલી પણ દયા કરજો મહારાજ!"

"વારૂં. તેમ કરીશ: પરંતુ મારી પણ આજ્ઞા તારે માનવી પડશે!" સાધુએ પૂછયું "કેમ, માનીશ કે?"

"આપની આજ્ઞા માનવાને હું તૈયાર છું મહારાજ, માટે જે હોય તે ફરમાવવાની કૃપા કરો મહારાજ!"

"મારે માત્ર એજ આજ્ઞા કરવાની છે, અને તેજ આજ્ઞા મંત્ર-રૂપી છે, માટે તે હું તને કાનમાં મંત્ર માફક સંભળાવીશ."

"તેમ કરજો મહારાજ! આપની જેવી ઇચ્છા!" સુંદરમતી આશાવંત થઇ બોલી "હું તો આપની આજ્ઞાને આધિન છું, અને આપની ઇચ્છાથી એક પુત્રનું પણ સુખ થાય, અને તે હયાત રહે તો બસ!"

"મારો આપેલો પુત્ર હયાતજ રહેશે!" સાધુ મહારાજે વધારે આશા આપતાં છાતી ઠોકીને કહ્યું "વળી તને ખાત્રિ આપું છું કે, તે પુત્ર પૂરાં એક સો વર્ષનું આયુષ્ય ભોગવશે!"

"ત્યારે તો આપની અત્યંત કૃપા, અને અમારાં પણ ઘણાં મ્હોટાં ભાગ્ય! આપની વાણી ફળે કે બસ!"

" હવે બરાબર પા કલાક સુધી આંખો મીંચીને મારી મૂર્ત્તિનું ધ્યાન કરતી બેશ. પા કલાક પૂર્ણ થતાં જે બે આજ્ઞા રૂપી મંત્ર મારે તને કહેવા છે, તે હું તારા કાનમાં કહીશ. ત્યાં સુધી તારે આંખો ખોલવી નહીં."

" વારૂં મહારાજ !" કહીને સુંદરમતીએ તરંતજ આંખો મીંચીને મનમાં તે સાધુની મૂર્ત્તિનું ધ્યાન ધરવા માંડ્યું.

પંદર મિનિટ થવા આવતાંજ સાધુ મહારાજે તેણીના કાનમાં ધીરે સ્વરે-માત્ર તેણીજ સાંભળે, અને સમજે તેવી રીતે કહ્યું કે "ત્રણ રાત્રિ સુધી તારે મારી સાથે એકાંતમાં નિવાસિ મારા પવિત્ર પ્યારનો પ્રસાદ પ્રાપ્ત કરવો, અને તે પછી તત્કાળ હાલના પ્રધાન નવરંગીને નોકરીપરથી દૂર કરવો; કેમકે તેનાં પગલાં મહા પાપી હોવાથી તે જો પ્રધાનપદે કાયમ રહેશે તો પુત્ર-સંતતિનું સુખ તને થશેજ નહીં." આટલું કહીને તે સાધુએ તેણીને આંખો ખોલવાની આજ્ઞા કરી. સુંદરમતી આંખો ખોલતાંજ થડકી ગઈ ! તેનો ચહેરો ઉતરી ગયો ! તેણી કંઇ પણ નહીં બોલતાં એકદમ ત્યાંથી ઉઠીને રાજાની પાસે ગઇ, અને સાધુએ સંભળાવેલા મંત્રની હકિકત તેણીએ રાજાને કહી સંભળાવતાંજ રાજા મહા ક્રોધાયમાન બની બોલ્યો: " સમજ્યો ! હવે નવરંગીલાલનું ધારવું ખરૂંજ ઠર્યું ! એ ગુરૂજી નથી, પણ કોઇ ધુતારોજ છે! માટે હવે તો એને પૂરોજ કરવો પડશે !"

" નવરંગીલાલભાઇએ શું એને પ્રથમથીજ ઓળખી લીધો હતો કે પ્રાણનાથ ?"

" અરે ! તેમણે તો એની સાથે તરેહવાર વાતો ચલાવીને એનું ખોટારૂં પકડીજ કહાડ્યું હતું !"

" ત્યારે આપે મને ચેતાવી કેમ નહીં, અને આપે મને તે પાપી પાસે શા માટે મોકલી ? એવા હરામખોરને જાણીને આપણા મહેલમાં રાખ્યો, એ પણ આપે ખોટુંજ કર્યુંની ?"

" મેં એનું વિશેષ પારખું જોવાનેજ તને એની પાસે મોકલી હતી, અને તે પારખું હવે મને જણાઇ ગયું ! હવે તો એની બૂરી દશાજ કરીશ ! હમણાં તું કંઇ પણ બોલતીજ નહીં. પ્રધાનજીને અબઘડી બોલાવી મંગાવીને એનું રાયતું કરૂં છું ! એની કૂમતિનો બદલો

એને બરાબર આપીશ." આમ બોલતો રાજા તુર્ત દિવાનખાનાંમાં આવ્યો. તેણે પોતાના બંદુકવાળા ચાર સીપાઇઓને બોલાવી તેમને તે સાધુના રૂમ પર પહેરો ભરવા મૂક્યા, અને તે પછી નવરંગીલાલને પણ જલદી બોલાવી લાવવાને એક સીપાઇને દોડાવ્યો.

## પ્રકરણ ૬૧ મું.

### "જેવી મતિ, તેવીજ ગતિ."

દોહરો.

દગા સગો નહીં કોઇનો,
દગલબાજ દુર્જન:
છિન્ન ખિન્ન અંતે થશે.
દુઃખી તન ધન મન :

નવરંગીલાલ આવ્યો. રાજાએ તેને સર્વ વાતનો સાર સંભળાવી કહ્યું કે "પ્રધાનજી! તમારૂંજ ધારવું ખરૂં તો ઠર્યું! હરામખોર સાધુડાએ મારી રાણી તરફ કુદૃષ્ટિ કરવાના સાથેજ વળી તમારૂં પણ બૂરૂં તાકીને તમને પણ નોકરીમાંથી કહાડવાની કળા વાપરી! પણ તમારી સાથે તેને શું વેર હશે, તે મને સમજાતું નથી!"

"હુજૂર! આપેજ મને કહ્યું હતું કે, એ સાધુ નદીપર સ્નાન કરવા ગયો હતો, ત્યાં પાતકદાસ નામના એક વણિકને સાધુ સાથે છૂપી રીતે વાતચીત કરતાં સીપાઇએ જોયો, અને તે સીપાઇએ આપની પાસે આવીને તે બાતમી આપી. એમાંજ કંઇ ભેદ હોય, એમ મને તો ભાસે છે, માટે તે વણિકને બોલાવવો જોઇએ. તેને દમ દઈ પૂછશો તો તે તાબડતોબ જે પણ હશે તે કહી દેશે; કેમકે વણિક જાતિનાં જનો ઘણું કરીને પોચા ને બ્હીકણ હોય છે."

"ત્યારે તો તેને એકદમ બોલાવી મંગાવો. એ કામ હવે ઢીલમાં નાંખવા જેવું નથી!"

તરતજ નવરંગીલાલે તે વણિકનાં નામ ઠામનો પત્તો આપીને એક સીપાઇને તેને બોલાવવા મોકલ્યો, અને પછી તેણે રાજાને કહ્યું "તે વણિક આવી પ્હોંચે તેટલામાં પેલા સાધુને પણ આપણે સમજાવીને પૂછીએ તો મને લાગે છે કે, તે પણ કદાચ ભયભીત બની બધી વાત કહી દેશે."

"હા. એ પણ ખરી સલાહ છે. ચાલો તેને આપણે લઇ બેસીએ." કહીને રાજા તથા નવરંગી તે સાધુના રૂમ પાસે ગયા. પહેરા પર રાખેલા ચારે સીપાઇઓ, રાજાના હુકમથી નાગી તલવાર હાથમાં ઉભી રાખીને સાધુની ચારે બાજૂએ ઉભા રહ્યા અને પછી રાજા તથા નવરંગીલાલ પણ તે રૂમમાં એકદમ ધસીને ગયા. આ દેખાવ જોતાંજ સાધુ મહારાજ ગભરાઇ ગયા, અને આમ તેમ બહાવરાની માફક જોવા લાગ્યા! એટલે રાજાએજ બોલવાની પહેલ કરી, અને રાજાએ પણ હાથમાં ખુલ્લી તલવાર રાખીને પેલા સાધુને કહ્યું "કેમ સાધુ મહારાજ, હવે શું ધાર્યું? તમારો ઢોંગ હજી પણ ચલાવવો છે કે, તમારૂં પાપ તમારે મ્હોંઢેજ માની દેવું છે? અરે! નીચ સાધુડા! તું મને પણ ઠગવા. ધૂતવા, અને મારી રાણી તરફ કુદૃષ્ટી કરવાને આવ્યો હતો કે? મારા મહેલમાં રહી મારૂંજ ઘર મારવાની નીચ બુદ્ધિ તેં ચલાવીની? મારા પરમ પવિત્ર ગુરૂજી શ્રી દેવાનંદજી મહારાજ તું પોતેજ હોય, એવું ડોળ દેખાડીને તું મને ભૂલથાપમાં નાંખી તારી બ્રહ્મનિષ્ઠા પાર પાડવાનો અતિ અધમ ઇરાદો રાખતો હતોની? પણ તને ખબર નથી કે, તારાં પાપનો ઘડો આ પવિત્ર રાજ્યમાં ઘણા દહાડા ભરાયલો રહે તેમ નથીજ, પરંતુ તે પાપનો ઘડો ફુટવાનોજ હતો, અને તે ફુટયો પણ છે! આ મારા ચતૂર પ્રધાનજીએ તારી સાથે પ્રશ્નોત્તર કરવાની સાથેજ તારૂં પાપ પારખી લીધું હતું, અને હું પણ મારી પતિવૃત્તા રાણી દ્વારા તારૂં પાપ પારખી શકયો છું! હવે તારી પાસે હું બીજો કંઇ પણ ખુલાસો ચાહતો નથી, પણ જે ખરી વાત હોય તે જાહેર કરી દે! જો ખરી વાત હજી પણ છૂપાવશે, અને ખોટો લવારો કરશે, તો એમજ માનજે કે, આ મહેલમાંજ તારો પ્રાણ તું ગૂમાવશે! તે પ્રાણ પણ તું તલવારના ઝાટકાથી પળવારમાં નહીંજ ગૂમાવે, પરંતુ પ્રથમ આ તલવારથી તારાં નાક કાન કાપી નાંખીશ, અને પછી આજ તલવારની ધારથી તારી ચામડી ઉતારીને મીઠાં તથા મરચાંનાં પાણીથી તારાં અંગની બળત્રા કરાવી તને રીબાવી-રીબાવીને તારો જીવ લઇશ! તેટલા માટે જો તારે જીવવું હોય, અને થોડીજ શિક્ષા પામી બચી જવું હોય તો ખરી વાત કહી દે કે, આવો ઢોંગ કરવાની અવળી મતિ

તારામાં કેવી રીતે અને કેવાં કારણોથી ઉત્પન્ન થઈ? બોલજે! તને ફરી ફરીને ચેતાવું છું કે, જે સત્ય હોય તેજ પ્રકટ કરજે! જરા પણ જૂઠાણું ચાલવા નહીં દઉં!"

"રાજાજી! મારાં કમનસીબેજ મને તમારા નગરમાં આવવાની મતિ થઇ!" સાધુ થરથરતો બોલ્યો "અને હું પણ પહેલા નંબરનો મૂર્ખ કે, અન્યની શીખવણીથી, ભિક્ષા ભૂલી આપના મહેલમાં આવવાને લલચાયો!"

"તે અન્ય કોણ? અને તેણે તને શું લાલચ આપી તથા શું શું શીખવ્યું તે પણ સ્પષ્ટ કહી દે!"

"પાતકદાસ નામનો એક વણિક આપના નગર બહાર મને મળ્યો, અને તેણે મને આ માર્ગ સૂચવ્યો હતો, તેમજ તેણેજ મને લાલચ પણ બતાવી હતી મહારાજ! આપને જો મારી વાત ખોટી લાગતી હોય, તો આપ ભલે તે વાણિયાને બોલાવી પૂછી જૂઓ! આ મારી વાતમાં જરા પણ અસત્ય નથી સાહેબ!"

"ઠીક! સમજ્યો!" રાજાને વળી સ્મર્ણ થતાંજ તેણે પૂછયું "તું નદી પર સ્નાન કરવા ગયો હતો, અને ત્યાં તને જે વાણિયો મળ્યો હતો, તેજ પાતકદાસ કે તે વળી કોઇ બીજો માણસ હતો?"

"તેજ! તેજ! તેજ!" સાધુ પશ્ચાતાપ કરતાં બોલ્યો "તેણેજ મને અહીં મોકલીને ફસાવ્યો છે સાહેબ! આપે ન્યાયને ખાતર તેનેજ પ્રથમ શિક્ષા કરવી જોઇએ; કેમ કે હું તો માત્ર ગામેગામ ભિક્ષા માંગી આનંદમાં રહેતો હતો, અને તેવાજ ઈરાદાથી આપનાં નગરમાં પણ આવ્યો હતો, પરંતુ નગરમાં પ્રવેશ કરતાંજ તે ચંડાળ મને મળ્યો, અને તેનાથી મારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઇ! તે જો મને મળ્યો નહીં હોત, અને તેણે જો મને બૂરો માર્ગ બતાવ્યો નહીં હોત તો મારી સાધુતાની આવી શરમ લગાડનારી દુર્દશા થતેજ નહીં! તે વાણિયાને તો મારી આંખો આગળજ ઠાર મારવો જોઇએ!"

"તેણે તને ગમે તેમ ચઢાવ્યો, પરંતુ તું કેવો ગધેડો કે તેની અક્કલે આડો દોરવાયો? તારી બુદ્ધિ પણ એટલી નીચ તો ખરીજ!" રાજા જરા નરમ થઇને બોલ્યો "ઠીક છે. હમણાં તો તું બેસી રહે, અને પછી તારો ન્યાય કરવામાં આવશે." આમ તે સાધુને કહી

રાજાએ પેલા ચારે સીપાઇઓને ફરમાવ્યું કે " આ સાધુડાને, જેમ ભયંકર ગુન્હો કરનાર કેદીને સંભાળો, તેવીજ રીતે સંભાળજો!" આમ કહી રાજા તથા નવરંગીલાલ પુનઃ દિવાનખાનામાં ગયા, અને પેલા સીપાઇઓએ તે સાધુના હાથમાં તથા પગમાં બેડીઓ ઠોકી !

દિવાનખાનામાં પેલા પાતકદાસને લાવીને બેસારેલોજ હોવાથી રાજાએ તેને જોતાંજ પૂછયું " કેમ શેઠિયા, તમારૂંજ નામ પાતકદાસ છે કે ! અને તમે મારા રાજ્યનાજ નામાંકિત શેઠ છોની ?"

" હાજી." પાતકદાસે જવાબ આપ્યો " હું તો આપની પ્રજા માંનો આપનો એક દાસ છું સાહેબ ! "

" તું વાણિયો હોવાથી જીભની મિઠાશ વાપરવામાં ચૂકે તેવો નહીંજ હોય, એ તો હું બરાબર સમજું છું, પરંતુ મારે માત્ર મ્હોંઢાની સાકર પીરસવાની જરૂર નથી, પણ તારી પાસેથી એક ખરી વાત કઢાવવાનીજ જરૂર છે ! સમજ્યો ?"

" તે વાત શી છે તે આપ નામદાર પૂછશો. અને તે જો હું જાણતો હોઇશ તો ખુશીથી કહીશ મ્હેરબાન !"

" વારૂં ઠીક છે ! તું કેટલો સાચો છે, તે હમણાંજ મને માલમ પડશે, અને પ્રથમ તારી સત્યતાની પરીક્ષા કરવાને માટે માત્ર એકજ પ્રશ્ન તને પૂછું છુ તેનો ઉત્તર આપ કે, આ મારા પ્રધાનજી નવરંગી-લાલપર તને વેર છે કે નહીં ?"

" સાહેબ ! એઓ તો મારા મુરબ્બિજી છે ! એમનાપર મને વેર શાનું હોય ? એમને તો હું દિલોજાનીથી ચાહું છું."

" એમ કે ? તું આ સાચુંજ બોલે છે કે ? ઠીક છે ! તું કંઇ સીધી રીતે સત્ય કહેવાનો છે ? તને તો મારે બરાબર સ્વાદ ચખાડવો પડશે, અને ત્યારેજ તું ખરૂં કહેશે !" આટલું બોલીને રાજાએ સીપાઇઓને ફરમાવ્યું કે " આ વાણિયાના હાથમાં એકદમ બેડી ઘાલો, અને એને મુસ્કાટાટ બાંધી ચાબકાથી એની પૂજા કરો !"

આ સાંભળતાંજ વાણિયાભાઇ ઢીલાઢચ બની ગયા ! તેણે ગળગળીને રાજા તરફ હાથ જોડીને જણાવ્યું " સાહેબ ! માફ કરો ! હું હવે ખરેખરૂં બોલું છું કે, નામદાર પ્રધાનજીની સામે જૂના વિચાર-

વાળા વાણિયાઓનો પક્ષ બંધાયો છે, અને તેજ પક્ષમાં હું હોવાથી પ્રધાનજીનાપર મારે પણ વેર જેવુંજ છે!"

"એમ ખરૂં ભસી મરની તો! હજી પણ તને કહું છું કે, તને હું જે જે પૂછું, તેનો ખરો ઉત્તર નહીં આપશે તો હું તારા બૂરા હાલ કરીશ, અને તારાપર મને જરા પણ દયા નહીં રહે. તેમ છતાં જો તું સીધી આબરૂમાં સત્યપણે ઉત્તર આપશે તો હું તારાપર કંઇ પણ રહેમ રાખીશ, અને તારા અપરાધને માટે તને મારાથી બની શકતી દયાની લાગણીથી બચાવીશ." આમ પુનઃ પુનઃ ચેતવણી આપીને રાજાએ પૂછયું "બે-ચાર દિવસપર આપણા નગરના દરવાજા બહાર તને કોઇ સાધુ મળ્યો હતો, અને તેની સાથે તારે કંઇ પણ અગત્યની વાતચીત થઇ હતી કે?"

"હા બાપજી! એક સાધુ મળ્યો હતો, અને તેની સાથે મેં કેટલીક વાતો પણ કરી હતી સાહેબ!"

"વારૂં! શું શું વાતો કરી હતી? તે તમામ હકિકત પહેલેથી છેલ્લે સુધી બરાબર કહી સંભળાવ જોઇએ!"

"કહું છું સાહેબ!" પાતકદાસ વધારે ગભરાતાં ધ્રૂજવા લાગ્યો, તો પણ તેણે પેલા સાધુ સાથે થયલી તમામ વાતનું વર્ણન કહી સંભળાવ્યું, અને આખરે રાજાના પગમાં પોતાનું માથું મૂકી બોલ્યો "નામદાર મહારાજાધિરાજ! મેં ભૂલ કરી! જખ મારી! મને ક્ષમા કરો! આજ પછી કદી પણ એવું કામ નહીંજ કરૂં! આટલો ગુન્હો માફ કરો!"

રાજાએ નવરંગીલાલ તરફ જોઇને જણાવ્યું "પેલા સાધુની કહેલી વાત પણ આને મળતીજ છે, માટે આ વાણિયો ખરૂં બોલ્યો છે, એટલું તો ચોક્કસજ થયું છે; પરંતુ હવે સાધુને તથા આ વાણિયાને શું સજા કરવી, તેનો મને મ્હોટો વિચાર થાય છે! અગાઉ પણ એક વાણિયાએજ તમારી સામું તરકટ ઉભું કર્યું હતું, અને તેને તમારી દયાળુ સલાહથી માફી બક્ષવા પછી આ બીજા વાણિયાએ વળી તેથી પણ વિશેષ તરકટ રચેલું સાબિત થયું છે, માટે હવે તો દયાને દૂર કરી ન્યાયની રીતે વર્ત્તવુંજ જોઇએ, કે જેથી વારંવાર તમને

તથા મને આવા તરક્ટ જોવાનો વખત આવેજ નહીં. હવે તો સખ્ત શિક્ષાનો દાખલો બેસાડવોજ જોઇએ પ્રધાનજી !"

"નામદાર હુઝૂર ! મને અતિ આશ્ચર્યતા ઉપજે છે કે, મારી વિરૂદ્ધ એક અજબ પક્ષ ઉભો થયો છે ! જ્ઞાતિ મતભેદ તો સર્વ સ્થળોમાં હોય છે અને તેને લગતા સંવાદો પણ થાય છે, પરંતુ સીધો રસ્તો મૂકી આ પ્રકારે તરકટો ઉભાં કરવાનો માર્ગ લેવામાં આવે, ત્યારે તો મારે એમજ માનવું જોઇએ કે, મારા વિરોધિઓને કૂમતિ થઇ છે ! આપે કહ્યું કે 'હવે તો સખત દાખલો બેસાડવોજ જોઇએ.' તે આપનું કહેવું ન્યાય નીતિના નિયમને છાજતું છે, યોગ્ય છે, અને સમયોચિત પણ છે. તો પણ આ બાબત મારા સબંધની હોવાથી મારી સલાહ લેવાથી અને મારી સલાહ પ્રમાણેજ અમલ કરવાથી કદાચ ન્યાયમાર્ગનું વગોણું થવાની પણ ધાસ્તિ રહે છે, માટે મારા વિચાર પ્રમાણે એ કામ આપણા ન્યાયાધિશની કચેરીમાં મોકલવું મુનાસબ છે, કે જે નિયમસર થયેલું ગણાશે."

"પણ જો તેમ નહીં કરતાં હું પોતેજ તેમનો ચુકાદો આપું તો શું ખોટું છે ? મેં પોતે આ બાબતમાં સર્વ બાબતની તજવીજ કરી છે, તેમજ બંને તોહમતદારો પોતાના ગુન્હા કબૂલ પણ કરે છે, જેથી હવે વિશેષ તજવીજની પણ અગત્યતા રહી નથી, અને તેથી મારેજ એનો ચુકાદો આપવો લાજમ પણ છે."

"આપની મરજી તેમજ છે તો ભલે તેમ કરો, પરંતુ આપને મારે યોગ્યતાપૂર્વક કહેવું જોઇએ કે, આપ નામદાર પ્રજાપાલક, પ્રજા રક્ષક, અને દયાના દાતા છો, માટે આ કામમાં પણ આપે દયાને પહેલી સંભાળવી જોઇશે."

"પ્રધાનજી !" રાજા કંટાળો લાવીને તથા કંઇક ચીડવાઇને બોલ્યો "તમે જ્યારે ને ત્યારે 'દયા–દયા'ની સૂચના કરો છો, પરંતુ એ તમારી 'દયા' તમને ને મને નડયાજ કરે છે, એ કેમ ભૂલી જાઓ છો ?"

"બધું ભૂલાય, પણ દયા ધર્મ તો નહીંજ ભૂલાય, અને તે ભૂલવો પણ નહીંજ જોઇએ." નવરંગીલાલે વધારે ભાર દઇને દર્શાવ્યું

"મારો મત તો એવો છે કે, બંને તોહોમતદારોને તાકીદ આપી છોડી દેવા."

"અરેરે! તમે તો વળી પાછું કાચું કાપ્યું!" રાજા જરા નારાજ થઇને બોલ્યા "મારો વિચાર તો જૂદોજ હતો, પણ તમે તમારો વિચાર આવો ખુલ્લો જણાવી દીધાથી, અને તમારી સલાહનો સ્વીકાર કરવાની પણ મારી ફરજ હોવાથી હું તમારા વિચારની વિરૂદ્ધ વર્ત્તી શકતો નથી!' આમ કહીને તરતજ રાજાએ પેલા સાધુને પણ દિવાનખાનામાં બોલાવી મંગાવ્યો, અને તેને તથા પાતકદાસને તાકીદ આપી છોડી દેવાનો હુકમ કીધો, જેમ કરતાં રાજાએ તેમને જણાવ્યું કે "તમો બંને ખરા ગુન્હેગાર છતાં, અને સખ્તમાં સખ્ત શિક્ષાને પાત્ર તમો બંને હોવા છતાં, માત્ર આ પ્રધાનજીની સૂચનાથી તમારા-પર દયા લાવીનેજ તમને છોડયા છે, અને હવે પછી જો તમો કોઇ પણ પ્રસંગે કંઇ પણ ફોઝદારી ગુન્હો કરશો, તો તે વખતે તમને હાલના ગુન્હાની પણ શિક્ષા કરવામાં આવશે, માટે હવે પછી ખૂબ સંભાળીને ચાલજો." આમ જણાવી રાજાએ પેલા સાધુને તો રાજ્યની હદ બહાર ચાલ્યા જવાને ફરમાવ્યું, જેથી તે ત્યાંથી ઉભે પગે નિકળી ન્હાઠો, અને પાતકદાસ પણ નીચી મૂંડી કરીને પોતાને મકાને ચાલ્યો ગયો. તે દિવસથી તે પણ ઠંડાગાર બની ગયો, અને કોઈ પણ પ્રકારની ખટપટમાં ભાગ લેવાનું ભૂલીજ ગયો!

બાદ રાજા તથા નવરંગીલાલ એકાંતમાં વિચાર કરવાને બેઠા, અને રાજાએ ખાનગીમાં નવરંગીલાલને ભલામણ કરી કે "તમારા વિરોધિઓનું બળ તોડવાને ખાતર તમે આપણા પોલીસ સુપ્રીન્ટેન્ડંટને સૂચના કરો કે, તે તેવા તોફાનીઓને બહારોબહાર ડંડા કરી નાંખે. એવું કર્યા શિવાય તે લોકો સમજવાના નથી. તેઓ ઘણા જક્કી જડભરતની જાત જણાય છે, અને તેઓ સીધી રીતે સમજતા નથી, તેમજ તમારી ભલાઇનો ગેરલાભ તેઓ લે છે, માટે તેમને હવે તમારે સત્તાની રૂએ શાંત કરી નાંખવાની યુક્તિ ચલાવવીજ જોઇએ."

"આવો આડો રસ્તો લેવો મને યોગ્ય લાગતો નથી, પણ હું એજ વિરોધિઓને હવે જૂદી રીતે સમજાવીને ઠેકાણે લાવીશ. તેને માટે હું ટૂંક સમયમાં વિચાર કરીને સારોજ રસ્તો લઇશ.

" જેમ તમારી મરજી ! તમારા જેવા વિદ્વાનને હું હવે વિશેષ કહી શકતો નથી ! કહીને રાજા ઉઠીને જનાનખાનામાં ગયો, અને નવરંગી પણ ત્યાંથી નિકળીને પોતાને મકાને પરહર્ચો.

## પ્રકરણ ૬૨ મું.

### પાછાં મુંબઈમાં.

દોહરો.
વણિક સમજ્યાં સાથમાં,
સંપ સજાયો સાર;
નવરંગી યશ પામતાં,
છોડયો રાજ્યપ્રકાર.

નવરંગીના મગજમાં હવે પોતાના વિરોધીઓને પોતાના મતમાં કેવે પ્રકારે મેળવી લેવા, તેને લગતોજ ખ્યાલ થયા કીધો, અને ઘણાક વિચારો કર્યા પછી તેણે તે વિરોધિઓના પાંચ અગ્રેસરોને પોતાને મકાને બોલાવ્યા. તે વિરોધિઓ પણ પોતાનાં તરકટો તૂટી ચાર થઇ જવાથી ઠંડાગાર બની તો ગયાજ હતા, અને તેઓ પણ નવરંગીલાલની સાથે મળી જવાની તક જોયાજ કરતા હતા, અને એટલામાંજ નવરંગીએ તેઓને બોલાવ્યાથી તેઓને આનંદ થયો ! તેમને નવરંગીએ પોતાને ત્યાં બોલાવીને પ્રથમ તો ચ્હા વિગેરેથી તેમનો સારો સત્કાર કીધો, અને પછી તેઓને શાંતતાથી તેણે જણાવ્યું કે " આ નગરમાં મારી વિરૂદ્ધ કેટલાક વણિક ભાઇઓ રૂઠયા છે, અને તેમાં તેઓ રીતભાતે કે વાદવિવાદથી મને મહાત કરતા હોય તો હું ઘણોજ ખુશી થઉં; પરંતુ તેઓ તો તરકટ -તોફાનથી મને હરાવવાની પ્રેરવી કરે છે ! આ રીત એક ગૃહસ્થને તો કદી પણ શોભા આપેજ નહીં ! વળી તેમણે જોયું છે કે, તેમણે મારી વિરૂદ્ધ આજ સુધીમાં ગમે તેવાં શરમભરેલાં કાવત્રાં રચ્યાં, પરંતુ તેમાં આખરે તેમનેજ નામોશી લાગી છે, અને છેલ્લાં બે તરકટ કરનારાઓ સખ્તમાં સખ્ત શિક્ષા પામી તુરંગમાં પણ જાત, પરંતુ મને મારા વણિક ભાઇઓને માટે માન અને દયા હોવાથી મેં તેમને બચાવી લેવાનો મારો ધર્મ બજાવ્યો છે, પરંતુ જેમ મેં મારો ધર્મ બજાવ્યો છે, તેમજ તેમણે પણ તેમનો ધર્મ બજાવવો કે કેમ ? તમો

પાંચે ભાઇઓ, અગર જો હું જાણું છું કે, મારા સુધારાના મતથી જૂદા છો, તોપણ તમને મારી એટલીજ સલાહ છે કે, મારૂં જે પણ પગલું તમને અયોગ્ય લાગે, તેને માટે તમે મારી સાથે દાખલા દલીલોથી વિવાદ ચલાવો, અને તેમાં પવિત્ર હૃદયે આપણે પોતેજ આપણા વિવાદ માટે વિચાર કરતાં આપણાંમાંથી જેની પણ ભૂલ જણાય, તેણે પોતાની ભૂલ સુધારવાની તજવીજ કરવી. સ્ત્રીસમાજની તથા રોટી વહેવારવાળાની સાથે બેટી વહેવાર કરવાની વિરૂદ્ધ તમે થયા છો, પરંતુ તે તમારી વિરૂદ્ધતા મુદ્દાસર સિદ્ધ કરી આપી, તે વિરૂદ્ધતાની યોગ્યતા પૂરવાર કરો, અને તે પછી મારી ભૂલ જણાતાંજ હું મારી ભૂલ સુધારીશ. જોકે મને તો ખાત્રિજ છે કે, મારા કરેલા સુધારા આગળ જતાં તમો પોતે પણ પસંદ કરશોજ. આ પ્રશ્ન બાજૂપર મૂકી હવે મારે તમને બીજી રીતે પણ સમજાવવું જોઇએ કે, આ રાજ્યમાં અત્યાર સુધી કોઇ પણ વણિકનો કાર્યભાર થયો નથી, અને હું આપ વણિક ભાઇઓનોજ હોવાથી આપ સર્વએ તો મારાપર ભાવ રાખવો ઘટે છે. ભાવ હોય તોજ ઐકયતા થાય, અને ઐકયતા થાય તોજ શ્રેય થાય, એ પણ એક ઉત્તમ નીતિ છે. આ મારૂં બોલવું ભૂલભરેલું હોય તો બોલો !"

"એમાં ભૂલ કહેવાય કે ?" પાંચે જણાનાં મનમાં સારી અસર થતાં તેઓએ જણાવ્યું "પ્રધાનજી સાહેબ ! આપનું કહેવું સત્તર આનાનું છે, પરંતુ અમે આજે નિખાલસપણે કહીએ છીએ કે, અમે માત્ર મમતે ચઢીને આપની વિરૂદ્ધ પડયા હતા ! પણ અત્યારે અમે કસમ ખાઇને જણાવીએ છીએ કે, આજથી અમે આપનાજ છીએ, એમ માની લેશો. આપની વાત અમારાં મગજમાં આબાદ ઠસી ગઇ છે ! આપે જે જે સુધારા કીધા છે, તેને તોડી પાડવાને માત્ર અમે હઠને વશ થઇ ગયા હતા, પરંતુ આપની વાતો પરથી અત્યારે અમારાં મનમાં સ્પષ્ટ સમજાયું છે કે, ખોટી હઠ કરવી, એ તો મૂર્ખનુંજ કામ છે, અને વળી સારાં કામને તોડી પાડવા જેવું કંઇ પણ પગલું ભરવું, એ પણ સારાં માણસોનું કર્ત્તવ્ય નથીજ. માટે આજ સુધીમાં અમારી થયલી ભૂલને માટે અમે ક્ષમા માંગીએ છીએ, અને આજથી તે આપના સુધારાનાં કામોમાં અમારી સામિલગિરી પણ સમજીજ લેશો !"

"તે ખરૂં; પરંતુ 'ચાવવાના દાંત જૂદા, અને બતાવવાના જૂદા!' એમ થાય તો પછી શું કામનું?"

"અરરરર! આપ એ શું બોલ્યા!" તેઓએ જણાવ્યું "આપને અમે મ્હોંઢેથી બોલીનેજ સમજાવી દેવા માંગતા નથી, પણ વણિક મહાજન મેળવીને તેમાં અમે જે ઠરાવ કરીશું, તે ઉપરથી આપની ખાત્રિ થશે."

"તેમ થાય તો વધારે સારૂં; પણ તે મહાજન તમે કયારે મેળવશો? ઘણા દિવસ નિકળી નહીં જાય તો સારૂં!"

"અરે! હવે તો આપનાં કરતાં અમને એ બાબતની વિશેષ ચટપટી લાગી છે, અને તેથી આવતા રવિવારેજ મહાજન મેળવવાની ગોઠવણ અમે કરીશું. તેમાં આપે પણ પધારવું જોઇશે."

"હું તો નહીં આવું. તમેજ સર્વ હળીમળીને ધારવા પ્રમાણે પાર પાડશો તો સારૂં."

"વારૂં તેમ કરીશું."

"બસ તો મહેરબાની!" નવરંગીએ ખુલ્લાં દિલથી જણાવ્યું "તમે મારા મતને મળતા થયા છો, તેને માટે હું તમારો અત્યંત આભારી થયો છું, અને મારે જણાવવું જોઇએ કે, સારા, ઘટિત અને અવશ્ય સુધારા કરવાથી તમે તમારા ઉધરનાં બાળકોનું તમારે હાથે શ્રેય કર્યું, એમજ કહેવાશે, અને આખરે તમારીજ નજર આગળ તેનાં મધુર ફળ તમે જોઇ શકશો! વળી એટલું પણ સમજી રાખજો કે, હું સુધારાને નામે કુધારા પસંદ કરનારો નથી, પરંતુ આપણો ધર્મ સાચવીને શાસ્ત્રોક્ત સુધારાજ કરવાની મારી પણ સલાહ છે."

"એવી આપની વૃત્તિ હોવાને લીધેજ આપની વાત અમારે ગળે ઉતરે છે તો! આજ સુધી અમો સર્વ આપનાં અંતઃકરણની આવી ભલી ભાવનાથી અજ્ઞાત રહી ગમે તેમ બડબડાટ કરતા હતા, પરંતુ આજે આપની વાણીદ્વારા અમારી અજ્ઞાનતા ઉડી ગઇ છે, માટે હવે વાંધાની તો વાતજ નથી. હવેથી અમો સર્વ આપનાજ છીએ, એમ માનજો." આમ કહી તેઓ પાંચે હસ્તે વદને વિદાય થયા.

રવિવારે વણિક મહાજન મળ્યું, અને તેમાં સર્વાનુમતે ઉત્સાહપૂર્વક ઠરાવ કરવામાં આવ્યો કે "આપણી સમસ્ત વણિક કોમોએ

રોટી વહેવારવાળાઓની સાથે બેટી વહેવાર ચાલુ કરવો, કન્યા કેળવણીને ઉત્તેજન આપવું, સ્ત્રીઓનો સંસાર સુશોભિત થાય તેને માટે જે સ્ત્રીસમાજ સ્થાપન થઈ છે, તે સમાજને સર્વ વણિક જ્ઞાતિઓએ યથાશકિત સહાયતા આપવી તથા તે સમાજની સૂચના પ્રમાણે સર્વ જ્ઞાતિઓએ યથાયોગ્ય સુધારા-વધારા કરી જ્ઞાતિ ઉન્નતિને માટે સર્વ પ્રયોગો યોજવા.” આ પ્રમાણે મહાજને અંતઃકરણપૂર્વક ઠરાવ પસાર કરી છેવટે શ્રી ગોવર્ધનનાથજીની તથા મહારાજા સાહેબની જય બોલાવીને મહાજન બરખાસ્ત થયું, અને વણિકોમાં આ પ્રમાણે ઐકયતા થવાથી સુજ્ઞ વણિકોમાં સંતોષ ફેલાયો.

ઉપલો ઠરાવ પ્રકટ થયા પછી નવરંગીએ સુધારા પક્ષના જે વણિકો મહાજનની ઉપલી સભામાં ગયા નહોતા, તેઓને બોલાવીને ઉપલા ઠરાવથી તેમને વાકેફ કરીને તેઓની સામેલગિરી સહિત સમસ્ત વણિકોની એક જંગી જાહેર સભા બોલાવી. તેમાં પ્રમુખસ્થાન મહાજનના જૂના શેઠ શોભાગદાસને આપવામાં આવ્યું, અને તેમાં ઉપલો ઠરાવ વાંચી સંભળાવ્યા પછી સમસ્ત વણિક જ્ઞાતિઓને સમજાવીને સર્વ વણિક જ્ઞાતિઓને એકત્ર કરી એકજ વણિક જ્ઞાતિ કરી નાખી. તેમાં પ્રમુખ તરીકે તો મહાજનના શેઠ શોભાગદાસનેજ નક્કી કીધા, પરંતુ કાર્યભારી કમિટીમાં જૂદી જૂદી વણિક જ્ઞાતિઓના શેઠીયા તથા પટેલિયાઓને નિમ્યા, અને સર્વના સલાહકાર તરીકે સર્વએ નવરંગીલાલનેજ પસંદ કરી સલાહકારના સ્થાને તેનેજ નિમવાની લાયકી બતાવવામાં આવી. આ પ્રમાણે નવરંગીલાલે સર્વ વણિક જ્ઞાતિઓનું ઐકય કરવાનો યશ લીધો, અને તેની સાથે વણિક સંસાર સુધારાનો સૂર્ય પણ ઉજ્જડપૂર જેવા એક દેશી રાજ્યમાં સતેજ પ્રકાશ્યો! તે નગરનાં વણિકોની કન્યા લેવા-દેવાની અનેક મુશ્કેલીઓ પણ દૂર થવાથી તેમના હૃદયમાં પણ નવરંગીલાલનું નામ શુભાકૃતિમાં કોતરાઇ ગયું! આ બાબતમાં પણ ગામેગામનાં વર્તમાનપત્રોમાં નવરંગીલાલની તથા ઉજ્જડપૂરના વણિકોની સ્તુતિ ગવાઇ રહી!

બાદ નવરંગીલાલે, રાજાને સંતોષાનંદ આપતાં જણાવ્યું કે હજૂર! આપના મનમાં ધાસ્તી રાખતા હતા, તે હવે તો દૂર થઇ ગઇની? હવે તો આપના રાજ્યના તમામ વણિકો સંપમાં સજાયા

છે, અને જેઓ મારા વિરોધિઓ થયા હતા, તેઓ પણ મારા મિત્રો બન્યા છે! આપને સંતોષ મળવાને આ પણ ઠીકજ થયું છે."

"હા પ્રધાનજી! તમારે માટે મને બીજી તો ધાસ્તિ ન હોતીજ પરંતુ તમારા દુશ્મનો કદી ને કદી પણ હેરાનગતિ ઉપજાવત અને તેને માટેજ મારે તમને કહેવું પડયું હતું, પરંતુ તમે ઘણુંજ સંતોષકારક પરિણામ આણ્યું છે, અને તેથી તમામ વણિકોમાં શાંતિ પથરાઇ છે, તે જોઇને મને પણ સંતોષાનંદ પ્રાપ્ત થયો છે."

"હવે આપને મારી એક નમ્ર વિનંતિ છે. હું આપ સાહેબની પાસે એકજ માગણી કરવા માગું છું, માટે જો તે શ્રવણ કરી મારી માગણી મંજૂર રાખશો તો તો મારાપર આપની મ્હોટી મહેરબાની થશે!"

"શું માગણી છે તે ખુશીથી જણાવો, તમારી કોઇ પણ માગણી માન્ય રાખવાને હું બંધાયલો છું પ્રધાનજી!"

"ત્યારે તો મારે આપને એટલીજ વિનંતિ કરવાની છે કે, હવે મને કૃપા કરીને નોકરીપરથી રજા આપશો."

આ શબ્દ સાંભળતાંજ રાજા સડક થઇ ગયો, અને થોડીક મિનિટ શુદ્ધિ ભૂલી ગયો હોય, તેવી સ્થીતિમાં શાંત રહ્યા પછી તે બોલ્યો "પ્રધાનજી! આ તો તમે મને અતર્કિત વાત કહી! આવી માંગણીની મેં તમારા તરફથી વકી પણ રાખી ન હોતી! આવો અકસ્માત દારૂગોળો છોડવાનો શો સબબ મળ્યો છે?"

"હજૂર! મુખ્ય સબબ તો એજ છે કે, મારાં તેમજ મારાં પત્નિનાં માતા-પિતા વૃદ્ધ થયાં છે, તેમજ તેઓને અમો સિવાય અન્ય પુત્ર કે પુત્રિ નથી, માટે હવે અમારે તેમની સેવામાં રહી તેમની પશ્ચાત અવસ્થામાં તેમનો આશિર્વાદ પણ સંપાદન કરવો જોઇએ. તે તે આશિર્વાદ પામવાનો માત્ર એકજ માર્ગ છે, અને તે એજ કે, હવે તેમની સેવા અમારે કરવી. આની સાથેજ, નોકરી છોડવાનું બીજું સબળ કારણ એ પણ છે કે, હવે મુંબઇ જઇને પ્રજા સેવા પણ યથાશક્તિ બજાવવી, તેમજ જે નવીન જ્ઞાતિ ત્યાં મેં ઉભી કરી છે, તેની પણ બની શકતી સેવા બજાવવી. આ બે મુખ્ય કારણોને માટેજ મેં આપને આવી વિનંતિ કરી છે.

" તમે જે બે કારણો કહો છો, તે બંને કારણોને તોડી પાડવાની મારી પણ ઇચ્છા નથી, તો પણ મારી ઇચ્છા એટલી તો છે જ કે, થોડાંક વર્ષ તમે અત્રે રહો તો વધારે સારૂં."

" થોડાં વર્ષ તો શું, પણ થોડા મહિના કે થોડા દિવસ પણ પણ કહાડવાને મારૂં મન તો માનતું નથી, અને મન ઉપડેલું હોવાથી કંઇ પણ કામકાજમાં મારૂં દીલ પણ લાગતું નથી, માટે હવે તો મને માફ્જ કરો સાહેબ ! "

" પણ તમારા જવાથી તમારી જગા સંભાળનાર તમારા જેવો મને તત્કાળ કોણ મળશે ? " રાજાએ સૂનમૂન થઇને પૂછ્યું " તમે તેવા કોઇ પુરૂષને માટે ભલામણ કરો છો ? "

" મારી જગા મારા કરતાં પણ વધારે સારી રીતે સંભાળી શકે તેવો પુરૂષ તો માત્ર સર ન્યાયાધિશ મી૦ ઇશ્વરલાલ છે। તે મારી જગાપર આવવાને દરેક પ્રકારે યોગ્યતા ધરાવે છે."

" ત્યારે તેમને તમારે સ્થળે પ્રધાન તરીકે નિમવા, એમ તમે અંતઃકરણથી સલાહ આપો છો ? "

" હાજી. તેઓને માટે સલાહ આપવા ઉપરાંત પૂર્ણ ખાત્રિ પણ હું આપું છું. વળી મારા કામોથી તેઓ ઘણા વાકેફ હોવાથી કામકાજની બાબતમાં પણ કંઇ વાંધો આવશે નહીં."

" ઠીક ત્યારે તમારી માંગણી દિલગિરી સાથે મંજૂર રાખું છું, પરંતુ મને તમે છેકજ ભુલી જશો નહીં ! "

" એ આપ શું બોલ્યા સાહેબ ? આપની કૃપા કાયમ રહેશે, અને પ્રસંગોપાત આપ જ્યારે પણ મને બોલાવશો ત્યારે આપની સેવામાં હું હાઝર થઇશ. આપનું લૂણ મારા પેટમાં છે, તે કદી ભૂલાવાનું નથી ! "

" ક્યારે જવાનો વિચાર રાખ્યો છે ? " રાજાએ પૂછ્યું " આ મહિનો તો અત્રે કહાડશોની ? "

" આપની ઇચ્છા છે તો આટલો મહિનો પૂરો કરીશ, અને આવતી તા૦ ૧ લીએ અત્રેથી રવાના થઇશ."

" ભલે ! " રાજા આટલું બોલી પોતાને સ્થાનેથી ઉઠીને મહેલમાં ચાલ્યો ગયો, અને નવરંગી પણ પોતાને મકાને આનંદ પામતો

ગયો. રાજાએ તેને જવાની પરવાનગી આપ્યાથી તે હરખાઇ ગયો, અને તે વાત તેણે નવલને કહેતાં તેણી પણ રાજી-રાજી થઇ ગઇ! ઘર આંગણે જવાનું કોને નહીં ગમે?

નવરંગીલાલના જવાના સંબંધની વાત ટૂંક સમયમાં ખૂણે-ખૂણે પ્રસરી ગઇ, અને તેથી પ્રજામાં પણ અત્યંત નાખુશી ફેલાઇ તોપણ પ્રજાએ પોતાનાં અંતઃકરણુતા ઉમળકાથી નવરંગીલાલને જાહેર તરફનું એક સુંદર માનપત્ર સૂવર્ણના કાસ્કેટમાં મૂકીને આપ્યું, તેમજ પ્રજાના કેટલાક અગ્રેસરોએ તથા વણિક મહાજને પણ પોતપોતા તરફથી ખાસ મેલાવડા કરીને તેમાં નવરંગીનો ઉત્તમ સત્કાર કીધો.

છેલ્લે રાજાએ એક ભવ્ય દરબાર ભરીને તેમાં નવરંગીલાલની કારકીર્દિની ભારે પ્રશંસા પ્રદર્શિત કરી તથા તેમના જવાને માટે રાજાએ એટલી તો દિલગિરી દર્શાવી કે, ભર દરબારમાં રાજાની આંખોમાં પાણી ભરાઇ આવ્યા! તેજ પ્રસંગે રાજાએ નવરંગીલાલને વિદાયગિરીનો ઉત્તમ પોષાક આપ્યો તથા એક લાખ રૂપીઆ રોકડા બક્ષિસ આપવા ઉપરાંત નવરંગીલાલની હયાતિ સુધી વાર્ષિક પાંચ હજાર રૂપીઆનું પેનશન પણ બાંધી આપ્યું. આની સાથેજ નવા પ્રધાન તરીકે ઇશ્વરલાલની નિમણુંક પણ તેજ તકે જાહેર કરી, અને તેને પણ રાજ્યના નિયમાનુસાર કિંમતી પોષાક રાજાએ બક્ષ્યો.

આ શિવાય ખાનગીમાં બંને રાણીઓએ નવલને પણ સારી સારી બક્ષિસો આપી, તેમજ સ્ત્રી સમાજ તરફથી તેણીને એક સુંદર માનપત્ર ચાંદીના ડબ્બામાં મૂકીને અર્પણ કરવામાં આવ્યું.

આ પ્રકારે નવરંગી તથા નવલ ઉત્તમ સત્કાર પામીને, પોતાના ઠરાવ પ્રમાણે, તા૦ ૧ લીએ ત્યાંથી મુંબઇ જવાને નિકળ્યા, તે પ્રસંગે કેટલાક ભાવિક મિત્રો તેમને વળાવવાને ઠેઠ દમ્મણનાં સ્ટેશન સુધી ગયા હતા. આ રીતે તે પતિ-પત્નિને ત્યાં ઉત્તમ માન મળ્યું.

નવલ તથા નવરંગીએ, મુંબઇ આવવાની ખબર આગમજથી પોતપોતાના વડિલોને આપેલી હોવાથી તેઓ પોતપોતાની ઘરની ગાડીઓ લઇને ગ્રાંટરોડ સ્ટેશને આવ્યા હતા, જેથી તેઓ તેમની સાથે પોતપોતાને મકાને સંચર્યાં.

---

# પ્રકરણ ૬૩ મું.

## હીરો પ્રકાશ્યો !

દોહરો.

જાહેર સેવા કારણે,
નવરંગી હરખાય;
મુંબઇમાં આગળ વધ્યો,
હીરો તે પરખાય !

મુંબઇમાં આવતાંની સાથેજ નવરંગીએ, જે નવીન જ્ઞાતિ સ્થાપન કરી હતી, તે જ્ઞાતિની વ્યવસ્થા જોતાંજ તે ખુશી થયો, અને તે જ્ઞાતિને જાહોઝલાલીમાં લાવવાને હવે તેણે મનપર લીધું. પ્રથમ તો તેણે "વણિક વીર" નામનું એક માસિક ચોપાનીયું પ્રગટ કરવાનો પ્રારંભ કીધો. તે માસિકના તંત્રી તરીકે તેણેજ પોતાનું નામ આપ્યું, અને મુંબઇના એક ઉત્તમ છાપખાનામાં તે છપાવાનું રાખ્યાથી, તેમજ તેમાં ઘણા સરસ વિષયો દાખલ કરેલા હોવાથી તેનો પ્રથમાંક પ્રકટ થતાંજ તેને માટે વાહવાહ વદાઈ. તેજ અંકમાં, ઉજજડપૂરના વણિકોએ કરેલા સુધારાનું અસરકારક વર્ણન નવરંગીલાલે લખ્યું હતું, અને તે વાંચ્યાથી મુંબઇના વણિકોનાં મગજ ઉપર ઘણી સારી અસર થઇ ! કેટલાક યૂવાન વણિકોએ વિચાર કીધો કે "જે કાર્ય મુંબઇના કેળવાયલા વણિકો બજાવી શકયા નથી, તે કાર્ય ઉજજડપૂર જેવા ખૂંણે વસેલા એક દેશી રાજ્યના કેળવણી રહિતના સાહસિક વણિકોએ કરી બતાવ્યું છે, એ પણ તેમને ધન્ય છે !" આ પ્રમાણે વિચાર કરી તેઓ પણ ઉશ્કેરાયા, અને લગભગ એકસો યૂવાનોએ એકમત થઇ મુંબઇના તમામ વણિકોની એક મહાભારત સભા બોલાવી. આ સભા તરફ મુંબઇના વણિકોનું અધિક આકર્ષણ હોવાથી તેમાં લગભગ પાંચ હજાર વણિકોઓએ હાજરી આપી. સભાનું પ્રમુખપદ નવરંગીલાલનેજ આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે આપવામાં આવ્યું. સભાના કાર્યક્રમનો પ્રારંભ કરતાં નવરંગીલાલે અતિ અસરકારક ભાષણ કર્યું, અને તેથી શ્રોતાજનોનાં મગજપર સારી અસર થઇ, તે પછી બીજા કેટલાક વકતાઓએ પણ નવરંગીલાલને પુષ્ટી આપનારાં વિવેચનો કર્યાં. એટલામાં જુના વિચારવાળાનો

એક યુવાન સભામાં બોલ્યો કે “ તમે તમારી વાત વૃદ્ધોનાં મગજમાં ઉતારો તો વધારે સારૂં; કેમકે મારી પોતાનીજ બાબતમાં હું મારી સ્થિતિ જણાવું છું કે તમારો મત તો તમારા મતનેજ મળતો છે, પણ ઘરમાં મારી ડોસી માનતી નથી! માટે તમે ડોસીઓને તથા ડોસ ઓને સમજાવો તો સારૂં.”

આ સાંભળતાંજ સભામાં હસાહસ થઇ ગઇ. નવરંગીલાલે તેને સમજાવ્યું કે “ તમારા મગજમાં આ સુધારો સારો સમજાયો છે તો વખત વીતતાં વૃદ્ધોનાં મગજમાં પણ તે સારોજ સમજાશે. વૃદ્ધોને સતાવીને સમજાવવા નથી, પણ તેઓને દાખલા દલીલોથી સમજાવવા છે.”

આખરે નવરંગીની ધારણા પ્રમાણેજ સભાએ ઠરાવો પસાર કીધા, અને નવીન સ્થપાયલી સુધારક જ્ઞાતિમાં તેજ સભામાં કેટલાક યુવાનોએ, તેમજ કેટલાક પુખ્ત વયના માણસોએ પોતાના નામ નોંધાવ્યાં, આથી તે નવી ન્યાત પ્રથમ કરતાં પણ લગભગ બમણી થઇ ગઇ, અને તેનું બળ પણ હવે તો જોરમાં વધી પડ્યું. તેને જોઇને જૂના વિચારવાળાઓનાં પેટમાં ઉથલપાથલ થવા માંડી! નવરંગીનું નામ હવે વણિકોમાં ઘેરે ઘેર ગવાઇ ગયું, અને ઉજ્જડપૂરથી આવીને તેના મનમાં નવીન ન્યાતની ઉન્નતિ કરવાને માટે જે ઉમેદ હતી, તે તેણે ટૂંક સમયમાંજ પાર પાડી નાંખી! સુધારાના પહેલવાન તરીકે નવરંગીનું નામ પંકાઇ ગયું, અને વર્તમાન પત્રોવાળાઓએ નવરંગીનો ફોટો પોતપોતાનાં પત્રોમાં સ્થાપીને તેને પુષ્કળ પ્રસિદ્ધિમાં આણ્યો, જેથી દરેક જાહેર સભામાં પણ નવરંગીને આમંત્રણ થવા લાગ્યાં, અને તેનું નામ એક છટાદાર વક્તા તરીકે પણ વખણાવા લાગ્યું.

વણિકોમાં જબરી જાગી! ઘેરેઘેરે ધમચકરડીની ધમાલ થઇ રહી! બન્યું એવું કે, છોકરો નવી ન્યાતમાં, અને તેનાં મા-બાપ જૂની ન્યાતોમાં! આથી જૂના વિચારવાળાઓનાં ઘરમાં પંચાતી જાગી! કજીયાનાં મૂળ પેંઠાં. મુશીબતના કાંઠા ઉભરાયા, અને તેઓ મહા સંતાપમાં પડી ગયાં! તેમાં જૂના વિચારવાળાઓના ટાંટિયા લથુ-લપુ થવા લાગ્યા, અને તોફાન દાબી દેવાને તેઓએ અનેક કિક-

મતો કરવા માંડી, તેમજ નવરંગીને હેરાન કરવાને પણ અનેક ફાંફાં માર્યાં, પણ તેઓનું કંઈજ વળ્યું નહીં! આખરે તેઓ થાકયા, ગળી ગયા, અને તદ્દન નિર્માલ્ય થઇ ગયાથી તેઓમાંના કેટલાક અગ્રેસરોએ, નવરંગીલાલને ખાનગી રીતે પોતાની પાસે બોલાવીને સમજુતીથી કંઇ પણ તોડ લાવવાનો માર્ગ પૂછયો; પરંતુ સુધારક ન્યાતનું બળ એટલું બધું જામી ગયું હતું કે. કદાચ નવરંગી હવે બદલાઇ જાય, તોપણ નવી ન્યાતનો પાયો લૂલો થાય તેમ નહોતો. તેમ વળી નવરંગી પણ કંઇ એવો સોડા વૉટરની બાટલીઓ જેવો નહોતો કે, તે પોતાના વિચાર ગમે તેમ ગબડાવવાને તત્પર થાય! તેણે તો પોતાની મૂળ વાતને મજબૂતીથી પકડીજ રાખી, અને જૂના વિચારના અગ્રેસરોની સમજુતીનો એટલોજ ઉત્તર આપ્યો કે "જે નવી ન્યાત સ્થપાઇ છે, તેને સર્વ પ્રકારે કાયમ રાખીને જે પણ તમારે કરવું હોય તે ભલે કરો!" આ તેના છેવટના ઉદ્‍ગાર સાંભળીને આખરે તેઓ પણ થાકી પાકી ગયા, અને તેમણે એટલોજ ઠરાવ કીધો કે "આપણે હવે મૌન્ય રહેવું, અને આપણી હયાતિ સુધી આપણે જૂનામાં કે નવામાં–કોઇ પણ પક્ષમાં ભાગ નહીં લેતાં ઘરમાંજ બેસી રહેવું!" આ પ્રમાણે તેઓ પોતાનો મમત મૂકી બેઠા, જેથી તેઓના યૂવાન પુત્રોનું પરિબળ વિશેષ વૃદ્ધિ પામ્યું, અને તેવીજ રીતે નવી ન્યાતનું પરિબળ પણ ખૂબ જોરમાં ધુરકવા લાગ્યું. આ પ્રમાણે નવાની ચઢતી અને જૂનાની પડતી થવાથી ધીમે ધીમે જ્ઞાતિ ભેદને પક્ષાપક્ષ છેકજ ગગડી ગયો, અને આખરે સર્વ રોટી વહેવારની વણિક જ્ઞાતિઓ નવીની સાથે હળીમળી ગઇ. આ રંગ જોઇને નવરંગીએ, જેમ ઉજ્જડપૂરમાં કર્યું હતું તેમ, સુંબઇમાં પણ સર્વ વણિક જ્ઞાતિઓના ભેદ ભાંગી નાંખીને એકજ વણિક જ્ઞાતિ કરી નાંખી, તેમજ તેનો કાર્યભાર રીતસર ચલાવવાને જૂદી જૂદી જ્ઞાતિઓના શેઠિયા–પટેલિયાઓની એક કમીટી પણ ઠરાવી દીધી, આ વિગેરે તમામ વ્યવસ્થા ઘણાજ સારા આકારમાં ગોઠવ્યાથી નવી ન્યાતનો પાયો અત્યારે તો અચલ થઈ ગયો!

આ બનાવથી નવરંગીનું નામ વણિક ઇતિહાસમાં નોંધી રાખવા જેવું થયું, અને કેટલાક લેખકોએ તો: વણિક જ્ઞાતિઓની આ ઐક્ય-

તાનાં જુદાં-જુદાં પુસ્તકો પણ પ્રકટ કીધાં। વળી આ બનાવની હોહા ન્યુસપેપરોમાં ઉપરાચાપરી દિવસો સુધી આવ્યાથી એજ સુધારાના કુણગા બીજાંનાં ઘરોમાં પણ પ્રવેશ્યા, અને ત્યાં પણ ધીમે ધીમે મુંબઇના દાખલા પ્રમાણે વણિકોની ઐકયતા થવા માંડી. આવી ઐકયતાનું પરિણામ એ આવ્યું કે, કન્યા લેવા-દેવામાં પડતી ઘણી-ખરી મુશ્કેલીઓ દૂર થઇ ગઇ, અને યોગ્ય કન્યાને માટે યોગ્ય વર મેળવવામાં કોઇ પણ પ્રકારે વાંધો રહ્યો નહીં! આવી સુગમતાનો અનુભવ કેટલાક જૂના વિચારનાં વૃધ્ધોને થવાથી તેઓ પણ હવે તે નવરંગીની વાહવાહ વદવા લાગ્યા, તેમજ તેણે કરેલો સુધારો સમયોચિત સમજવા પણ લાગ્યા! તેને માટે જેઓ પ્રથમ નવરંગીની નિંદા કરતા હતા, તેઓજ હવે તેની સ્તુતિ ગાવા મંડી પડયા, અને વણિકોની ઐકયતાએજ હવે વણિકોની દરેક બાબતમાં ચઢતી થવાનો સમય પણ આવી પહોંચ્યો હોય, તેવાં ચિન્હો તેઓને વેપાર રોજગારમાં પણ જણાવા લાગ્યાં. અર્થાત્ "સંપ ત્યાં જંપ" એ કહેવત પ્રમાણે વણિક ટોળાની સ્થીતિ સુધરી જતી સમજાઇ, અને તેથીજ તેઓમાં લક્ષ્મિનો વાસ પણ વધવા માંડયો. આ પ્રમાણે નવરંગીએ ગમે તેટલા સુધારા સમૂળ કીધા ખરા, પરંતુ તેણે પ્રથમથીજ જે નિયમ રાખ્યો હતો કે "સર્વ કંઇ કરવું, પણ આપણાં શાસ્ત્ર વિરૂદ્ધ તો કંઇ પણ નહીંજ કરવું." આ નિયમ નવરંગીએ છેવટ સુધી સાચવીનેજ સુધારાનું સુકાન ચલાવ્યું હતું, અને ખરા ધર્મનું ખરૂં અભિમાન તેને હોવાથી તેના પ્રયાસનું પરિણામ "ધર્મોજય" આ નીતિ પ્રમાણે યશસ્વિ નિવડેલું તે માનતો હતો.

નવરંગીએ ધારેલું પાર પડયું. તેનાં તથા નવલનાં માતા-પિતા પણ હવે ખુશી થયાં, અને તેઓએ નવરંગીને ધન્યવાદ સહ આશિર્વાદ પણ આપ્યો. આવો આનંદ નિહાળ્યા પછી તેઓ થોડી-થોડી મુદતને અંતરે મૃત્યુ પામ્યાં. નવલને બંધુ નહીં હોવાથી તેણીનેજ પોતાનાં-બાપનો તમામ પૈસો મળ્યો. વળી નવરંગીનાં માતા-પિતા પણ સારી મિલકત મૂકી ગયાં હતાં, તેમજ નવરંગી પોતે પણ ઉજ્જડપૂરમાંથી સારૂં નાણું મેળવી લાવ્યો હતો. આથી હવે તેની પાસે લગભગ દશ લાખ રૂપીઆની દોલત થઇ ગઇ, અને તે

દરેક પ્રકારે સુખી થયો. પોતાને થતી આવકમાંથી તેણે સન્માર્ગે ઔદાર્યતાનો ઉપયોગ પણ કરવાનો નિયમ રાખ્યો, અને ખાસ કરીને કેળવણીનાં તથા હુન્નરઉદ્યોગનાં કામોમાં યથાશક્તિ મદદ કરતો રહ્યો.

એજ અરસામાં નવલને પેટે એક સુંદર પુત્ર પ્રસવ્યો અને સુવાવડમાંથી પરવારીને સ્વપુત્રને લઇને તેણી એક દિવસે નવરંગીની પાસે બેસીને આનંદમાં બોલી "પ્રાણનાથ ! ઇશ્વરે હવે આપણને સર્વ પ્રકારે સુખી કર્યાં છે, માટે હવે તો કોઇ પણ ઉપાધિમાં પડવાનું કરતાંજ નહીં."

"તે તારૂં કહેવું ખરૂં છે, પરંતુ જ્યારે શ્રીહરિએ આપણને સર્વ સુખ આપ્યું છે, ત્યારે તે સુખનો ઉપયોગ આળસુપણાંમાં નિરર્થક નહીં ગુમાવતા તેનું સાર્થક કરવાથીજ તે સુખ કાયમ રહેશે. અને તેથીજ હવે મને માત્ર એજ ઉમેદ છે કે, આપણે આપણી જીંદગીનો બાકીનો ભાગ શ્રીહરિની ભક્તિમાં, તેમજ પ્રજા સેવામાં યોગ્યપણે નિર્ગમન કરવો, કે જેથી પરલોકમાં પણ આપણું શ્રેય થાય. પ્રજા સેવામાં પણ આપણું કર્ત્તવ્ય સમજવાનું છે, અને મારે ને તારે બંનેએ તે બજાવવાનું છે. પૈસો કંઇ સાથે આવવાનો નથી, પરંતુ સેવાજ સાથે આવશે."

"તે આપનું કહેવું સત્ય છે પ્રાણનાથ, તો પણ સંતાપજનક કાર્યમાં નહીં પડવું, એ તો ખરૂં કેની ?"

"સંતાપજનક કાર્યમાં નહીં પડવું, એટલે માત્ર એટલુંજ કે અસત્ય, અધર્મ, અયોગ્ય, અને એવાંજ શાસ્ત્ર વિરૂદ્ધનાં કામોથી દુર રહેવું, પરંતુ સદકાર્યોમાં તો ખુશીની સાથે ભાગ લેવોજ. સારાં કામો કરતાં મુશ્કેલી પણ નડે, અને આફતો પણ આવે તો બ્હીવાનું નથી. તુંજ વિચાર કર કે, આપણે બંનેએ લગ્ન કરવાના નેક તથા ટેકને માટે કેટલા કેટલા સંકટો સહન કીધાં છે ! તેમ છતાં આપણો માર્ગ સારો હતો તો ઇશ્વરે આખરે આપણી મનઃકામના પૂર્ણ કરી, અને આપણું સર્વ પ્રકારે શુભજ કર્યું ! તે માટે કોઇ પણ સન્માર્ગમાં આપણી સેવા અર્પણ કરવાને આપણે જરા પણ અચકાવાનુંજ નથી. અને તેમાંજ આપણું જીવન હવે કામે લગાડવાનો આપણો ધર્મ પણ છે. પૈસા ઇશ્વરે આપ્યા છે, તેટલાથી સંતોષ

માનીને તેનો તથા આપણાં તન મનનો સદુપયોગ કરવાનીજ વૃત્તિ મારી છે, અને એક પતિવૃત્તા પત્નિ તરીકે તમારી વૃત્તિ પણ મારી વૃત્તિમાં અર્ધાંગનાં રૂપે મિશ્ર હોવી જોઇએ. આ મારી વાત તમારા મગજમાં ઉતરે છેની ?"

"આપની વાત મારા મગજમાં કેમ નહીં ઉતરે ? આપનો શબ્દેશબ્દ મને મધુર મનાય છે પ્રાણનાથ ! પણ આપના સુધારા સન્માર્ગના છે, તો પણ જૂના વિચારવાળાઓ આપને શા માટે વગોવતા હશે ?"

"એમાં સમજફેર : તેની સાથે મમત પણ માની લેવો. કેટલાક સુધારકો માત્ર મનસ્વિ શાસ્ત્ર વિરૂદ્ધના તથા ફેશનની ફિસિયારીના સુધારા કરે છે, તેથી તેવા સુધારકોએ 'સુધારા'ના નામને નામોશી લગાડી છે, અને તેવાજ ડોળઘાલુ સુધારકોને લીધે સુધારાનું નામ વાયડું કરી નાંખ્યું છે, માટે જૂના વિચારવાળાઓ પ્રથમથીજ 'સુધારા'નું નામ સાંભળતાંજ તિરસ્કાર બતાવે છે, પરંતુ ખરો સુધારો સાબિત કરવા પછી તે જૂના વિચારવાળાઓ પણ તેમાં ભળી જાય છે, અને ખરા સુધારા તેઓ પણ પસંદ કરે છે, એ તો આપણે જોઇ લીધુંની ? આમાંથી સાર સમજવાનો એટલોજ છે કે, સુધારાના નામને શોભા મળે એવીજ સંગીન અને સાચા સુધારા કરવામાં આખરે વિજયજ મળે છે, માટે તેવા કરવાનેજ વૃત્તિ રાખવી જોઇએ, કે જેથી ઇશ્વર સારૂંજ પરિણામ આપે, અને પ્રયાસને પણ સાફલ્યતા મળે."

"પણ ત્યારે ઇશ્વરે પૈસા આપ્યા હોય તો રીતસરનાં મોજ શોખ પણ નહીં કરવા, એમ પણ ખરૂં કે ?"

"રીતસરનાં મોજ શોખ કરવા તે કંઇ ખોટું નથી, પણ કયા મોજ શોખને રીતસરનાં માનવાં, અને કયાને ગેરરીતનાં માનવાં, તે પણ સમજવાની જરૂર છે, અને તે સમજવાને બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે."

"તે પણ ખરૂં છે પ્રાણનાથ, મુખ્ય સાર એજ કે, બનતાં સુધી સાદાઇમાંજ સુખ સમાયલું છે."

"એમ તો છેજ." રજોગુણ કરવાથી અનેક આગલાઓ લાગુ પડવાની ચિંતા રહે છે પરંતુ સાદાઇને તેટલી ચિંતા રહેતી નથી. માટેજ